કેળવણી ખાતા તરફથી પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર થએલો

# હિંદુસ્તાનનો શાળોપયોગી ઇતિહાસ

## ( બ્રિટિશ હિંદની રાજ્યવ્યવસ્થા સાથે )


લેખક—

**કેશવલાલ હિંમતરામ કામદાર, એમ. એ.,**

ઇતિહાસના પ્રોફેસર, કૉલેજ, વડોદરા;

એક વાર કહાનદાસ મંછારામ અને ધીરજલાલ મથુરાદાસ સ્કૉલર.



પ્રકાશક,

કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ, નાણાવટ, સુરત.

૧૯૨૮

આવૃત્તિ ત્રીજી.

કિંમત ૨-૦-૦

પ્રો. કામદારનાં બીજાં પુસ્તકો.

(1) **A Survey of Indian History, 1757-1858.** **Rs. 3.**

(2) **History of India, Political** and **administrative, 1757-1920.** **Rs. 2-8.**

(3) **A History of the Mogul Rule in India, 1526-1761.** **Rs. 3.**

(૪) હિંદની પ્રજાનો ટૂંકો ઇતિહાસ. કિં. તેર આના.



PRINTED BY

DEVIDAS CHHAGANLAL PARIKH AT THE DIAMOND JUBILEE PRINTING PRESS, SALAPOSE ROAD, AHMEDABAD

AND

PUBLISHED BY

BALUBHAI KARSANDAS

OF MESSRS. KARSANDAS NARANDAS & SONS, BOOK-SELLERS AND PUBLISHERS, NANAVAT, SURAT.

પ્રત ૩૧૦૦.

# પહેલી આવૃતિની પ્રસ્તાવના

## લેખક તરફથીઃ-વડોદરા, તા. ૧૧-૧૧-૧૯૨૬.

દરેક વિદ્યાર્થી પોતાના દેશનો ઇતિહાસ પોતાનીજ ભાષામાં વધારે સ્હેલાઇથી વાચી ને સમજી શકે છે ને તે વિષયની પરીક્ષાના સવાલોના જવાબો પણ પોતાનીજ ભાષામાં વધારે સરલતાથી આપી શકે છે. શિક્ષકો પણ માતૃભાષામાં ઇતિહાસ વધારે આકર્ષક કરી શકે છે. ગયા વર્ષથી મુંબઈ યુનિવર્સિટિએ સ્કૂલ લીવિંગ પરીક્ષા માટે તૈયારી કરતા વિદ્યાર્થીઓને ઇતિહાસના સવાલોના જવાબો પોતાની ભાષામાં આપવાની છૂટ આપી છે, એટલે હવે માતૃભાષાદ્વારા ઇતિહાસનું શિક્ષણ રોજરોજ વધારે લોકપ્રિય થતું જશે.

ગુજરાતી ભાષામાં ઐતિહાસિક સાહિત્યની સ્થિતિ ઘણીજ દરિદ્ર છે; તેમાં પણ આપણાજ દેશના ઇતિહાસ ઉપરનાં પાઠ્ય પુસ્તકો તો જવલ્લેજ પાઠ્ય પુસ્તકોની કક્ષામાં આવી શકે, એમ કહેવાથી કોઈને અન્યાય તો નહિ થાય. વસ્તુસ્થિતિ એવી છે કે છેલ્લાં ત્રીસ વર્ષોમાં આપણા ઇતિહાસના દરેક યુગની વાતોમાં ઘણુંજ ક્રાંતિકારક પરિવર્તન થઈ ગયું છે. જુનાં અંગ્રેજી પુસ્તકોનાં ભાષાંતરો રૂપે લખાએલાં પુસ્તકોના વાચનથી વિદ્યાર્થીઓને આપણી પુરાતન, અર્વાચીન ને સાંપ્રત સંસ્કૃતિનો સાચો ખ્યાલ આવવો મુસ્કેલ છે. આ પુસ્તકમાં આપણા સમગ્ર ઇતિહાસનાં બધાં અંગોનું સાહિત્ય તપાસીને વિચારો દર્શાવવામાં આવ્યા છે. ભાષાની શિષ્ટતા પણ પરંપરાપૂર્વક જાળવી લેવામાં આવી છે, જો કે તેની વીગત બાબત આપણા ભાષાપંડિતો પોતે હજુ એકમત થયા નથી.

આ પુસ્તક પૂર્વાપર સંબંધ જાળવીને મેં લખ્યું છે. આપણા ઇતિહાસના વૃત્તાંતોની સંકલના સમજવા પૂરતુંજ વસ્તુ પુસ્તકમાં ગુંથવામાં આવ્યું છે. ઇતિહાસને તદ્દન લુખા સારરૂપે પતાવવામાં વિદ્યાર્થીઓની અભ્યાસક વૃત્તિનો ઉચ્છેદ થાય છે અને શિક્ષકોની મહેનત બહુ વધી

પડે છે. દેખાવે બિનજરૂરી પણ વસ્તુતઃ આવશ્યક હકીકતની ગુંથણી વિદ્યાર્થીઓની સ્મરણશક્તિને ને ગ્રાહક બુદ્ધિને બોજારૂપ નથી થતી એટલુંજ નહિ પણ અગત્યના વૃત્તાંતો સમજવા માટે ઉપકારક થઈ પડે છે અને ઇતિહાસને રસિક, બોધપ્રદ ને ભવ્ય બનાવે છે: ઇતિહાસલેખન પણ એક કલા છે. મુત્સદ્દીઓનાં ને રાજાઓનાં ચારિત્રો, દેશની આર્થિક ને રાજકીય સંસ્થાઓ, મુખ્ય મુખ્ય લડાઈઓનાં કારણો ને પરિણામો, એ બધાંનો સમાવેશ ઇતિહાસના પુસ્તકમાં થવો જોઈએ. આપણે ત્યાં સાર્વભૌમ સત્તા ને રજવાડાંઓનો સંબંધ હમણાં હમણાં ઘણું ધ્યાન ખેંચે છે ને ભવિષ્યમાં તે વિશેષ અગત્યનો થશે. આપણા દેશનો પર રાજ્યો સાથેનો ને તેમાં પણ અફઘાનીસ્તાન સાથેનો સંબંધ તેટલીજ અગત્ય ધરાવે છે. વડી ધારાસભાનું કે મુંબઈની કૉર્પોરેશનનું બંધારણ તેમની અપેક્ષાએ મને તો એકદમ ગૌણ લાગે છે. તેથી જે પુસ્તક એ વિષયોમાં ઉપલકીઉં જ્ઞાન આપે તેને આપણા ઇતિહાસનું પુસ્તક કહી શકાય નહિ. આ પુસ્તકમાં વિદ્યાર્થીને અનુકૂળ પડે તેવી રીતે આ તમામ બાબતોનું લખાણ કરવામાં આવ્યું છે. આપણી રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનું એક નાનું રેખાચિત્ર પણ પુસ્તકને અંતે આપવામાં આવ્યું છે.

આપણા દેશના ઇતિહાસની જે હકીકત આ પુસ્તકમાં રજુ કરવામાં આવી છે તે સંબંધી મારે અહીં કાંઈ લખવું નથી. તેનો ખ્યાલ તે વાચવાથી તુરતજ આવી શકશે; પણ પુરાતન આર્યોના નિવાસસ્થાન વિષે મેં જે કાંઈ લખ્યું છે તે ઉપર મારે થોડાંએક વાક્યો લખવાં પડશે.

વૈદિક આર્યોના નિવાસસ્થાન માટે અનેક મીમાંસાઓ થઈ છે. યૂરોપના પંડિતોમાં પણ એ માટે એકવાક્યતા નથી. આપણને નાનપણથીજ મધ્ય એશિઆની મીમાંસા પરિચિત છે તેથી બીજી મીમાંસાઓ પ્રત્યે આપણો વર્ગ ઉદાસીન રહે છે. લોકમાન્ય ટિળકે ઉત્તર ધ્રુવ પાસેના પ્રદેશને આર્યોની પ્રાચીન ભૂમિ કહી; રાવસાહેબ પાવગીએ પંજાબમાં કહી; Cambridge History of Indiaએ પશ્ચિમ એશિઆમાં કહી; પાર્ગિટરે નેપાળના પ્રદેશમાં કહી; કેટલાએક યૂરોપિઅનોએ મધ્ય એશિ-આમાં કહી: આવી રીતે તુલનાત્મક અભ્યાસ પછી પણ તે વિષે હજુ

એક મત નથી. એ ઉપર હું જ્યારે આ પુસ્તકના લખાણ માટે તૈયારી કરતો હતો ત્યારે મારે પણ એ મીમાંસા-અરણ્યનો અનુભવ લેવો પડ્યો. રોમના કે ગ્રીસના પ્રાચીન ઇતિહાસના કોઈ લેખકે–લિવિએ કે હેરોડો-ટસે–એમ કહ્યું નથી કે તેમના પૂર્વજો મધ્ય એશિઆમાંથી આવ્યા એવી ત્યાં પરંપરા હતી. ટૂંકામાં, આલ્ટિક સમુદ્ર, પશ્ચિમ એશિઆ, પંજાબ અને નેપાળ, એ ચાર દિશાના પ્રદેશો વચ્ચે મેં આપણી પુરાતન પરંપરાનો પ્રદેશ "સપ્તસિંધુ"જ આર્યોના નિવાસસ્થળ તરીકે સ્વીકાર્યો છે અને જો તેથી કેટલાંક મગજોને ક્ષોભ થાય તો તેમણે એટલું તો સમજવું જોઇએ કે તે વિચારો પ્રમાણરહિત નથી. આ વિચાર સંબંધી એકમાન્યતા થવી મુશ્કેલ છે પણ આપણી પરંપરાનો ત્યાગ કરવામાં આપણે આપણી પુરાતન સંસ્કૃતિનેજ અન્યાય કરીએ છીએ.

હિંદુસ્તાનની રાજ્યલક્ષ્મીના બે મોટા શત્રુઓ છે—(૧) ધર્માંધતા (૨) આપણા સમાજની સંકુચિત સ્થિતિ. એ બે આપણે પોતેજ ઉભા કરેલા શત્રુઓ છે: બહારના નથી. મેં આ પુસ્તક રાષ્ટ્રીય દૃષ્ટિથી લખ્યું છે: રાષ્ટ્રીય એટલે આર્યો વિરુદ્ધ અનાર્યો, કે હિંદુઓ વિરુદ્ધ મુસલમાનો, કે હિંદીઓ વિરુદ્ધ અંગ્રેજો, એમ નહિ પણ સમસ્ત હિંદુસ્તાન દેશ વિરુદ્ધ ઘણા પ્રાંતો, અનેક નાતજાતો, અનેક મતમતાંતરો અને વાડાવગડાઓ ને અનેક ભાષાભૂંગળો.

શિક્ષકો ને વિદ્યાર્થીઓ, બંનેની કુતૂહલવૃત્તિ ને શોધકવૃત્તિને ઉત્તેજન મળે તે દૃષ્ટિથી પુસ્તકનું કદ વધશે તેથી ડરી નહિ જતાં ખાસ માર્ગદર્શક પરિશિષ્ટો મેં આપ્યાં છે ને પ્રાચીન ઇતિહાસનાં પરિશિષ્ટો લગભગ તમામ આપણા પ્રાંત વિષેનાં ઇરાદાપૂર્વક રાખ્યાં છે. ઘણાખરા નકશાઓ મેં પોતે સાહિત્ય જોઈ તૈયાર કર્યાં છે.

આપણી સંસ્કૃતિના વિકાસનો ખરો મર્મ સૂચવનારાં ચિત્રો મોટે ભાગે ઇતિહાસનાં પાઠ્ય પુસ્તકોમાં આપવામાં આવતાં નથી. અહીં તે બાબતમાં ખર્ચનો સવાલ આડે આવ્યો છે. આ કૃતિને ઉત્તેજન મળતાં નવી આવૃત્તિમાં વાચકનાં નેત્રો ને કુતૂહલવૃત્તિ બંને તૃપ્ત થાય તેવી ચિત્રસમૃદ્ધિ પુસ્તક સાથે જોડવામાં આવશે.

વિદ્યાર્થીઓને મદદ મળે તે માટે દરેક પ્રકરણને અંતે સાર ને પ્રશ્નો મૂકવામાં આવ્યા છે. માત્ર સાર ને પ્રશ્નોજ કુલ ૫૦૦ પાનાંમાં લગભગ ૧૦૦ પાનાં ભરે છે. તે, ને કેટલોક ભાગ અભ્યાસક્રમની બહાર છે તેનાં પાનાં, બાદ કરતાં, ૩૫૦ પાનાંનું આ પુસ્તક લાંબું કહી શકાય નહિ. નાનું પુસ્તક લખવામાં જે મુશ્કેલીઓ નડે છે તેના કરતાં મોટું પુસ્તક લખવામાં વધારે મુશ્કેલીઓ નડે છે એ વાત સુજ્ઞ વાચક ધ્યાનમાં રાખશે. છેવટે, વાચક પુસ્તકની ત્રુટિઓ તરફ દોષવૃત્તિ ધારણ નહિ કરતાં તેના સમસ્ત પ્રયોજન તરફ દૃષ્ટિ કરશે એવી આશા છે.

પુસ્તક લખવામાં મિત્રો તરફથી ને ખાસ કરીને સાક્ષરરત્ન મુરબ્બી હીરાલાલભાઈ શ્રોફ તરફથી મને જે પ્રોત્સાહન મળ્યું છે તે માટે તેમનો બધાનો હું અહીં ઉપકાર માનું છું.

---

પ્રથમ આવૃત્તિ ઘણા ટૂંક સમયમાં ખપી જવાથી આ બીજી આવૃત્તિ છાપવામાં આવી છે. આ આવૃત્તિમાં ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી કેટલાંક નવાં ચિત્રો ઉમેરવામાં આવ્યાં છે.

આ પુસ્તકને વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ માધ્યમિક શાળાના ઉપલાં ધોરણો માટે તથા મુંબઈ ઇલાકાના કેળવણીખાતાએ પ્રાથમિક, માધ્યમિક તેમજ ટ્રેનિંગ કૉલેજના વર્ગો માટે પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર કર્યું છે. તા. ૧ લી જુન, ૧૯૨૭. **પ્રકાશક.**

---

આ ત્રીજી આવૃત્તિમાં વિદ્યાર્થીઓની સગવડ ખાતર પરિશિષ્ટોને નોંધમાં લઈ લેવામાં આવ્યાં છે અને બ્રિટિશ હિંદની રાજ્યવ્યવસ્થા, જે પહેલાં જુદા પુસ્તકરૂપે પ્રકટ કરવામાં આવી હતી, તે હવે તેજ કારણસર આજ પાઠ્ય પુસ્તક સાથે જોડી દેવામાં આવી છે; છતાં કિંમતમાં ફેરફાર કરવામાં આવ્યો નથી.

**વડોદરા,**
તા. ૪ જુલાઈ, ૧૯૨૮. **કે૦ હિ૦ કામદાર.**

# અનુક્રમણિકા

પાનાં

પાનાં

પાનાં

 

પાનાં

પાનાં



## વિભાગ ૯મો, અંગ્રેજ અમલદારોનો કારભાર અને હિંદમાં રાષ્ટ્રીય ભાવનાનો ઉદય ... ૪૨૨–૪૬૬

---

## બ્રિટિશ હિંદની રાજ્યવ્યવસ્થા

પાનાં

# હિંદુસ્તાનનો શાળોપયોગી ઇતિહાસ

## ઉપોદ્ઘાત

**પુસ્તકનું વસ્તુ**—આપણા દેશના ઇતિહાસનું અવલોકન કરવું એ આ પુસ્તકનું મુખ્ય પ્રયોજન છે. ઇતિહાસ સાથેજ જુદા જુદા સમયમાં આપણી આર્થિક સ્થિતિ તથા રાજકીય સંસ્થાઓનું પણ દિગ્દર્શન કરવામાં આવશે. એવા દિગ્દર્શન સિવાય આપણી પુરાતન, અર્વાચીન અને સાંપ્રત સ્થિતિનું આપણને ખરૂં ભાન થવું અશક્ય છે.

**આપણે શા માટે આપણા દેશનો ઇતિહાસ શીખવો જોઈએ?**—આપણા દેશનો ઇતિહાસ જાણવાની આપણને પૂરી આવશ્યકતા છે. આપણે કોણ હતા, અત્યારે આપણી સ્થિતિ પરાધીન કેમ છે, તે ટાળવા માટે આપણે કેવા ઉપાયો લેવા જોઈએ, તે બધું આપણે આપણી પૂર્વ સ્થિતિ જોયા વિના બરોબર કદિ વિચારી શકીએ નહિ. આપણા દેશના ઇતિહાસમાં જુદા જુદા પ્રાંતોએ ને જુદી જુદી પ્રજાઓએ જુદા જુદા પાઠો ભજવ્યા છે. આર્ય, દ્રાવિડ, ગ્રીક, શક, અફઘાન, તુર્ક, ફિરંગી, ને અંગ્રેજી પ્રજાઓએ આપણા જીવનમાં જુદા જુદા રંગો ભર્યા છે. આપણો દેશ ઘણો વિશાળ છે; તેમાં ઘણા મતભેદ છે. તે બધાંનું એકીકરણ કરવું અને તેની સાથેજ સૌસૌની પરંપરા સાચવવી, એ ભગીરથ પ્રયત્નમાં આપણા ઇતિહાસનું જ્ઞાન આપણને માર્ગદર્શક થઈ પડશે. આપણું ભવિષ્ય આપણાજ હાથમાં છે. તે માટે આપણે કેવો પુરુષાર્થ કરવો જોઈએ તે આપણો જુનો ઇતિહાસ તપાસવામાં આવ્યેજ આપણે સારી રીતે સમજી શકીએ. ખરા ઇતિહાસના જ્ઞાનથી આપણો યુવક વર્ગ સદાચરણી, પરાક્રમી, દેશભક્ત, અને વિશાળ દૃષ્ટિવાળો થશે. આપણાજ વિદ્વાન્ પૂર્વજો કહી ગયા છે કે ઇતિહાસના જ્ઞાનથી પ્રજા પોતાનું કર્તવ્ય સમજી શકે છે, પૈસો મેળવી શકે છે, મનોવાંછના સિદ્ધ કરી શકે છે, અને સ્વતંત્ર થઈ શકે છે.

**ભરતખંડ અથવા ભારતવર્ષ**—આખા હિંદુસ્તાનને પ્રાચીન આર્યો "ભરતખંડ" કહેતા. દુષ્યંત રાજા અને શકુંતલાના પુત્ર ભરત રાજાના નામથી એ નામ આખા ખંડને આપવામાં આવ્યું એમ ઘણાઓ લખી

ગયા છે. સ્કંદ વગેરે પુરાણોમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે ઇક્ષ્વાકુ વંશના રાજા ઋષભના પુત્ર ભરતના નામ ઉપરથી આખા ખંડનું નામ ભરતખંડ કે ભારતવર્ષ પડ્યું. જૈન સાહિત્યમાં આ મતને પુષ્ટિ મળે છે કારણ કે એજ ઋષભ રાજા જૈનોના પહેલા તીર્થંકર થાય.

**હિંદુસ્તાન એટલે ?**—આર્ય લોકો નર્મદાથી ઉત્તર દેશને "આર્યાવર્ત" કહેતા. નર્મદાથી દક્ષિણ દેશને "દક્ષિણાપથ" કહેવામાં આવતો. મુસલમાનો તેને "હિંદુસ્તાન" ને "દખ્ખણ" ના નામથી ઓળખતા. યૂરોપિઅનોના આવ્યા પછી હિંદુસ્તાન ને દખ્ખણ, બંનેને "ઇંડિઆ" અથવા "હિંદુસ્તાન" એ એકજ નામ અપાય છે. કેટલીક વાર હિંદુસ્તાનમાં બ્રહ્મદેશનો પણ સમાવેશ કરવામાં આવે છે. આ પુસ્તકમાં ઉત્તર હિંદ ને દખ્ખણ, એ બંનેનો ઇતિહાસ સમાવવામાં આવ્યો છે.

**હાલનો હિંદુસ્તાન દેશ**—અત્યારે હિંદુસ્તાનમાં ઇંગ્લંડના શાહેનશાહનું રાજ્ય ચાલે છે. કાસ્મીર, હૈદરાબાદ, મૈસુર ને વડોદરા, એ ચાર મોટાં માંડળિક રાજ્યો છે. ગુજરાત, કચ્છ, કાઠિઆવાડ, રજપુતસ્તાન, પંજાબ, મધ્યહિંદ, મહારાષ્ટ્ર ને દખ્ખણમાં નાનાં મોટાં બીજાં ઘણાં માંડળિક રાજ્યો આવેલાં છે. દેશના મોટા ભાગમાં અંગ્રેજી હકુમત ચાલે છે અને બાકીના ભાગમાં માંડળિક રાજાઓ રાજ્ય કરે છે. તે સિવાય પોંદિચેરી, ચંદ્રનગર, યાનામ, માહે ને કારિકલ મુકામે ફ્રેંચોની ને દીવ, દમણ ને ગોવા મુકામે ફિરંગીની આણ ફરે છે. બ્રહ્મદેશ, આંદામાન ટાપુઓ અને એડન પણ હિંદી સરકાર નીચે છે.

**આપણી રાજકીય સીમાઓ**—આપણી ઉત્તરે હિમાલય જેવો ઉંચો ને અભેદ્ય પર્વત આવેલો હોઈ તે દિશાથી આપણે નિર્ભય છીએ. ઉત્તરે નેપાળ, તિબેટ ને ભુતાનનાં રાજ્યો પૈકી તિબેટ ને નેપાળ સ્વતંત્ર છે. ભુતાન માંડળિક રાજ્ય છે. પૂર્વમાં ચીનનો યુનાન પ્રાંત, ફ્રાંસનું સંસ્થાન ઇન્ડોચાઇના, લાઓસ સંસ્થાનો, ને સિઆમ આવેલાં છે. અત્યારે આ દેશોથી કાંઈ ભય નથી પણ ઇન્ડોચાઇના ને સિઆમ પાસે સારાં લશ્કરો છે. વળી ચીનાઓ દિનપ્રતિદિન આગળ વધતા જાય છે એ યાદ રાખવાની જરૂર છે. દક્ષિણે બંગાળાનો ઉપસાગર ને હિંદી મહાસાગર

આવેલા છે. લંકાનો ટાપુ અંગ્રેજોના હાથમાં હોવાથી અત્યારે તે દિશા પણ નિર્ભય છે. પશ્ચિમે કરાંચી સુધી અરબી સમુદ્રનાં મોજાંઓ અથડાય છે. પણ ત્યાંથી તે ઠેઠ વાયવ્ય કોણમાં હિંદુકુશ પર્વત સુધીની સરહદ ઉપર બલુચો ને અફઘાનોની તોફાની ટોળીઓ વસે છે. આ દિશા પહેલેથીજ ભયવાળી ગણાતી આવી છે. બલુચીસ્તાન, વઝીરીસ્તાન, તીરાહ, ને દીર તથા સુવાતના લોકો હમેશાં આપણને ત્રાસ આપતા આવ્યા છે. તેમના ઉપર હિંદી સરકારની આણ તો છે પણ અફઘાનીસ્તાનનો અમીર એ મુલકો ઉપર દૃષ્ટિ કરતો રહ્યો છે. તે સિવાય ઈરાન ને અફઘાનીસ્તાનનાં રાજ્યો ઉપર રશિઆની નજર પણ હરહમેશ હોવાથી વાયવ્ય કોણની પરિસ્થિતિની રાજકીય અગત્ય અત્યારે પૂરેપૂરી ગણી શકાય. કાશ્મીરની ઉત્તરે ચીનાઓ ને રશિઆના રક્ષિત મુસલમાની રાજ્યકર્તાઓ આવેલા છે.

**આપણી ભૌગોલિક પરિસ્થિતિ**—ઉપર તો આપણે આપણી રાજકીય પરિસ્થિતિનું અવલોકન કર્યું. હવે આપણે આપણી ભૂગોળ સમજીએ.

**પર્વતો ને નદીઓ**—ઉત્તરમાં હિંદુકુશ ને હિમાલય, પશ્ચિમે સુલે-માન ને કિરથાર, રજપુતસ્તાનમાં અરવલ્લીનો ડુંગર, ગુજરાતની ઉત્તરે આબુ, બુંદેલખંડના ડુંગરો, વિન્ધ્યાચળ ને સાતપુડા, મહારાષ્ટ્રમાં સહ્યાદ્રિ, મ્હેસુર ને ત્રાવણકોરના ઘાટો, પૂર્વના ઘાટો, ને આસામના ને નીલગિરિના ઊંચા ડુંગરો, એ આપણા મુખ્ય પર્વતો છે. હિમાલય દુનિયામાં સર્વથી ઊંચો પર્વત છે. સિંધુ, સતલજ, ગંગા, જમના તથા બ્રહ્મપુત્રા જેવી ઉત્તર હિંદની મુખ્ય નદીઓનાં મૂળો તે પર્વત ઉપર આવેલાં છે. નૈઋત કોણથી ધસી આવતાં વાદળાંને પોતાની ઊંચાઇથી અટકાવી તે પર્વત આખા હિંદને ચોમાસું આપે છે અને શિયાળામાં તેના ઉપર જામેલો બરફ ઉનાળામાં ઓગળે છે એટલે સિંધુ વગેરે નદીઓમાં પાણીની રેલ આવે છે તેથી ઉત્તર હિંદના ઘણા પ્રદેશોની ખેતીને પુષ્કળ લાભ મળે છે. તેવીજ રીતે મધ્ય હિંદના પર્વતોમાંથી પણ ચંબલ, બેટવા, નર્મદા, તાપી ને મહાનદી, અને પશ્ચિમ ઘાટમાંથી ગોદાવરી, કૃષ્ણા, ભીમા, તુંગભદ્રા અને કાવેરી એ મુખ્ય નદીઓ વહે છે.

**હવામાન**—હિંદુસ્તાનમાં શિયાળો, ઉનાળો ને ચોમાસું એ ત્રણ મુખ્ય અને શિશિર, હેમંત, વસંત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ્ એ છ ઉપ-

ઋતુઓ છે. પણ આપણા દેશમાં ઊંચા પર્વતોની હાર આવેલી હોવાથી શીતળ હવાવાળાં સ્થળો પણ ઘણાં છે; ઉદાહરણમાં, ઉત્તર હિંદમાં કાસ્મીરનો આખો પ્રાંત, સીમલા, મસુરી, નૈનીતાલ, દાર્જિલિંગ, વગેરે; મધ્ય ને પશ્ચિમ હિંદમાં આબુ, પંચમઢી, મહાબળેશ્વર, વગેરે ને દક્ષિણમાં નીલગિરિ. દરિયાકાંઠાના મુલકની હવા પણ સારી છે, જેમકે વેરાવળ, ડુમસ, વગેરે. ચેરાપુંજી આગળ દુનિયામાં સૌથી વધારે વર્ષાદ થાય છે.

**બંદરો**—આપણા પૂર્વ અને પશ્ચિમ કિનારાનાં બંદરો ઘણા કાળથી વેપાર માટે પ્રખ્યાત છે. કાઠિઆવાડમાં વેરાવળ, પોરબંદર, દીવ ને ઘોઘા તથા ભાવનગર; ગુજરાતમાં ખંભાત, ભરૂચ ને સુરત; કોંકણમાં વસઈ, મુંબઈ, ચૌલ, વગેરે; મલબાર તરફ કોચીન, કાલીકટ, વગેરે; પૂર્વમાં નેગાપટ્ટમ્, મદ્રાસ, મસુલિપટ્ટમ્, કલકત્તા, સાતગાંવ, વગેરે; પણ આપણો કિનારો મોટી ગોદીઓ માટે યોગ્ય નથી. અરબો, યૂરોપિઅનો અને ચીનાઓ આ બંદરો ઉપર મોટો વેપાર કરતા આવ્યા છે.

**પાક, ફળ, ફુલ, પશુ**—આપણા દેશમાં ખોરાક માટે દાળ, ઘઉં, ચોખા, વગેરે તમામ અનાજ પુષ્કળ પાકે છે. તે વધે તે માટે ઘટતા ઇલાજો લેવાવા જોઈએ. પ્રાચીન કાળથીજ આપણે કપાસ ઉગાડતા આવ્યા છીએ અને આપણાં વણાટકામ તથા કસબ એક વાર મુલકમશહૂર હતાં. ઊન તથા રેશમનો ઉદ્યોગ પણ આપણે ઘણા વખતથી જાણીએ છીએ. ફળફુલ પણ હિંદુસ્તાનમાં સારાં નીપજે છે. ખેતી તથા મજુરી માટે પશુઓની પણ પુષ્કળ જાતો છે. તે સિવાય, સિંહ, ચિત્તા, વરૂ, વાઘ, વગેરે હિંસક પ્રાણીઓ પણ આપણા દેશમાં જોવામાં આવે છે.

**ભૌગોલિક સ્થિતિનાં પરિણામો**—આપણી આવી ભૌગોલિક સ્થિતિથી આપણો ઇતિહાસ અમુક રીતે ઘડાયો છે. આપણું સામાજિક ને આર્થિક જીવન પણ તેથી અમુક પ્રકારે ઘડાયું છે. યૂરોપિયન વેપારીઓએ પોતાના બળથી દેશમાં રાજ્ય સ્થાપ્યું તે અગાઉ જળમાર્ગે આપણા દેશને કોઈ જાતની બીક નહોતી. ઉત્તરથી હિમાલયની પ્રચંડ દીવાલ આપણું રક્ષણ કરતી આવી છે. પણ પશ્ચિમે ખાઇબર, ગોમલ ને બોલનઘાટેથી ઇરાણીઓ, ગ્રીકો ને મુસલમાનો દેશમાં ઉતરી આવ્યા ને મુસલમાનોએ તો

અહીં કાયમ વાસ કર્યો. આપણી આર્થિક સ્થિતિ સારી હતી તેથી પરદેશીઓ લુટ માટે અગર વેપાર માટે આપણી દોલત ઉપર નજર કરતા આવ્યા છે. આપણને જોઈતો માલ દેશમાં નીપજતો હોવાથી ઠેઠ ગઈ સદી સુધી આપણે આર્થિક બાબતમાં સ્વતંત્ર રહ્યા હતા. હવેજ આપણે પરાધીન બની ગયા છીએ. આપણાં આબોહવાથી આપણા જીવન ઉપર પણ કેટલીક કાયમ અસર થઈ છે. પ્રાચીન કાળથી આપણું જીવન સર્વાંગે પરિપૂર્ણ અને છતાં સરળ રહી શક્યું હતું. વિદ્યા ને ફિલસુફીના વિકાસ માટે આપણો દેશ પૂરતાં સાધનો આપી શકે છે. તેથી આપણી સામાજિક, આર્થિક અને રાજકીય સંસ્થાઓનો વિકાસ આપણે આ આબોહવાને અનુકૂળ આવે તેવી રીતે કરી શક્યા છીએ. પણ માણસજાતનો પુરુષાર્થ આબોહવાનાં સ્થાયી પરિણામને પણ કાળક્રમે ફેરવી શકે છે. આપણે પણ તેમ કર્યું છે તે આગળ ઉપર જણાઈ આવશે.

**હિંદની પ્રજાઓ**—હિંદમાં જુદા જુદા લોકો વસે છે. કાશ્મીર ને પંજાબમાં આર્ય, સંયુક્ત પ્રાંતોમાં આર્ય ને દ્રાવિડ; બંગાળામાં ને ઓરિસ્સામાં આર્ય, દ્રાવિડ અને મોંગલ, ગુજરાત, સિંધ ને રજપુતસ્તાનમાં આર્ય, શક અને દ્રાવિડ, દખ્ખણમાં મુખ્યત્વે દ્રાવિડ, ને આસામમાં મોગલ, એ પ્રકારે માણસનાં શરીરોના ઉપર વિચાર કરનારાઓ હિંદની પ્રજાઓના ભાગ પાડે છે. તે સિવાય અરબો, યૂરોપિઅનો, પારસીઓ ને યાહુદીઓ પણ અહીં વસે છે. મુસલમાનોનો મોટો ભાગ પ્રથમ હિંદુ હતો. કેટલાક ગ્રીકો પણ આગળ અહીં વસી ગયા છે. હિંદી સમાજનું જીવન ઘણું સુધરેલું છે પણ દેશના કેટલાક ભાગોમાં હજુ પણ જંગલી લોકો વસે છે. આસામના આબોરો ને નાગો, મધ્ય પ્રાંતના ગોંડો ને મારીઓ, ઓરિસ્સાના જુઆંગો, ને કંધો, ગુજરાતના ભીલો ને કોળીઓ, મદ્રાસ તરફના પુલીઅરો, મુંદવરો, ને ડાકુઓ એ, આ વિભાગમાં આવી જાય છે. તેઓ ઘણા પુરાતન વખતથી આજ સ્થિતિમાં રહેતા આવ્યા છે પણ હમણાં તેઓ સુધરતા જાય છે. તેમની ભાષાઓ પણ તદ્દન સાદી અને થોડાજ શબ્દોવાળી છે.

દખ્ખણમાં દ્રાવિડ વિભાગનું જોર હોવાથી ભાષાનું મૂળ પણ દ્રાવિડ છે. મદ્રાસ તરફ તામિલ, તેલંગણ તરફ તેલુગુ, મલબાર તરફ મલયલમ્,

ને કાનડામાં કાનડી ભાષાઓ બોલાય છે. ઉત્તર હિંદની ભાષાઓ સાથે તેમનો બહુ સંબંધ નથી. ઉત્તર હિંદની ઘણી ભાષાઓ સંસ્કૃતની શાખાઓ રૂપે કહી શકાય. તેમાં બંગાળી, ગુજરાતી, મરાઠી, ને હિંદુસ્તાની, એ મુખ્ય ભાષાઓ છે. ઉર્દૂ ભાષા પણ ઉત્તર હિંદમાં બોલાય છે. તે હિંદુસ્તાની ને ફારસી તથા અરબીનું સંમિશ્રણ છે. ઉત્તર હિંદમાં મુસલમાની રાજ્ય ઘણાં વર્ષો સુધી ચાલ્યું તેથી ફારસી ને અરબી શબ્દો આ બધી ભાષાઓમાં મોટી સંખ્યામાં આવી ગયા છે. ધર્મની દૃષ્ટિએ આપણા દેશમાં લોકોનો મોટો ભાગ હિંદુઓનો છે. મુસલમાનો સાત કરોડની સંખ્યામાં છે. તે સિવાય બૌદ્ધો, જૈનો, યાહુદીઓ, ખ્રિસ્તીઓ અને પારસીઓ પણ વસે છે.

**આપણા ઇતિહાસનાં સાધનો**—આપણા ઇતિહાસનાં સાધનો દિનપ્રતિદિન વધતાં જાય છે. વૈદિક સાહિત્ય, ઉપનિષદો, રામાયણ ને મહાભારત, અને પુરાણો, એ હિંદુઓના પ્રાચીન ઇતિહાસની ને તેમની સંસ્કૃતિની સાક્ષી પૂરે છે. બૌદ્ધો અને જૈનોનું સાહિત્ય પણ એજ દિશામાં ઉપયોગી થઈ પડે છે. પણ નંદ રાજાઓના સમય સુધીનો ઇતિહાસ તારીખવાર મળતો નથી. ખરી રીતે તે આર્ય સંસ્કૃતિનો ઇતિહાસ છે; આર્યોની રાજકીય પરિસ્થિતિનો નહિ. ત્યાર પછી મુસલમાનો આવ્યા ત્યાં સુધીના ઇતિહાસ માટે બૌદ્ધ, અર્ધમાગધી ને સંસ્કૃત સાહિત્યના ગ્રંથો, તામ્રપત્રો, તાલપત્રો, શિલાલેખો, મંદિરો, સ્તૂપો, વિહારો, ગુફાઓ, સિક્કાઓ, ગ્રીક અને ચીની મુસાફરોનાં લખાણો, એ મુખ્ય સાધનો છે. મુસલમાનોનો ઇતિહાસ તે વખતના લેખકોનાં લખાણોમાંથી મળી આવે છે. મુસલમાનો તે દિશામાં ઘણું સારૂં કાર્ય કરી ગયા છે. કેટલાક સુલતાનો ને પાદશાહો તો પોતે પોતાની આત્મકથાઓ મૂકી ગયા છે. તેમના વખતમાં પરદેશી મુસાફરો આવતા. તેમનાં લખાણો વિશેષ ઉપયોગી થઈ પડે છે. સોળમા સૈકાથી યૂરોપથી એલચીઓ, મુસાફરો ને વેપારીઓ અહીં આવવા લાગ્યા. ત્યાર પછી મરાઠી ઇતિહાસનાં સાધનો માટે અત્યારે ઘણું મોટું સાહિત્ય ઉભું થઈ શક્યું છે. બ્રિટિશ અમલ માટેનું સાહિત્ય તો સૌથી વધારે વિસ્તારવાળું છે. છેલ્લાં વીસ વર્ષોમાં આપણા દેશના ઇતિહાસનો દરેક ભાગ તદ્દન બદલાઇ ગયો છે અને તેથી જુનાં

પુસ્તકો ઉપરથી લખાએલો ઇતિહાસ હવે ખરી રીતે ખોટો કહી શકાય. આ પુસ્તકમાં બધી નવી સામગ્રીનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

**આપણા ઇતિહાસના ખરા અભ્યાસથી નીકળતા કેટલાક મુદ્દાઓ**—આપણો ખરો ઇતિહાસ શરૂ કરીએ તે અગાઉ આપણાં ઐતિહાસિક સાધનોનો યોગ્ય ઉપયોગ કરતાં જે ખરા મુદ્દાઓ મલી આવે છે તે અહીં ટૂંકમાં રજુ કર્યા છેઃ—(૧) આપણા સુધારાનું આપણે ઘણું સારૂં રક્ષણ કરી શકયા છીએ. બીજા દેશોની જુની સંસ્કૃતિ નાશ પામી છે ત્યારે આપણી સંસ્કૃતિ હજુ મોજુદ છે. (૨) આપણે બીજી પ્રજાઓની સંસ્કૃતિને આપણા જીવનમાં ઓતપ્રોત કરી શકયા છીએ. (૩) આપણે આપણી સ્વતંત્રતા હજુ સાચવી શકયા છીએ. દુનિયાની એક પણ પ્રજા એવી નથી કે જે પરદેશીઓના હાથમાં ન ગઈ હોય. પણ હિંદમાં પરદેશીઓ દાખલ થયા કે તુરતજ હિંદીઓ થઈ ગયા. દેશમાં રહીનેજ તેઓએ રાજ્ય કરવા માંડયું. માત્ર ૧૫૦ વર્ષો થયાંજ આપણું તંત્ર પરદેશથી એટલે હિંદ બહારના દેશથી ચાલે છે. (૪) આપણે એક-ચક્રી રાજ્ય નીચે રહેવા હમેશાં ઉમંગ બતાવ્યો છે છતાં આપણે આપણું પ્રાંતિક ને સામાજિક વ્યક્તિત્વ કાયમ રાખી શકયા છીએ. (૫) હિંદુ લોકો ધર્મના ઝનુની નથી. (૬) આપણા દેશમાં ઘણા પ્રકારની રાજ્ય-વ્યવસ્થાઓ થઈ ચૂકી છે. એકજ જાતનું આપણે રાજ્ય ભોગવ્યું નથી. (૭) પરાક્રમ, કળા, સાહિત્ય, ફિલસુફી, સમાજની વ્યવસ્થા, વગેરે દરેક બાબતમાં હિંદની પ્રજાઓએ પોતાથી બનતું કરી બતાવ્યું છે. (૮) આ બધા મુદ્દાઓમાં એક બહુ અગત્યનો મુદ્દો એ છે કે આપણો પ્રાચીન ઇતિહાસ ઉજ્જવળ છે તો ભવિષ્ય એથી પણ વધારે ઉજ્જવળ થશે. માત્ર દેશકાળને યોગ્ય પુરુષાર્થની જરૂર છે. અલબત, આપણા ઐતિહાસિક જીવનમાં ઘણી ત્રુટિઓ પણ હશે, અનેક નાતજાતના ભેદો, રાષ્ટ્રપ્રેમની ખામી, સ્વાર્થ, વ્હેમ, વગેરે. પણ તે ત્રુટિઓથી આપણે નિરાશ થવાનું નથી.

**હિંદુસ્તાનના ઇતિહાસના વિભાગો**—આપણા દેશના ઇતિહાસના વિભાગો નીચે પ્રમાણે પાડી શકાય છે. (૧) ઘણાજ પ્રાચીન

કાળથી ઇ. સ. પૂર્વે ૩૨૩ સુધી. આ કાળ આર્ય સંસ્કૃતિનો ને વૈદિક આચારો તથા વિચારોનો કાળ હતો. ( ૨ ) ઇ. સ. પૂર્વે ૩૨૩થી ઇ. સ. ૬૪૭ સુધી. આ બીજા કાળમાં બૌદ્ધો ને જૈનો આગળ આવ્યા અને મૌર્ય, ગુપ્ત અને હર્ષ રાજાનાં સામ્રાજ્યોથી આર્યાવર્તના લોકો પ્રસિદ્ધ થયા. જૈન અને બૌદ્ધ ધર્મો પણ આર્ય ધર્મનાં રૂપાંતર હતા તેથી આ કાળ આર્ય સંસ્કૃતિની પરાકાષ્ઠાનો કાળ કહી શકાય. ( ૩ ) ઇ. સ. ૬૪૭થી ઇ. સ. ૧૨૦૬ સુધી. આ વિભાગમાં નાનાં મોટાં ક્ષત્રિય કુળો ને રાજ્યો ઇતિહાસની રંગભૂમિ ઉપર આવે છે. બૌદ્ધ મત ધીમે ધીમે નાશ પામે છે અને અત્યારના હિંદુ ધર્મનો ઉદય થાય છે. પશ્ચિમ તરફથી મુસલમાનો સિંધ ને પંજાબ ઉપર આ વખતે ધસી આવ્યા. ( ૪ ) ઇ. સ. ૧૨૦૬થી ઇ. સ. ૧૫૬૫ સુધી. આ વખતમાં મુસલમાનો ને હિંદુઓ સત્તા માટે પરસ્પર લડે છે. મુસલમાનો ધીમે ધીમે હિંદુઓને હફાવે છે ને અકબરના વખતમાં જ્યારે મોગલાઈ કાયમ સ્થપાય છે ત્યારે આપણો ઇતિહાસ જુદા યુગમાં પ્રવેશ કરે છે. ( ૫ ) ઇ. સ. ૧૫૬૫થી ઇ. સ. ૧૭૦૭ સુધી. આ વિભાગમાં ઉત્તર હિંદમાં હિંદુ સંસ્કૃતિનું ને મોગલાઇનું સંમિશ્રણ થાય છે, મોગલ શહેનશાહો રજપુતો સાથે મિત્રતા કરી આખા હિંદમાં દિગ્વિજય કરે છે પણ ઔરંગઝેબના અમલમાં આ નીતિ તજી દેવાય છે. ( ૬ ) ઇ. સ. ૧૬૪૬ થી ઇ. સ. ૧૮૧૮ સુધી. આ વિભાગમાં મહારાષ્ટ્રની સત્તા ઉદય ને અસ્ત પામે છે; તે સાથેજ મોગલાઈ ડૂબી જાય છે ને બ્રિટિશ સત્તા સ્થપાય છે. (૭) યૂરોપીય વિભાગમાં ફિરંગીઓ વગેરેનો ઇતિહાસ આવશે. (૮) અંગ્રેજી વિભાગમાં ઇ. સ. ૧૭૫૭થી ઇ. સ. ૧૮૫૮ સુધીનો કાળ ચર્ચવામાં આવશે. તે વખતમાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ દેશમાં પોતાની સત્તા જમાવે છે. ઈ. સ. ૧૮૫૮માં સિપાઈઓના બળવાથી કંપનિની સત્તા નાશ પામે છે અને ઈંગ્લંડના તાજ ઉપર હિંદના વહિવટની બધી જવાબદારી આવી પડે છે. (૯) નવમા વિભાગમાં આપણો ઇ. સ. ૧૮૫૮થી તે ઠેઠ ઇ.સ. ૧૯૧૯ સુધીનો ઇતિહાસ વિચારવામાં આવશે. આ વખત દરમ્યાન દેશનું રાજ્યતંત્ર અંગ્રેજો ચલાવે છે અને તે માટે તેઓ બ્રિટિશ પાર્લમેંટને

ને બ્રિટિશ લોકોને જવાબદાર રહે છે. (૧૦) છેલ્લા વિભાગમાં ૧૯૧૯થી અત્યાર સુધીના બનાવોનું ટૂંકું વર્ણન આપવામાં આવશે. જવાબદાર રાજ્યતંત્ર આપણે ભોગવતા થઈએ તે હેતુથી આપણા વહિવટમાં કેટલાએક અગત્યના સુધારાઓ કરવામાં આવ્યા તે આ વિભાગના ઇતિહાસનું મુખ્ય લક્ષણ છે.

# વિભાગ ૧લો

# આર્ય સંસ્કૃતિ

## પ્રકરણ ૧લું

### ઘણો જુનો હિંદુસ્તાન દેશ.

ભૂસ્તરવિદ્યા પ્રમાણે કલ્પના પણ ન આવી શકે એટલાં વર્ષો અગાઉ હિંદુસ્તાનની ભૌગોલિક સ્થિતિ જુદા પ્રકારની હતી. આપણી ઉત્તર દિશા તો અત્યારના જેવીજ હતી. પણ અત્યારના રજપુતસ્તાનની જમીન ઉપર એક વાર સમુદ્ર હતો. ગંગા ને જમના નદીઓ તે વેળા બહુ નાની હતી ને બિહાર, બંગાળા તથા બુંદેલખંડ ઉપર પણ એક નાના સમુદ્રનું પાણી રમી રહ્યું હતું. ઘણોખરો દખ્ખણનો ભાગ આવી રીતે ઉત્તર હિંદથી તદ્દન વિખુટો હતો ને તે ઑસ્ટ્રેલિઆ ને આફ્રિકા સાથે જમીનથી જોડાએલો હતો. પૃથ્વીની આ સપાટી ઉપર ધીમે ધીમે જીવંત સ્થિતિ ઉત્પન્ન થવા લાગી. ઘણા યુગોના યુગો પછી ચલંત પ્રાણીનો દેખાવ થયો. પછી મનુષ્યે દેખાવ દીધો. એ વિદ્યાના પારંગત શાસ્ત્રીઓ એમ કહે છે કે હિંદુસ્તાનના ઉત્તર ભાગમાં આવી દશા માટે સંયોગો અનુકૂળ હતા ને સિવાલિકના ટેકરાઓ ઉપર ચૈતન્યનો પહેલો વિકાસ થયો એમ ત્યાં જડતી પ્રાચીન વસ્તુઓના પૃથક્કરણથી જણાઈ આવે છે. સિવાલિકનાં પ્રાથમિક મનુષ્યો પહેલાં તો જંગલી હતાં પણ ધીમે ધીમે તેઓ સંસ્કારી બન્યાં, ને પત્થરનો ને પછી ધાતુઓનો ઉપયોગ કરતાં શીખ્યાં. એક વાર તેઓ ચોતરફ નિર્વાહ માટે ભટકતાં; પણ પછી એક સ્થળે રહી ખેતી

કરતાં થયાં ને ધીમે ધીમે ભાષા, ધર્મ, વગેરે ઉપયોગી સંસ્થાઓ તેઓએ ઉભી કરી. એ લોકો પ્રાચીન આર્યોના પૂર્વજો. ધીમે ધીમે તેમનું જીવન બહુ સંસ્કારી થયું. અનેક યુગો વીત્યા પછી તેમના વંશજોમાંથી કેટલાએક દ્રષ્ટાઓ અને કવિઓ થયા. એ વૈદિક આર્યો.

હિંદુઓ એમ માને છે કે ઋષિઓએ પ્રેરણાથી બધા મંત્રોનો ઉચ્ચાર કર્યો. તેથી તેઓ વેદોને "શ્રુતિ" કહે છે. આ મંત્રો હજુ પણ વૈદિક બ્રાહ્મણો ઉચ્ચારે છે.

# પ્રકરણ બીજું
## વૈદિક આર્યો

**ઋગ્વેદ**—હિંદુઓ વેદને અપૌરુષેય ગણે છે, એટલે કે કોઈ લેખકે તેના મંત્રો લખ્યા નથી પણ તે મંત્રો બોલવા ઋષિઓ પ્રેરાએલા. પહેલા વેદ ઋગ્વેદનાં સૂક્તોની સંખ્યા ૧૦૧૭ જેટલી છે ને તે ૧૦ મંડળોમાં વહેંચી નાંખવામાં આવ્યાં છે. દરેક સૂક્તમાં મંત્રો આવેલા છે. તેમની સંખ્યા ૧૦૫૮૦ જેટલી છે. દરેક મંત્રના દ્રષ્ટા ઋષિનું નામ પણ મંત્ર સાથે આપવામાં આવ્યું છે. એ મંત્રોનું સાહિત્ય દિવ્ય* છે કારણ કે તેમાં ઇન્દ્ર, પૃથ્વી, દ્યૌસ્, વરુણ, ઉષસ્, અશ્વિન્, સૂર્ય, સોમ, યમ, નદી, અગ્નિ, વાયુ, વગેરેની સ્તુતિઓ કરવામાં આવી છે. ઇન્દ્ર એટલે વર્ષાદનો દેવ, દ્યૌસ્ એટલે આકાશ: ઉષસ્ એટલે પૂર્વમાં પ્રભાત પહેલાંનો દેખાવ, સોમ એટલે હિમાલયના મૂજવંત પર્વત ઉપર ઉગતા છોડમાંથી બનાવેલો તીખો, ખાટો અને ઉત્તેજક રસ. એ સિવાય વિષ્ણુ ને રુદ્રની પણ સ્તુતિઓ કરવામાં આવી છે.

**ઋષિઓની જન્મભૂમિ "સપ્તસિંધુ":**—લોકમાન્ય ટિળક ખગોળને આધારે વેદના ઋષિઓની જન્મભૂમિ ઉત્તર ધ્રુવ પાસે હોવી જોઈએ એમ કહી ગયા છે. કેટલાએકો પ્રાચીન આર્યોના નિવાસને માટે

---

* They adored Nature not indeed in her perishable forms but in those immortal principles, which vivify and sustain her. P. 3 in *Ancient India,* by Clarisse Badetr.

માન્યતા એવી છે કે ઋગ્વેદના મંત્રોનો ઉચ્ચાર હિંદુસ્તાનમાંજ થએલો. આ માન્યતા હવે કબૂલ થવી જોઈએ. ઋગ્વેદના મંત્રોનો પહેલો ઉચ્ચાર અથવા તો તેમની પહેલી ભાવના, ટૂંકામાં આપણા પૂર્વજોનું મૂળ નિવાસસ્થાન "સપ્તસિંધુ"થી જાણીતા થએલા પ્રદેશમાં હતું. એ "સપ્તસિંધુ" એટલે ગંગા, જમના, સરસ્વતી, શુતુદ્રી (સતલજ), રાવી, ઇરાવતી અથવા પરુષ્ણી, ચિનાબ અથવા ચંદ્રભાગા કે અસિક્ની અને સિંધુ નદી વચ્ચેનો પ્રદેશ. તે નદીઓમાં સરસ્વતી એ સૌથી પવિત્ર નદી ગણાતી, કારણ કે ત્યાંજ પહેલાં ચેતન્યની ઉત્પત્તિ થઈ. હિંદુ લોકો સરસ્વતી નદી પાસેના દેશને બ્રહ્માવર્ત અથવા દેવભૂમિ તરીકે હજુ પણ પૂજ્ય ગણે છે.

**વેદોનો કાળ**—ઋગ્વેદમાં પણ ઘણા પ્રાચીન કાળનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. બધા મંત્રો એકજ સમયમાં ઉચ્ચારવામાં આવ્યા નહોતા તેથી ઋચાઓના કાળની અમુક તિથિ તો કદિ કહી શકાય નહિ. ભૂસ્તરવિદ્યા, ખગોળવિદ્યા, ભાષાશાસ્ત્ર, ઈરાન વગેરે દેશોનો પ્રાચીન ઇતિહાસ, એ બધાંનો મુકાબલે અભ્યાસ કર્યા પછી ઋગ્વેદના મંત્રોનો ઉચ્ચાર ઘણાજ પ્રાચીન વખતમાં થયો હતો એમ કહી શકાય. વિદ્વાનોમાં તેના કાળ માટે ઘણો મતભેદ છે. પણ ઇ. સ. પૂર્વે ૫,૦૦૦ વર્ષોનો કાળ આપણે અહીં મૂકીએ તો તે જરાય અતિશયોક્તિ તો નહિ કહેવાય.

**દેવો, અસુરો, રાક્ષસો, દસ્યુઓ**—વૈદિક આર્યો જે ક્રિયાઓ અને ધર્મને માનતા તે બીજા આર્યો ન માનતા. આ વિરોધ સપ્તસિંધુમાંજ ઉભો થયો. જેઓ વિરુદ્ધ પડ્યા તેમને જૂનો પક્ષ "અસુરો, દસ્યુઓ, રાક્ષસો," એ નામથી ઓળખવા લાગ્યા. તેમાંના કેટલાએક સુધરેલા નહોતા. તેઓ બીજા આર્યોથી પાછળ રહી ગયા. બંને પક્ષો વચ્ચે ભયંકર યુદ્ધો થયાં. તેમાં દિવોદાસ રાજાએ કરેલું યુદ્ધ વેદમાં જાણીતું થઈ ગયું છે. કેટલાએક હારેલા આર્યો સપ્તસિંધુનો પ્રદેશ ખાલી કરી ગયા ને પશ્ચિમે ઇરાનમાં જઈ વસ્યા. જે લોકો ઇરાનમાં ગયા તેમનામાં વખત જતાં મહાત્મા ઝરથૂસ્ત્રે સુધારો કરી નવો મત ફેલાવ્યો. આ આર્યો હાલના પારસીઓના પૂર્વજો થાય. વૈદિક આર્યો પછીના હિંદુઓ જ્યારે પોતાના શત્રુઓ સામે લડતા ત્યારે તેઓ પોતાના પૂર્વજો માફક તેમને પણ અસુર,

રાક્ષસ, દાસ, વગેરે નામોથી સંબોધતાં શીખ્યા.

**પણિકો ને આર્ય સંસ્થાનો**—સપ્તસિંધુના આર્યો સુધરેલા હોવાથી તેમનામાં જેઓ વેપાર કરતા તેમને પણિક અથવા વણિકનું નામ આપવામાં આવ્યું. આ લોકો સાહસિક હતા. તેઓએ દેશાવરમાં આર્ય સંસ્થાનો સ્થાપ્યાં. આ લોકો ફિનિશ્યનના નામથી પંકાયા. આર્ય સંસ્થાનિકોએ મેસર (ઈજિપ્ત), બાબિલોનિઆ, ઈરાક, ને પૂર્વ રશિઆમાં પણ આર્ય સંસ્કૃતિ ફેલાવી. એશિઆ માઈનોરમાં ઇ. સ. પૂર્વે ૧૪૦૦ ના વખતનો એક કરાર હમણાં મળી આવ્યો છે તેમાં મિત્ર, વરુણ, ઇન્દ્ર ને નાસત્ય કે અશ્વિન્, એ આર્યોના દેવોનાં નામો જોવામાં આવે છે. આ લેખ ઉપરની હકીકતને પુષ્ટિ આપે છે.

**સામવેદ, યજુર્વેદ, અથર્વવેદ, બ્રાહ્મણો, ઉપનિષદો, સ્મૃતિઓ**—વેદો ચાર છે. ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, ને અથર્વવેદ. **સામવેદના** મંત્રો છંદમાં ગાઈ શકાય છે. યજ્ઞ કરનાર "અધ્વર્યુ"ના ઉપયોગ માટે મંત્રોની સંહિતા **યજુર્વેદ** કહેવાય છે. **અથર્વવેદમાં** શત્રુઓ, મિત્રો, રોગો વગેરે માટે મંત્રો આપવામાં આવ્યા છે. યજ્ઞ વગેરે ક્રિયાઓમાં મંત્રોનો ઉપયોગ કેમ કરવો એ ઉપર ચર્ચા કરતા સાહિત્યને **બ્રાહ્મણો** કહેવામાં આવે છે. **કૃષ્ણ યજુર્વેદમાં** મંત્રો ને બ્રાહ્મણભાગ, બંને આવી જાય છે. **શુક્લ યજુર્વેદમાં** તેમને જુદા જુદા ચર્ચવામાં આવ્યા છે. "**બ્રાહ્મણો**"ના કેટલાક ભાગોનો પાઠ માત્ર અરણ્યો કે આશ્રમોમાંજ થઈ શકે એવો હોવાથી તેમને **આરણ્યકો** કહેવામાં આવે છે. તેમની અંદરજ મુખ્ય **ઉપનિષદોને** રાખવામાં આવ્યાં છે. આ ઉપનિષદોમાં આત્મા ને શરીરનો પરસ્પર સંબંધ, મોક્ષ, ઈશ્વર, વગેરેની ફિલસુફી ચર્ચવામાં આવી છે. યજ્ઞ કરવા માટે જે શિક્ષાઓ ટૂંકા રૂપમાં સૂત્રરૂપે લખવામાં આવી તેને "**શ્રૌતસૂત્રો**" કહેવામાં આવ્યાં, જેવાં કે **આશ્વલાયન**, વગેરે. ગૃહસ્થના ધર્મો જેમાં કહેવામાં આવ્યા છે તેને **ગૃહ્યસૂત્રો** કહે છે, જેવાં કે **આપસ્તંબ**, વગેરે. **ધર્મસૂત્રો** કે **સ્મૃતિઓમાં** ચાર વર્ણના ધર્મ, રાજા ને પ્રજાના પરસ્પર વ્યવહારો, પ્રાયશ્ચિત્ત વગેરેની ચર્ચા કરવામાં આવી છે. મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, નારદસ્મૃતિ, પારાશરસ્મૃતિ,

એ મુખ્ય સ્મૃતિઓ છે. સ્મૃતિના લખનારાઓના શિષ્યોએ સ્મૃતિઓ યાદ રાખી તેથી તે સાહિત્ય **સ્મૃતિ** કહેવાય છે.

**છ વેદાંગો**—વૈદિક સાહિત્ય સમજવા છ મુખ્ય બાબતો જાણવી જોઈએ:—(૧) **શિક્ષા** એટલે ઉચ્ચાર વગેરેનું શાસ્ત્ર. (૨) **છંદ** એટલે મંત્રોના રાગો વગેરેનું શાસ્ત્ર. (૩) **વ્યાકરણ.** (૪) **નિરુક્ત** એટલે વૈદિક શબ્દોનું નિર્વચન કરનાર શાસ્ત્ર. (૫) **જ્યોતિષ્** એટલે ખગોળશાસ્ત્ર. (૬) **કલ્પ** એટલે ક્રિયાકાંડનું સાહિત્ય. નિરુક્ત ઉપર યાસ્કમુનિએ, છંદો ઉપર પિંગલાચાર્યે, ને જ્યોતિષ્ ઉપર ગર્ગાચાર્યે પ્રમાણભૂત ગ્રંથો લખ્યા છે.

**પુરાણો**—બ્રાહ્મણોએ ધર્મના રક્ષણ ને વ્યવહાર માટે વૈદિક સાહિત્ય ઉભું કર્યું. તેજ વખતે આર્ય પ્રજાનો ઇતિહાસ પણ વધતો જતો હતો. તે ઇતિહાસની વાતો જાળવવા જે આર્યો બહાર પડ્યા તેને "સૂતો" કહેવામાં આવતા. તેઓએ પ્રજાના ઇતિહાસને **"પુરાણો"**માં ગુંથ્યો. પાછળથી આ પુરાણોમાં ધર્મની બાબતો પણ મૂકવામાં આવી. પુરાણો અઢાર છે. તેમાં **વાયુ, મત્સ્ય, બ્રહ્માંડ, અગ્નિ, ભવિષ્યત્, ભાગવત, સ્કંદ, ને માર્કંડેય,** એ મુખ્ય પુરાણો કહી શકાય. તેમાંના કેટલાંક ઘણાં જુનાં છે ને કેટલાંએક ઠેઠ ઇ. સ.ના નવમા સૈકામાં લખાયાં હતાં. પુરાણોની બધી વાતો કલ્પિત નથી તે ધ્યાનમાં રહેવું જોઈએ.

**ઉપાંગો ને ઉપવેદ**—આર્ય વિદ્વાનો **ધર્મશાસ્ત્ર, પુરાણો, મીમાંસા** ને **ન્યાયને ઉપાંગ** કહે છે ને **આયુર્વેદ** અથવા **વૈદ્યકશાસ્ત્ર, ધનુર્વેદ** અથવા શસ્ત્રવિદ્યા, **ગંધર્વવેદ** અથવા સંગીતશાસ્ત્ર ને **અર્થશાસ્ત્ર,** એ ચારને **ઉપવેદ** કહે છે.

**છ દર્શનો**—આર્યોની તમામ ફિલસુફી મુખ્યત્વે છ દર્શનોમાં આવી જાય છે. (૧) **ન્યાયદર્શન**ના મુખ્ય આચાર્ય ગૌતમ મુનિના મત પ્રમાણે પદાર્થના ખરા જ્ઞાનથી નિઃશ્રેયસ્ કે મોક્ષની પ્રાપ્તિ થાય છે. (૨) **વૈશેષિક દર્શન**ના મુખ્ય મુનિ કણાદ આચાર્ય છે. તે લગભગ ન્યાયદર્શનને મળતું છે. (૩) **સાંખ્યદર્શન** પ્રમાણે પ્રકૃતિ ને પુરુષ એ બેના સંયોગથી આ

જગતના પ્રપંચો ચાલે છે ને તે બંને વચ્ચેના ભેદના વિવેકથી મોક્ષ મળી શકે છે. કપિલ મુનિ આ મતના મુખ્ય આચાર્ય છે. (૪) **યોગદર્શન**ના મુખ્ય આચાર્ય પતંજલિના મત પ્રમાણે યોગદ્વારા ઈશ્વર મળી શકે છે. (૫) જૈમિનિના મતને **પૂર્વમીમાંસા** કે **કર્મમીમાંસા**નું દર્શન કહે છે. તે વેદને સ્વતઃપ્રમાણ ગણે છે ને એમ માને છે કે વૈદિક ક્રિયાઓ કરવાથી ખરી ફલસિદ્ધિ થાય છે. (૬) બાદરાયણના કરેલા ચાર અધ્યાયોમાં **ઉત્તરમીમાંસા** અથવા છઠ્ઠું દર્શન સમજાવવામાં આવ્યું છે. બ્રહ્મજ માત્ર સત્ય છે, જીવાત્મા બ્રહ્મનો અંશ છે ને જગત્ બ્રહ્મનું પરિણામ છે એમ આ દર્શનનો મત છે.

**મહાભારત ને રામાયણ**—આ બધા સાહિત્ય સિવાય **મહાભારત** ને **રામાયણ** એ બે આર્ય મહાકાવ્યો છે.*

આ તમામ સાહિત્ય સેંકડો વર્ષોની મુદ્દતમાં આર્યો તૈયાર કરી શક્યા. આ વખતમાં તેઓ સરસ્વતી નદીની પૂર્વ દિશામાં વસતા જતા હતા ને ઉત્તર હિંદ ને દખ્ખણની વચ્ચે સમુદ્ર પૂરાઈ જવાથી તેઓ ગુજરાત, મધ્ય હિંદ, વગેરે પ્રદેશોમાં પણ જઈ ચડ્યા હતા.

**ગોત્ર, શાખા**—વેદોનું અધ્યયન પુરાતન કાળમાં આશ્રમોમાં ગુરુઓના આગળ મુખપાઠ કરવામાં આવતું એટલે ગુરુ પ્રમાણે શાખાઓ ઉત્પન્ન થઈ ને તેથી ઉચ્ચારની ચર્ચા કરતા **પ્રતિશાખ્ય** સાહિત્યની ઉત્પત્તિ થઈ. ઇ. સ. ૧૨૦૦ સુધી બ્રાહ્મણો, ક્ષત્રિયો ને વૈશ્યો પણ પોતાનાં ગોત્રો, શાખાઓ ને પ્રવરો જણાવતા. જે કુળમાં જન્મ થયો હોય તે ગોત્ર કહેવાતું. જે શાખા પ્રમાણે વેદોનો અભ્યાસ થતો તે શાખા નામ આગળ મૂકવામાં આવતી. ગોત્રના મુખ્ય પુરુષોનાં નામો ઉપરથી **પ્રવર** મૂકવામાં આવતું.

---

*આ બધું સાહિત્ય ખાસ ધાર્મિક છે તેથી તેમાં ઝાઝી ઐતિહાસિક હકીકત આપણને મળી શકે નહિ, એ સ્વાભાવિક છે. તે ઉપરથી તર્કવિતર્ક કરવામાં ઘણી ભૂલ સમાએલી છે; દાખલા તરીકે વેદમાં બિલાડીનો ઉલ્લેખ ન હોય તો તે ઉપરથી ઉત્તર હિંદમાં તે વેળા આ પ્રાણી હતુંજ નહિ એમ માનવું જોઈએ નહિ.

**વેદોની ઉપયોગિતા**—ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદના વાચનથી આપણને તે વખતની સામાજિક, ધાર્મિક, ને આર્થિક સ્થિતિનું જ્ઞાન મળે છે અને જુની સંસ્કૃત ભાષાના જ્ઞાનથી ભાષાશાસ્ત્રના વિકાસનો પણ આપણને સારો ખ્યાલ મળી શકે છે.

**વૈદિક સંસ્કૃતિ**—ઋગ્વેદમાં આર્યો પાંચ ટોળીઓમાં વ્હેંચાઈ ગયા હોય એમ જણાવવામાં આવ્યું છે. રાજાઓ મહેલોમાં રહેતા. શહેરો ને ગામડાંઓ કોટ કિલ્લાઓથી રક્ષિત હતાં. રાજાઓ ગુલામો પણ રાખતા. લોકો મોતી ને જવાહીરનો પણ વેપાર કરતા. ગામડાંઓ ને શહેરો વચ્ચે રસ્તાઓ તૈયાર કરવામાં આવતા. **નેમઋષિ** જેવા કેટલાક આર્યો તે વખતે પણ યજ્ઞ વગેરેમાં માનતા નહિ. દિવોદાસ્ રાજાના પૌત્ર સુદાસે જ્યારે પોતાના શત્રુઓને પરુશ્ણી નદી ઉપર હરાવ્યા ત્યારે લગભગ ૬૬,૦૦૦ શત્રુઓ યુદ્ધમાં મરાયા એવો પણ એક ઉલ્લેખ છે. વૈદિક આર્યો ખેતી ને વેપાર કરતા. દરેક ધાતુનું તેઓ સારૂં જ્ઞાન ધરાવતા. કુટુંબમાં બધાંને મુખ્ય માણસની આજ્ઞાને વશ રહેવું પડતું. તે ઘરમાં અગ્નિ રાખતો ને હોમ કરતો. યુદ્ધમાં, ઘોડા, રથ, તીર, ભાલાં, તરવાર ને કુહાડાનો ઉપયોગ કરવામાં આવતો. વેદના **મંત્રદ્રષ્ટાઓમાં** લોપામુદ્રા ને **શચી** જેવી ભણેલી સ્ત્રીઓ, ને વૈશ્યો પણ જોવામાં આવે છે. લોકો અમુકજ દેવને ન માનતા. ઈશ્વરમાં તેમને પૂરી શ્રદ્ધા હતી. આત્મા, ઈશ્વર, વગેરેની ફીલસુફી વૈદિક **ઋષિઓ** સારી રીતે સમજતા. વૈદિક આર્યો **સંસ્થાનિકો** હતા તે આપણે ઉપર જોઈ ગયા છીએ. વહાણ બાંધવાનો હુન્નર તેઓ સારી રીતે જાણતા. લોકો મુખ્યત્વે ગામડાંઓમાં રહેતા. આર્યોનો વર્ણાશ્રમધર્મ વૈદિક સંસ્કૃતિ ઉપરજ રચાએલો હતો. મંત્રોના દ્રષ્ટા ઋષિઓ આશ્રમોમાં રહેતા. પરસ્પર લગ્નો માટે તે વખતે બાધ આવતો નહિ. આર્યો જુદા જુદા ધંધાઓ કરી શકતા. **પુરોહિત** ગૃહધર્મ કરાવતો. વૈદિક આર્યોએ રાજ્યકારભારના વિષયમાં પણ સારી પ્રગતિ કરી હતી. રાજ્યના તમામ ઉમરલાયક **વિશ્** કે લોકોની **સમિતિ** મળતી. તેની **પરિષદ્** કે બેઠક **રાજાને**, ને કારભાર કરવા (Council) **સભાને** ચુંટતી. રાજા ધર્મ પ્રમાણે રાજ્ય કરવાનું વચન આપતો. પ્રાચીન આર્યો જુગાર ને શરતો પણ ખેલતા

ઘોડા ને રથની શરતોમાં તેઓ બહુ કાબેલ હતા. તેઓ ( નિષ્ક ) સિક્કા પણ વાપરતા. વ્યાજ, કરાર, વગેરે આર્થિક બાબતો તેમને પરિચિત હતી. પ્રાચીન આર્યો માંસાહારી હતા પણ 'ગાય' ને તેઓ પહેલેથીજ પવિત્ર કે "અઘ્ન્ય" માનતા. યજ્ઞમાં બળદ, બકરા, વગેરેનું બલિદાન અપાતું. એક ઠેકાણે માણસના બલિદાનનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વૈદિક આર્યો સોમ ને સુરા પીતા ને સોમ પીનારાઓમાં મંત્રદ્રષ્ટા થવાની અજબ શક્તિ આવતી. નૃત્ય ને સંગીત, એ લલિત કળાઓમાં પણ તેઓ પ્રવીણ હતા. મુડદાંઓને દાટવામાં અથવા બાળવામાં આવતાં. એ વખતની સંસ્કૃતિ વખતે પણ કેવા ઉચ્ચ વિચારો આપણા પૂર્વજો કરી શકતા તે નોંધમાં આપેલા મંત્રોના ભાષાંતર ઉપરથી એકદમ સ્પષ્ટ થઈ શકશે.

**ખોદકામ**—વૈદિક સંસ્કૃતિ કેવી હતી તે આપણે ઉપર જોઈ ગયા. બ્રાહ્મણોએ ઉભા કરેલા સાહિત્યનો ને સૂતોએ યાદ રાખેલી વંશાવળીઓની પુરાણોમાં થએલી ગુંથણીનો પણ આપણે ઉપર ઉલ્લેખ કરી ગયા છીએ. હિંદના ઘણા ભાગોમાં જુના પત્થરનાં ને ધાતુનાં હથીઆરો મળી આવ્યાં છે. પંજાબમાં હરાપ્પા આગળ ને સિંધમાં સક્કર આગળ છ હજાર વર્ષોની જુની મુદ્રાઓ ને બીજી ઘણી વસ્તુઓ મળી આવી છે. આ બધી હકીકતો આપણી પુરાતન સંસ્કૃતિ સાબીત કરે છે.

**સાર**—જુનું હિંદ જુદુંજ હતું. રજપુતસ્તાનમાં ને તેની પૂર્વે પાણી હતું. દખ્ખણ, આફ્રિકા ને ઑસ્ટ્રેલિઆ સાથે જોડાએલું હતું. ઉત્તર હિંદમાં અનેક યુગોના યુગો વીત્યા પછી સરસ્વતી નદીના કાંઠા ઉપર સંસ્કૃતિની ઉત્પત્તિ થઈ.

હિંદુઓ ચાર વેદોને માને છે. વેદોના મંત્રોનો સાક્ષાત્કાર પ્રાચીન ઋષિઓને સપ્તસિંધુના પ્રદેશમાં થયો હતો. કેટલાક અભ્યાસને પરિણામે તે કાળ ઇ. સ. પૂર્વે ૫૦૦૦ વર્ષોનો હશે એમ જણાય છે. જે આર્યો વિરુદ્ધ પડ્યા તેઓ "દાસ," "રાક્ષસ," "અસુર," કહેવાયા. જે આર્યો વેપાર કરતા તેમણે હિંદ બહાર સંસ્થાનો વસાવ્યાં. ધીમે ધીમે આર્યોએ, બ્રાહ્મણો, ઉપનિષદો, આરણ્યકો, સ્મૃતિઓ, સૂત્રો, વેદાંગો, ને ઉપવેદનું સાહિત્ય તૈયાર કર્યું.

વૈદિક આર્યો ખેતી, વેપાર, વૈદ્યક, રાજ્યવ્યવસ્થા, લડાઈ કરવાની કળા, વગેરે સારી રીતે જાણતા; તેઓ મોટા ફિલસુફો હતા.

**પ્રશ્નો**—(૧) "સપ્તસિંધુ," ચાર વેદો, ને વેદાંગ વિષે શું જાણો છો? (૨) વૈદિક સાહિત્યમાં કેવી જાતની સંસ્કૃતિ માલુમ પડે છે?

---

નોંધઃ—**ઋગ્વેદના દસમા મંડલનું ૧૨૧મું સૂક્ત (ભાષાંતર).**

૧ શરૂઆતમાં હિરણ્યગર્ભ થયા. જન્મ પછી તરતજ બધા પદાર્થોના તે એકલા પતિ થયા. આ પૃથ્વી અને આકાશ તેમણે સ્થાપ્યાં. જેમને હવિ આપવાનો છે તે આ દેવ કોણ?

૨ જેઓ પ્રાણ આપે છે, જેઓ બળ આપે છે, જેમની આજ્ઞા તેજસ્વી દેવો માને છે, જેમની છાયા અમૃત છે, જેમની છાયા મૃત્યુ છે, જેમને હવિ આપવાનો છે તે આ દેવ કોણ?

૩ જેઓ પોતાની શક્તિથી દુનિયાના બધા પદાર્થોના રાજા થયા, જેઓ મનુષ્ય અને પશુના ઉપર રાજ્ય કરે છે અને જેમને હવિ આપવાનો છે તે આ દેવ કોણ?

૪ જેમના પ્રતાપથી આ બરફવાળા પર્વતો થયા; તેઓ કહે છે કે સમુદ્ર અને દૂર આવેલી નદી ('રસા' નામની) પણ થયાં; આ દિશાઓ જેમના બે હાથ છે અને જેમને હવિ આપવાનો છે તે આ દેવ કોણ?

૫ જેમના દ્વારા આ ઉગ્ર અને દૃઢ આકાશ અને પૃથ્વી સ્થિર થયાં, જેમણે સ્વર્ગને અને સૂર્યને બરોબર સ્થાપ્યાં છે, જેઓ અંતરિક્ષમાં હવા અને જળનું માપ કરે છે અને જેમને હવિ આપવાનો છે એવા આ દેવ કોણ?

૬ મનમાં કંપતાં પૃથ્વી અને આકાશ મદદ માટે જેમના ઉપર આધાર રાખે છે, જેમને લીધે ઉગેલો સૂર્ય પ્રકાશે છે અને જેમને હવિ આપવાનો છે એવા આ દેવ કોણ?

૭ ગર્ભને ધારણ કરીને જ્યારે જળ બધે પ્રસરી રહ્યું અને અગ્નિને ઉત્પન્ન કર્યો ત્યારે તેમાંથી દેવોનો પ્રાણ નીકળ્યો. જેમને હવિ આપવાનો છે એવા આ દેવ કોણ?

૮ બલવાન્ હિરણ્યગર્ભને ધારણ કરનાર અને યજ્ઞને ઉત્પન્ન કરનાર જળને પણ પોતાના પ્રભાવ વડે જેમણે જોયું—જે બધા દેવોમાં મોટા દેવ છે અને જેમને હવિ આપવાનો છે એવા આ દેવ કોણ?

# પ્રકરણ ૩જું

## પુરાતન ઇતિહાસ ને વર્ણાશ્રમધર્મ

હવે વૈદિક સાહિત્ય, મહાભારત ને રામાયણ, ને પુરાણોના પુરાવાઓ ઉપર આપણા હજારો વર્ષોના ઇતિહાસનું ટૂંકું ચિત્ર માત્ર થોડાજ શબ્દોમાં આપણે નીચે જોઈએ.

**ચાર યુગો**—આર્ય ગણત્રી મુજબ કુરુક્ષેત્રની લડાઈ અગાઉ ત્રણ યુગો થઈ ગયા (૧) સત્યયુગ કે કૃતયુગ (૨) ત્રેતાયુગ (૩) દ્વાપરયુગ. કુરુક્ષેત્રના યુદ્ધ પછી ચોથો ને હાલ ચાલતો કલિયુગ. આ યુગો અગાઉ

---

૯ જે પૃથ્વીને ઉત્પન્ન કરનાર છે, જે આકાશને ઉત્પન્ન કરનાર છે, જે સત્યધર્મવાળા છે તે અમારી હિંસા ન કરે! જેમણે તેજસ્વી પુષ્કળ જળ ઉત્પન્ન કર્યું અને જેમને હવિ આપવાનો છે એવા આ દેવ કોણ?

૧૦ હે પ્રજાપતિ! તમારા વિના બીજો કોઈ આ વિશ્વના સર્વ પદાર્થોને પહોંચી વળતો નથી. તમને અમે આહુતિ આપીએ અને અમારી બધી કામનાઓ પરિપૂર્ણ થાઓ! અમે ધનપતિ થઈએ!

**ઋગ્વેદના દસમા મંડલના ૧૨૯મા સૂક્તના ચાર મંત્રો (ભાષાંતર).**

૧. તે સમયે (સૃષ્ટિની પહેલાં) અસત્ નહોતું, સત નહોતું, રજસ્ (=હવા) નહોતું, પેલી પાર આવેલું આકાશ નહોતું. તેમાં શું હતું? ક્યાં? કોના રક્ષણમાં? ત્યાં ગંભીર અને ગહન જળ હતું?

૨. ત્યાં મૃત્યુ નહોતું. અમૃત નહોતું. તે એક વસ્તુ પોતાની સત્તાથી પવન વગર શ્વાસ લેતી હતી—જીવતી હતી. તેના વિના બીજી એક પણ વસ્તુ પેલી પાર નહોતી.

× × × × ×

૬. ખરેખરૂં કોણ જાણે છે? તે ક્યાંથી ઉત્પન્ન થયું અને સૃષ્ટિ ક્યાંથી થઈ એ કોણ કહી શકશે? આ જગત્‌ની સૃષ્ટિ પછીજ દેવો આવ્યા છે. તેથી તે ક્યાંથી આવ્યું તે કોણ જાણી શકે?

૭. જે ઊંચે આકાશમાં રહે છે અને જે આ જગત્‌નો અધ્યક્ષ છે તેજ ખરેખર જાણે છે કે આ સૃષ્ટિ ક્યાંથી થઈ; ભલે પછી એણે સ્થાપી હોય કે ન સ્થાપી હોય; અને જો એમ ન હોય તો તે જાણતોજ નથી.

સપ્તસિંધુની દક્ષિણના ને પૂર્વના સમુદ્રો ધરતીકંપથી કે બીજા કોઈ કારણોથી પૂરાઈ ગયા એટલે આર્ય પ્રજાએ ઉત્તર હિંદમાં ચોતરફ ફરી વળીને ત્યાં પોતાનાં રાજ્યો સ્થાપ્યાં.

**કેટલાંક પ્રાચીન આર્ય રાજ્યો**—વૈદિક સાહિત્ય, મહાભારત ને રામાયણ, પુરાણો, વગેરેના આધાર ઉપરથી આપણે નીચે પ્રમાણે જુના કાળનાં રાજ્યોનો ઇતિહાસ આપીએ તો ખોટું ન કહેવાય, કારણ કે એ વૃત્તાંતો હજુ પણ હિંદુઓના જીવનમાં અગત્યનો પાઠ ભજવે છે. તેમની માન્યતા પ્રમાણે એ બનાવો કુરુક્ષેત્રના યુદ્ધ અગાઉ થઇ ગયા.

**અયોધ્યાનો સૂર્યવંશ**—ઇક્ષ્વાકુ રાજાએ અયોધ્યામાં સૂર્યવંશ સ્થાપ્યો. તેમાં કકુત્સ્થ, પ્રસેનજિત, માન્ધાતા, ત્રિશંકુ, સત્યવાદી રાજા હરિશ્ચન્દ્ર, સગર, ભગીરથ, દિલીપ, રઘુ રાજા, અજ રાજા, દશરથ, શ્રી રામચંદ્ર, ને કુશ, એ મુખ્ય થઈ ગયા. માન્ધાતા, સગર, દિલીપ ને અજ રાજા, એમણે મોટું સામ્રાજ્ય સ્થાપ્યું હતું. શ્રી રામચંદ્ર એ રામાયણના નાયક. હિંદુઓ તેમને વિષ્ણુનો અવતાર માને છે. તેમના પછી કોશલ કે અયોધ્યાના રાજાઓ નબળા થઈ ગયા.

**વિદેહના રાજાઓ**—આ વંશનો મુખ્ય સ્થાપક નિમિરાજા હતો ને તેની રાજધાની મિથિલામાં હતી. દશરથ રાજાનો વેવાઈ જનક રાજા આ વંશનો હતો.

**આનર્ત ( ગુજરાત )**—આર્યોએ ગુજરાત જઈ કુશસ્થલી અથવા દ્વારિકામાં રાજ્ય સ્થાપ્યું પણ તેઓ પાછળથી સ્થાનિક શત્રુઓ આગળ હારી ગયા.

**પંજાબના આર્યો**—પંજાબના આર્યોએ ત્યાં જુદાં જુદાં રાજ્યો સ્થાપ્યાં; દાખલા તરીકે, કૈકેયો, સૌવીરો, અંબસ્થો, યૌધેયો, ગાંધારો, મદ્રકો, વગેરે લોકોનાં રાજ્યો.

**વૈશાલી**—નેપાળની તળેટીમાં વૈશાલી પાસે પણ આર્યોએ રાજ્ય સ્થાપ્યું હતું.

**ચંદ્રવંશ**—પ્રતિષ્ઠાન અથવા પ્રયાગ કે અલ્લાહાબાદમાં ચંદ્રવંશી રાજાઓ થઈ ગયા. તેમાં મુખ્ય પુરુષો રાજા પુરૂરવા ને તેનો પુત્ર આયુસ,

હતા. આ વંશે કનોજ, કાશી, પંજાબ, આનર્ત અથવા ગુજરાત, માળવા, ને ઉત્કલ કે ઓરિસ્સામાં રાજ્યો સ્થાપ્યાં. યયાતિ સમ્રાટ્ રાજા આ વંશમાં થઈ ગયો.

**હૈહયો**—હૈહય નામના આર્યોએ અવંતિ કે માળવાની દક્ષિણે મોટું રાજ્ય સ્થાપ્યું. તેમની રાજધાની નર્મદા ઉપર આવેલ માંધાતા ગામ આગળ માહિષ્મતી નગરીમાં હતી. તેઓએ કાશી ને અયોધ્યાના રાજાઓને તાબે કર્યા હતા. હૈહય રાજા કાર્તવીર્યે નર્મદાના ભાર્ગવ બ્રાહ્મણોને ત્રાસ આપ્યો ને તેના પુત્ર સહસ્રાર્જુને ભૃગુઋષિ જમદગ્નિને મારી નાંખ્યો. તેથી જમદગ્નિના પુત્ર શ્રી પરશુરામે હૈહયોનો પરાજય કર્યો. આ પરશુરામના વિજયે એકવીસ વાર પૃથ્વી ક્ષત્રિય વગરની કરી એમ હિંદુઓ માને છે. તેઓ પરશુરામને વિષ્ણુનો અવતાર ગણે છે. હૈહયોનો સૂર્યવંશી રાજા સગરે પરાજય કર્યો.

**પૌરવો**—પૌરવ વંશમાં દુષ્યંત ને તેનો પુત્ર ભરત ચક્રવર્તી, કુરુ, પ્રતીપ, શંતનુ, ભીષ્મ, પાંડુ રાજા, પાંચ પાંડવો તથા સો કૌરવો પ્રખ્યાત થઈ ગયા. પૌરવ રાજાની રાજધાનીઓ હસ્તિનાપુર, અહિચ્છત્ર ને કાંપિલ્યમાં હતી.

**યાદવો**—પહેલાં યાદવો મથુરા, ચંબલ નદી, બેટવા નદી ને આબુ આગળ, ને કાઠિઆવાડમાં ફેલાઈ ગયા. ચિત્રરથ, અંધક, વૃષ્ણિ, ઉગ્રસેન, વસુદેવ, બળભદ્ર, શ્રી કૃષ્ણ, સાંબ, વગેરે વિખ્યાત રાજાઓ થઈ ગયા.

**પ્રસિદ્ધ બ્રાહ્મણો**—એ વખતનાં પ્રસિદ્ધ બ્રાહ્મણ ગોત્રોમાં વાસિષ્ઠો, ભાર્ગવો ને આંગીરસો, એ મુખ્ય હતાં. એ ગોત્રોમાં જન્મેલા બ્રાહ્મણોમાં વસિષ્ટ, ચ્યવન, જમદગ્નિ, ગર્ગ, ને કણ્વ મુખ્ય ઋષિઓ તરીકે હજુ પ્રખ્યાત છે. તે સિવાય વિશ્વામિત્ર રાજર્ષિ ને બ્રહ્મર્ષિ થઈ ગયા. બૃહસ્પતિ ને શુક્રાચાર્ય દેવોના ને અસુરોના અનુક્રમે ગુરુઓ હતા. જનક જેવા કેટલાક રાજાઓ પણ વેદવિદ્યામાં કુશળ હતા.

**આ વખતના આર્યો**—ઉપરની હકીકતથી આપણે જોઈ શકીએ છીએ કે મહાભારત અને રામાયણની વાતો ગ્રંથરૂપે તૈયાર કરવામાં આવી

તે અગાઉ આર્યો પંજાબ, કાશ્મીર, સંયુક્ત પ્રાંતો, હિમાલયની તળેટી, બિહાર (મગધ), માળવા, ગુજરાત ને બરાડના થોડા ભાગમાં પ્રસરી ગયા હતા. કાંપિલ્ય, મિથિલા, અયોધ્યા, કૌશાંબી, કાશી, એ નગરીઓનાં નામો આ કાળના સાહિત્યમાં જોવામાં આવે છે. એ વખતના મોટા રાજાઓ અશ્વમેધ યજ્ઞ કરતા. ક્ષત્રિયો, બ્રાહ્મણો ને વૈશ્યો વેદોનો અભ્યાસ કરતા. કુરુપાંચાલના દેશને ઘણોજ સંસ્કૃત માનવામાં આવતો. સરસ્વતી નદી આ કાળમાં લગભગ સુકાઈ ગઈ હતી અને પંજાબ અથવા પંચનદનો ને સિંધુની પેલી પારનો પ્રદેશ ઝાઝું મહત્ત્વ ધરાવતો નહોતો. પણ આર્યો બંગાળા (અંગદેશ), આંધ્રદેશ (ઓરિસ્સા) ને દ્રાવિડદેશ સાથે પરિચિત થતા હતા. ઉત્તર ગુજરાત ને કાઠિઆવાડમાં તેમનું જોર સાધારણ હતું.

**વર્ણાશ્રમધર્મ**—આ વખતના આર્ય સમાજમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર, એ ચાર જાતિઓનો ભેદ વધારે ને વધારે સ્વીકારાતો ગયો. લગ્નસંબંધમાં પણ સમાજ વિશેષ વ્યવસ્થા ઉપર આવતો ગયો; વર્ણાંતરલગ્ન માટે ખાસ બાધ નહોતો. મુખ્યત્વે બ્રાહ્મણો ને ક્ષત્રિયોજ સમાજના આગેવાનો ગણાતા. કેટલાક બ્રાહ્મણો પુરોહિતપણું કરતા. કેટલાએક રાજકારણમાં ને સમાજની ચળવળોમાં ભાગ લેતા. સ્ત્રીઓ સ્વતંત્ર નહોતી, પણ તેઓ ગુલામી દશામાં તો હતીજ નહિ. તેઓ સ્ત્રીજાતિના ઉદ્યોગોમાં પ્રવીણ હતી ને કેટલીએક સ્ત્રીઓ ભણેલી પણ હતી. એ વખતના આર્યો ખેતીમાં લગભગ અત્યારના જેટલાજ પાકો તૈયાર કરતા હતા. વૈશ્યો જુદા જુદા ધંધાઓ કરતા. ત્રણેય વર્ગો ને ખાસ કરીને બ્રાહ્મણો ને ક્ષત્રિયો, ચાર આશ્રમો પાળતા (૧) બ્રહ્મચર્યાશ્રમ (૨) ગૃહસ્થાશ્રમ (૩) વાનપ્રસ્થાશ્રમ (૪) સંન્યસ્તાશ્રમ. રાજાઓ પણ આ આશ્રમો વિધિસર પાળતા. વેપારીઓનાં મંડળો હતાં ને મંડળના મુખીને શ્રેષ્ઠી કહેવામાં આવતો. તે વખતમાં (કૃષ્ણલ ને શતમાન નામે) સિક્કાઓનો ઉલ્લેખ જોવામાં આવે છે. જ્યોતિષ્ ને વૈદ્યકમાં પણ આર્યોએ સારી પ્રગતિ કરી હતી.

**રાજ્યવ્યવસ્થા**—આ વખતના આર્ય રાજાઓની ગાદી વંશપરંપરા થતી જતી હોય એમ જણાય છે પણ નવો રાજા ગાદીએ આવતો ત્યારે

**સમિતિ** ને **સભા**ની પરવાનગી લેવામાં આવતી ને રાજા ગાદી ઉપર બેસતો ત્યારે રાજસૂય યજ્ઞ કરવામાં આવતો. રાજાના દરબારમાં અમુક જણાં મુખ્ય "રત્નો" ગણાતાં, જેમકે **પુરોહિત, રાજન્યો** અથવા મુખ્ય અમીરો, **સૂત** અથવા રાજભાટ, **મહિષી** અથવા રાજાની રાણી, **સેનાની** અથવા લશ્કરનો વડો, **અધ્યમશી** અથવા ન્યાયાધીશ; **ગ્રામણી** અથવા ગામનો મુખી, **સંગ્રહીતૃ** અથવા ત્રિજુરીનો અમલદાર, ને **સ્થપતિ** અથવા સુબો. જુલમી ને નાલાયક રાજાઓ પદભ્રષ્ટ થતા. રાજા ને તેની સમિતિ કે સભાના સભ્યો ન્યાય આપતા. સજા કરવામાં જ્ઞાતિભેદ ખાસ ધ્યાનમાં રાખવામાં આવતો. આરોપીઓને નિર્દોષતા સાબીત કરવા ઘણી વાર અગ્નિ કે પાણીમાં કસોટીએ ચડવાની છૂટ આપવામાં આવતી. "જનપદ" અથવા આખા રાજ્યની વસતિ પણ કોઈ વાર રાજાને પદભ્રષ્ટ કરતી.

**ધર્મભાવના**—આર્યો હજુ યજ્ઞમાં માનતા. જંગલોમાં બ્રાહ્મણો ને સંન્યાસીઓ આશ્રમો કરી રહેતા. આ આશ્રમોમાં ને રાજાઓના દરબારોમાં ધર્મની ચર્ચાઓ ને અભ્યાસો થતાં. વિદ્યાર્થીઓ આશ્રમોમાં રહી અભ્યાસ કરતા.

**સાર**—પ્રાચીન હિંદુઓએ પોતાના ઇતિહાસને ચાર યુગોમાં વ્હેંચી નાંખ્યો છે. પાંડવકૌરવોના યુદ્ધથી કલિયુગ શરૂ થયો. પ્રાચીન આર્ય રાજ્યોમાં સૂર્યવંશ ને ચંદ્રવંશના રાજાઓ પ્રસિદ્ધ થઈ ગયા. તેઓએ આખા ઉત્તર હિંદમાં આર્ય સંસ્કૃતિ ફેલાવી.

એ વખતમાં આર્યોમાં વર્ણાશ્રમધર્મ પળાતો. રાજાની ગાદી વંશપરંપરા ચાલતી. પણ કારભાર પ્રજાનાં વૃદ્ધ માણસોની સલાહ ઉપર ચાલતો. ન્યાય આપવામાં જ્ઞાતિભેદ ખાસ પળાતો.

**પ્રશ્નો**—(૧) યુગો એટલે શું? હિંદના કયા કયા ભાગોમાં આર્યોએ કેવાં રાજ્યો સ્થાપ્યાં? (૨) સૂર્યવંશ ને ચંદ્રવંશના કેટલાક નામાંકિત રાજાઓનાં નામ આપો. (૩) એ વખતના આર્યોની સંસ્કૃતિનું વિવેચન કરો. (૪) નીચેની બાબતો ઉપર ટૂંકી નોંધ લખોઃ—શુક્રાચાર્ય; બૃહસ્પતિ, વાસિષ્ઠો; હૈહયો.

# પ્રકરણ ૪થું

## વાલ્મીકિ રામાયણ

હવે આપણે રામાયણની કથા તપાસીએ. કોશલ દેશમાં અયોધ્યા નગરીના રાજા દશરથને મોટી રાણી કૌશલ્યાથી રામચંદ્ર, સુમિત્રાથી લક્ષ્મણ ને શત્રુઘ્ન, અને કૈકેયીથી ભરત, એમ ચાર પુત્રો હતા. નાનપણમાં ચારે પુત્રોને યોગ્ય શિક્ષણ આપવામાં આવ્યું ને વિશ્વામિત્ર ઋષિના આશ્રમનું મોટા પુત્ર શ્રી રામચંદ્રે બચપણમાંજ દાનવોથી રક્ષણ કર્યું. તે ઋષિ શ્રી રામચંદ્રને વિદેહદેશના રાજા જનકના દરબારમાં લઈ ગયા અને ત્યાં સ્વયંવરના મંડપમાં શ્રી રામચંદ્રે શિવના ધનુષ્યને "શેરડીના સાંઠાની માફક" (**ईक्षुभंजं बभंज,** મહાવીરચરિત) ભાંગી નાંખ્યું તેથી જનકરાજાએ પુત્રી સીતાને તેમની સાથે પરણાવી. પછી દશરથ રાજાએ પ્રજાની સંમતિથી યુવરાજ રામચંદ્રને ગાદી આપવા નિશ્ચય કર્યો. બધી તૈયારીઓ થઈ ગઈ હતી ને સવારે યુવરાજનો અભિષેક થવાનો હતો તેટલામાં આગલી રાત્રે નીચ મંથરાની હલકી શીખવણીથી રાણી કૈકેયીએ વૃદ્ધ રાજા દશરથ પાસે પોતે આગળ આપેલાં બે વરદાન આપવા માંગણી કરી. દશરથે હા પાડી એટલે કૈકેયીએ માંગ્યું કે પહેલા વરદાનથી યુવરાજ રામચંદ્ર ચૌદ વર્ષ વનમાં જાય અને બીજા વરદાનથી પોતાનો પુત્ર ભરત અયોધ્યાની ગાદીએ આવે. સવારે રામચંદ્રે આ આજ્ઞાઓ માન્ય કરી. દશરથ રાજા લાચાર બન્યા. રામચંદ્ર, તેમનાં ધર્મપત્ની સતી સીતા, ને નાનો ભાઇ લક્ષ્મણ, એ ત્રણેય વનવાસ ભોગવવા અયોધ્યા નગરીથી બહાર નીકળી થોડા વખત માટે ચિત્રકૂટ પર્વત ઉપર રહ્યા. દરમ્યાન દશરથ રાજાએ પુત્રવિયોગના દુ:ખે સ્વર્ગવાસ કર્યો. ભરતે રામના નામે અયોધ્યામાં રાજ્ય કરવા માંડ્યું. રામ, સીતા ને લક્ષ્મણ દક્ષિણ તરફ ચાલતાં થયાં. રસ્તામાં દાનવોનો બંને ભાઇઓએ નાશ કર્યો અને ઘણા ઋષિઓને બચાવ્યા. આ રાક્ષસો તે આર્યોના શત્રુઓ હતા. તેમણે લંકાના સમર્થ રાજા રાવણની મદદ હતી. એક વાર જ્યારે ત્રણેય જણાં ગોદાવરી નદી આગળ દંડકારણ્યમાં પંચવટીમાં રહેતાં હતાં ત્યારે બંને ભાઇઓની ગેરહાજરીમાં રાવણે કપટથી

યતિના વેષે સીતાનું હરણ કર્યું. રામ ને લક્ષ્મણ એ વખત પર્ણકુટીમાં નહોતા. પાછા આવતાં બંને ભાઈઓને સીતાના હરણની ખબર પડી. તેઓ ઘણું દુ:ખ પામ્યા ને બધે ઠેકાણે શોધ કરવા લાગ્યા. પણ સીતાનો ક્યાંય પત્તો મળ્યો નહિ. હવે લંકા જઈ રાવણનો પરાજય કરી સીતાદેવીને ઘેર લાવવા સિવાય બીજો ઉપાય નહોતો. પછી તેઓ દખ્ખણમાં હંપી પાસે કિષ્કિંધા-નગરીમાં આવ્યા. ત્યાં રામચંદ્રે રાજા સુગ્રીવની સાથે મિત્રતા કરી. સુગ્રીવનો ભાઈ વાલી રામચંદ્રથી માર્યો ગયો. સુગ્રીવ ગાદીએ આવ્યો. એજ વખતે બીજી મદદ પણ મળતી ગઈ. હનુમાન્ ને જાંબુવાન્ જેવા ઘણા પરાક્રમી, બુદ્ધિશાળી અને એકવચની મિત્રો ત્યાં મળ્યા. તે બધાની મદદથી રામે રામેશ્વર આગળ સેતુ કે પૂલ બાંધી લંકા જઈ તે નગરીને ઘેરો ઘાલ્યો. રાવણ, તેનો ભાઈ કુંભકર્ણ, પુત્ર ઇંદ્રજિત્, ને બધા રાક્ષસો માર્યા ગયા. સીતાજી રામચંદ્રને મળ્યાં. લંકાની ગાદી બિભીષણને આપી બધાં અયોધ્યા પાછાં ગયાં. સીતાજી રાવણની નગરીમાં તદ્દન પવિત્ર રહ્યાં હતાં તેની પોતાને ખાત્રી હતી છતાં માત્ર લોકોનેજ રાજી રાખવા રામચંદ્રે સીતાને દેશપાર કર્યાં. સીતાજી વાલ્મીકિ ઋષિના આશ્રમમાં જઈ રહ્યાં. ત્યાં કુશ ને લવનો જન્મ થયો. બંને ભાઈઓને ઋષિએ રાજપુત્રોને છાજતું શિક્ષણ આપ્યું. પછી રામે અયોધ્યામાં અશ્વમેધયજ્ઞ આરંભ્યો ને ખરાં સીતાની ગેરહાજરીમાં તેમની સોનાની મૂર્તિ પોતાની પાસે રખાવી યજ્ઞક્રિયા કરી. યજ્ઞનો ઘોડો લક્ષ્મણના પુત્ર ચંદ્રકેતુ સાથે વાલ્મીકિના આશ્રમ આગળ આવતાં, તેને લવ ને કુશ, એ બે ભાઈઓએ અટકાવ્યો. પછી તેમની પરસ્પર ઓળખાણ થઈ. છેવટે શ્રી રામચંદ્ર ફરી સીતાજીને મળ્યા.

ઉપર પ્રમાણે રામકથાનો સાર છે.

**રામાયણ**—આ રામાયણ પ્રથમ વાલ્મીકિ ઋષિએ રામચંદ્રનો વનવાસ પૂરો થયો ત્યાં સુધી તેમના જીવનકાળમાંજ રચેલું. પછી આખી રામકથા પૂરી કરવામાં આવી ને ઇ. સ. પૂર્વે એકાદ સૈકા ઉપર તે કથાને અત્યારના રૂપમાં લખવામાં આવી. આર્યો પ્રથમ દક્ષિણમાં ઠેઠ રામેશ્વર સુધી ગયા તે આજ કથાથી આપણને માલુમ પડે છે. દખ્ખણમાં ઘણા દ્રાવિડો આર્યો કરતાં પણ વધારે સંસ્કારી હોય એમ રાવણના દરબારની હકીકત

ઉપરથી જણાય છે. દખ્ખણની કેટલીએક પ્રજા તે વખતે જંગલી હોય એમ પણ જણાય છે.

**શ્રી રામચંદ્ર**—શ્રી રામચંદ્ર, એકવચની, પિતૃભક્ત, પવિત્ર, અને શૂર આર્ય રાજા થઈ ગયા. હિંદુઓ દર સવારે ઉઠતી વેળા તેમનું નામ લે છે ને તેમને વિષ્ણુના અવતારરૂપ માને છે. તેઓએ જીંદગી સુધી એક-પત્નીવ્રત પાળ્યું.

***સીતા**—પતિના સુખદુઃખમાં ભાગ લેનારી, પતિની છાયારૂપે હમેશાં તેની સાથેજ રહી તેને આશ્વાસન આપનારી, ને અનેક વિટંબનાઓ સહન કરી રાવણ જેવા સમર્થ રાજાના દરબારમાં પવિત્ર રહેનારી આ સતી સ્ત્રી દરેક હિંદુ સ્ત્રીને અનુકરણ કરવા યોગ્ય થઈ છે.

**લક્ષ્મણ**—રામ ને લક્ષ્મણ એ ભાઈઓની ખરી જોડી હતી. લક્ષ્મણ રામચંદ્રનો અનન્ય ભક્ત હતો. રામને વનવાસ મોકલવાની કૈકેયીની યુક્તિનો સ્વીકાર કરનાર ને તેથી પિતૃધર્મ ને રાજધર્મથી ભ્રષ્ટ થનાર રાજા દશરથને કેદ કરવા જેટલી હિંમત કરવામાં તેને પટ્ટરાણી કૌશલ્યાની પણ સંમતિ હતી; માત્ર સત્ય બુદ્ધિવાળા રામેજ તેમને તે કાર્ય કરતાં અટકાવ્યાં હતાં.

---

* Neither designed, neither dreamt of even by the Greeks or by the Romons, who had never risen to such heights; neither suspected, we say, by Homer or even Virgil; feminine types of such elevation, such delicacy, such purity of sentiment, could not have been conceived any more by the great Sanskrit epic-writers, if these had not met on the banks of the Ganges, what did not exist by the shores of the Meles or the Tiber; if these had not been found in the Hindu society of their time, the necessary lineaments and colours to compose and describe similar figures.

*Note,* P. 48, *Ancient Indian Women* by Bader.

**રામાયણની ઉપયોગિતા**—હિંદુઓ તેને "મહાકાવ્ય" ગણે છે અને તે કથાના ભાગો ઉપર સંસ્કૃત ને પ્રાકૃત ભાષાઓમાં ઘણાં નાટકો ને કાવ્યો લખાયાં છે. રામચંદ્રનું એકપત્નીવ્રત, લક્ષ્મણની ભ્રાતૃભક્તિ, સીતાનું વિશુદ્ધ ચારિત્ર, હનુમાન્ ને બિભીષણની ભક્તિ એ એવા વિષયો છે કે જેથી કોઈપણ પ્રજાનાં સાહિત્ય ને જીવન ખૂબ શોભી શકે. દરેક હિન્દીએ આ ગ્રંથ વાંચી જવો જોઇએ.

**રામાયણની સંસ્કૃતિ**–રામાયણના રાજાઓ આદ મંત્રીઓ ને પુરોહિતો તથા ઋત્વિજોની સલાહ પ્રમાણે રાજ્ય કરતા ને વૃદ્ધ થતાં યુવરાજને રાજ્ય આપી પોતે વનમાં જતા. યુવરાજનો રાજ્યાભિષેક રાજધાનીના ને રાજ્યના પીઢ માણસોની ભર સભામાં સલાહ કરી કરવામાં આવતો. એ વખતનાં આર્યોનું ભૂગોળ સંબંધી જ્ઞાન ઝાઝું નહોતું. અફઘાનીસ્તાન, પંજાબ, સંયુક્ત પ્રાંતો, નેપાળનો થોડોક ભાગ, બિહાર પ્રાંત, ને બંગાળાનો કેટલોક ભાગ, એ લોકોને ઘણાજ પરિચિત હતા. ગુજરાત, માળવા, ને દક્ષિણ હિંદુસ્તાનનો તેમને પરિચય નહોતો. આર્યો યજ્ઞમાં આ વેળા ખાસ માનતા. દશરથ રાજાએ પુત્ર માટે પણ ખાસ યજ્ઞ કરેલો. બ્રાહ્મણોને સારૂં માન અપાતું. તેઓ રાજધર્મ પણ સારી રીતે જાણતા. ઋષિઓના આશ્રમો પણ મોટાં નગરો જેવા હતા; માત્ર તેમાં નગરોનો ઠાઠ નહોતો. એ આશ્રમોમાં હજારો શિષ્યો ભણતા. રાજપુત્રો પણ ગરીબ બ્રાહ્મણો સાથે રહી ગુરુની સેવા કરી વિદ્યા ભણતા. ઋષિઓ યુદ્ધકળા જાણતા ને શીખવતા પણ યુદ્ધ કરતા નહિ. રામને દિવ્ય અસ્ત્રોનું જ્ઞાન વિશ્વામિત્ર ઋાષએ કરાવેલું. એ વખતે બાળલગ્ન હશે કારણ કે સીતાજી ને રામચંદ્રજીનું લગ્ન કાંઈ મોટી ઉમરે થયું નહોતું. આર્યો પોતાના કુટુંબનું ઊંચું અભિમાન ધરાવતા. તેઓ કદિ અપમાન સહન કરતા નહિ. અયોધ્યા નગરીનું વર્ણન જોતાં તે વખતે શહેરોની જાહોજહાલી કાંઈ કમી નહિ હોય. સ્ત્રીઓ શિક્ષિત ને ધાર્મિક હતી. ઓઝલનો રીવાજ ખાસ નહોતો. યુદ્ધમાં રથનો ખાસ ઉપયોગ કરવામાં આવતો. લશ્કરને ગોઠવવામાં સેનાપતિઓ કાબેલ હતા. લોકો દરેક જાતનો ધંધો કરતા. વહાણ બાંધવાનો ઉદ્યોગ તે વખતે આપણા પૂર્વજો સારી રીતે જાણતા. ચાર આશ્રમો ને

ચાર વર્ણોની વ્યવસ્થા ખાસ હતી. શૂદ્ર લોકોને અમુક હક્કો આપવામાં આવતા નહિ. યુદ્ધ ધર્મ પ્રમાણે થતું ને શત્રુઓએ મોકલેલા દૂતો કે વકીલોને ખાસ રક્ષણ અપાતું. રાજાઓ ઘણી રાણીઓ કરતા પણ પટ્ટરાણીને ખાસ માન અપાતું.



# પ્રકરણ ૫મું

## મહાભારત

હવે આપણે મહાભારતની કથા લઈએ. દુષ્યંત ને શકુંતલાના પુત્ર ભરતના વંશમાં કુરુ નામનો પરાક્રમી રાજા થયો. એ કુટુંબમાં પાંડુ અને ધૃતરાષ્ટ્ર એ બે ભાઈઓ થયા. પ્રથમ પાંડુ રાજા હસ્તિનાપુરનો રાજા થયો પણ તે કૃષ્ણની ફોઈ કુંતીથી યુધિષ્ઠિર, અર્જુન ને ભીમ, ને માદ્રીથી સહદેવ ને નકુલ, એમ પાંચ પુત્રો મૂકીને મરી ગયો, એટલે ભાઈ ધૃતરાષ્ટ્ર ગાદીએ આવ્યો. તે અંધ હતો તેથી રાજ્યનો કારભાર મોટો પુત્ર દુર્યોધન ચલાવતો. દુર્યોધન વગેરે સો ભાઈઓ હતા. તેમની મા ગાંધારી ગાંધાર દેશની હતી. મહાભારતમાં તેઓને કૌરવોનું નામ આપવામાં આવ્યું છે; પણ પાંડવો ને કૌરવો બંને કુરુ રાજાના વંશજોજ હતા. કૌરવો પાંડુના પાંચ પુત્રો પાંડવોની નાનપણમાંથીજ અદેખાઈ કરતા. યુધિષ્ઠિર મોટા ભાઈનો પુત્ર થાય એટલે ગાદી તેને મળે એમ હોવાથી દુર્યોધન પાંડવો વિરુદ્ધ હમેશાં ખટપટ કરતો. દ્રોણાચાર્ય પાસે લડવાનું શીખતી વેળા પાંડવો ને કૌરવો વચ્ચે વારંવાર તકરારો થતી. એક વાર દુર્યોધને લાક્ષાગૃહ—લાખનું ઘર બનાવી તેમાં પાંડવોને સુવા માટે કહેવરાવ્યું. તેનો હેતુ એવો હતો કે રાત્રે આખા ઘરને સળગાવી મૂકવું. પણ પાંડવોને ખબર પડતાં તેઓ છાના માર્ગે તે ઘરમાંથી નાસી ગયા. થોડા વખત પછી અર્જુને પાંચાલના રાજા દ્રુપદની કન્યા દ્રૌપદીના સ્વયંવરમંડપમાં જઈ મત્સ્યવેધ* કર્યો એટલે દ્રૌપદી તેને પરણી. માતા કુંતી આગળ જઈ ભાઈઓએ કહ્યું કે "અમે કીંમતી વસ્તુ જિતી આવ્યા છીએ." કુંતી માતાએ કહ્યું કે "પાંચે ભાઇઓ સરખે ભાગે વ્હેંચી લો." પરિણામ એ આવ્યું કે દ્રૌપદી પાંચે ભાઈઓની સ્ત્રી થયાં. પાંડવોને હવે કૌરવોએ માંડમાંડ અર્ધું રાજ્ય આપ્યું. પાંડવો ઇન્દ્રપ્રસ્થ (દિલ્હીની પાસે) માં રાજધાની કરી અમલ કરવા લાગ્યા. એક વાર દુર્યોધને યુધિષ્ઠિરને

---

* ફરતા યંત્રના કાણામાંથી એકી વખતે પાંચ બાણો મૂકી માછલીના નિશાનને વિંધવું તે.

દ્યૂત કે પાસા રમવા બોલાવ્યા. ધર્મરાજા તેમાં હારી ગયા તેથી કરાર પ્રમાણે પાંચે પાંડવો ને દ્રૌપદી તેર વર્ષ વનવાસ રહેવા કબૂલ થયાં. ભર દરબારમાં દુર્યોધનના ભાઈ દુઃશાસને સતી સ્ત્રી દ્રૌપદીના કેશ પકડી તેનું અપમાન કર્યું, કારણ કે દ્રૌપદીએ એક વાર ઇન્દ્રપ્રસ્થના રાજમહેલમાં કૌરવોની હાંસી કરી હતી. બાર વર્ષો માટે પાંડવો સરસ્વતીના કાંઠા ઉપરના વનમાં રહ્યા. કરારમાં તેરમું વર્ષ ગુપ્તપણે કાઢવાનું હતું. તેથી જુદાં જુદાં વેષો ને નામો ધારી પાંચે ભાઈઓએ ને સતી દ્રૌપદીએ વિરાટરાજાને ત્યાં નોકરી કરવા માંડી. તેરમે વર્ષે દશેરાને દિવસે પાંડવો પ્રકટ થયા. શ્રી કૃષ્ણ ને વિદુરજી મારફત કૌરવો સાથે તેઓએ સુલેહ કરવા કહેવરાવ્યું. પણ કૌરવોએ ના પાડી. તેથી બંને પક્ષો વચ્ચે કુરુક્ષેત્ર ઉપર અઢાર રોજ ભયંકર યુદ્ધ થયું. તેમાં પાંડવોનો વિજય થયો. કૌરવો માર્યા ગયા. યુધિષ્ઠિર ગાદીએ આવ્યા. પણ મહાયુદ્ધથી બધી ક્ષત્રિય જાતિ નાશ પામી તેથી ખેદ પામી પોતે ભાઈઓ સાથે ઉત્તર તરફ વનમાં રહેવા લાગ્યા ને હસ્તિનાપુરની ગાદીએ અર્જુનના વીર પુત્ર અભિમન્યુના પુત્ર પરીક્ષિ-તને બેસાર્યો. શ્રી કૃષ્ણે મથુરામાં કંસને માર્યો હતો પણ મગધના રાજા જરાસંધથી ત્રાસી યાદવો કાઠિઆવાડમાં ગયા અને ત્યાં દ્વારિકામાં રાજ્ય કરવા લાગ્યા. યાદવો અંદર અંદર લઢી પડ્યા ને યાદવાસ્થળીમાં તેમનો નાશ થયો.

**મહાભારત**—મહાભારતને હિંદુ લોકો "પાંચમો વેદ" ગણે છે. કેટલાક લેખકો પાંડવો જેવું કાંઈ હતુંજ નહિ એમ કહે છે પણ તે ખરી વાત નથી. પાંડવો ને કૌરવો આયોજ હતા ને પિત્રાઇઓ થતા હતા એ ચોક્કસ બાબત છે. કુરુક્ષેત્રનું યુદ્ધ ઇ. સ. પૂર્વે ૩૧૦૦ વર્ષો અગાઉ લગભગ થયું.

પ્રથમ વ્યાસ મુનિએ આ કથા "**જય કે ઇતિહાસ**" નામે લખી. પછી તે કથા પોતાના શિષ્ય વૈશંપાયનને તેમણે સંભળાવી. તેણે તે વધારી જનમેજયને કહી. હવે બધી કથા "ભારત" નામથી ઓળખાઈ. મૂળ કથાનો વધારે ને વધારે વિસ્તાર થતો ગયો એટલે તેને "મહાભારત" કહેવામાં

આવી. જ્યારે તે અત્યારની સ્થિતિમાં લખવામાં આવી ત્યારે બૌદ્ધ ને જૈન ધર્મોના ઉપદેશો ને પુરાણોના કેટલાક ભાગો પણ તેમાં જોડવામાં આવ્યા.

**મહાભારતનાં પાત્રો–યુધિષ્ઠિર**—હિંદુ લોકો તેમને **અજાતશત્રુ** કે **ધર્મરાજા** પણ કહે છે કારણ કે તે સત્યવાદી હતા. યુદ્ધમાં તેઓ બહુ પ્રવીણ નહોતા. અઢાર દિવસના યુદ્ધમાં તેઓ તટસ્થ રહ્યા હતા ને તેમણે માત્ર એક શલ્યનેજ માર્યો હતો. દ્રૌપદીના વસ્ત્રહરણ વખતે માત્ર તેઓજ ધૈર્ય રાખી શક્યા હતા. જુગટાનો તેમને ઘણો શોખ હતો ને તેમાં પોતે રાજ્ય ખોયું. તેઓ સ્વભાવે ભોળા હતા.

**ભીમસેન**—તે ભોળો, સાહસિક, બળવાન્, પ્રતાપી, અને નિડર હતો. તેની “ગદા” કુરુક્ષેત્રના યુદ્ધનું મુખ્ય કારણ હતી. તેના જોરથી દુઃખને વખતે પાંડવો પોતાનું રક્ષણ કરી શક્યા. નાલાયક કૌરવો ભીમથી ઘણા ડરતા. તેમના ઉપર ભીમને પૂરૂં વેર હતું ને તે વેર ભીમે દુઃશાસનનું લોહી પીધું ત્યારેજ શાંત થયું. દ્રૌપદી દુઃખને વખતે ભીમસેન તરફજ દૃષ્ટિ કરતી. ભીમસેને મોટા ભાઈની આજ્ઞાને કદી ઉથાપી નહોતી.

**અર્જુન**—મોટો લડવૈયો, પ્રતાપી, વિવેકબુદ્ધિવાળો, ને કૃષ્ણનો મિત્ર અર્જુન મહાભારતનો નાયક પણ ગણી શકાય. હિંદુઓ તેને અવતારરૂપ માને છે. તે વ્યવહારમાં પ્રવીણ હતો.

**નકુળ અને સહદેવ**—એ બંને સુંદર ને આજ્ઞાંકિત ભાઈઓ માદ્રીને પેટે જન્મેલા, છતાં કુંતીના ત્રણેય પુત્રોની સાથે રહી તેમણે દુઃખો વેઠયાં હતાં.

**દ્રૌપદી**—સતી દ્રૌપદી ખરી ક્ષત્રિયાણી હતી. કૌરવોનાં અપમાનો તેનાથી જરાય સહન થઇ શકતાં નહિ. પાંચ ગામડાંઓ લઈ શાંતિ જાળવવા ઇચ્છનાર પાંચ પાંડવોને ને કૃષ્ણને જુદે માર્ગે જવાનું સમજાવનાર દ્રૌપદીજ હતી. તે પોતાના પાંચ પતિઓને વશ રહેતી અને વિરાટરાજાના દરબારમાં છુપી રહેવામાં જરા પણ સંકોચાઈ નહોતી.

**કર્ણ**—હિંદુઓ કર્ણને દાનેશ્વરી ગણે છે. તે બહાદુર ને સાહસિક હતો. ક્ષત્રિય છતાં પોતાને બ્રાહ્મણ કહી અસ્ત્રવિદ્યા તે શીખી આવ્યો હતો. કુંતીને

આપેલા વચન પ્રમાણે તેણે સપાટામાં આવ્યા છતાં ભીમને માર્યો નહિ. કૌરવોનું તે મુખ્ય બળ હતો પણ તે ગર્વિષ્ટ હતો અને તેથી તે હણાઈ ગયો.

**દુર્યોધન**—તે રાજ્યનીતિમાં નિપુણ હતો. પોતે આદરેલું યુદ્ધ ધર્મથી વિરુદ્ધ હતું છતાં દ્રોણ, કૃપાચાર્ય, ભીષ્મ, જયદ્રથ, શાલ્વ, વગેરે લડવૈયાઓને તેણે પોતાના પક્ષમાં લીધા હતા ને શ્રી કૃષ્ણનું સૈન્ય પણ પોતાના પક્ષમાં રાખ્યું હતું. જન્મથીજ તેને પાંડવો સાથે વેર હોવાથી પાંડવો ને કૌરવો વચ્ચે સુલેહ તો સંભવતી નહોતીજ. પાંડવોને તસુભાર જમીન ન આપવી એ નિશ્ચયને તે મરણ સુધી વળગી રહ્યો હતો. સારૂં ભાષણ કરવું તે તેનો મુખ્ય ગુણ હતો. તે બહાદુર, પણ દ્વેષી હતો. અદેખાઇથી તેનો નાશ થયો.

**ભીષ્મ**—હિંદુઓ આ સમર્થ બ્રહ્મચારીને હજુ ભીષ્મપિતાના નામથી ઓળખે છે. સાવકી માના પુત્રનો ગાદી ઉપરનો હક્ક જાળવવા પોતાના પિતાના સસરા માછીમારને આપેલી બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા તેમણે મરણ સુધી પાળી. યુદ્ધમાં તેઓ અજેય હતા. કૌરવોનું ખરૂં રક્ષણ તેમણેજ કર્યું હતું. ૧૩૫ વર્ષની ઉમરે કુરુક્ષેત્ર ઉપર શરીરમાં ખુંચેલાં હજારો બાણો ઉપર સૂતા સૂતા તેઓ મરી ગયા. કૌરવોનું લુણ ખાધેલું એટલે કૌરવો સાથે રહી તેમણે પાંડવોનો વિજય ઇચ્છેલો. ભીષ્મ વ્યવહારમાં કુશળ હતા. નીતિનો તેમને ઊંડો અભ્યાસ હતો અને મહાભારતનું શાંતિપર્વ હજુ પણ હિંદુ અભ્યાસીઓ મનનપૂર્વક વાંચે છે.

**દ્રોણાચાર્ય**—ગરીબ બ્રાહ્મણ, પણ શસ્ત્રવિદ્યા ને ધનુર્વેદના કાબેલ દ્રોણાચાર્ય મહાભારતના યુદ્ધના ખરા કર્તા પણ કહી શકાય; કારણ કે તેમની નિશાળમાંજ પાંડવો ને કૌરવો વચ્ચે વેર પ્રકટ થયું. તેમનો સ્વભાવ ક્ષત્રિય જેવો હતો. બાળપણના મિત્ર પણ પાછળથી રાજા થએલા દ્રુપદ ઉપર તેમણે શિષ્ય અર્જુન મારફત વેર લીધું. ભીષ્મની માફક કૌરવોની સાથે લડી મુખ્યત્વે દ્રોણાચાર્યે પાંડવોનોજ વિજય ઇચ્છયો હતો. યુદ્ધમાં તેઓ અજેય હતા. તેઓ સેનાપતિ થયા ત્યારે પાંડવોનો ધાણ નીકળી ગયો. તેમનો પુત્ર અશ્વત્થામા બાપ જેટલો શૂર, પણ ક્રૂર અને અધર્મી હતો.

**ધૃતરાષ્ટ્ર રાજા**—તે આંખે અંધ તેમ બુદ્ધિમાં પણ મંદ હતો; દુર્યોધનને તે કાંઈ કહી શકતો નહિ. તેની નબળાઈથી કૌરવોનો નાશ

થયો અને પોતે નિર્વંશ મરી ગયો. પાંડવો ઉપર ધૃતરાષ્ટ્ર રાજા ઇર્ષ્યાં રાખતો. તેનો નાશ કરવા તેણેજ લાક્ષાગૃહ તૈયાર કરાવ્યું. તેનામાં અધમતા પણ હતી; કારણ કે પાંડવોનો પરાજય થતો સાંભળતાં તે મલકાતો અને જો તે અંધ ન હોત તો વૃદ્ધ છતાં વીર હોવાથી પાડવો વિરુદ્ધ લડત પણ ખરો.

**શ્રી કૃષ્ણ**—હિંદુઓ શ્રી કૃષ્ણને વિષ્ણુનો અવતાર માને છે. અર્જુનના સારથિ, યોગીશ્વર, વ્યવહારમાં કુશળ, અને શૂર યોદ્ધા તરીકે મહાભારતમાં શ્રી કૃષ્ણનું વર્ણન કરવામાં આવ્યું છે. ઘણી વાર શઠની સાથે શઠ થવાનો ઉપદેશ તેમણે પાંડવોને આપ્યો હતો. "ભગવદ્ગીતા"ના ઉપદેશક પણ તેઓ પોતેજ હતા. અર્જુનમાં વિવેકબુદ્ધિ તેમણેજ ઉત્પન્ન કરી. કૌરવો તેમને માયાવી ગણતા ને તેથી તેમનું યોગ્ય સંમાન કરતા નહિ. પાંડવો પ્રત્યે તેમનો પક્ષપાત હતો. "કર્મ કર, ફળનો લોભી ન થા; મરવું, જીવવું, એ એકજ છે" એવાં એવાં વચનો અર્જુનને–યુદ્ધમાં પ્રેરવા–કહીને "ભગવદ્ગીતા"માં તેઓ અમર થઈ ગયા છે. ભારતકાર પણ તેજ કારણથી જણાવે છે કે—यत्र योगेश्वरः कृष्णः यत्र पार्थो धनुर्धरः । तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ એટલે "જ્યાં શ્રી કૃષ્ણ જેવા યોગ સમજાવશે અને જ્યાં અર્જુન જેવા યુદ્ધ કરશે ત્યાંજ વિજય, સુખ અને ખરી નીતિ રહેશે, એવો મારો મત છે."

**એ વખતનો સમાજ**—મહાભારતમાં ચાર વર્ણોની વ્યવસ્થા જોવામાં આવે છે, પણ શિથિલ રૂપમાં. ક્ષત્રિય રાજાઓ શૂદ્ર જાતિની કન્યાઓ સાથે લગ્ન કરતા. દ્રોણ અને અશ્વત્થામા બ્રાહ્મણ છતાં ક્ષત્રિયોથી પણ સારૂં લડી જાણતા. ઉચ્ચ વર્ણની સ્ત્રીઓ નીચ વર્ણના પુરુષો સાથે લગ્ન કરતી નહિ. પુરુષ અનેક સ્ત્રીઓ પરણી શકતો; સ્ત્રી એકજ પતિ કરી શકતી. ક્ષત્રિયો માંસાહાર કરતા; યજ્ઞમાં બ્રાહ્મણો પણ માંસ ખાતા; પણ ઉત્તમ બ્રાહ્મણો માંસાહારી નહોતા. નાનાં રાજ્યો પરસ્પર લડતાં ને તે માટે મોટાં સૈન્યો રાખતાં. સૈન્ય ચતુરંગ એટલે હાથીઓ, ઘોડા, રથ અને પાયદળનું બનેલું હતું. દરેક સૈનિકને રોકડ પગાર અને અનાજ આપવામાં આવતાં. સૈન્યની ટૂકડીવાર ગોઠવણ કરવામાં આવતી. જાસુસો ને મજુરોને સૈન્ય માટે

ઉપયોગમાં લેવામાં આવતા. યુદ્ધમાં જુદી જુદી તરવારો, ભાલાં, ધનુષ્, બાણુ, શક્તિ, ચક્રો, પરશુ–કુહાડો, ગદાઓ ને કવચનો ઉપયોગ કરવામાં આવતો. મોટા મોટા યોદ્ધાઓ રથમાં બેસી લડતા. દુંદુભિ, મૃદંગ, ઢોલ, શંખ, એ બૅન્ડનું કામ કરતા. મહાભારતમાં સ્થળે સ્થળે દિવ્યાસ્ત્ર–તોપ કે બંદૂકનું–જે વર્ણન કરવામાં આવ્યું છે તે ગપ્પામાં ખપવું જોઈએ નહિ. દરેક માણસ યુદ્ધ કરી શકતો. દ્વંદ્વયુદ્ધનો ચાલ પણ તે વખતે હતો. દરેક યોદ્ધો પોતાના રથ, ઘોડા ને હાથીને શણગારતો અને ધજા, શંખ, પોતાનાંજ રાખતો. સૈન્યરચનામાં જાતજાતના વ્યૂહો (formations) ગોઠવવામાં આવતા. જેવા કે ક્રૌંચવ્યૂહ, ગરુડવ્યૂહ, અર્ધચંદ્રાકારવ્યૂહ, ચક્રવ્યૂહ, શ્યેનવ્યૂહ. હિંદુઓ દ્રોણના ચક્રવ્યૂહને ચક્રાવાના નામથી હજુ પણ યાદ કરે છે. અર્જુનના પુત્ર અભિમન્યુનો વધ આ "વ્યૂહ"માં થયો હતો.

તે વખતના આચારવિચારોમાં કેટલીએક શિથિલતા જોવામાં આવે છે; પણ એકંદર, યુવકો અને કન્યાઓ બ્રહ્મચર્ય પાળતાં. લોકોને સત્ય ઉપર અચળ શ્રદ્ધા હતી. કર્મ પ્રમાણે ફળ મળે છે એવી દૃઢ માન્યતા હતી. ભીષ્મપિતાના કૌમાર વ્રતની પ્રતિજ્ઞાને હજુ હિંદુ લોકો ભીષ્મપ્રતિજ્ઞાના નામથી ઓળખે છે. પાપી મનુષ્યોને ધિક્કારવામાં આવતા. એ વખતના આર્યો ભણેલા હતા. સ્ત્રીઓ સંગીત, નૃત્ય, વગેરે કળાઓ જાણતી. સતી થવાનો ચાલ પણ હતો. દ્રૌપદી, કુંતી ને સુભદ્રા જેવી સ્ત્રીઓ નિડર, ચતુર અને લડાયક હતી.

રાજાઓ પરસ્પર વ્યવહારમાં ધર્મ ને નીતિ પ્રમાણે ચાલતા, શાસ્ત્ર જાણનાર બ્રાહ્મણોને સંમાન આપતા અને હારેલા રાજાઓના રાજ્યોને સુપ્રત કરી દેતા. સમ્રાટ્‌નું પદ પામવા માટે દિગ્વિજય કરવો પડતો અને અશ્વમેધ કરી તે વિજયને વિધિસર કરવામાં આવતો. બ્રાહ્મણોની સ્થિતિ બીજા વર્ણો કરતાં વધારે ઊંચી ગણાતી અને ગુન્હાઓનો ન્યાય કરતી વેળા આરોપીની નાત પ્રમાણે સજા થતી. મુખ્ય ધંધો ખેતીનો હતો. લોકો વેપારમાં સારી રીતે આગળ વધેલા હતા. કપાસ, ઊન, રેશમ, શણ, લાખ, રંગ, એ હુન્નરો લોકો જાણતા. આર્યો દેશાવર પણ ખેડતા.

**મહાભારત ને રામાયણની ઉપયોગિતા**—મહાભારત અને રામાયણનું સાહિત્ય હિંદુ લોકોની સંસ્કૃતિનો આત્મા છે એમ આપણે કહીએ તો ખોટું નથી. આપણા દેશના ઇતિહાસમાં જે જે વીર પુરુષો, સુધારકો કે તત્ત્વજ્ઞાનીઓ થઈ ગયા તેઓએ પોતાનાં જીવનોના મહામંત્રો આ બે કાવ્યોમાંથી લીધેલા. દરેક હિંદુ કુટુંબમાં આ કથાઓનું વાચન રસપૂર્વક સાંભળવામાં આવે છે. દરેક હિંદીએ આ સાહિત્ય જોવા પ્રયત્ન કરવો જોઈએ.

**પરીક્ષિત્‌નો વંશ**—પરીક્ષિત્ રાજા પછી હસ્તિનાપુરનું રાજ્ય નબળું થઈ ગયું. ભાસ કવિના નાટક "સ્વપ્નવાસવદત્ત"નો નાયક ઉદયન રાજા તેના વંશમાં થઇ ગયો.

**પ્રશ્નો**—(૧) મહાભારત ને રામાયણનો સાર આપો. તેમની ઉપયોગિતા જણાવો. (૨) લક્ષ્મણ, દુર્યોધન, ને દ્રૌપદીનાં ચારિત્રો જણાવો. (૩) મહાભારતની કથાથી આર્ય સંસ્કૃતિનું ચિત્ર આપો. તે વખતની સ્ત્રીઓની કેવી સ્થિતિ હતી?

# પ્રકરણ ૬ઠ્ઠું

## મહાભારત વખતના કેટલાક દેશો

મહાભારત, રામાયણ, પુરાણો ને બૌદ્ધ અને જૈન સાહિત્ય ઉપરથી આપણને જણાય છે કે આ વખતે ઉત્તર હિંદમાં નીચે પ્રમાણે રાજ્યો ને દેશો આવેલા હતાં. અલબત, એ રાજ્યોના વિસ્તારમાં વારંવાર ફેરફારો થયાં કરતા.

**ગાંધાર**—પંજાબની વાયવ્યે ને સિંધુ નદી પાસેનો ભાગ. મુખ્ય નગર, **તક્ષશિલા** અથવા ગ્રીકોની ટૅકિસલા. વ્યાકરણ લખનાર પાણિનિ આ દેશનો વતની હતો. તક્ષશિલાનું વિદ્યાપીઠ આખા જગત્‌માં પ્રસિદ્ધ હતું. **કેકય**—બીઆસ ને સિંધુ નદી પાસેનો પ્રદેશ. મુખ્ય નગર, **રાજગૃહ** અથવા **ગિરિવ્રજ** (જિલમ ઉપરનું ગિરજાક). **મદ્રદેશ**—અત્યારે સિયાલકોટના પ્રાંત પાસેનો પ્રદેશ. મુખ્ય નગર, **સાકલનગર** અથવા સિયાલકોટ. **વિરાટદેશ**—અત્યારે અલવર, જયપુર અને ભરતપુરનાં

રાજ્યોનો પ્રદેશ. **કુરુઓનો દેશ**—મુખ્ય નગરો, **હસ્તિનાપુર** અને ને **કૌશાંબી;** અત્યારે સરહિંદનો જિલ્લો. **પાંચાળદેશ**—અત્યારે બદાઉન, ફર્રુક્કાબાદ પાસેનો પ્રદેશ. મુખ્ય નગર, **કાંપિલ્ય. કાશિદેશ**—મુખ્ય નગર **વારાણસી** અથવા હાલનું કાશી. **કોશલ**–હાલનો અયોધ્યા પ્રાંત. નગરો, **શ્રાવસ્તી** ને **અયોધ્યા. વિદર્ભ**—હાલનો બરાડ. મુખ્ય નગર, **કુંડિનનગર.** નળરાજાની સ્ત્રી દમયંતીના બાપનું નગર. **કલિંગ**—હાલનો ઓરિસ્સા પ્રાંત. **વિદેહદેશ**—નગર, **મિથિલા.**

આ રાજ્યોમાંથી પંજાબનો ભાગ ઇરાનના શાહે જિતી લીધો. વિદેહમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું. બૌદ્ધ ને જૈન સાહિત્યમાં અને મહાભારતમાં સોળ મહાજનપદો અથવા દેશોનાં નામ આપવામાં આવ્યાં છે તે ઉપરથી બૌદ્ધો અને જૈનો જોરમાં આવ્યા તે વખતનું ઐતિહાસિક ચિત્ર આપણે વધારે સારી રીતે જાણી શકીએ છીએ.

**અંગ**—એટલે બંગાળાનો કેટલોક ભાગ. મુખ્ય નગર **ચંપા** (હાલનું ભાગલપુર).

**મગધ**—એટલે અત્યારે પટના ને ગયા જિલ્લાનો પ્રદેશ. મુખ્ય નગર, **રાજગૃહ. વજ્જિઓનો દેશ**—વિદેહદેશની પ્રજાએ જે પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું હતું તે. લિચ્છવિઓ, જ્ઞાત્રકો, વિદેહો અને શાક્યો, એ ત્યાંના મુખ્ય લોકો હતા. ગૌતમ બુદ્ધનો પિતા શાક્ય હતો ને જૈનોના છેલ્લા તીર્થંકર મહાવીરનો પિતા સિદ્ધાર્થ રાજા જ્ઞાત્રક હતો.

**મલ્લદેશ**—મુખ્ય નગરો, **પાવા** ને **કુશાવતી**. અત્યારનો ગોરખપુર જિલ્લો. તેના લોકો પ્રજાસત્તાક રાજ્ય ભોગવતા હતા. **ચેદિદેશ**—અત્યારે બુંદેલખંડ આગળનો ભાગ. રાજધાની, **સુક્તિમતી.**

**વત્સદેશ**—નગર, **કૌશાંબી. શૂરસેન**—રાજધાની, **મથુરા. અવંતિ**—અત્યારનો માળવદેશ.

**પ્રશ્ન**—(૧) ઇ. સ. પૂર્વે સાતમા સૈકાના ઉત્તર હિંદની રાજકીય ભૂગોળ આપો.

## પ્રકરણ ૭મું

ઠેઠ ઋગ્વેદના વખતથી મનુષ્યના જીવન સંબંધી આશ્રમોમાં અને જનક વિદેહી જેવા ફિલસુફ રાજાઓના દરબારોમાં ચર્ચાઓ થતી અને અનેક જુદા જુદા માણસો આવી ચર્ચાઓમાં ભાગ લેતા. તેમાંના કેટલાએકો બ્રાહ્મણોના ધર્મ વિરુદ્ધ થયા. તેઓ વેદના મંત્રોનો અર્થ જુના મત પ્રમાણે સ્વીકારવા ના પાડતા. ઇ. સ. પૂર્વે સાતમા સૈકામાં ઉત્તર હિંદમાં તક્ષશિલાથી તે ઠેઠ રાજગૃહ સુધી અને મિથિલાથી તે ઠેઠ વિદર્ભદેશના કુંડિનપુર સુધી ધર્મ સંબંધી મોટા વિચારો થતા હતા. આ ચર્ચાઓમાંથી જૈન ને બૌદ્ધ પંથો ખાસ નીકળ્યા.

## પ્રકરણ ૮મું
## જૈનધર્મ

**મહાવીર સ્વામી**—જૈનો પોતાના ધર્મને બ્રાહ્મણધર્મના જેટલોજ પ્રાચીન ગણે છે. તેમના પહેલા તીર્થંકર ઋષભદેવનું ચરિત ભાગવતપુરાણમાં આપવામાં આવ્યું છે. તેમના બાવીસમા તીર્થંકર નેમિનાથ શ્રી કૃષ્ણ વાસુદેવના પિત્રાઇ થાય. મહાવીર પૂર્વે ૨૫૦ વર્ષે થએલા કાશિરાજાના પુત્ર શ્રી પાર્શ્વનાથ એ તેમના ત્રેવીસમા તીર્થંકર થાય. છેલ્લા તીર્થંકર વર્ધમાન કે મહાવીર સ્વામીનો જન્મ વૈશાલી પાસે ગામ ક્ષત્રિયકુંડના રાજા સિદ્ધાર્થ ને રાણી ત્રિશલાદેવીને ત્યાં થયો હતો. ત્રીસ વર્ષની ઉમરે તેમણે દીક્ષા લીધી. બાર વર્ષ સુધી તેઓ છુપા રહ્યા. પછી તેમણે કેવળજ્ઞાન ઉત્પન્ન થતાં ઉપદેશ કરવા માંડયો. જૈન શાસ્ત્રો પ્રમાણે તેમણે મગધના, અવંતિના, વત્સદેશના, ને ચંપાનગરીના રાજાઓને અને બીજાં અનેક સ્ત્રીપુરુષોને બોધ આપ્યો. મહાવીર સ્વામી બોતેર વર્ષની ઉમરે આસોની અમાવાસ્યાની રાત્રીએ નિર્વાણ પામ્યા, ઇ. સ. પૂર્વે, ૫૨૭.

મહાવીર સ્વામીએ ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથના વખતના નિગ્રંથો—સાધુઓ—ના ધર્મમાં ઘણા આવશ્યક સુધારાઓ કર્યા. પ્રાણાતિપાતવિરમણ, (અહિંસા), અમૃષાવાદ (સત્યવચન), અસ્તેય (ન દીધેલું દાન ન લેવું તે) અને સ્વદારાસંતોષ (બ્રહ્મચર્ય), એ ચાર જુનાં વ્રતો ઉપરાંત પાંચમું અપરિગ્રહવ્રત ઉમેરી ઢીલા થઈ ગએલા સાધુના ધર્મને તેમણે સુધાર્યો, પોતાના સંઘમાં તેમણે સ્ત્રીઓને પણ સ્થાન આપ્યું અને

સ્યાદ્‌વાદના તર્કથી ઘણા શિષ્યો કર્યા. તેમના અગાઉ જૈન ધર્મ હતો તેમ જૈન મત બૌદ્ધ મતથી તદ્દન સ્વતંત્ર છે તે, હવે નિર્વિવાદ છે.

**જૈન ધર્મ**—જૈનો અહિંસક છે અને વનસ્પતિમાં તથા માટીમાં પણ જીવ છે એમ માને છે. તેઓ ઈશ્વરના કર્તૃત્વને માનતા નથી પણ લગભગ દરેક જીવ ઈશ્વર થઈ શકે છે એમ માને છે. સંસાર અનાદિ અને અનંત છે; જીવની સાથે કર્મો લાગેલાં હોવાથી તેનો મોક્ષ થતો નથી; કર્મોનો ક્ષય કરવા સમ્યક્ ખરૂં–જ્ઞાન જોઈએ; તે ખરા ગુરુ અને દેવ વિના મળી શકે નહિ; તે માટે દાન, શિયળ, તપ, ને ભાવના અને ઉપર જણાવેલાં પાંચ વ્રતો પાળવાં જોઈએ; એવી રીતે જીવ કર્મથી મુક્ત બને છે; એ જૈનોની મુખ્ય માન્યતાઓ છે. જૈનો વેદને માનતા નથી.

**હાલના જૈનો**—મહાવીર સ્વામી પછી કેટલાક સૈકાઓ વીત્યા એટલે જૈનોમાં શ્વેતાંબર ને દિગંબર, એવા બે મતો ઉભા થયા. ચારસો વર્ષ અગાઉ શ્વેતાંબરીઓમાંથી સ્થાનકવાસીઓ જુદા પડ્યા. આ લોકો મૂર્તિને માનતા નથી. જૈનોનાં બધાં સૂત્રો અર્ધમાગધીમાં લખાયાં છે. ધીમે ધીમે તે મત આખા હિંદમાં ફેલાયો. પણ બિહાર ને બંગાળા, કે જ્યાં તેનું જોર પ્રથમ ઘણું હતું, તે પ્રાંતોમાંથી તે તદ્દન નાશ પામ્યો. તામિલ, તેલુગુ, ને ગુજરાતી ભાષાઓના પ્રાચીન સાહિત્યમાં જૈનોએ ઘણું સારૂં કામ કર્યું છે. તે સિવાય સંસ્કૃત સાહિત્યને સમજાવવામાં પણ તેઓએ સારો ભાગ લીધો છે. મથુરા આગળ, સમેતશિખર, કેસરિયાનો ડુંગર, આબુ, ને ગિરનાર ઉપર ને દખ્ખણમાં જૈન મંદિરો તથા જૈન મૂર્તિઓની શિલ્પકળા અજાયબ છે. આબુ ઉપર દેલવાડાનાં મંદિરો ઉપર તો જૈનો અમરાવતી કે ઇંદ્રપુરી નીચે લાવ્યા હોય એવું ભાન થાય છે. બારમા સૈકા સુધી ઘણા ક્ષત્રિયો, બ્રાહ્મણો, વૈશ્યો ને શૂદ્રો પણ જૈનો હતા. અત્યારે માત્ર વૈશ્યોજ અને તેમાં પણ મુખ્યત્વે વણિકો જૈન ધર્મ પાળે છે. કેટલાએક જૈનો ઘણા પૈસાદાર છે.

**સાર**—ઈ. સ. પૂર્વે આઠમા સૈકાથી આખા આર્યાવર્તમાં ધર્મની મોટી ચર્ચા થતી હતી. તેને પરિણામે પ્રથમ મહાવીર સ્વામીએ પાર્શ્વનાથ તીર્થંકરના માર્ગને સુધારી જૈન મતની સ્થાપના કરી.

પ્રશ્નો—(૧) જૈનોના તીર્થંકર મહાવીર સ્વામીનો ટૂંકો વૃત્તાંત આપો. (૨) જૈન ને હિંદુ ધર્મોની માન્યતાઓના મુખ્ય તફાવતો આપો.

## પ્રકરણ ૯મું

## શાક્યમુનિ ગૌતમ બુદ્ધ ને બૌદ્ધ ધર્મ.

ઇ. સ. પૂર્વે સાતમા સૈકામાં હિંદુસ્તાનના ઉત્તર ભાગમાં ઘણે ઠેકાણે પ્રજાસત્તાક રાજ્યો હતાં. હિમાલયની તળેટીમાં કાશીની ઉત્તરે સો માઇલે પાંચ લાખ શાક્યો આવી રાજકીય વ્યવસ્થા કરી રહેતા હતા. તેઓ ક્ષત્રિયો હતા અને તેમનું એક કપિલવસ્તુ નામનું નગર હતું. ત્યાંના સંથાગાર (સંસ્તવાગાર) લોકોની સભાના પ્રમુખનું નામ રાજા શુદ્ધોદન હતું. તેનો વંશ શાક્ય, ને ગોત્ર ગૌતમ, હતાં. તેની સ્ત્રી માયાદેવીએ કપિલવસ્તુ પાસે શાક્યમુનિ ગૌતમ બુદ્ધને જન્મ આપ્યો. સાતમે દિવસે માયાદેવીનું મરણ થયું. નાનપણમાં કુમારને યોગ્ય અભ્યાસ કરાવવામાં આવ્યો. જુવાન થતાં તેમનું લગ્ન યશોધરા નામની સ્ત્રી સાથે થયું. તેમને એક પુત્ર થયો. ગૌતમ નાનપણથીજ વિરાગી હતા. એમના પિતા ઘણીવાર આવી દશાથી અલગ રહેવા કુમારને સૂચવતા. પણ તેનું કાંઈ વળતું નહિ. કુમાર જગતનું દુઃખ કાંઈ પણ ન જુએ એવી વ્યવસ્થા રાજાએ રાખી હતી. પણ એક વાર રાજમહેલના બગીચામાં જુદે જુદે વખતે ફરતાં ગરીબી, ઘડપણ, રોગ, અને મરણ, એ ચારેય કુમારે પ્રત્યક્ષ જોયાં. બધા લોકો આવું તો દરરોજ જોતા હશે; પણ ગૌતમને તેથી ખાત્રી થઈ કે સંસાર અસાર છે. તેમણે હવે



ગૌતમ બુદ્ધ

સાધુ થઈ જવાનો નિશ્ચય કર્યો. એક રાત્રીએ તેઓ રાજમહેલ છોડી ઘોડા ઉપર બેસી કપિલવસ્તુ બહાર નીકળી ગયા ને સાધુ થઈ સત્ય શોધવા લાગ્યા. છ વર્ષો સૂધી **ગયા** પાસે પોતે ઘોર તપ કર્યા પણ તેથીયે તેમને ખરૂં જ્ઞાન-ખરો માર્ગ મળ્યાં નહિ. તેથી તપ કરવો પોતે છોડી દીધો. એક વાર તેઓ પીપળાના ઝાડ નીચે ધ્યાનમાં બેઠા હતા ત્યારે તેમને ખરૂં **કેવળ જ્ઞાન** થયું. બૌદ્ધો તે ઝાડને **બોધિવૃક્ષ** કહે છે અને **બુદ્ધગયા** ને **બોધિવૃક્ષ**ને હજુ પણ હિંદુઓ ને બૌદ્ધો પવિત્ર માને છે. બધી કામનાનો નાશ થવાથી માણસના જીવનો મોક્ષ થાય છે અને એ માટે સદાચાર તથા અહિંસાની જરૂર છે એ ઉપદેશ હવે ગૌતમ બુદ્ધે મગધ-બિહાર, કોશલ, અયોધ્યા, વિદેહ, નેપાળની તળેટી ને અંગ-બંગાળાના દેશોમાં કરવા માંડ્યો. ઇ. સ. પૂર્વે ૪૮૬ માં તેઓ કુશીનગરમાં ગોરખપુર જિલ્લામાં નિર્વાણ પામ્યા.

**બૌદ્ધ ધર્મ**—અહિંસા ને સદાચાર, એ બૌદ્ધ ધર્મનો મુખ્ય ઉપદેશ છે. બૌદ્ધો જગતને ક્ષણભંગુર ગણે છે, હિંદુઓ માફક પુનર્જન્મને માને છે પણ તેઓ ઇશ્વરના કર્તૃત્વને ને વેદને માનતા નથી. બૌદ્ધ ધર્મ જ્ઞાતિભેદની વિરુદ્ધ હતો. બુદ્ધના શિષ્યોએ આખા હિંદમાં ચોતરફ ફરી બૌદ્ધ મત ફેલાવ્યો, પ્રસિદ્ધ વિદ્યાપીઠો સ્થાપ્યાં, અને થોડાં વર્ષોમાં લંકા, ચીન, જાપાન, સિઆમ, બ્રહ્મદેશ, એ દેશોમાં પણ તેઓ ગયા ને ત્યાં આર્ય સંસ્કૃતિ દાખલ કરી. પાછળથી બૌદ્ધોમાં ઘણા મતભેદો ઉભા થયા, તેમાં મહાયાન ને હીનયાન એ બે મુખ્ય પંથો થઈ ગયા. હિંદુસ્તાનમાં લગભગ દોઢ હજાર વર્ષો સૂધી બૌદ્ધ મત રહ્યો. અત્યારે કોઈ હિંદી બૌદ્ધ નથી, તે આશ્ચર્ય છે. પણ આપણી સંસ્કૃતિની રગેરગમાં બૌદ્ધ વિચારોનું સત્ત્વ મળેલું છે. બૌદ્ધ ભિક્ષુઓ ફિલસુફી, જ્યોતિષ, વ્યાકરણ, સાહિત્ય ને વૈદ્યકમાં ઘણા કુશળ હતા. તેઓ સંસ્કૃતમાં ને મુખ્યત્વે પાલીમાં લખતા.

**સંઘ**—જૈન ને બૌદ્ધ સંઘોની વ્યવસ્થા પ્રજાસત્તાક સૂત્રો ઉપર કરવામાં આવી હતી ને તે વ્યવસ્થા એ વખતની રાજકીય વ્યવસ્થા ઉપરથી લેવામાં આવી હતી.

**બૌદ્ધોના આઠ માર્ગો**—બૌદ્ધો એમ માને છે કે નિર્વાણ કે મોક્ષ

મેળવવા આઠ ઉપાયોની જરૂર છે (૧) સમ્યક્દષ્ટિ અથવા બૌદ્ધ તત્ત્વો ઉપર શ્રદ્ધા. (૨) સમ્યક્ સંકલ્પ કે શુદ્ધ ભાવના. (૩) સમ્યક્વાચા અથવા સભ્ય ને સત્ય વાણી. (૪) સમ્યક્ કર્મ અથવા સારૂં કામ. (૫) સમ્યક્ આજીવ કે પ્રામાણિક નિર્વાહ. (૬) સમ્યક્ વ્યાયામ, કે માનસિક શુદ્ધિ માટે પ્રયત્ન. (૭) સમ્યક્ સ્મૃતિ એટલે હમેશાં જાગૃત રહેવું તે. (૮) સમ્યક્ સમાધિ એટલે શુભ ચિંતન.

**બૌદ્ધ સંપ્રદાયના મુખ્ય ગ્રંથો**—બૌદ્ધ સંપ્રદાયના ગ્રંથોમાં **ત્રિપિટક ગ્રંથ** મુખ્ય છે ને તે "મહાભારત"થી ત્રણગણો મોટો છે. તેના પાંચ વિભાગો અથવા "નિકાયો" છે. "સૂત્રપિટક"માં બુદ્ધનાં પોતાનાં ભાષણો, જાતક કથાઓ ને ધર્મ પર કવિતાઓ (**ધમ્મપદ**), સમાવવામાં આવ્યાં છે. "વિનયપિટક"માં બૌદ્ધ સંઘના નિયમો આપવામાં આવ્યા છે. "અભિધર્મપિટક"માં બૌદ્ધ તત્ત્વજ્ઞાનની ચર્ચા કરવામાં આવી છે.

બૌદ્ધ ભિક્ષુઓએ **"મહાવંશ"** કે લંકાનો ઇતિહાસ પાલીમાં લખેલો છે.

**બૌદ્ધ ને જૈન ધર્મોની રાષ્ટ્રીય ઉપયોગિતા**—જૈનો અને બૌદ્ધો પહેલાં બિહાર ને બંગાળામાં વૃદ્ધિ પામ્યા ને પછી ધીમે ધીમે તેઓ આખા હિંદ ઉપર ફરી વળ્યા. તેઓ બ્રાહ્મણોને બ્રાહ્મણ તરીકે ન પૂજતા. ક્ષત્રિયો, વૈશ્યો ને શૂદ્રો તથા સ્ત્રીઓને પણ તેઓ પોતાના પંથોમાં વગર ભેદે દાખલ કરતા તેથી તેઓ બધે પ્રિય થઈ પડયા. બ્રાહ્મણોનો યજ્ઞ વગેરેનો ધર્મ ઢીલો થઈ ગયો. રાજાઓ પણ જૈન ને બૌદ્ધ થયા તેથી પ્રજાઓ પણ એજ મતોમાં દાખલ થઈ. ભારતવર્ષ મોટે ભાગે એકધર્મી બનતાં તેના લોકો એકચક્રી રાજ્યના છત્ર નીચે આવવા ઉત્સુક બન્યા. ક્ષત્રિયો ને વૈશ્યો તે વખતે ઘણા સાહસિક હોવાથી એશિઆના બીજા પ્રદેશોમાં પણ બૌદ્ધ મત ફેલાયો. એકજ રાષ્ટ્રીય ભાવના, એકજ ધર્મભાવના, ને એકજ પ્રજાકીય ભાવનાથી હિંદ ચોતરફ વિખ્યાત બન્યું. જૈનો ને બૌદ્ધો તીર્થંકરો ને બોધિસત્ત્વોને માનતા હોવાથી તેમની યાદગીરીમાં તેઓએ ભવ્ય મંદિરો, સ્તૂપો, ને કીર્તિસ્તંભો, રચ્યાં. પોતાનું સાહિત્ય પ્રાકૃત ભાષામાં લખી તેઓએ તે સાહિત્યનો વિકાસ કર્યો. લોકોની સ્થિતિ સુધરી. ભક્તિની ભાવના તેમનાથી જન્મ પામી

બ્રાહ્મણોના સાહિત્ય ઉપર તેની મોટી અસર થઈ. જૈનો ને બૌદ્ધોનાં મુખ્ય સૂત્રોને બ્રાહ્મણોએ પોતાના સાહિત્યમાં ગોઠવી દીધાં ને બંને મતોના નબળા સમયે આ નવા સાહિત્ય મારફત આર્ય સંસ્કૃતિનો ઉદ્ધાર કર્યો.

**સાર**—જૈન ધર્મની સ્થાપના પછી તુરતજ ગૌતમ બુદ્ધે બૌદ્ધ મત ફેલાવ્યો. જૈનો અને બૌદ્ધોએ પોતાની બુદ્ધિથી અને પોતાના ઉપદેશોથી હિંદના ગૌરવને આખા જગતમાં વધાર્યું ને દેશના લોકોનાં ચારિત્રો સુધાર્યાં.

**પ્રશ્નો**—(૧) શાક્યમુનિ ગૌતમ બુદ્ધનું જીવન લખો. (૨) બૌદ્ધ ધર્મના ઉપદેશોનું સ્વરૂપ આપો. (૩) જૈન ને બૌદ્ધ દર્શનોની રાષ્ટ્રીય ઉપયોગિતા સિદ્ધ કરી બતાવો.

## પ્રકરણ ૧૦મું

## મગધની સત્તાનો ઉદયઃ મહારાજા શ્રેણિકથી ચંદ્રગુપ્તના ઉદય સૂધી, ઇ. સ. પૂર્વે ૫૪૩થી ઇ. સ. પૂર્વે ૩૨૨ સૂધી.

**બિંબિસાર અથવા મહારાજા શ્રેણિક**—ઉપર આપણે જે રાજ્યો જોયાં તેમાં ખરૂં ધ્યાન ખેંચનાર મગધનું રાજ્ય છે. મગધના રાજા બિંબિસારે અથવા શ્રેણિકે કોશલના ને વૈશાલીના રાજાઓની કુંવરીઓ સાથે લગ્ન કર્યાં, ગાંધારના રાજા સાથે મિત્રતા કરી, અંગદેશના રાજાને માર્યો ને તેનો દેશ જિતી લીધો ને આવી રીતે મગધની સત્તાને વધારી.

**કુણિક અથવા અજાતશત્રુ ને તેના પુત્રો**—શ્રેણિકને તેના પુત્ર કુણિક અથવા અજાતશત્રુએ દગો કરી મારી નાંખ્યો. તેણે કોશલના રાજાને ને વૈશાલીના લિચ્છવિઓને તથા કપિલવસ્તુના શાક્યોને હરાવ્યા. કુણિકના પુત્રે વજ્જી લોકોથી બચાવ કરવા માટે પાટલીપુત્ર અથવા કુસુમપુર વસાવ્યું. તેણે અને તેની પછીના રાજાઓએ અવંતિના રાજ્ય સામે લડાઈઓ કરી.

**શૈશુનાગ વંશ**—શ્રેણિકના વંશજો ક્રૂર નીવડ્યા તેથી તે વંશના છેલ્લા રાજાના અમાત્ય ને કાશિદેશના અધિકારી શિશુનાગને લોકોએ ગાદી આપી. તેણે અવંતિના રાજ્યને જિતી લીધું. શિશુનાગના પુત્રને

તેના એક હજામ નોકરે મારી નાંખ્યો ને પોતે ગાદી પચાવી પડયો. આ નંદ વંશનો મૂળ પુરુષ હતો.

**નવ નંદો**—નવ નંદોમાં પહેલા નંદ રાજાનું નામ મહાપદ્મ હતું. તેણે કોશલ, મત્સ્યદેશ, મદ્રદેશ, શૂરસેનદેશ, કલિંગ, ને ગાંધારને જિતી લીધા. મહાપદ્મ પછી તેના આઠ પુત્રો ગાદીએ આવ્યા. તેમણે લોકોને ઘણું સતાવવા માંડયું અને તેમના ઉપર જુલમ કરી ઘણો પૈસો ભેગો કર્યો. એ કારણથી લોકો વિરુદ્ધ થયા. પિપ્પલીવનના નાના પ્રજાસત્તાક રાજ્યના ક્ષત્રિય યુવક મૌર્ય ચંદ્રગુપ્તે લોકોની આગેવાની લીધી અને વિષ્ણુગુપ્ત અથવા ચાણક્ય કે કૌટલ્ય (અર્થશાસ્ત્રના લખનાર)ની મદદથી નવમા નંદરાજા ધનનંદને મારી પાટલીપુત્રની ગાદી ઉપર તે આવ્યો. આ બનાવો બૌદ્ધ, જૈન ને ગ્રીક સાહિત્યમાં સારી રીતે ચર્ચવામાં આવ્યો છે. સંસ્કૃતમાં "મુદ્રારાક્ષસ" નાટકનું મુખ્ય વસ્તુ આજ બનાવ છે. આ બનાવ ઇ. સ. પૂર્વે ૩૨૨મે વર્ષે બન્યો.

**સાર**—ગૌતમ બુદ્ધના કાળ પછી મગધમાં ૨૦૦ વર્ષો સુધી મહારાજા શ્રેણિકે અને તેના પુત્રોએ ને પછી શૈશુનાગ વંશના રાજાઓએ ને પછી નવ નંદ રાજાઓએ રાજ્ય કર્યું. શ્રેણિક રાજાના વંશે મગધના રાજ્યને વ્યવસ્થામાં આણ્યું અને નંદ રાજાઓએ આખો આર્યાવર્ત જિતી લીધો. ચંદ્રગુપ્ત મૌર્યે નવમા નંદ રાજાનો નાશ કર્યો.

**પ્રશ્નો**—(૧) શ્રેણિક, શિશુનાગ, ને નંદ રાજાઓ ઉપર ટૂંકી નોંધો લખો. (૨) નંદવંશ કેમ નાશ પામ્યો ?

---

# વિભાગ ૨જો

# આર્ય સંસ્કૃતિ ઉન્નતિને શિખરે

## પ્રકરણ ૧લું

## પંજાબ ઉપર પરદેશીઓ ને મહાન્ સિકંદરની સવારીઓ

**મ્લેચ્છો ને યવનો**—જૈન ને બૌદ્ધ ધર્મોનું વધતું જતું જોર, નંદ રાજાઓએ ઉત્તર હિંદમાં સ્થાપેલું એકચક્રી રાજ્ય અને મૌર્ય મહારાજાધિરાજ

ચંદ્રગુપ્તનો ઉદય, એ આપણે ઉપર જોઈ ગયા. હવે પંજાબ ઉપર યવનોના હુમલાઓ અને સિકંદરની સવારીનો આપણે અહીં ઉલ્લેખ કરીએ.

સિંધુ નદીની પહેલી પારથી જે પરદેશીઓ આપણા દેશ ઉપર ચઢી આવતા તેમને આપણા લોકો મ્લેચ્છો ને યવનો કહેતા. યવન ને Ionian તે એકજ છે. પારીક્ષિતોના વખતમાં ઍસિરિઆ દેશની રાણી સેમિરામિસ અને પછી મિસર દેશનો રાજા સેસોસ્ત્રિસ પંજાબ ઉપર ચઢી આવ્યાં હતાં પણ તેમની બીજી વિસ્તારવાળી હકીકત મળી આવતી નથી. ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં ઇરાનના રાજા સાયરસે બલુચીસ્તાન ને અફઘાનીસ્તાન ઉપર સવારી કરેલી. આ પ્રદેશો તે વખત આર્ય દેશો હતા તે આપણે ધ્યાનમાં રાખવું જોઇએ.

**દારા–દરાયસ–અર્દેશર, વગેરે**—ઇરાનના રાજા દરાયસે (ઇ. સ. પૂર્વે પ૨૨–૪૮૬) ઇ. સ. પૂર્વે ૫૧૮માં સિંધુ સુધીનો પંજાબ જિતી લીધો. પંજાબ ઇરાણી શહેનશાહતનો વીસમો પ્રાંત ગણાતો ને ત્યાંથી ઇરાણી શાહ લગભગ ૧॥ કરોડ રૂપીઆ જેટલું સોનું વસુલ કરતો. દરાયસ પછી અર્દેસરના વખતમાં (ઇ. સ. પૂર્વે ૪૮૬–૪૬૫) પંજાબીઓ ઘોડાઓ ને રથો લઈ ઇરાણી લશ્કર સાથે ગ્રીસ દેશમાં બહાદુરીથી લડેલા. બીજા દરાયસના વખતમાં પણ ઇરાનનું રાજ્ય સિંધુ નદી સુધી હતું. સિકંદરે આ રાજાને હરાવી માર્યો ને ઇરાન હાથ કર્યું; પછી તે હિંદ ઉપર ચઢી આવ્યો.

**મહાન્ સિકંદરની પંજાબ ઉપર સવારી, ઇ.સ. પૂર્વે ૩૨૭–૩૨૩.** મકદુનિયા ( મેસેડોનિઆ )ના રાજા ફિલિપના પુત્ર મહાન્ સિકંદરે ગ્રીસ, એશિઆ માઇનૉર, ઇજિપ્ત, અને ઇરાન તથા બૅક્ટ્રિઆ જિતી લઈ ઇ. સ. પૂર્વે ૩૨૭ની વસંતઋતુમાં હિંદ ઉપર ચડાઈ કરી, કારણ કે ઇરાનના રાજા દારા અથવા દરાયસના રાજ્યમાં હિંદના વાયવ્ય કોણનો પ્રદેશ આવી જતો હતો. કાબુલ અને જલાલાબાદના પ્રદેશોમાં થઈ સિકંદરનું લશ્કર હિંદમાં દાખલ થયું ત્યારે પુષ્કરાવતીનો રાજા હસ્તિ સામો થયો પણ તે માર્યો ગયો. આ વખતે સિકંદરને તક્ષશિલાના રાજાની મદદ મળી હતી. ત્યાર પછી તેણે અશ્મક નામના બળવાન્ હિંદીઓની રાજ-

ધાની ઘણી મુશ્કેલીએ કબજે કરી, જો કે યુદ્ધમાં સિકંદરને પોતાને સખ્ત જખમ થયો. ઇ. સ. પૂર્વે ૩૨૬ના જાનેવારિમાં સિકંદર સિંધુ નદી ઉતર્યો. તક્ષશિલાના નવા રાજા આંભિએ અહીં પણ મદદ મોકલી. હવે અભિસાર (જિલમ અથવા હિડૅપ્સિસ્ ને ચિનાબ નદી વચ્ચેનો પ્રદેશ)નો રાજા અને ગુજરાત ને શાહપુરના જિલ્લાઓના પ્રદેશનો રાજા પુરુ, એ બે સિકંદર સામા થયા. પુરુ રાજા પાસે ૩૦,૦૦૦ પાયદળ, ૩૦૦ રથ, ૪૦૦૦ ઘોડેસવારો અને ૨૦૦ હાથીઓ હતા. જિલમ નદી આગળ યુદ્ધ થયું. પુરુ રાજાને નવ જખમો થયા અને જ્યારે તેનું તમામ લશ્કર લડી થાકી ગયું અને પોતે બેભાન થઈ ગયો ત્યારે તે સિકંદરને શરણ થયો. સિકંદરે તેને પ્રશ્ન કર્યો કે "મારે તમારી સાથે કેમ વર્તવું?" શૂર પૌરવ રાજાએ જવાબ આપ્યો કે "જેમ એક રાજાને છાજે તેમ." સિકંદર જવાબથી ખુશ થઈ ગયો. તેણે પૌરવ રાજાને તેનો મુલક સુપ્રત કર્યો. અભિસારનો રાજા પણ હવે શરણ થયો. યવનો ચિનાબ નદી ઉતર્યા. અહીંઆ કઠ લોકો, ક્ષત્રિયો, અંબસ્થો ને સૌભૂતિ નામના હિંદીઓ સિકંદર સામે થયા. સિકંદરનું લશ્કર હવે લડીને થાકી ગયું હોવાથી રાવી નદી ઉતરવાની સિપાઇઓએ ના પાડી એટલે તે પાછો વળ્યો ને ચિનાબ ને જિલમનો સંગમ ઉતરી સિંધમાં દાખલ થયો. રસ્તામાં શિવિઓ, માલવો, અને ક્ષુદ્રકો ઘણી મહેનત પછી શરણ થયા. આ લોકોનું એકત્રિત બળ ૯૦,૦૦૦ પાયદળ, ૧૦,૦૦૦ ઘોડેસવાર અને ૯૦૦ રથો જેટલું હતું. સિકંદર હવે દક્ષિણ સિંધમાં પાટલ (હૈદરાબાદ) ગયો. પછી મકરાન, બલુચીસ્તાન, ને ઇરાન થઈ સ્વદેશ જતાં બાબિલોન મુકામે ઇ. સ. ૩૨૩માં તે મરી ગયો. સિકંદર પાછો વળ્યો એટલે યવન સિપાઇઓએ બળવો કર્યો. તક્ષશિલા અને અભિસારના રાજાઓ સ્વતંત્ર થઈ ગયા. સિકંદરના સેનાપતિઓ અંદર અંદર લડી પડ્યા. સેલ્યુકસ નિકાતરના હાથમાં એશિઆનો પ્રદેશ આવ્યો. તેણે સિકંદરના હિંદના પ્રાંતો પાછા મેળવવા મહેનત કરી પણ મૌર્ય મહારાજા ચંદ્રગુપ્તે તેને હરાવ્યો. ઉપરની હકીકતથી જણાઈ આવશે કે યવનોને પંજાબના આર્યોએ સારી રીતે હંફાવ્યા હતા.

**સિકંદરની સવારીની અસરો**—સિકંદરે હિંદમાં ને સિંધ દેશમાં કેટલાંક નગરો વસાવ્યાં. તેણે પંજાબમાં નાનાં પ્રજાસત્તાક રાજ્યોને નબળાં કર્યાં તેથી તેના પછી તુરતજ મગધના રાજા ચંદ્રગુપ્તે યવનોને હરાવી બધો પ્રદેશ પોતાના મુલકમાં ભેળવી દીધો. યવનો હિંદ સાથે પરિચિત થયા તેથી કળા, ધર્મ ને સાહિત્યમાં બંનેને પરસ્પર લાભો મળતા થયા. ઘણા યવનો હિંદુ ને બૌદ્ધ થયા અને યવનીઓ હિંદુ રાજાઓની દાસીઓ તરીકે રહેવા લાગી. યવન એલચીઓ ને મુસાફરો હિંદના પોતાના પ્રવાસોનાં વર્ણનો લખી ગયા. એ લખાણો ઉપરથી આપણને તે વખતની પરિસ્થિતિનું સારૂં જ્ઞાન મળે છે.

**સાર**—પંજાબ ઈરાનના રાજાઓએ છઠ્ઠા સૈકામાં જિતી લીધો. સિકંદરની સવારી વખતે પંજાબનો સિંધુ નદી સુધીનો ભાગ ઇરાનના શાહના કબજામાં હતો. સિકંદર ઇ. સ. પૂર્વે ૩૨૭થી ૩૨૩ સુધી હિંદ ઉપરની સવારીમાં રોકાયો. તેણે પંજાબમાં પુષ્કરાવતી, અભિસાર ને તક્ષશિલાના રાજાઓને ને પુરુ રાજાને, પછી કઠ લોકો, ક્ષત્રિયો, સૌભૂતિઓ, અંબસ્થો, શિવિઓ, માલવો ને ક્ષૂદ્રકોને હરાવ્યા, ને સિંધ જિત્યો. સ્વદેશ જતાં રસ્તામાં બાબિલોન આગળ તે મરી ગયો. સિકંદરની સવારીથી હિંદના વતનીઓ ગ્રીક સંસ્કૃતિના પરિચયમાં આવ્યા.

**પ્રશ્નો:**—(૧) સિકંદર અગાઉ કયા કયા પરદેશીઓ હિંદ ઉપર ચઢી આવ્યા? (૨) સિકંદરની સવારીને વર્ણવો. (૩) તેનાં પરિણામો આપો.

## પ્રકરણ ૨જું

## મૌર્ય સામ્રાજ્યની સ્થાપના ને ચંદ્રગુપ્ત મૌર્ય, ઇ. સ. પૂર્વે ૩૨૨-૨૯૯.

**ચંદ્રગુપ્ત મૌર્યનો ઉદય**—જ્યારે ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં પિપ્પલીવન નામના ગામના લોકો પ્રજાસત્તાક સંસ્થાઓ ભોગવતા હતા ત્યારે મૌર્યો તેમના આગેવાનો હતા. નંદ રાજાઓના સમયમાં તેમની સ્વતંત્રતાનો નાશ થયો ને તેમના ઉપર જુલમ થવા લાગ્યો. તેથી છેલ્લા નંદ રાજાના વખતમાં ચંદ્રગુપ્ત નામના મૌર્ય સરદારે કૌટલ્ય અથવા

ચાણક્યની મદદથી મગધ દેશની ગાદી પચાવી પાડી અને પંજાબમાંથી યવનોને કાઢી મૂકયા. આ યુવાન્ મૌર્યે સિકંદરની મુલાકાત લીધેલી અને તેને મધ્યદેશ અને મગધ સર કરવાનું નિમંત્રણ પણ આપેલું.

**ચંદ્રગુપ્તનો દિગ્વિજય**—પંજાબ અને આખો મધ્યદેશ તથા બંગાળા અને મગધ કબજે કર્યા પછી ચંદ્રગુપ્તે સુરાષ્ટ્ર કે કાઠિઆવાડ, મહારાષ્ટ્ર, વિદર્ભ–બરાડ અને મ્હૈસુર, એ દેશો પણ જિતી લીધા. ગિરનારની તળેટીમાં વૈસ્ય (રાષ્ટ્રિય) અધિકારી પુષ્યગુપ્તે **સુદર્શન** સરોવર તેના વખતમાં બંધાવ્યું હતું.

આવી રીતે ચંદ્રગુપ્તે એકચક્રી રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. પૂર્વે ૩૦૫માં તેણે સિકંદરના સરદાર સેલ્યુકસને હરાવ્યો ને કાબુલ, હિરાત, કંદહાર અને મકરાનના પ્રાંતો યવનોથી મુક્ત થયા. સેલ્યુકસે ચંદ્રગુપ્તને પોતાની કન્યા પરણાવી. તે ઉપરાંત મિગાસ્થનિસ નામનો ગ્રીક મગધની રાજધાની પાટલીપુત્ર મુકામે તેના વકીલ તરીકે રહ્યો.

**ચંદ્રગુપ્ત અને જૈનો**—જૈન શાસ્ત્રકારો એમ કહે છે કે ઘડપણમાં ચંદ્રગુપ્તે દીક્ષા લીધી હતી અને મ્હૈસુરમાં ચંદ્રગિરિ ઉપર તે મરી ગયો હતો, ઇ. સ. પૂર્વ ૨૯૬. આ વેળા બાર વર્ષનો દુકાળ પડ્યો હતો તેથી ઘણા જૈન સાધુઓ દક્ષિણમાં ગયા અને ત્યાં તેમણે જૈન મત ફેલાવ્યો.

**બિંદુસાર અથવા અમિત્રઘાતક—૨૯૬–૨૬૯, ઇ. સ. પૂર્વે.** ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર બિંદુસાર અથવા અમિત્રઘાતક ગાદીએ આવ્યો. થોડા વખત સૂધી ચાણક્યે મુખ્ય મંત્રી તરીકે કામ કર્યું. અશોકના શિલાલેખોમાં આ રાજાને "દેવોનો પ્રિય" કહેવામાં આવ્યો છે. તેના વખતમાં તક્ષશિલાના લોકો મૌર્ય અધિકારી સામે ઉઠયા પણ રાજપુત્ર અશોકે તેમને શાંત કર્યા. સિરિઆના ને બીજાં પાડોશી રાજ્યોના રાજ-કર્તાઓએ બિંદુસાર આગળ પોતાના એલચીઓ મોકલ્યા હતા. બિંદુસાર ઇ. સ. પૂર્વે ૨૬૯માં મરી ગયો.

**સાર**—પિપ્પલીવનના મૌર્ય રાજા ચંદ્રગુપ્તે નવમા નંદને કૌટલ્યની મદદથી માર્યો, આર્યાવર્તમાંથી યવનોને કાઢી મૂક્યા ને આખા દેશમાં

એકચક્રી રાજ્ય સ્થાપ્યું. તેના પુત્ર બિંદુસારે તે રાજ્ય ટકાવી રાખ્યું. ચંદ્રગુપ્તના દરબારમાં યવન એલચી મિગાસ્થનિસ આવી ગયો હતો.

**પ્રશ્નો**—(૧) ચંદ્રગુપ્ત મૌર્ય કોણ હતો ? તેણે એકચક્રી રાજ્ય કેવી રીતે સ્થાપ્યું? (૨) "બિંદુસાર," "કૌટલ્ય" ને "મુદ્રારાક્ષસ" ઉપર ટૂંકી નોંધો લખો.

## પ્રકરણ ૩જું

## "દેવોનો પ્રિય" પ્રિયદર્શી અશોક અથવા "ભેરીઘોષને બદલે ધર્મઘોષ," ૨૬૯–૨૩૨, ઇ. સ. પૂર્વે.

**અશોક**—બિંદુસાર પછી તેનો પુત્ર અશોક ગાદીએ આવ્યો. ચાર વર્ષો સુધી અશોકના ભાઈઓ તેની સામે લડ્યા. ઇ. સ. ૨૬૪માં રાજાને ગાદી ઉપર બેસાડવામાં આવ્યો. અશોકે કુમાર તરીકે અવંતિકા (ઉજ્જન) ને તક્ષશિલા મુકામે કામગીરી કરી હતી.

**કલિંગ અથવા ઓરિસ્સા ઉપર ચઢાઈ**—બિંદુસારના વખતમાં કલિંગના રાજાઓ મૌર્યો વિરુદ્ધ વર્તતા હતા તેથી અશોકે ઇ. સ. પૂર્વે ૨૬૧માં તે દેશ જિતી લીધો. આ લડાઈમાં દોઢ લાખ માણસો કેદ પકડાયાં અને એક લાખ માણસો માર્યા ગયાં; તે સિવાય અનેક ઘાયલ થયાં. અશોકને આ બનાવોથી ખેદ થયો ને ઉપગુપ્ત નામના બૌદ્ધ ભિક્ષુના ઉપદેશથી તેણે અહિંસાધર્મ સ્વીકાર્યો. અશોકે હવે દિગ્‌વિજયને બદલે ધાર્મિક વિજય કરવાની પ્રતિજ્ઞા લીધી. આ પ્રતિજ્ઞા તેણે બરોબર પાળવાનું કામ ઇ. સ. પૂર્વે ૨૫૭થી શરૂ કર્યું.

**અશોકની મહત્તા**—એક વર્ષો માટે અશોક માત્ર ઉપાસક તરીકેજ રહ્યો; પણ પાછળથી તે બૌદ્ધ સંઘમાં દાખલ થયો. તેણે કપિલવસ્તુ, સારનાથ, ગયા, કુશીનગર, એ પવિત્ર સ્થળોની યાત્રા કરી અને ત્યાં સ્તૂપો ને સ્તંભો રોપાવ્યા ને બૌદ્ધ ધર્મનો ઉપદેશ લોકોને આપવા શરૂઆત કરી. ત્યાર પછી તેણે ધર્મની પરિષદ્ બોલાવી, તેની પુત્રી ચારુમતી બૌદ્ધ સાધ્વી–પરિવ્રાજિકા–થઈ; તેણે દેવપટ્ટન વસાવ્યું. અશોકે પણ નેપાળમાં લલિતપટ્ટન ને કાશ્મીરમાં શ્રીનગર વસાવ્યાં. મહારાજ્યના જુદા

જુદા ભાગોમાં અશોકે બ્રાહ્મી અને ખરોષ્ટ્રી લિપિમાં શિલાલેખો કોતરાવ્યા ને પાટલીપુત્રમાં તેણે ભવ્ય રાજમહેલ બંધાવ્યો. અશોકે બૌદ્ધો, બ્રાહ્મણો, જૈનો, એમ બધા ધર્મોનાં માણસોને ઉત્તેજન આપ્યું હતું. સિરિઆ, ઇજિપ્ત, કોરિંથ, મકદુનિયા, ઉત્તર આફ્રિકા, એ સ્થળોએ તેણે બૌદ્ધ ભિક્ષુઓ મોકલ્યા. લંકામાં અશોકના ભાઈ મહેંદ્રે ને તેની બ્હેન સંઘમિત્રાએ બૌદ્ધ ધર્મ ફેલાવ્યો. રાજાએ દરેક સ્થળે ઔષધાલયો, વિહારો, ને સંઘારામો કરાવ્યાં ને જંગલી લોકોને સુધાર્યાં. **"ભેરીઘોષને બદલે ધર્મઘોષ સંભળાવા લાગ્યો."** જુલમી અમલદારોને તેણે સજા આપી, પશુવધને બંધ કરાવ્યો, યજ્ઞો, દુરાચારી સમાજો, ને દારૂની પણ બંધી કરાવી, પોતાના અમલદારોને દર પાંચ વર્ષે રાજ્યની તપાસ કરવા બધે ફરવાનો હુકમ કર્યો, **"ધર્મમહામાત્રો"** ને **"ધર્મયુતો"**ને નીમી બધા ધર્મોનું ને દુઃખી કેદીઓનું રક્ષણ કર્યું; દર્શનો (shows) બતાવી લોકોને સદ્‌ગુણી થવા ઉપદેશ આપ્યો; સ્થળે સ્થળે રસ્તાઓ કરાવ્યા, ઝાડો રોપાવ્યાં ને ઓસડ માટે વનસ્પતિઓ રોપાવી. છેવટે અશોકે પોતાના સામ્રાજ્યમાં વ્યવહાર (law) અને દંડ (શિક્ષા)ની સમતા (equality) ફરમાવી.

**અશોકનું સામ્રાજ્ય**—પાસેના નકશાથી અશોકના સામ્રાજ્યનો વિસ્તાર જણાઈ આવશે.

**અશોકનાં સ્મરણો**—અશોકના રાજ્યોની નીચે મુજબ યાદગીરીઓ અત્યારે પણ છેઃ—

(૧) કાઠિઆવાડમાં ગિરનારની તળેટી, દહેરાદુન જીલ્લામાં ખાલશી, પેશાવર પાસે શાહબાઝગઢી, પુરી જીલ્લામાં ધવલી, ગંજમ આગળ જૌગડા ને મુંબઈ પાસે સોપારા, એ સ્થળોના શિલાલેખો.

(૨) દિલ્હી, ચંપારણ્યમાં નંદનગઢ ને રામપુરા, અલ્લાહાબાદ, સાંચી, કાશી આગળ સારનાથ, ને નેપાળમાં લુંબિનીવન તથા નિગલીસાગરના સ્તંભો તથા સ્તૂપો.



કાશી પાસે સારનાથનો બૌદ્ધ સ્તૂપ.

આ સ્મરણોમાં અશોક આરોગ્ય, અહિંસા, અસ્તેય—ચોરી ન કરવી તે, સત્ય, શાંતિ, સાવચેતી—અપ્રમાદ, પરાક્રમ ને ધર્મનો ઉપદેશ આપે છે અને તે માટે પોતે લીધેલા ઉપાયોનું વર્ણન કરે છે. કેટલાંએક* "ધર્મ-

* અંગ્રેજીમાં "Edict" શબ્દથી અશોકના "ધર્મશ્રવણ" નો ખરો અર્થ કદિ સમજાશે નહિ ને "Edict" નો ગુજરાતી અનુવાદ કરી "ધર્મશ્રવણ" નો ખ્યાલ આપતાં તો Edict શબ્દને ને અશોકને, બંનેને અન્યાય થાય છે; તેથી "ધર્મશ્રવણ" શબ્દ રાખ્યો છે.

શ્રવણો" તેણે બૌદ્ધ ગ્રંથ "ધમ્મપદ"માંથી લીધેલાં જણાય છે.

**અશોકનો અમલ**—અશોકના અમલથી બૌદ્ધ ધર્મ જગતનો ધર્મ બની શક્યો. અશોકે દક્ષિણના ચૌલો, પાંડ્યો અને સત્યપુત્રોને જિતી આખું ભારતવર્ષ કબજે ન કર્યું તેથી કાંઈ તેનું મહત્ત્વ ઓછું થઈ જતું નથી. તેમ તેને લઈને ભવિષ્યમાં મૌર્ય સામ્રાજ્યને કોઈ મોટો ધોકો લાગ્યો પણ નહિ. અશોકે પરદેશી રાજ્યો સાથે મિત્રતા કરી હિંદનું ગૌરવ એશિઆ ને યૂરોપમાં ઘણુંજ વધારી દીધું. બૌદ્ધ ધર્મના પ્રચારથી આપણે પાછળથી નબળા પડી ગયા તે મત સ્વીકારવા યોગ્ય નથી. ઉલટું, તેથી આપણે સદ્ગુણી, સાહસિક, ને સ્વદેશપ્રેમી થયા. અશોકે સ્તૂપો, સ્તંભો ને શિલાલેખો કરાવી ભારતવર્ષની કળાનું પોષણ કર્યું. આખી દુનિયાના ઇતિહાસમાં અશોકના જેવો કર્તવ્યપરાયણ, નિષ્કપટ, સત્યવક્તા ને પ્રજાપ્રિય રાજા થઈ ગયો હોય એવું કલ્પનામાં આવી શકતું નથી. તેના પછી મૌર્યો ઝાઝા વખત માટે ટકી શક્યા નહિ તેનું એકજ કારણ છે. તેના પછીના મૌર્ય રાજાઓ ચંદ્રગુપ્ત, બિંદુસાર ને અશોક જેવા પરાક્રમી નહોતા અને હમેશના ધોરણ મુજબ આપણા દેશનો ઇતિહાસ પાછો નાનાં નાનાં ઘણાં રાજ્યોનો ઇતિહાસ થઈ ગયો. તે નબળાઈનો લાભ લઈ વાયવ્ય કોણના યવનો ફાવી ગયા. ખોતાન, તિબેટ, ચીન, લંકા, બ્રહ્મદેશ, સિઆમ, પૅસિફિક મહાસાગરના ટાપુઓ ને પશ્ચિમ દેશમાં આર્ય સંસ્કૃતિનો પ્રસાર કરવાની શરૂઆત અશોકના વખતથી થઈ.

**અશોક પછીના મૌર્યો, ઇ. સ. પૂર્વે ૨૩૨-૧૮૫**—અશોક પછી મૌર્ય રાજાઓ ગાદીએ આવ્યા તે સંબંધી જરૂર પડતી માહીતી આ પ્રમાણે છે. અશોકનો એક જલૌક નામનો પુત્ર કાશ્મીરમાં સ્વતંત્ર થઈ ત્યાં શિવનો ઉપાસક બન્યો. દશરથ નામના મૌર્ય રાજાએ આજીવિકોને દાનો આપ્યાં. રાજા સંપ્રતિ જૈનોનો આશ્રયદાતા થઈ ગયો અને ગિરનારનાં કેટલાંક જૈન મંદિરો તેણે બંધાવ્યાં છે. છેલ્લા મૌર્ય રાજા બૃહદ્રથને તેના સેનાપતિ પુષ્પમિત્રે મારી નાંખ્યો ત્યારે મૌર્ય સામ્રાજ્યનો અંત આવ્યો. આજ વખતે યવનોએ પણ પાછો પંજાબનો ભાગ પોતાને કબજે કર્યો. ઇ. સ. પૂર્વે ૧૮૫માં મૌર્ય સામ્રાજ્યનો નાશ થયો.




અશોકનું સામ્રાજ્ય
ઈ.સ.પૂ. ૨૫૦.

**સાર**—અશોકે કલિંગદેશને જિત્યો પણ યુદ્ધમાં થએલા સંહારથી વૈરાગ્ય પામી તે બૌદ્ધ ઉપાસક ને ભિક્ષુ બન્યો. "ભેરીઘોષ"ને બદલે તેણે લોકોને "ધર્મઘોષ" સંભળાવ્યો; ઠેકઠેકાણે સ્તૂપો, સ્તંભો, શિલાલેખો વગેરે તૈયાર કરાવી લોકોને અહિંસા, ને સત્યના સંદેશાઓ મોકલાવ્યા અને ઍસિરિઆ, કોરિન્થ, ઇજિપ્ત ને લંકાના દેશોમાં બૌદ્ધ ભિક્ષુઓ મોકલી, ને ઓસડો માટે સાધનો તૈયાર કરાવી, ત્યાંના રાજાઓ સાથે મિત્રતા કરી. તેણે રસ્તાઓ કરાવ્યા, ઝાડો રોપાવ્યાં, ધર્મશાળાઓ બંધાવી ને ન મળે એવાં ઓસડોને માટે વનસ્પતિઓ રોપાવી.

**પ્રશ્નો**—(૧) અશોક "દેવોનો પ્રિય" કેમ કહેવાયો ? (૨) મૌર્ય સામ્રાજ્યનો વિસ્તાર જણાવો. (૩) અશોકે ક્યાં ક્યાં અવશેષો રાખ્યા છે ? (૪) બૌદ્ધ સંપ્રદાયની પ્રગતિમાં અશોકે કેવો ભાગ લીધો ? (૫) અશોક સૌથી સારો રાજા કેમ કહેવાયો ? (૬) અશોકના પરદેશી પાડોશીઓ કોણ હતા ? (૭) દુનિયાના રાજ્યકર્તાઓમાં અશોકનું સ્થાન નક્કી કરો.

---

### ગિરનારની તળેટીવાળું અશોકનું "ધર્મશ્રવણ."

**સર્વત વિજિતમ્હિ દેવાનં પિયસ પિયદસિનો રાજ્ઞો એવમપિ પ્રચંતેષુ યથા ચોડા પાડા સતિયપુતો કેતલપુતો આ તંબપંણી અંતિયકો યોનરાજા યો વા પિ તસ અંતિયકસ સામીપં રાજાનો સર્વત્ર દેવાનં પિયસ પિયદસિનો રાજ્ઞો દ્વે ચિકીછ કતા મનુસચિકીછા ચ પસુચિકીછા ચ. ઓસુઢાનિ ચ યાનિ મનુસોપગાનિ ચ પસોપગાનિ ચ યત યત નાસ્તિ સર્વત્ર હારાપિતાનિ ચ રોપાપિતાનિ ચ મૂલાનિ ચ ફલાનિ ચ યત યત નાસ્તિ સર્વત્ર હારાપિતાનિ ચ રોપાપિતાનિ ચ. પંથેસૂ કૂપા ચ ખાનાપિતા વ્રછા ચ રોપિતાનિ પરિભોગાય પસુમનુસાનં.**

**અર્થઃ—દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાના બધા મુલકોમાં અને સરહદ ઉપર એટલે ચોલ, પાંડ્ય, સત્યપુત્ર, કેરલપુત્ર, ને તામ્રપર્ણી (લંકા) સુધી, ને યવન રાજા ઍન્ટિઓકસ ને તે રાજાના પાડોશી રાજાઓના મુલકમાં, પ્રિયદર્શી રાજાએ બે રોગોનું નિવારણ કર્યું, માણસોના રોગોનું ને પશુઓના રોગોનું. માણસોને ને પશુઓને ઉપયોગી જે જે ઓસડો જ્યાં જ્યાં નહોતાં ત્યાં ત્યાં બધે ઠેકાણે મોકલાવ્યાં ને રોપાવ્યાં, ને (તેણે) મૂળો અને ફળો પણ મોકલાવ્યાં ને રોપાવ્યાં; અને માણસો ને પશુઓના આનંદ માટે રસ્તાઓ ઉપર કૂવા ખોદાવ્યા ને ઝાડો રોપાવ્યાં.**

# પ્રકરણ ૪થું

## મૌર્ય વખતનું ઉત્તર હિંદ

**મિગાસ્થનિસ**—સેલ્યુક્સે ચંદ્રગુપ્તની રાજધાની પાટલીપુત્ર મુકામે પોતાના પ્રતિનિધિ મિગાસ્થનિસને રાખેલો. તેના સિવાય બીજા યવનો પણ હિંદમાં આવેલા. એ બધાએ આપેલા પોતાના પ્રવાસોના હેવાલનો કેટલોક ભાગ અત્યારે આપણને મળી શકે છે તે ઉપરથી અને તે વખતના લેખકોના ગ્રંથો ઉપરથી આપણને આપણી ૨૩૦૦ વર્ષ અગાઉની રાજકીય અને આર્થિક સંસ્થાઓનો સારો ખ્યાલ આવી શકે છે.

**પાણિનિ અને કાત્યાયન**—પ્રખ્યાત "અષ્ટાધ્યાયી" વ્યાકરણ સૂત્રરૂપે લખનાર પાણિનિ ઇ. સ. પૂર્વે ૫૦૦ વર્ષો અગાઉ થઈ ગયો. તેના ગ્રંથ ઉપર "વાર્તિક" લખનાર કાત્યાયન તેના પછી ૩૦૦ વર્ષે થઈ ગયો. પાણિનિ તક્ષશિલાના વિદ્યાપીઠ–Universityમાં ભણ્યો હતો.

**કૌટલ્ય**—ચંદ્રગુપ્તને ગાદી અપાવનાર પ્રખ્યાત બ્રાહ્મણ પ્રધાન વિષ્ણુગુપ્ત અથવા ચાણક્ય "અર્થસૂત્ર" લખતો ગયો છે. તે "કૌટલ્ય"ના નામથી પણ ઓળખાય છે.+

**મૌર્ય સમયનું હિન્દ**—ઉપરનાં લખાણો ઉપરથી આપણે અહીં તે વખતની કેટલીએક સંસ્થાઓનું વર્ણન કરશું.

મૌર્ય સામ્રાજ્યની સ્થાપના અગાઉ સિંધ, પંજાબ, સુરાષ્ટ્ર–કાઠિઆવાડ ને વૈશાલીમાં પ્રજાસત્તાક સંસ્થાઓથી રાજ્યવહિવટ ચાલતો હતો. આ સંસ્થાઓ જૈન અને બૌદ્ધ મતોના પ્રવર્તકોએ પોતાના પંથોમાં દાખલ કરી. કેટલાંક રાજ્યોમાં બે ધારાસભાઓ હતી. સિક્કાઓ ઉપર રાજ્યોનાં લક્ષણો પાડવામાં આવતાં. ઘણાં રાજ્યો એક થઈ ચક્રવર્તી થવાની ઇચ્છા રાખનાર રાજાની સામે થતાં. દરેક ઉમરલાયક ને યોગ્ય માણસને મતાધિકાર franchise આપવામાં આવતો. આ રાજ્યોમાં ફિલસુફી, સાહિત્ય ને કળાનો સારો વિકાસ થએલો; દાખલા તરીકે, ક્ષુદ્રકો

+ ખરો પ્રયોગ "કૌટિલ્ય" નહિ પણ "કૌટલ્ય" છે.

ને કઠ લોકો વેદાંતમાં ઘણા પ્રવીણ હતા. અર્થશાસ્ત્રમાં "અરાજક," "દ્વૈરાજ્ય," "વૈરાજ્ય," "સ્વરાજ્ય," એવાં રાજ્યોનાં નામો જોવામાં આવે છે. મૌર્ય રાજાઓએ આ રાજ્યોની રાજકીય સત્તાનો નાશ કર્યો અને તેમની પાસે માત્ર સામાજિક અને આર્થિક સત્તાઓજ રહેવા દીધી.

**પાટનગર પાટલીપુત્ર**—મૌર્યોની રાજધાની પાટલીપુત્ર અથવા હાલનું પટના હતું. તેનો ઘેરાવો લગભગ ૧૭ ચોરસ માઇલમાં હતો. તેને ૬૪ દરવાજા હતા અને ૫૭૦ તો બુરજા હતા. યવન મુસાફરો રાજમહેલનું સુંદર ચિત્ર આપતા ગયા છે.

**બીજાં નગરો**—તે સિવાય તક્ષશિલા, ઉજ્જન, કૌશાંબી, શ્રાવસ્તી, એ બીજાં મોટાં નગરો હતાં.

**સામ્રાજ્યના ભાગો**—આખા સામ્રાજ્યના મુખ્ય પાંચ ભાગો કરવામાં આવ્યા હતા.

(૧) પૂર્વભાગ; મુખ્ય નગર, પાટલીપુત્ર. (૨) ઉત્તરાપથ, કે ઉત્તર દેશ; મુખ્ય નગર, તક્ષશિલા. (૩) અવંતિ; મુખ્ય નગર, ઉજ્જન. (૪) દક્ષિણાપથ, કે દખ્ખણ; મુખ્ય નગર, સુવર્ણગિરિ. (૫) કલિંગ; મુખ્ય નગર તોસલી.

**રાજા**—આખા રાજ્યનો ઉપરિ રાજા પોતે હતો; તેને કુલ સત્તા હતી પણ ધર્મ ને પરંપરા વિરુદ્ધ તે જઇ શકતો નહિ.

**મહામાત્રો, અમાત્યો ને સચિવો**—રાજા મુખ્યત્વે મંત્રીઓની સલાહ પ્રમાણે ચાલતો. મુખ્ય મંત્રિમંડળમાં ચારેક જણા બેસતા. જરૂર પ્રસંગે અમાત્યોને બોલાવવામાં આવતા. આ સંસ્થા **મંત્રિપરિષદ્**ના નામથી ઓળખાતી. મંત્રિપરિષદ્‌માં બહુમતિ (*ભૂયિષ્ઠ)થીજ કામ થતું. અદાલતો માટે, ત્રીજુરી માટે, બગીચાઓ માટે, શહેરો માટે, ન્હેરકામ ને બાંધકામ માટે, રાજાની અંગત નોકરી માટે, જંગલ માટે, કર ઉઘરાવવા માટે, જમીન માપવા માટે, લખવા માટે, નૌકાસૈન્ય માટે, લશ્કર માટે, જુદા જુદા અમાત્યો

---

* બૌદ્ધ ને જૈન સાહિત્યમાં આવા ઘણા પ્રયોગો મળી આવે છે. તેવીજ જાતના પ્રયોગો કૌટલ્યના અર્થસૂત્રમાં પણ આવે છે.

નીમાતા. આ અમાત્યો પાછળથી મંત્રીઓ કે મહામંત્રીઓ થઈ શકતા. તેમના ઉપર દેખરેખ રાખવા **અધ્યક્ષો** હતા. દરેક ખાતા ઉપર એક અમાત્યમંડળ દેખરેખ રાખતું. મૌર્ય વખત અગાઉ (જનપદ) પ્રાંતો અને ગામડાંઓના લોકોની પરિષદો બોલાવવામાં આવતી. ચંદ્રગુપ્તે તે બંધ કર્યું.

**પ્રાંતો**—પ્રાંતોના અધિકાર ઉપર રાજાના કુમારોને નીમવામાં આવતા. સુરાષ્ટ્ર ને કાંબોજ (અફઘાનીસ્તાન)ના "સંઘો" આંતર વ્યવસ્થામાં સ્વતંત્ર હતા. માત્ર તેમના ઉપર સામાન્ય દેખરેખ માટે "રાષ્ટ્રિય" નામના અમલદારો નીમાતા. અશોકના વખતમાં જુનાગઢનો રાષ્ટ્રિય, રાજા તુષાષ્ફ નામનો યવન હતો.

**જાસુસો**—ચંદ્રગુપ્ત અને અશોક જાસુસો રાખતા. તેઓ ખરી હકીકત રાજાને લખી મોકલતા.

**ગામડાંઓની વ્યવસ્થા**—ગામડાંની વ્યવસ્થા **ગ્રામિકોના** હાથમાં હતી. તેમના સલાહકારો **ગ્રામવૃધ્ધો** તરીકે કામ કરતા. પાંચ દશ ગામડાં-ઓનો અધિકારી **"ગોપ"** કહેવાતો અને તાલુકાનો અધિકારી **સ્થાનિક** કહેવાતો. દરેક શહેરમાં **મહામાત્રો** રહેતા. સરહદો ઉપરના અધિકારીઓ **અંતપાલક** કહેવાતા.

**સાહિત્ય, કળા**—અશોકના વખતના સ્તંભો ને સ્તૂપોને આપણે જ્યારે જોઈએ છીએ ત્યારે આપણને ચોક્કસ ખાત્રી થાય છે કે તે વખતના આપણા પૂર્વજો ચિત્રકામમાં, સ્થાપત્યમાં, ચણતરકામમાં, કિલ્લાઓ બાંધવામાં, વણાટકામમાં, વેપારમાં, ધાતુઓના ઉપયોગમાં, યુદ્ધકળામાં, અને ફિલસુફીમાં ઘણાજ આગળ વધેલા હતા.

**લશ્કર**—ચંદ્રગુપ્ત પાસે ૬ લાખ પાયદળ, ૩૦ હજાર ઘોડેસવાર, ૯૦૦૦ હાથી ને અનેક રથોનું સૈન્ય હતું. બધા સૈનિકોને પગાર રોકડમાં અપાતો. ત્રીસ અમાત્યો લશ્કરની દેખરેખ રાખતા. તેમાંના દરેક પાંચ જણના હાથમાં લશ્કરનાં જુદાં જુદાં ખાતાંઓ સોંપી દેવામાં આવ્યાં હતાં.

**મોટાં શહેરોનો વહિવટ**—દરેક મોટા શહેરનો વહિવટ ત્રીસ અમાત્યો કરતા. તેમાંના દરેક પાંચને જુદી જુદી કામગીરીઓ આપી દેવામાં આવતી. એવાં છ અમાત્યમંડળો હતાં, (૧) કારીગરો માટે (૨)

પરદેશીઓ માટે (૩) મરણ ને જન્મની નોંધણી માટે (૪) વેપાર માટે (૫) કારખાનાંઓ માટે (૬) ખરીદી ઉપરનો કર ઉઘરાવવા માટે.

**છેવટ**—ઉપરની હકીકત ઉપરથી જણાઈ આવશે કે મૌર્ય સામ્રાજ્યના વખતના હિંદીઓ સારી સંસ્કૃતિએ પહોંચી શક્યા હતા. રાજ્યમાં બંદોબસ્ત ઘણોજ સારો હતો. પાટલીપુત્રનો રહીશ તાળું દીધા વગર ઘર છોડી બહાર જતો તે યવન મિગાસ્થનિસનું લખાણ જરાય અતિશયોક્તિ ભરેલું નથી. યવનોનાં લખાણો ને તે વખતનું સાહિત્ય બંને બરોબર મળતાં આવે છે.

**સાર**—મિગાસ્થનિસ, પાણિનિ, કાત્યાયન, કૌટલ્ય, બૌદ્ધો, જૈનો ને બ્રાહ્મણોનાં સાહિત્યો ઉપરથી આપણે આ વખતની રાજકીય સંસ્થાઓ સમજી શકીએ છીએ. મૌર્યો પહેલાં પંજાબમાં ને મગધની ઉત્તરે તથા સુરાષ્ટ્રમાં પ્રજાસત્તાક રાજ્યો હતાં. ચંદ્રગુપ્તે તેમનો નાશ કર્યો.

ચંદ્રગુપ્તના મહારાજ્યના મુખ્ય પાંચ ભાગો હતા. કારભાર મંત્રિમંડળ ચલાવતું. દરેક ખાતા માટે જુદા જુદા પ્રધાનો કામ કરતા. શહેરો ને ગામડાંઓની વ્યવસ્થા પણ જુદા અધિકારીઓના હાથમાં હતી. જાસુસોની યોજના ઉત્તમ પ્રકારવાળી હતી. તે વખતની કળા આપણી ઉત્તમ સંસ્કૃતિ સાબીત કરે છે.

**પ્રશ્નો**—(૧) મૌર્યના વખતની પરિસ્થિતિ જાણવા માટેનાં સાધનો જણાવો. (૨) આપણા દેશમાં કેવી જાતની પ્રજાકીય સંસ્થાઓ હતી? (૩) મૌર્ય રાજ્યવ્યવસ્થાનું વર્ણન આપો.

## પ્રકરણ ૫મું

## શુંગ વંશ, કાણ્વાયનો ને શાતવાહનો, ઇ. સ. પૂર્વે ૧૮૫થી ઇ. સ. ૨૨૫ સૂધી.

**પુષ્યમિત્ર, ઇ. સ. પૂર્વે ૧૮૫-૧૪૯**—છેલ્લા મૌર્ય રાજા બૃહદ્રથને મારનાર પુષ્યમિત્ર શુંગ વંશનો મુખ્ય પુરુષ થાય. તે જાતે બ્રાહ્મણ હતો ને પશ્ચિમ વિભાગનો મુખ્ય અધિકારી હતો. પહેલાં તેણે વિદર્ભ–બરાડ દેશના પોતાના શત્રુને હરાવ્યો ને તે દેશને તાબે કર્યો. યવનોએ કચ્છ,

સુરાષ્ટ્ર, ને પંજાબના પ્રાંતો જિતી લીધા હતા તે પુષ્યમિત્રે પાછા લીધા ને અશ્વમેધ યજ્ઞ કર્યો.

**પતંજલિ**—પાણિનિના વ્યાકરણના ગ્રંથ ઉપર "મહાભાષ્ય" લખનાર પતંજલિ પુષ્યમિત્રના વખતમાં થઈ ગયો.

**અગ્નિમિત્ર અને બીજા શુંગ રાજાઓ, ઇ. સ. પૂર્વે, ૧૪૯–૭૩**—પુષ્યમિત્ર પછી તેનો પુત્ર અગ્નિમિત્ર ગાદીએ આવ્યો. તે કાલિદાસના નાટક " માલવિકાગ્નિમિત્ર "નો નાયક થાય. તેના પછીના રાજાઓનો અમલ નમાલો હોવાથી અહીં તેનાં નામો આપ્યાં નથી. છેલ્લો શુંગ રાજા દેવભૂતિ વિષયલંપટ હતો. તેને બ્રાહ્મણ પ્રધાને મારી નાંખ્યો. શુંગ રાજાઓ બ્રાહ્મણ ધર્મ પાળતા પણ તેઓએ જૈન ને બૌદ્ધ મતોને કનેડયા નહોતા.

**સ્મૃતિ, ભારત.**—આ વખતમાં બ્રાહ્મણોએ સ્મૃતિઓ, મહાભારત તથા રામાયણ ને કેટલાંક પુરાણો જમાનાને અનુસરતાં તૈયાર કર્યા. વિષ્ણુ, મહેશ અને બ્રહ્માની પૂજા પણ આ વખતથી ચાલુ થઈ.

**ભાસ કવિ**—ઇ. સ. પૂર્વ લગભગ એકાદ સૈકાના વખતમાં " સ્વપ્નવાસવદત્ત " " પ્રતિજ્ઞાયૌગંધરાયણ " વગેરે નાટકોનો કર્તા પ્રખ્યાત કવિ ભાસ થઈ ગયો. તેની કવિતામાં હાસ્યરસ ખાસ દીપી નીકળે છે.

**કાણ્વ વંશના રાજાઓ, ઇ. સ. પૂર્વે, ૭૩–૨૮**—શુંગ રાજાઓ પછી કાણ્વ વંશમાં ચાર રાજાઓ થઈ ગયા અને તેમનો અમલ માત્ર ૪૫ વર્ષ સુધી રહ્યો. આંધ્ર અથવા શાતવાહન વંશના રાજા સિંધુકે છેલ્લા કાણ્વ સુશર્માને મારી તેની સત્તાનો નાશ કર્યો. તેના પુત્ર કૃષ્ણે નાસીક સુધીનો પ્રદેશ જીતી લીધો ને કૃષ્ણના પુત્ર શાતકર્ણીએ માળવા ને મહારાષ્ટ્ર જીતી અશ્વમેધ યજ્ઞ કર્યો. એક વાર તેમનું રાજ્ય ઠેઠ ગુજરાત ને કાઠિઆવાડ સુધી પણ હતું.

**આંધ્રભૃત્ય, આંધ્ર અથવા શાતવાહન વંશ, ઇ. સ. પૂર્વે ૩૨૦– ઇ. સ. ૨૨૫**–શાતવાહન અથવા આંધ્રભૃત્ય કે આંધ્ર રાજાઓ બ્રાહ્મણો હતા અને તેમનું મૂળ વતન દખ્ખણમાં હતું. તેઓએ લગભગ

૪૦૦ વર્ષો સુધી રાજ્ય કર્યું પણ પાછળનાં વર્ષોમાં તો તેમનો અમલ કાનડા ને મ્હૈસુરના ઉત્તર પ્રદેશ ઉપરજ રહેલો. આંધ્ર દેશને જિત્યા પછી શાતવાહનો આંધ્રભૃત્ય કે આંધ્રો કહેવાયા.

તેમના એક વંશજે શક લોકોને હરાવ્યા તેથી દખ્ખણમાં શાલિવાહનનો શક ચાલે છે, ઇ. સ. ૭૮. શકનું નવું વર્ષ ચૈત્ર સુદ ૧થી શરૂ થાય છે. આંધ્ર સત્તાનો નાશ ઇ. સ. ૨૨૫ને સુમારે થયો.

આંધ્ર રાજાઓ પોતે બ્રાહ્મણ ધર્મના ઉપાસકો હતા છતાં બૌદ્ધો અને જૈનોને તેઓ સારૂં ઉત્તેજન આપતા. મહારાષ્ટ્રમાં નાસીકની, કારલાની ને ભાજાની સુંદર ગુફાઓ તેમના વખતમાં તૈયાર કરવામાં આવી.તેમના નિર્વાહ માટે આંધ્ર વંશના રાજાઓએ પુષ્કળ જમીનો ને ગામો ઇનામમાં આપેલાં. તે વખતના હિંદુ સમાજમાં મુખ્ય ચાર જાતિઓ હતી. કોંકણના મુખ્ય અમલદારોને મહાભોજ, ને મહારાષ્ટ્રના મુખ્ય અમલદારોને મહારથી કે મહાસેનાપતિ, કહેવામાં આવતા. સમાજમાં આ લોકોને પ્રથમ પંક્તિ આપવામાં આવતી. આંધ્ર રાજાઓના વખતમાં વહિવટ મુખ્યત્વે મહામાત્રો અને અમાત્યો મારફત ચાલતો. મોટાં મોટાં શહેરોમાં આ અમલદારો મુખ્ય નાગરિકોની સલાહ લઈ સ્થાનિક વહિવટ ચલાવતા. તે નાગરિકોમાં નૈગમો (વેપારીઓ), સાર્થવાહો (વણઝારાઓ) ને શ્રેષ્ઠિઓ (શેઠીઆઓ) મુખ્ય હતા. આ વર્ગને સમાજમાં બીજી પંક્તિએ મૂકવામાં આવતો. ત્રીજી પંક્તિમાં કારકુનો, (લેખકો), વૈદ્યો, ખેડુતો, ગાંધીઓ ને સોનીઓ આવતા. સુતારો, માળીઓ ને માછીઓ ચોથા વર્ગમાં આવતા. વેપારીઓનાં મંડળો હતાં અને દરેક મંડળના કારભાર માટે નિયમો બાંધવામાં આવતા. શહેરોની સભામાં દાનપત્રોને 'રજીસ્ટર' કરવામાં આવતાં. સોપારા, કલ્યાણ, ભરૂચ, ખંભાત, ને ચૌલ, એ મુખ્ય બંદરો પરદેશ સાથે મોટો વેપાર ખેડતાં.

**સાર**—મૌર્ય રાજાઓ પછી શુંગ વંશની સ્થાપના મૌર્ય અધિકારી પુષ્યમિત્રે કરી. શુંગ વંશ પછી કાણ્વ વંશના રાજાઓ થઈ ગયા. પછી આંધ્ર રાજાઓ સાર્વભૌમ સત્તાપર આવ્યા.

પહેલા સૈકામાં કેટલાંક પુરાણો, સ્મૃતિઓ, રામાયણ ને મહાભારત અત્યારની સ્થિતિમાં લખાયાં. બધા રાજાઓ ધર્મની બાબતમાં ઘણાજ સહિષ્ણુ હતા. આંધ્ર રાજાઓએ કારલા વગેરેની ગુફાઓ માટે સારાં દાનો આપ્યાં હતાં. આંધ્ર સમયના મહારાષ્ટ્રના સમાજની વ્યવસ્થાનું તે વખતના શિલાલેખો ઉપરથી આપણને સારૂં જ્ઞાન મળે છે.

**પ્રશ્નો**—(૧) શુંગ, કાણ્વ અને આંધ્ર રાજાઓ વિષે કાંઈક લખો. (૨) આંધ્ર સમયના મહારાષ્ટ્રના સમાજના વિભાગો જણાવો.

## પ્રકરણ ૬ઠ્ઠું

## યવનો, કુશાનો અને ક્ષત્રપો. બૌદ્ધ સંપ્રદાયનું પરિવર્તન.

**બેક્ટ્રિઆના યવન (ગ્રીક) રાજાઓ, ને પાર્થિવ રાજાઓ**—સેલ્યુકસ પછીના બેક્ટ્રિઆના ગ્રીક રાજાઓમાંથી કેટલાંકોએ પંજાબ ને સિંધમાં ઇ. સ. પૂર્વે પહેલા સૈકામાં સત્તા જમાવી હતી. મિલિન્દ અથવા મિએંડર નામનો રાજા બૌદ્ધ ધર્મ પાળતો અને બૌદ્ધ સાહિત્યમાં તેના પ્રશ્નોનું પ્રકરણ ઉપયોગી સ્થાન ધરાવે છે. કેટલાએક યવન રાજાઓ ઠેઠ મથુરા સુધી પણ અમલ કરી ગયા હોય એમ તેમના સિક્કાઓ ઉપરથી જણાય છે. આ યવનો શકો ને ઇરાનના પાર્થિવો હાથે પહેલા સૈકામાં નાશ પામ્યા.

**કુશાન વંશના રાજાઓ**—ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં ચીનના વાયવ્ય કોણમાં રહેતા લોકો વચ્ચે મોટી તકરારો થતાં તેઓએ પાડોશી શક લોકો ઉપર હુમલાઓ કર્યા તેથી હારી ગએલા શક લોકો હિંદ ઉપર ચડી આવ્યા. ફતેહ પામેલા યુએચિ લોકોએ હવે શક લોકોનો મુલક તાબે કર્યો ને ઇ. સ. ના પહેલા સૈકામાં કૅડ્‌ફિસિઝ નામના રાજાના અમલ નીચે તેઓની સત્તા ઘણીજ વધી પડી. તેણે ગાંધાર, ને બીજા દેશો પોતાને કબજે કર્યા. તેનો પુત્ર તેનાજ જેવો પરાક્રમી થઈ ગયો. તેણે પંજાબ તાબે કર્યો ને ઠેઠ કાશી સુધી પોતાની આણ ફેરવી. પશ્ચિમ હિંદમાં તેનો અમલ કચ્છ ને કાઠિઆવાડ સુધી પણ હોય એમ સિક્કાઓ ઉપરથી જણાય છે. તેણે રોમના શાહ ટ્રાજનની પાસે એલ-

ચીઓ પણ મોકલેલા. તેના પછી રાજા કનિષ્ક ગાદીએ આવ્યો.

**કનિષ્ક**—કનિષ્ક બૌદ્ધ રાજા હતો. તેણે કાશ્મીર, પંજાબ ને મધ્યદેશ જિતી લીધા. પુરુષપુર અથવા પેશાવરમાં તેની રાજધાની હતી અને ઉત્તરની પાર્થ લોકોની સત્તા સામે તેણે યુદ્ધ પણ કરેલું. તેણે બૌદ્ધ સંઘના નિયમો નક્કી કરવા ભિક્ષુઓની એક પરિષદ્ બોલાવેલી. તે બૌદ્ધધર્મી હતો છતાં યવનો, બ્રાહ્મણો, ને પારસીઓના ધર્મોને પણ સંમાન આપતો. સામ્રાજ્યના ભાગોમાં કનિષ્કે બૌદ્ધ સ્તૂપો, વિહારો ને ચૈત્યો તૈયાર કરાવ્યાં. પેશાવર આગળ તેણે તૈયાર કરેલો મોટો સ્તૂપ ઘણાં વર્ષો સુધી સારી સ્થિતિમાં રહ્યો હતો. મુસલમાન લોકોએ આ ભવ્ય સ્મરણોનો નાશ કર્યો. કનિષ્કે ખોતાન, કાશગર, ને યાર્કંદ જિતી લીધાં ને રોમના શાહ સાથે સંબંધ ચાલુ રાખ્યો. તે ચીનની સત્તાથી સ્વતંત્ર થયો. કનિષ્કને રોમ, ઈરાન, ને ચીનનાં રાજ્યો સાથે પરિચય હોવાથી બૌદ્ધ સંપ્રદાયનાં કલા ને સિદ્ધાંતોમાં પણ ઘણા ફેરફારો થવા પામ્યા.

**કનિષ્ક પછીના કુશાની રાજાઓ**—કનિષ્ક પછી ઈ. સ. બીજા સૈકામાં કુશાન સત્તાનો અંત આવ્યો. છેલ્લો કુશાન રાજા વાસુદેવ શૈવ હતો.

**ક્ષત્રપો, મહાક્ષત્રપો, ક્ષહરાતો**—ઈ. સ. પૂર્વે પહેલા સૈકામાં મહારાષ્ટ્રમાં નાસિક તથા પુના જીલ્લાઓ, અને ગુજરાત, કાઠિઆવાડ તથા માળવાનો થોડોએક ભાગ, એ પ્રદેશો ક્ષત્રપ નામના, પરદેશી રાજ્યના અમલદારોના અમલ નીચે આવી ગયા હોય એમ સિક્કાઓ તથા શિલાલેખો ઉપરથી જણાય છે. આ ક્ષત્રપો–Satraps શક જાતિના હતા અને તેઓ ક્ષહરાતો પણ કહેવાતા. તેમની રાજધાની નાસિકમાં હતી.

**ચષ્ટન, રૂદ્રદામન્**—શક લોકોની બીજી ટોળી આ અરસામાં માળવામાં રાજ્ય કરી ગઈ. પહેલાં તો આ શક ક્ષત્રપો કુશાન રાજાઓના પ્રતિનિધિઓ હતા પણ પછી તેઓ સ્વતંત્ર થઈ ગયા. ચષ્ટન અથવા Tiastanes એ પહેલો ક્ષત્રપ હતો. તેના વખતમાંજ તેનો પુત્ર જયદામન્ પણ ક્ષત્રપ કહેવાતો. તેના પછી રૂદ્રદામન્ મહાક્ષત્રપ થયો. ગિરનાર પર્વતની તળેટીમાં તેનો શિલાલેખ હજુ પણ છે. રૂદ્રદામન્‌ની સત્તા

માળવા, કાઠિઆવાડ, ગુજરાત, દક્ષિણ સિંધ ને ઉત્તર કોંકણ ઉપર ફરી વળી હતી. આ દેશો તેણે પોતાના સસરા શાતકર્ણી ગૌતમીપુત્ર પાસેથી ને કુશાન રાજા પાસેથી જિતી લીધેલા. રૂદ્રદામન્ વિદ્વાન્ હતો અને ન્યાય, અર્થશાસ્ત્ર, વ્યાકરણ ને સંગીતનું તેને સારૂં જ્ઞાન હતું. જુનાગઢની પૂર્વમાં સુદર્શનનું સરોવર તેણે સુધરાવ્યું હતું. રૂદ્રદામનના વંશનો અમલ ઇ. સ. ૩૮૮ સુધી ચાલ્યો. ગુપ્ત રાજાઓએ તેની સ્વતંત્રતાનો નાશ કર્યો.*

**નાગાર્જુન, અશ્વઘોષ અને વસુમિત્ર; ચરક**—કનિષ્કના વખતમાં પ્રસિદ્ધ બૌદ્ધ પંડિતો, નાગાર્જુન, અશ્વઘોષ અને વસુમિત્ર થઈ ગયા. અશ્વઘોષે "બુદ્ધચરિત" લખ્યું છે. મહાકવિ કાલિદાસે તેમાંથી ઘણા ઉતારાઓ કર્યા છે. પ્રખ્યાત વૈદ્ય ચરક પણ આ કાળમાં થઈ ગયો.

**મહાયાન ને હીનયાન: બૌદ્ધ ધર્મનું પરિવર્તન**—ચીન, તિબેટ, સિરિઆ ને લંકાના દેશોમાં બૌદ્ધ ધર્મ ફેલાયો તેથી તે દેશોની સંસ્કૃતિની અસર એ ધર્મ ઉપર થઈ. આ નવા પરિવર્તન પામેલા બૌદ્ધ પંથને "મહાયાન" કહે છે. નાગાર્જુન મુખ્ય મહાયાની હતો. જુની સ્થિતિના બૌદ્ધ દર્શનને માનનારા હીનયાની કહેવાયા. હીનયાની કરતાં મહાયાનીઓની સંખ્યા વધારે હતી. લંકા, બ્રહ્મદેશ, ને સિઆમના બૌદ્ધો હીનયાની છે. બાકીના બૌદ્ધો મહાયાની છે. મહાયાનીઓએ પોતાના ગ્રંથો સંસ્કૃતમાં લખ્યા છે. હીનયાનીઓએ પોતાના વિચારો પાલીમાં જણાવ્યા છે.

---

* કાઠિઆવાડમાં દ્વારકા ગામમાં પુસ્તકાલયમાં જતાં ડાબી બાજુએ ક્ષત્રપ વખતનો એક શિલાલેખ જોવામાં આવે છે. તે શિલાલેખ મૂળવાસર નામે ઓખામંડળના એક ગામમાંથી મળી આવ્યો હતો.

**રુદ્રદામન્નો જુનાગઢ મુકામે શિલાલેખ.**

આ સુદર્શન તળાવ ગિરિનગરથી છેટે છે તો પણ ઘણી સારી સ્થિતિમાં છે, કારણકે તેની બધી પાળો ઘણીજ મજબુત બાંધવામાં આવી છે. લંબાઈમાં, પહોળાઈમાં ને ઊંચાઈમાં તેના પરના માટી ને પત્થરના કામમાં સાંધા બીલકુલ દેખાતા નથી. તળાવનો બંધ પર્વતની તળેટી સાથે સરખાવી શકાય, કારણ કે તે એટલો બધો સારો બંધાયો છે. એ તળાવનો બંધ કુદરતેજ તૈયાર કર્યો છે. તળાવમાં કચરો ન જાય તે માટે વિધાનો ને પ્રણાલીઓ પણ રાખ-

**સાર**—પંજાબમાં ઇ. સ. ના પહેલા બે સૈકામાં યવન, વગેરે પ્રજાનાં રાજ્યો થઈ ગયાં. એજ વખતે શકોએ ને કુશાનોએ હિંદમાં રાજ્યો સ્થાપ્યાં. કુશાનોમાં કનિષ્ક મુખ્ય થઈ ગયો. તે બૌદ્ધધર્મી હતો. તેના દરબારમાં પ્રસિદ્ધ બૌદ્ધ પંડિતોને સંમાન મળેલું. કનિષ્કના વંશના અધિકારીઓ **ક્ષત્રપ**ના નામથી ઓળખતા. તેમાંના કેટલાએકોએ પાછળથી નાસીકમાં રાજધાની કરી. કેટલાએકે ગુજરાત, કાઠિઆવાડ ને માળવામાં પણ રાજ્ય કર્યું. ચષ્ટન ને રુદ્રદામન્, એ બે મુખ્ય ક્ષત્રપો થઈ ગયા. ગુપ્ત રાજાઓએ તેમના વંશજોને હરાવ્યા.

**પ્રશ્નો**—(૧) "ક્ષત્રપ" અને "મહાક્ષત્રપ" એટલે શું ? (૨) કનિષ્ક વિષે જે જાણતા હો તે લખો.

---

વામાં આવ્યાં છે. આ તળાવનો બંધ **મહાક્ષત્રપ ચષ્ટનના પૌત્ર, રાજા જયદામન્** ક્ષત્રપના પુત્ર, **રાજા મહાક્ષત્રપ રૂદ્રદામનના** ૭૨મા વર્ષમાં માર્ગશીર્ષ માસની વદ એકમને દિવસે **ઉર્જયંત** પર્વતમાંથી નીકળતી **સુવર્ણ-સિકતા** (સોનરખ), પલાશિની, વગેરે નદીઓમાં આવેલા પાણીના વેગથી ખુલ્લો થઈ ગયો. તળાવનું પાણી ચારસો વીસ હાથ લાંબા ને પહોળા ને પંચોતેર હાથ ઊંડા બાકોરા વાટે બહાર નીકળી ગયું ને તેથી તેનો દેખાવ મરુભૂમિના જેવો ખરાબ થઈ ગયો. તળાવ લોકહિત માટે **મૌર્ય રાજા ચંદ્ર-ગુપ્તના રાષ્ટ્રિય વૈશ્ય પુષ્પગુપ્તે કરાવ્યું હતું ને મૌર્ય રાજા અશોક માટે યવન રાજા તુષાસ્ફે** તેમાં પ્રણાલીઓ કરાવી હતી. × × × × પૂર્વ અને પશ્ચિમે **અકરાવતી, અનૂપ, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુભૂમિ, કચ્છ, સિંધુ, સૌવીર, કુકુર, અપરાંત, નિષાદ** વગેરે દેશોના રાજા, **યૌધેયોને મારનાર, દખ્ખણ દેશના સાતકર્ણી રાજાને ન ઉખેડયો તેથી** યશ પ્રાપ્ત **કરનાર,** × × × વ્યાકરણ, સંગીત, ન્યાય, વગેરે વિદ્યાના અભ્યાસથી કીર્તિ મેળવનાર, કવિતા **કરવામાં કુશલ,** × × × એવા **મહાક્ષત્રપ રુદ્રદામને** ધર્મ ને કીર્તિની વૃદ્ધિ માટે, નગર ને દેશના લોકોને વેઠ કે ઉઘરાણાનો ત્રાસ આપ્યા વગર, પોતાનાજ ખજાનામાંથી ઘણું ધન ખરચીને, ટૂંક વખતમાં, ત્રણગણું લંબાઇ પહોળાઇમાં વધારીને, આ તળાવને ચોફરતું વધારે રમણીય બનાવ્યું. × × × × એ કામ આખા **આનર્ત અને સુરાષ્ટ્રના** અધિકારી **પહ્લવ, કુલૈપના પુત્ર,** અમાત્ય **સુવિશાખે** તૈયાર કર્યું.

# પ્રકરણ ૭મું

## ગુપ્ત રાજાઓ, ઇ. સ. ૩૨૦-૬૦૬.

**ચંદ્રગુપ્ત મહારાજાધિરાજ**—મગધ દેશમાં ગુપ્ત અધિકારીઓ ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં પણ વહિવટ કરતા ને શાતવાહન રાજાઓના મુખ્ય સેનાપતિઓ ગુપ્તો હતા. **ગુપ્ત મહારાજ** નામના એક આવા અધિકારીને ઘટોત્કચ નામનો પુત્ર હતો. ગુપ્ત વંશનો સ્થાપક ચંદ્રગુપ્ત મહારાજાધિરાજ તે ઘટોત્કચનો પુત્ર થાય. ચંદ્રગુપ્ત લિચ્છવિની રાજકન્યા કુમારદેવીની સાથે પરણ્યો, એટલે સાસરાની વગથી તેની સત્તા ઘણી વધી પડી. ટૂંક મુદ્દતમાં તે આખા મગધનો ધણી થઈ ગયો. ચંદ્રગુપ્ત ઇ. સ. ૩૨૦ માં ગાદીએ આવ્યો હતો.

**ચક્રવર્તી સમુદ્રગુપ્ત—ઇ. સ. ૪૦૧ સૂધી.** ચંદ્રગુપ્તે પોતાના સૌથી લાયક પુત્ર સમુદ્રગુપ્તને ગાદી આપી. તેણે મગધની સત્તાને આખા હિંદમાં જમાવી. પહેલાં સમુદ્રગુપ્તે મધ્ય દેશના નાના નાના રાજાઓને પોતાને કબજે કર્યા. પછી તેણે પદ્માવતીના નાગ રાજાને ને અટવી એટલે જબલપુર નજીકનાં જંગલોના નાના રાજાઓને તાબે કર્યા ને તેમની પાસેથી ખંડણી વસુલ કરી. ત્યાર પછી તેણે દખ્ખણમાં રાયપુર, સંબલપુર, ગોદાવરી તાલુકો, ગંજામ, કાંચી, કૃષ્ણા તાલુકો ને વિઝાગાપટ્ટમ્ તાલુકો, એ પ્રદેશોના રાજાઓને પણ પોતાને વશ કર્યા ને તેમની પાસે ખંડણી ભરવાનું કબુલ કરાવી તેમનાં રાજ્યો મુક્ત કર્યાં. સમુદ્રગુપ્તે બંગાળા ને આસામ પણ જિતી લીધા પણ રોહિલખંડ, કુમાન ને ગઢવાલના પ્રાંતો, પંજાબ, માળવા, ગુજરાત અને મહારાષ્ટ્રના પ્રદેશો સમુદ્રગુપ્ત નીચે નહોતા. લંકાના રાજાએ તેની સાથે મિત્રતા કરી હતી. પ્રયાગ અથવા અલ્લાહાબાદ આગળના સ્તંભના લેખ ઉપરથી એમ જણાય છે કે, તે મોટો ચક્રવર્તી રાજા થઈ ગયો.

આવા મોટા દિગ્‌વિજય ને ધર્મવિજયથી સમુદ્રગુપ્તે અશ્વમેધ કર્યો. સમુદ્રગુપ્ત કવિ, સંગીત જાણનારો અને વિદ્વાન્ હતો.

**દેવગુપ્ત, દેવરાજ અથવા બીજો ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય,**

**ઇ. સ. ૪૦૧-૪૧૫**—સમુદ્રગુપ્ત લગભગ ઇ. સ. ૪૦૧માં મરી ગયો. તેના પછી તેનો સૌથી લાયક પુત્ર ચંદ્રગુપ્ત નામ ધારણ કરી ગાદીએ આવ્યો. પહેલાં તો ચંદ્રગુપ્તે પોતાની પુત્રીને મહારાષ્ટ્રના રાજાને પરણાવી ને તે બળવાન્ રાજાને પોતાનો મિત્ર બનાવ્યો. ત્યાર પછી તેણે માળવા ને સુરાષ્ટ્રના ક્ષત્રપોને હરાવી તેમનાં રાજ્યો ખાલસા કર્યાં.

**ગુપ્તોની રાજધાની**—ગુપ્ત વંશના પહેલા રાજાની રાજધાની તો પાટલીપુત્રમાં હતી પણ સમુદ્રગુપ્તે મધ્યદેશ જિત્યા પછી અયોધ્યા પાટનગર કર્યું, કારણકે પાટલીપુત્ર બહુ છેટે પડતું. ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે ઉજ્જૈનમાં રહેવા માંડ્યું.

**વિક્રમસંવત્**—શાતવાહન રાજાઓના વખતમાં માલવ લોકોએ શક લોકોને હરાવ્યા ત્યારથી માળવામાં સંવત્ શરૂ થયો. જ્યારે ક્ષત્રપોનું રાજ્ય માળવામાં થયું ત્યારે તેમણે આ સંવત્ સ્વીકાર્યો. ક્ષત્રપોની સત્તા વિક્રમાદિત્ય બીજા ચંદ્રગુપ્તે તોડી ને માળવામાં પોતાનો અમલ બેસાડ્યો ત્યારે તેણે આગળનો સંવત્ ચાલુ રાખ્યો. ગુપ્તવંશી ચંદ્રગુપ્તના પરાક્રમથી અંજાઈ તેના દરબારના પંડિતો તેને "સિંહવિક્રમ," "અજિતવિક્રમ," "વિક્રમાંક," અને "વિક્રમાદિત્ય" એ નામોથી ઓળખવા લાગ્યા. **સંવત્** પણ હવેથી "વિક્રમસંવત્" નામે ગણાવા લાગ્યો. કેટલાએક લેખકો ઉજ્જનના કોઈ વીર રાજા વિક્રમાદિત્યે શક લોકોને હરાવ્યા ત્યારથી તેને નામે હિંદુઓએ વર્ષો ગણવાં શરૂ કર્યાં એટલે તે શક વિક્રમસંવત્ કહેવાય છે એમ મત ધરાવે છે, પણ ચંદ્રગુપ્ત સિવાય બીજો વીર વિક્રમ રાજા ઉજ્જન મુકામે થયો હોય એવું હજુ સિદ્ધ થયું નથી. વિક્રમસંવત્ ઇસવીસનથી ૫૬ વર્ષ વ્હેલો ગણાય છે ને તેનું નવું વર્ષ કાર્તિક માસના પ્હેલા દિવસથી શરૂ થાય છે.

**પહેલો કુમાર મહેંદ્રાદિત્ય—ઇ. સ. ૪૧૫-૪૫૫.** ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય પછી તેનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ આવ્યો. તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. પુષ્યમિત્ર નામના શત્રુઓએ તેના વખતમાં રાજ્ય ઉપર હુમલાઓ કર્યાં.

**સ્કંદગુપ્ત—ઇ. સ. ૪૫૫-૪૬૮.** કુમારગુપ્ત પછી તેનો પુત્ર સ્કંદગુપ્ત રાજા થયો. તેણે રાજ્યના શત્રુ મ્લેચ્છોને, પુષ્યમિત્રોને ને હૂણોને હરાવ્યા

ને સુરાષ્ટ્ર કે કાઠિઆવાડને શત્રુઓના હાથમાં જતો અટકાવ્યો. સ્કંદગુપ્તના વખતમાંજ હૂણોએ ગાંધાર ને પંજાબનો થોડોએક ભાગ જિતી લીધો. સ્કંદગુપ્ત ઇ. સ. ૪૬૮માં મરી ગયો.

**ગુપ્ત સત્તાનો અસ્ત, ઇ. સ. ૪૬૮–ઇ. સ. ૬૦૬**—ગુપ્ત સત્તા ઠેઠ છઠ્ઠા સૈકા સુધી રહી; પછી ધીમે ધીમે તેનો નાશ થતો ગયો. નરસિંહગુપ્ત (મૃત્યુ, ઇ. સ. ૪૭૩માં) બૌદ્ધોનો પક્ષપાતી હતો અને તેણે મગધ દેશમાં નાલન્દાના વિદ્યાપીઠ માટે ૪૦૦ ફીટ ઊંચું મોટું મંદિર બંધાવ્યું હતું. તે મંદિરની કારીગરી ને તેનાં જવાહીરોની તારીફ ચીની મુસાફર હ્યૂએનસાંગ ઘણા સુંદર શબ્દોમાં કરી ગયો છે. બીજા કુમારગુપ્તે (ઇ. સ. ૪૭૩–૪૭૭) ચીનના સમ્રાટ્‌ની અરજ સ્વીકારી પરમાર્થ નામના બૌદ્ધ પંડિતને ચીન મોકલ્યો ને ત્યાં તેણે બૌદ્ધ મહાયાન સંપ્રદાયનાં પુસ્તકોનો ચીની ભાષામાં ઉદ્ધાર કર્યો. બાલાદિત્યના વખતમાં તોરમાણ હૂણ અને તેનો પુત્ર મિહિરગુલ મધ્ય પ્રાંતમાં ઘણાજ જોર ઉપર આવી ગયા. બાલાદિત્યે મિહિરગુલને હરાવી કાસ્મીરમાં કાઢી મૂક્યો. ઇ. સ. ૫૨૮માં માળવાના યશોધર્માએ ને ગુપ્ત રાજાએ મિહિરગુલને કાસ્મીરમાં પણ હરાવ્યો. હવે કાઠિઆવાડમાં ભાવનગર પાસે વળા કે

---

**નોંધ—(૧) પ્રયાગ મુકામે સમુદ્રગુપ્ત વિષે હરિષેણપ્રશસ્તિ.**

(મૂળ સંસ્કૃત માટે જુઓ. બીજી આવૃત્તિ, પા. ૬૯.)

આ ઊંચો સ્તંભ લિચ્છવિ રાજાઓના ભાણેજ, મહાદેવી કુમારદેવીના પુત્ર, ગુપ્ત મહારાજનો પુત્ર ઘટોત્કચ મહારાજ, તેના પુત્ર મહારાજાધિરાજ શ્રી સમુદ્રગુપ્તનો × × છે. એ સમુદ્રગુપ્ત મહારાજાધિરાજે કોશલ દેશનો મહેંદ્રરાજ, મહાકાંતારનો વ્યાઘ્રરાજ, કેરલનો મંટ્રરાજ, પિષ્ટપુરનો મહેંદ્રરાજ, ગિરિકુટ્ટરનો સ્વામિદત્ત, એરંડપલ્લનો દમન રાજા, કાંચીનો વિષ્ણુગોપ, અવમુક્તનો નીલરાજ, વેંગીનો હસ્તિવર્મા, પલ્લકનો ઉગ્રસેન, દેવરાષ્ટ્રનો કુબેર, કુસ્થલપુરનો ધનંજય, એ બધા દક્ષિણ દેશના રાજાઓને જિતીને પછી છોડી મૂક્યા તેથી તેની કીર્તિ ઘણી વધી. રુદ્રદેવ, મતિલ, નાગદત્ત, ચંદ્રવર્મા, નાગસેન, અચ્યુત, નંદિ, બલવર્મા, વગેરે અનેક આર્યાવર્ત (ઉત્તરહિંદ)ના રાજાઓને તેણે ઉખેડી નાંખ્યા તેથી તેનો પ્રભાવ વધી પડયો. તેણે જંગલોના બધા રાજાઓને પોતાને તાબે કર્યા. રાજ્યની સરહદ ઉપર સમતટ, ડવાક, કામરૂપ, નેપાલ, કર્તૃપુર, વગેરેના રાજાઓએ

વલભીપુર મુકામે ગુપ્ત અધિકારી મૈત્રક ભટ્ટાર્કે સ્વતંત્ર સત્તા સ્થાપી; ગુપ્ત મહારાજ્યના બીજા ભાગો પણ મુખ્ય રાજધાનીથી જુદા પડવા લાગ્યા; ત્રીજા કુમારગુપ્તના વખતમાં પશ્ચિમ બંગાળાના ગૌડ રાજાઓએ બંગાળા

---

અને માલવો, અર્જુનાયનો, માદ્રકો, આભીરો, પ્રાર્જુનો, સનકાનીકો, કાકો, ખરપરિકો, વગેરે લોકોએ સમુદ્રગુપ્ત મહારાજાધિરાજને બધા કરો આપ્યા, તેમની બધી આજ્ઞાઓ પાળી, તેમને પ્રણામો કર્યાં, તેમની મુલાકાતો લીધી, ને તેથી તેનું શાસન સંતુષ્ટ થયું. શહેનશાહો દૈવપુત્રો, શકો, મરૂંડો, સૈંહળકો, ને ટાપુના રહેવાસીઓ સમુદ્રગુપ્ત પાસે આવ્યા ને તેઓએ કન્યાઓનાં દાનો, ગરૂડની મ્હોરવાળા સિક્કાઓ અને પોતાનાં રાજ્યો પણ ચરણે ધર્યાં. એ રાજાએ અનેક કાવ્યો લખી કવિરાજની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી × × × આ કાવ્ય ભટ્ટારક રાજાના સેનાપતિ ધ્રુવભૂતિના પુત્ર, સંધિવિગ્રહખાતાના પ્રધાન ને ટિલાતના અમાત્ય હરિષેણે કર્યું.

## (૨) સ્કંદગુપ્તના વખતનો જુનાગઢ મુકામે શિલાલેખ.

મૂળ સંસ્કૃત માટે જુઓ બીજી આવૃત્તિ, પા. ૭૦.

મહારાજાધિરાજ સ્કંદગુપ્ત વિચાર કરવા લાગ્યા કે મારા બધાય અમલદારો ભેગા થયા છે તેમાં હવે સુરાષ્ટ્ર દેશ ઉપર કોણ અધિકાર ચલાવશે ? છેવટે તેમને, પર્ણદત્ત તે કામ લેવામાં સમર્થ છે એમ, યાદ આવ્યું; એટલે પોતે ઘણા દિવસો સૂધી વિચાર કરી પોતાની મેળે પર્ણદત્તને વિનતી કરી સુરાષ્ટ્રનું પાલન કરવા નીમ્યો. જેવી રીતે દેવો પશ્ચિમ દિશામાં વરૂણને નીમી સ્વસ્થ થયા તેવીજ રીતે રાજા પર્ણદત્તને પશ્ચિમ દિશામાં નીમી ધીરજ ધરી બેઠો. × × તેનો પુત્ર નામે ચક્રપાલિત રૂપે, ગુણે, આદિ કરીને ઘણો પ્રખ્યાત થયો. એના અનેક ગુણો જોઇને પર્ણદત્ત ચક્રપાલિતને (જુનાગઢ) શહેરમાં નીમ્યો. તેણે પૂર્વ અધિકારીઓ કરતાં પણ વધારે સારી નગરની રક્ષા કરી. × × × × × × × એકવાર વર્ષાઋતુમાં ઘણો વર્ષાદ પડવાથી સુદર્શન તળાવ ગુપ્તકાળની ગણત્રી પ્રમાણે ૧૩૬મે વર્ષે ભાદરવા માસના છઠ્ઠા દિવસની રાત્રિએ તુટી ગયું. × × × ×

(ચક્રપાલિતે બે માસમાં સુદર્શન તળાવ આગળ બંધ નખાવી ફરીથી તેને અસલની સ્થિતિએ આણ્યું. અત્યારે આ તળાવ સુકાઈ ગયું છે અને ત્યાં ઝાડી થઈ ગઈ છે. જુનાગઢના ધારાગઢ દરવાજાથી ભવનાથ જતાં વચમાં આ ભાગનો દેખાવ અત્યારે પણ ઘણો રમણીય લાગે છે.)

દબાવ્યું, આંધ્ર રાજાઓએ દખ્ખણનો મુલક પચાવ્યો; ચાલુક્યોએ પશ્ચિમનો ભાગ દબાવ્યો; મધ્યદેશમાં મૌખરી વંશ આગળ આવ્યો; સ્થાનેશ્વરના રાજા પ્રભાકરવમોના પુત્ર શ્રી હર્ષે ઉત્તર હિંદમાં પોતાની સત્તા જમાવી; એટલે ગુપ્ત વંશનો નાશ થયો.

સમુદ્રગુપ્ત ને ચંદ્રગુપ્તનાં સામ્રાજ્ય

**સાર**—ગુપ્ત વંશનો મૂળ સ્થાપક ગુપ્તમહારાજ હતો. તેના વંશજ:

ચંદ્રગુપ્તે લિચ્છવિરાજની કન્યાની સાથે લગ્ન કર્યું તેથી તેની સત્તા વધી પડી. તેના પુત્ર સમુદ્રગુપ્તે મધ્યદેશ જિતી લીધો અને દખ્ખણનાં રાજ્યોને હરાવ્યાં. તેના પુત્ર ચંદ્રગુપ્તે માળવા અને સુરાષ્ટ્ર લીધાં અને વિક્રમ સંવત સ્થાપ્યો. સ્કંદગુપ્તે પણ રાજ્યની પ્રતિષ્ઠા વધારી. હૂણોએ ને મૌખરી વંશના રાજાઓએ ગુપ્ત વંશની સત્તાનો નાશ કર્યો.

**પ્રશ્નો**—(૧) ગુપ્ત વંશની સ્થાપના કેમ થઈ? (૨) વિક્રમસંવત્ એટલે શું? (૩) સમુદ્રગુપ્ત ને ચંદ્રગુપ્ત વિક્રમાજિતનાં સામ્રાજ્યોનો વિસ્તાર જણાવો. (૪) જુનાગઢમાં ગુપ્ત રાજ્યનાં સ્મરણચિહ્નો વિષે કાંઈક લખો. (૫) "હરિષેણપ્રશસ્તિ" વિષે શું જાણો છો?

## પ્રકરણ ૮મું

## કનોજના મૌખરી રાજાઓ, હૂણો, ને હર્ષનો ઉદય.

**મૌખરીઓ, થાણેશ્વરના પ્રભાકરવર્મા ને શ્રીહર્ષ, ને ગુપ્ત વંશનો નાશ**—કનોજના મૌખરી રાજાઓના વડવાઓ ગુપ્ત રાજાઓના માંડળિક અધિકારીઓ અથવા સામંતો હતા ને કેટલાએકો મહારાજા અથવા મહારાજાધિરાજના ઇલિકાબો પણ ધરાવતા. ગુપ્ત રાજાઓની કન્યાઓ સાથે લગ્ન કરવાથી તેમની સત્તા ઘણી વધી. તેઓએ બંગાળાના ગૌડ રાજાઓનો પક્ષ લઈ ઠેઠ બ્રહ્મપુત્રા નદી સુધીના ગુપ્ત રાજાઓના પ્રદેશો પચાવવા માંડ્યા. ગુપ્તવંશી રાજા મહાસેનગુપ્તે થાણેશ્વરના પુષ્પભૂતિ કુટુંબના રાજાને પોતાની પુત્રી પરણાવી. મહારાજા હર્ષનો પિતા પ્રભાકરવર્મા આ ગુપ્ત રાજપુત્રીનો પુત્ર થાય. એકવાર માળવાના રાજા દેવગુપ્તે કનોજના મૌખરી રાજા ગૃહવર્માને બંગાળાના રાજા શશાંકની મદદથી હરાવ્યો અને તેની સ્ત્રી, ને હર્ષની બ્હેન, રાજ્યશ્રીને કનોજમાં કેદ કરી. તેથી પ્રભાકરવર્માના પુત્ર રાજ્યવર્ધને દેવગુપ્તને હરાવ્યો; પણ શશાંકે દગો કરી રાજ્યવર્ધનને મારી નંખાવ્યો; તેથી નાનો રાજપુત્ર શ્રી હર્ષ શત્રુ સામો ગયો. પહેલાં તો હર્ષે ગુપ્ત રાજાના શત્રુ કામરૂપ કે આસામના ભાસ્કરવર્માની સાથે મિત્રતા કરી. પછી તેણે શશાંકને

હરાવ્યો ને પોતાની બેન રાજ્યશ્રીને કેદમાંથી છોડાવી. ગુપ્ત રાજાઓ હવેથી નબળા પડી ગયા.

**હૂણો; તોરમાણ ને મિહિરગુલ**—હૂણો મધ્ય એશિઆના રહેવાસીઓ હતા. તેઓ જંગલી હતા ને જુદા જુદા પ્રદેશોમાં ભટકી પોતાનો નિર્વાહ ચલાવતા. ઇ. સ. પાંચમા સૈકામાં કેટલીએક હૂણ ટોળીઓ ઑકસસ્ નદી આગળ આવી વસી ને પછી યૂરોપમાં ને એશિઆમાં ફરી વળી. યૂરોપના હૂણોએ ઍટિલા નામના પરાક્રમી સરદારની આગેવાની સર્વકારી રોમની પાદશાહી ને બીજાં યૂરોપનાં રાજ્યોને હચમચાવી નાંખ્યાં. એશિઆના હૂણોએ ઈરાનના શાહ. ફિરોઝને ઈ. સ. ૪૮૪ માં માર્યો ને કાબુલની કુશાંન સત્તાને તોડી પાડી. પછી તેઓ હિંદમાં દાખલ થયા. સ્કંદગુપ્ત રાજાએ તેમને હરાવેલા એ આપણે ઉપર જોઇ ગયા. ત્યાર પછી બીજી ટોળીઓ ગાંધારના રાજ્યને તાબે કરી ફરી મધ્યદેશમાં આવી. ઇ. સ. ૫૦૦ દરમ્યાન તોરમાણ નામના હૂણ સરદારે માળવામાં પોતાની સત્તા જમાવી ને વલ્લભી અને બીજાં રાજ્યો પાસેથી ખંડણી વસુલ કરી. તોરમાણ પછી તેનો પુત્ર મિહિરગુલ ગાદીએ આવ્યો. સિયાલકોટ અથવા શાકલમાં તેની રાજધાની હતી. તે ઘણો જુલમી હતો. તેથી મહારાજા યશોધર્મા, મગધનો ગુપ્ત રાજા બાલાદિત્ય અને બીજા આર્ય રાજાઓએ ઇ. સ. ૫૨૮માં એક થઈ તેને હરાવ્યો. મિહિરગુલ જીવતો કેદ પકડાયો પણ બાલાદિત્યની માએ તેને બચાવ્યો ને તે કાશ્મીર ગયો. મિહિરગુલ શિવનો ઉપાસક હતો તેથી તેણે હજારો બૌદ્ધ સ્તૂપોને તોડયા તથા અનેક બૌદ્ધ સંઘારામોનો નાશ કર્યો તથા ભિક્ષુઓને સતાવ્યા. તે ઇ. સ. ૫૪૨માં મરી ગયો. ત્યાર પછી તુર્કો ને પારસીઓ ભેગા થઈ ગયા, ને તેમણે હૂણોની સત્તાનો નાશ કર્યો. કવિ કાલિદાસ **રઘુવંશ**માં હૂણોનું સુંદર વર્ણન આપે છે. ધીમે ધીમે હૂણ લોકો હિંદના અસલ વતનીઓમાં ભળી ગયા.

**યશોધર્મા**—મિહિરગુલને હરાવનાર મહારાજા યશોધર્મા ચક્રવર્તી રાજા થઈ ગયો પણ તેને વિષે ઝાઝા ઉલ્લેખો હાથ આવ્યા નથી. તેણે આસામ પણ જિતી લીધો હતો.

**સાર**—હૂણોએ પાંચમા સૈકામાં હિંદ ઉપર સવારી કરી ને તોરમાણ ને મિહિરગુલ હૂણ રાજાઓએ માળવામાં રાજ્ય કર્યું. મિહિરગુલને કાશ્મીરમાં આર્ય રાજાઓએ ભેગા થઈ હરાવ્યો. થાણેશ્વરમાં આ વખતે હર્ષરાજાના વડવાઓ આગળ આવ્યા.

**પ્રશ્નો**—(૧) હૂણો કોણ હતા? (૨) તોરમાણ, મિહિરગુલ ને મૌખરી વંશ વિષે જે જાણતા હો તે લખો.

# પ્રકરણ ૯મું

## ગુપ્ત કાલનું હિંદ

**ચીન મુસાફર ફાહિએન**—ઈ. સ. ૪૦૫માં બૌદ્ધ ભિક્ષુ ફાહિએન ચીનથી હિંદ આવ્યો ને ૭ વર્ષ સુધી તેણે દેશના જુદા જુદા ભાગો જોયા. એના પ્રવાસનો હેવાલ હવે આપણને મળી શકયો છે. તે પ્રવાસનો મુખ્ય ઉદ્દેશ તો બૌદ્ધ પંથનાં "વિનયસૂત્રો"ના મૂળ ગ્રંથોની શોધ કરવાનો હતો પણ પોતાના પ્રવાસમાં તે વખતની પરિસ્થિતિનું જૂજ વર્ણન પણ તે આપતો ગયો છે. તે લંકા થઈ સમુદ્ર વાટે ચીન પાછો ગયો.

**ફાહિએને આપેલું પાંચમા સૈકાના ઉત્તર હિંદનું વર્ણન**—મગધ ને મધ્યદેશના લોકો ઘણા સુખી હતા. ફાંસીની સજા કોઈકવારજ કરવામાં આવતી. અમલદારોનો જુલમ બીલકુલ નહોતો અને રાજ્યનું ખર્ચ માત્ર જમીનના મ્હેસુલમાંથીજ પૂરૂં કરવામાં આવતું. રાજ્યના નોકરોને રોકડ પગાર આપવામાં આવતો. લોકો **અહિંસક** હતા. તેઓ માંસ, મદિરા ને ડુંગળી ને લસણનો પણ ઉપયોગ ન કરતા. આવી રીતે ફાહિએનના વખતમાં ઉત્તર હિંદમાં બૌદ્ધ પંથનું ઘણું જોર હતું. ગુપ્ત વંશના રાજાઓ વૈષ્ણવો હતા અને શ્રી કૃષ્ણને પૂજતા. મૌર્ય વખતનાં મોટાં શહેરો, જેવાં કે ગયા, શ્રાવસ્તી, કપિલવસ્તુ, વેરાન થઈ ગયાં હતાં; પણ પાટલીપુત્ર હજુ ભવ્ય ને પુષ્કળ લક્ષ્મીવાળું નગર હતું. ઠેકઠેકાણે મફત દવાખાનાંઓ ને ધર્મશાળાઓ હતાં અને રાજાઓ ને અમીરો તમામ, બૌદ્ધ ભિક્ષુઓ, જૈન સાધુઓ ને બ્રાહ્મણોને મોટાં મોટાં દાનો આપી તૃપ્ત રાખતા. તહેવારો વખતે બુદ્ધ, બોધિસત્ત્વ અને દેવતાઓની

મૂર્તિઓને ખુબ શણગારી ગાજતે વાજતે મોટાં સરઘસ કાઢવામાં આવતાં ને તેમાં રાજાઓ પણ હાજર રહેતા.

**ગુપ્ત રાજાનો ધર્મ**—ગુપ્ત રાજા ચંદ્રગુપ્ત પરમ ભાગવત અથવા વૈષ્ણવ હતો, પણ તે બધા ધર્મોને સરખા ગણતો અને બૌદ્ધો ને શૈવોને પણ પોતાની નોકરીમાં રાખતો.

**રાજ્યવહિવટ**—આખા રાજ્યનો વહિવટ રાજા ને તેના અમાત્યો કરતા. રાજ્યના જુદા જુદા પ્રદેશોના વહિવટમાં પરિષદોની સલાહ લેવામાં આવતી. તે પ્રદેશોને **દેશ, ભુક્તિ, પ્રદેશ** ને **વિષય** કહેવામાં આવતા. દેશના મુખ્ય અધિકારીઓને **ગોપ્તાઓ** કહેવામાં આવતા. **ભુક્તિઓ**ના મુખ્ય અધિકાર ઉપર કુમારોને નીમવામાં આવતા ને તેઓ **ઉપરિમહારાજ** કહેવાતા. **વિષય** અથવા હાલના જિલ્લાના અમલદારોને **વિષયપતિઓ** કહેવામાં આવતા. સરહદના અમલદારો રાજાના અંગત અંકુશ તળે હતા; બીજા અમલદારો મોટા અધિકારીઓ નીચે કામ કરતા. ગામડાંનો વહિવટ ગ્રામિકો અથવા **ભોજકો** કરતા. દરેક ભુક્તિ ને દેશના ઉપરિ અમલદાર તળે અમાત્યો, દંડનાયકો (પોલીસ ઑફિસરો), વિનયસ્થિતિસ્થાપકો–પ્રજા શુદ્ધ માર્ગે ચાલે છે કે કેમ તે જોવા માટે નીમાએલા અમલદારો–અને ભંડારિકો (ત્રિજુરી અમલદારો), એ નામના અમલદારો કામ કરતા.

**વેપાર રોજગાર**—સરાફો ( શ્રેષ્ઠિઓ ), વણઝારાઓ (સાર્થવાહો), વેપારીઓ ને કારીગરોનાં **કુલો** અથવા મંડળો હતાં ને તે દ્વારા તેમના કામકાજનો વહિવટ ચાલતો. પરદેશ સાથે વેપાર ધમધોકાર ચાલતો.

**ધર્મ**— અફઘાનીસ્તાન, સુવાત, પંજાબ, મધ્યદેશ, માળવા, મગધ અને સુરાષ્ટ્રના લોકો બૌદ્ધ હતા. જૈનો પણ સાથે સાથે હિંદમાં જોવામાં આવતા. તે સિવાય આસામ કે કામરૂપ ને બંગ અથવા બંગાલ દેશમાં બ્રાહ્મણોનું જોર હતું. સૂર્યપૂજા, શિવપૂજા ને વિષ્ણુપૂજા પણ પ્રચલિત હતી. ગુપ્ત રાજાઓ પોતે ભાગવત ધર્મ અથવા વૈષ્ણવ ધર્મ પાળતા.

**સાહિત્ય, કળા, સંસ્કૃતનો ઉદ્ધાર**—બૌદ્ધ સમય પછી પ્રાકૃત ભાષાઓમાં આપણું સાહિત્ય લખાવા માંડ્યું. ગુપ્ત વંશના વખતમાં સંસ્કૃત ભાષાનો પુનરુદ્ધાર થયો. પાંચમા સૈકામાં **મહાકવિ કાલિદાસ**

ઈ ગયો. તેણે **વિક્રમોર્વશીય, શાકુંતલ, મેઘદૂત, રઘુવંશ** તથા **કુમારસંભવ** જેવાં સંસ્કૃત નાટકો ને કાવ્યો લખ્યાં છે. આજ વખતમાં શૂદ્રક નામના રાજકવિએ **મૃચ્છકટિક** નાટક લખ્યું. વિશાખદત્તનું **મુદ્રારાક્ષસ, વાયુપુરાણ,** વગેરે નાટકો અને ગ્રંથો પણ આ વખતે વર્તમાન સ્થિતિએ લખાયાં. **આર્યભટ્ટે** ( ઇ. સ. ૪૭૬ ) ગણિતમાં ને **વરાહમિહિરે** ( ઇ. સ. ૫૦૫–૫૮૭ ) ખગોળમાં નામ કાઢ્યાં. **અજંતાનું**



**અજંતાની ૧૯ મી ગુફાનો એક ભાગ.**

સુંદર ચિત્રકામ પણ આજ કાળમાં થયું. અજબ ઇલોરાની ગુફાઓનો સમય પણ તેજ. તે સિવાય આખા હિંદમાં અનેક સ્તૂપો ને સંઘારામોનું આ જમાનાનું શિલ્પકામ હજુ પણ આશ્ચર્ય ઉત્પન્ન કરે છે.

**પરદેશ સાથે સંબંધ**—આપણા લોકો આ વખતે ધર્મ અર્થે ને વેપાર અર્થે ચીન, મલાયા, પૅસિફિક મહાસાગરના ટાપુઓ, સુમાત્રા, જાવા, સિઆમ, બ્રહ્મદેશ, લંકા, તથા ખોતાન, સમરકંદ, ઇરાન, અરબસ્તાન ને રોમની પાદશાહી સાથે સંબંધ ધરાવતા.

**જ્ઞાતિ**—બૌદ્ધ ને જૈન મતો જ્ઞાતિ વિરુદ્ધ ઉપદેશ આપતા પણ જ્ઞાતિબંધનો વધારે દૃઢ થતાં જતાં હતાં. છતાં ગુપ્ત રાજાઓના વખતમાં જ્ઞાતિવ્યવહાર શિથિલ હતો ને વર્ણાંતર લગ્નો સારી સંખ્યામાં થતાં. ચાર આશ્રમોની સંસ્થા તે વખતે પણ ચાલુજ હતી. પેટાજ્ઞાતિઓ પાછળથી ઉત્પન્ન થવા પામી.

**સાર**—ગુપ્ત રાજાઓ વૈષ્ણવો હતા પણ બધા ધર્મોને સરખું માન આપતા. રાજ્યની વ્યવસ્થા ઘણી સારી હતી. તે વખતની સ્થિતિનું જ્ઞાન ચીની મુસાફર ફાહિએનના પ્રવાસ ઉપરથી મળી શકે છે. ગુપ્ત રાજાઓના વખતમાં સંસ્કૃત સાહિત્યનો મ્હોટો વિકાસ થયો. કાલિદાસ જેવા પંડિતો તેમના વખતમાં થઈ ગયા. અજંતાનાં ચિત્રકામો પણ તે વખતમાં થયાં.

**પ્રશ્નો**—(૧) ગુપ્ત રાજાઓના વખતના ઉત્તર હિંદની પરિસ્થિતિનું વર્ણન આપો. (૨) તે વખતે આર્ય સંસ્કૃતિનો કેવી રીતે ઉદ્ધાર થયો ? (૩) ફાહિએનના પ્રવાસ વિષે તમે શું જાણો છો ?

## પ્રકરણ ૧૦મું
## મહારાજા હર્ષવર્ધન.

**જન્મ, કુળ, અને ગાદી**—હર્ષના વડવાઓ થાણેશ્વર અથવા શ્રીકંઠના મુખ્ય અધિકારીઓ હતા. તેઓ ધર્મે સૂર્યના ઉપાસકો હતા ને મહારાજાઓ કહેવાતા. કુટુંબનો મૂળ પુરુષ રાજ્યવર્ધન થાય. તેનો પુત્ર આદિત્યવર્ધન ગુપ્ત રાજકન્યા પરણ્યો એટલે કુટુંબની વગ ઘણી વધી પડી. હર્ષનો બાપ પ્રભાકરવર્ધન આ મહાસેનગુપ્તાદેવીનો પુત્ર થાય. પ્રભાકરવર્ધને હૂણોને હરાવ્યા ને માળવા ને ગુર્જર તથા સિંધ ને સુરાષ્ટ્રના રાજાઓને પણ દબાણમાં રાખ્યા તેથી તેને "મહારાજાધિરાજ" ને "પરમ ભટ્ટારક"નું માન આપવામાં આવ્યું. મહારાણી યશોમતીથી પ્રભાકરને બે પુત્ર ને એક કન્યા થયાં: રાજ્યવર્ધન, હર્ષ અને રાજ્યશ્રી. રાજ્યશ્રીને કનોજના ગૃહવર્મા સાથે પરણાવી હતી. નાનપણથીજ રાજકુમારોને યુદ્ધ

ને કારભારનો અનુભવ આપવામાં આવ્યો. રાજ્યવર્ધન ને હર્ષ બંને એક-વાર હૂણ લોકો સામે લડવા ગયા હતા ત્યારે પિતા પ્રભાકરવર્ધન મરી ગયો. રાજ્યવર્ધન ગાદીએ આવ્યો પણ પોતાના બનેવી ગૃહવર્માને માળવાના રાજાએ મારી નાંખ્યો ને બ્હેન રાજ્યશ્રીને કનોજ મુકામે કેદ કરી એ વૃત્તાંત સાંભળતાંજ પોતે દુશ્મન સામે ગયો ને તેને હરાવ્યો. દુર્ભાગ્યે બંગાળાના રાજા શશાંકે તેને છેતરી મારી નંખાવ્યો એટલે થાણેશ્વરના અમીરોએ શ્રી હર્ષને સોળ વર્ષની ઉમરે પોતાનો રાજા બનાવ્યો.

**હર્ષનો દિગ્વિજય**—હર્ષ ઇ. સ. ૬૦૪માં ગાદીએ આવ્યો. ગાદીએ આવતાં વારજ તેણે શશાંકના શત્રુ કામરૂપ અથવા આસામના રાજાના કુંવર ભાસ્કરવર્મા સાથે મિત્રતા કરી ને પછી શશાંકને હરાવવા લશ્કર મોકલ્યું. શશાંકે ખંડણી આપવા કબુલ કર્યું. વિધવા રાજ્યશ્રી વિંધ્ય પર્વતની ઝાડીમાં ભાઈને મળી. શશાંકે પાછળથી બળવો કર્યો તેથી તેનું રાજ્ય ભાસ્કરવર્મા ને હર્ષ વચ્ચે વ્હેંચાઈ ગયું. કનોજનો રાજા ગૃહવર્મા અપુત્ર માર્યો ગયો હતો તેથી હર્ષે ત્યાં પોતાની બ્હેનને નામે રાજ્ય કર્યું. હર્ષ નપાળ ઉપર વિજય મેળવ્યો, થાણેશ્વરથી કનોજમાં રાજધાની કરી, પોતાનો શક પ્રવર્તાવ્યો ને દખ્ખણ ઉપર સવારી કરી; પણ ચાલુક્ય રાજા પુલકેશીએ તેને પાછો હઠાવ્યો. આનંદપુર (વડનગર), કચ્છ, ને સુરાષ્ટ્રને હર્ષે જિતી લીધાં. તેણે વલ્લભીપુરના રાજા ધ્રુવસેનને હરાવ્યો ને તેને પોતાની કન્યા પરણાવી. છેલ્લી સવારી કલિંગ ઉપર કરવામાં આવી હતી.

બૌદ્ધ ધર્મ સ્વીકાર્યા પછી ચીનના રાજા આગળ હર્ષે પ્રતિનિધિ મોકલ્યો.

**હર્ષનું મરણ ઇ. સ. ૬૪૭**—હર્ષ બૌદ્ધ થયો એટલે એકવાર કેટલાએક બ્રાહ્મણોએ તેનું ખુન કરવા તૈયારી કરી પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. તે મહારાજા ઇ. સ. ૬૪૭માં મરી ગયો.

**હર્ષનું રાજ્ય**—શ્રી હર્ષવર્ધનના સામ્રાજ્યના ખાલસા અને માંડલિક દેશોમાં આસામ, બંગાળા, બિહાર, નેપાળ, માળવા, ગુજરાત, કાઠિઆવાડ, અયોધ્યા, રોહિલખંડ, દિલ્હી, આગ્રા ને સરહિંદના પ્રદેશો આવી જાય છે. પંજાબ ને કાશ્મીરનાં રાજ્યો તેને ખંડણી ભરતાં.




નોટ—" પુલકેશિ " ને બદલે " પુલકેશિન્ " વાંચવું.

**હર્ષ રાજાનું ચારિત્ર**—હર્ષવર્ધન વૈશ્ય હતો, ને આર્યશાસ્ત્રોનાં વચન પ્રમાણે રાજ્ય કરતો. તે બ્રહ્મચર્ય પાળતો ને માંસ ને મદિરા

વાપરતો નહોતો. તેના વખતમાં પ્રજા સુખી ને સંતોષી હતી. રાજ્યના નોકરો પ્રજા ઉપર જુલમ ગુજારતા નહિ. બધા ધર્મોને તે સમાન ભાવે ગણતો. પ્રયાગ પાસે કરેલા જંગી સમારંભ વખતે તેણે પ્રથમ બુદ્ધની, પછી શિવ ને પછી સૂર્યની પૂજા કરી ને બૌદ્ધો, શૈવો, સૂર્યના ઉપાસકો, બ્રાહ્મણો, જૈનો ને બધા પંથોનાં માણસોને દાન આપ્યાં. તે વખતે રાજ્યનો ખજાનો તેણે દાનમાં આપી દીધો. દર ચાર વર્ષે રાજા આ પ્રમાણે રાજ્યનો ખજાનો ખાલી કરતો. તેણે ધર્મશાળાઓ, સંઘારામો, સ્તૂપો, ને દવાખાનાંઓ તૈયાર કરાવ્યાં. ધર્મની ચર્ચા કરવા તે મોટી સભાઓ ભરતો ને એ વખતે તેની બ્હેન રાજ્યશ્રી પણ ચર્ચામાં ભાગ લેતી. ગાદીએ આવ્યો ત્યારે તે રાજપુત્ર શીલાદિત્યના નામથી ઓળખાતો ને તે વેળા તે મહાદેવનો ઉપાસક હતો. તે પોતાનો સમય કદિ ગુમાવતો નહિ ને રાજ્યનું હિત હમેશાં લક્ષમાં રાખતો.

**હર્ષનું લશ્કર**—શ્રી હર્ષ રાજા પાસે ૬૦,૦૦૦ હાથીઓ, ૨૦,૦૦૦ ઘોડેસવાર ને ૧૦૦,૦૦૦ પાયદળ જેટલું લશ્કર હતું. તે વખતે પણ પ્રાચીન આર્ય રીત પ્રમાણે લોકો લડતા; પણ હર્ષના વખતમાં રથનો ઉપયોગ કરવામાં આવતો નહિ.

**હર્ષ કવિ**—શ્રી હર્ષ એક આદર્શ રાજાજ હતો, એટલુંજ નહિ પણ તે એક લેખક ને કવિ પણ હતો. તેણે **નાગાનંદ, પ્રિયદર્શીકા** ને **રત્નાવલી** નામે સંસ્કૃત નાટકો લખ્યાં છે. **નાગાનન્દ** નાટકમાં નાયક એક નાગનો જીવ બચાવવા માટે ગરુડને પોતાના શરીરનો ભોગ આપે છે.

**મહાકવિ બાણ**—હર્ષ માત્ર લેખકજ નહોતો. તે લેખકોનો આશ્રયદાતા પણ હતો. **કાદંબરી** ને **હર્ષચરિત**નો કર્તા મહાકવિ બાણભટ્ટ, મયૂર, ને ચીન મુસાફર હ્યૂએનસાંગ તેનાં દરબારનાં મુખ્ય રત્નો હતાં.

**સાર**—ઇ. સ.ના સાતમા સૈકામાં પુષ્પભૂતિના કુટુંબનો પ્રભાકરવર્ધન થાણેશ્વર મુકામે ઘણો પરાક્રમી વૈશ્ય સરદાર થયો. તેના પુત્ર હર્ષે આર્યાવર્તમાં સામ્રાજ્ય સ્થાપ્યું. હર્ષરાજા પવિત્ર, દાનેશ્વરી અને વિદ્યાવિલાસી હતો. પ્રખ્યાત કવિ બાણ તેના વખતમાં થઈ ગયો. તેણે હર્ષરાજાનું ચરિત લખ્યું છે.

**પ્રશ્નો**—(૧) હર્ષ રાજાનો ઉદય કેમ થયો તે જણાવો. (૨) હર્ષનું સામ્રાજ્ય કેટલું હતું? (૩) હર્ષના ચારિત્ર વિષે શું જાણો છો? (૪) હર્ષ પછીના સમયને યુગાંતર કેમ કહેવાય?

# પ્રકરણ ૧૧મું

## હર્ષના વખતનું હિંદ.

**સામાજિક સ્થિતિ**—હર્ષના વખતની આપણા દેશની પરિસ્થિતિ આપણને ચીની મુસાફર હ્યૂએનસાંગના પ્રવાસના અનુભવ ઉપરથી સારી રીતે મળી શકે છે. જોકે હર્ષે પોતે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો તોપણ વલ્લભીપુર, બંગાળા, આસામ, દખ્ખણ ને માળવાના રાજાઓ બ્રાહ્મણ ધર્મ પાળતા. દખ્ખણમાં જૈન ધર્મનું ને બીજે બ્રાહ્મણ ધર્મનું જોર વધતું જતું હતું. બૌદ્ધ ધર્મમાં જુદા જુદા વાડાઓ થઈ ગયા હતા. આખો દેશ મૂર્તિપૂજક હતો. મહેશ્વર, અગ્નિ અને ચંડિકાના ઉપાસકો તે વખતે ઘણાજ હતા. જ્ઞાતિબંધનો વધારે ને વધારે દૃઢ થતાં જતાં હતાં. બ્રાહ્મણો પણ વેપાર કરતા. વૈશ્યો રાજાઓ થઈ શકતા; હર્ષ પોતે વૈશ્ય હતો. શૂદ્રો પણ ખેતી કરતા. જ્ઞાતિઓ પ્રાંતવાર બંધાઈ નહોતી. લોકોમાં શિક્ષણનો પ્રચાર સારો હતો. દેશમાં બધે સ્થપાએલા સંઘારામોમાં લાખો બૌદ્ધ શ્રમણો ને વિદ્યાર્થીઓ વેદાંગ, ગણિત, વૈદક, યોગ, તર્ક, ને ધર્મ શિખતા. કાશી, નાલંદા ને વલ્લભીપુરનાં વિદ્યાપીઠોમાં હજારો શિષ્યો ગુરુ પાસે વિદ્યા શીખવા જતા ને વિદેશી પંડિતો પણ ત્યાં જઈ બૌદ્ધ, જૈન ને ૭ દર્શનોનો અભ્યાસ કરતા. આ વિદ્યાપીઠોના નિભાવ માટે સેંકડો ગામડાંઓનું ઉત્પન્ન તેમને આપવામાં આવતું. તેના કુલપતિઓને રાજાઓ જેટલું માન અપાતું. વિદ્યાપીઠમાં રહેતા વિદ્યાર્થીઓને આકરા નિયમો પાળવા પડતા. દરેક ગૃહસ્થ પોતાનાં બાળકોને વ્યાકરણ, વૈદક, ફિલસુફી, જ્યોતિષ, તર્ક ને શિલ્પ કે એવું વ્યાવહારિક જ્ઞાન આપતો. રાજાઓ, અમીરો ને ધનાઢ્ય ગૃહસ્થો સંન્યાસી કે ભિક્ષુ બનતાં શરમાતા નહિ. સ્ત્રીઓ પણ સારી રીતે કેળવાએલી હતી. બૌદ્ધ અને જૈન સંપ્રદાયોનાં સાધુસાધ્વીઓ આ બાબતમાં સારી

સેવા કરતાં. તે વખત સ્ત્રીઓ ઓઝલમાં રહેતી નહોતી. ઉચ્ચ વર્ણો વિધવાપુનર્લગ્ન ન કરતા. સતીનો રીવાજ એ વખતે હતો. બાળલગ્નો બહુ નહોતાં. અનુલોમ લગ્ન એટલે ઉચ્ચ વર્ણના પુરુષનું નીચ વર્ણની સ્ત્રી સાથે લગ્ન થઈ શકતું. પ્રતિલોમ લગ્નો થઈ શકતાં નહિ. બ્રાહ્મણો પણ સમુદ્રવાટે દેશાંતર જતા. તે વખતે પણ હલકા લોકોને સમાજની બહાર ગણવામાં આવતા. કનોજ, મથુરા, કાશી, ઉજ્જન, કાંચી, બાદામી, ભરૂચ, વલ્લભીપુર, એ મોટાં શહેરો હતાં. હિંદના બ્રાહ્મણો ચારિત્રથી ને પંડિતતાથી સ્વદેશમાં ને પરદેશમાં ઘણાજ પ્રસિદ્ધ હતા. પોશાકમાં લોકો ઘણા સાદા હતા પણ ઘરેણાંના તેઓ ઘણા શોખીન હતા. એકજ કુટુંબના માણસો જુદા જુદા ધર્મો પાળી શકતાં. મદ્યપાન ને માંસાહાર બહુજ ઓછાં જોવામાં આવતાં. લોકો રાજભક્ત, અહિંસક તથા મિતાહારી હોવા છતાં લડાયક હોવાથી યૂરોપનાં રાજ્યો જે હૂણ લોકો સામે બચાવ ન કરી શક્યાં તેજ લોકો સામે તેઓ ફત્તેહથી લડી શક્યા ને તેમને દેશમાં કુલ સત્તા સ્થાપતાં અટકાવી શકયા. રાજા ધર્મ પ્રમાણે ચાલતો તેથી રાજ્ય સારી વ્યવસ્થામાં રહેતું.

**રાજ્યકારભાર**—રાજ્ય **દેશ** કે **મંડળના** નામથી ઓળખાતું. મંડળના ભાગોને "**ભુક્તિ**" કે "**વાડી**" કહેવામાં આવતા. દરેક ભુક્તિના ભાગોને "**વિષયો**" કહેવામાં આવતા. દરેક વિષયમાં **ગ્રામ્ય**નો વહિવટ જુદો રહેતો. જમીન, પશુઓ, ચામડું, મીઠું, એ બાબતો ઉપર કર લેવાતા. વેઠનો ચાલ પણ એ વખતે હતો. ઘણાં ઇનામી ગામડાંઓને કરોથી ને વેઠથી માફી આપવામાં આવતી. સારી સ્થિતિવાળાં ગામડાંઓ સદાવ્રતો જળાશયો, સભાગૃહો ને ધર્મશાળાઓ નિભાવતાં. એ સિવાય એક સારા રાજ્યને જોઈતાં બધાં ખાતાઓ ને તે માટેના યોગ્ય અમલદારો તે વખતે પણ જોવામાં આવે છે. અમલદારો પગાર ને જમીનો ઉપર નભતા.

**ચીની મુસાફર હૂએનસાંગનો પ્રવાસ, ઇ. સ. ૬૨૯–૬૪૫**— ગોબીના રણમાં થઈને ખોતાન ને ઑકસસવાટે ચીનના બૌદ્ધ ભિક્ષુઓ કાશ્મીર થઈને ગૌતમ બુદ્ધ અને બૌદ્ધ સાહિત્યની જન્મભૂમિ હિંદુસ્તાનમાં અવારનવાર આવજા કરતા. હૂએનસાંગ પણ બૌદ્ધ સાહિત્યના મૂળ ગ્રંથો

લેવા અને તેના પંડિતો પાસેથી ધર્મમંત્ર શીખવાના કુતૂહલથી પ્રેરાઈ ૨૯ વર્ષની ઉંમરે હિંદ આવ્યો. તે આપણા દેશમાં ૧૬ વર્ષ સુધી જુદે જુદે સ્થળે ફરી અભ્યાસ કરી ને અનુભવ લઈ સ્વદેશ પાછો ફર્યો. નાલન્દામાં આ ચીની મુસાફરે અભ્યાસ કર્યો. નાલન્દાના વિદ્યાપીઠના કુલપતિ પ્રમુખ શીલભદ્રે તેનું સારૂં માન કર્યું. પાછળથી કામરૂપ દેશનો રાજા ભાસ્કર-વર્મા ને કનોજનો રાજા હર્ષવર્ધન તેના મોટા મિત્રો બન્યા ને હર્ષદેવ બૌદ્ધ મતના મહાયાન પંથનો પક્ષપાતી થયો. બંને રાજાઓએ તેને અમૂલ્ય બક્ષીસો આપવા માંડી પણ મુસાફર બૌદ્ધ ભિક્ષુએ તો ઉપકાર સાથે તે સ્વીકારવા ના પાડી. પોતાની સાથે તે માત્ર બુદ્ધ ભગવાનનાં હાડકાંઓના કેટલાક અવશેષો, તેની કેટલીક પ્રતિમાઓ, ને અમૂલ્ય ગ્રંથો ચીન લેતો ગયો. હિંદુસ્તાન મુસલમાનોના હાથમાં ગયું અને બૌદ્ધ મત દેશમાંથી નાશ પામ્યો એટલે આવા મુસાફરો દૂર દેશથી આપણે ત્યાં ભણવા આવતા બંધ થઈ ગયા.

**હર્ષનાં વખતનાં રાજ્યો**—હ્યૂએનસાંગ ચીની મુસાફરના પ્રવાસના વર્ણન ઉપરથી આપણે તે વખતનાં કેટલાંક રાજ્યોનું વર્ણન કરી શકીએ છીએ. (૧) કાબુલ. તેનો રાજા બૌદ્ધધર્મી હતો. (૨) ઉદ્યાન અથવા સુવાસ્તુ. હાલનું સ્વાત તેનો રાજા પણ બૌદ્ધ હતો. (૩) કાશ્મીર. ત્યાં બૌદ્ધો જોરમાં હતા. (૪) તાક રાજાઓ. તેમનું રાજ્ય મુલતાન પાસે હતું. પાછળથી તેઓ મુસલમાન થઈ ગયા. (૫) સિંધ. તેનો રાજા બૌદ્ધ હતો. (૬) વલ્લભીપુર. તેના રાજાઓ શિવમાર્ગી હતા. હર્ષનો જમાઈ ધ્રુવભટ્ટ એ વખતે ત્યાં રાજ્ય કરતો હતો. અહીં જૈનો ને બૌદ્ધોનું બળ પણ સારૂં હતું. (૭) ભીનમાળ અથવા શ્રીમાળનું ગુર્જર રાજ્ય (જોધપુરની ઉત્તરે). તેનો રાજા બૌદ્ધ હતો. (૮) ગુર્જર રાજ્ય, ભરૂચ પાસે. તેનો રાજા દાદા સૂર્યનો ઉપાસક હતો. (૯) પશ્ચિમ માળવાનું બૌદ્ધ રાજ્ય. (૧૦) પૂર્વે માળવા અથવા ઉજ્જનનું બ્રાહ્મણ રાજ્ય. (૧૧–૧૨) ગ્વાલિયર ને બુંદેલખંડનાં બ્રાહ્મણ રાજ્યો. (૧૩) મગધનું બૌદ્ધ રાજ્ય. (૧૪) બંગાળાનું બ્રાહ્મણ રાજ્ય. (૧૫) આસામનું બ્રાહ્મણ રાજ્ય. તે સિવાય હિમાલયની તળેટીમાં નાનાં નાનાં ઘણાં રાજ્યો હતાં.

દખ્ખણમાં "સત્યાશ્રય" પુલકેશી મહારાષ્ટ્રનો ચક્રવર્તી હતો. પલ્લવ રાજાઓ કાંચીમાં, ને મથુરામાં પાંડય રાજાઓ, એ બધા પુલકેશીના ખંડિઆ હતા.

**હર્ષવર્ધન છેલ્લો આર્ય ચક્રવર્તી રાજા**—હર્ષવર્ધન આર્ય રાજાઓમાં છેલ્લો ચક્રવર્તી થઈ ગયો. તેના મરી ગયા પછી ઉત્તર હિંદમાં પાછાં નાનાં નાનાં રાજ્યો થઈ ગયાં. સિંધદેશ અરબોના હાથમાં ગયો. નવમા સૈકા પછી ખાઈબરઘાટ વાટે મુસલમાનો હિંદ ઉપર ચડાઈ કરવા લાગ્યા; હર્ષ જેવો કોઈ પ્રતાપી ચક્રવર્તી થયો નહિ; પરિણામે ધીમે ધીમે દેશનો દરેક ભાગ મુસલમાનોના હાથમાં ચાલ્યો ગયો. આગળની ચડાઈઓ કરનાર લોકો, યવનો ને હૂણો, હિંદુ સમાજમાં ભળી ગયા હતા પણ આ નવા લોકો મુસલમાની ધર્મનો પ્રચાર કરવા આવતા હોવાથી દેશના ઇતિહાસે જુદુંજ સ્વરૂપ લીધું.

**નવો જમાનો**—હર્ષ રાજા પછીનો જમાનો આપણા ઇતિહાસમાં તદ્દન જુદો પડી જાય છે. ધર્મ, સાહિત્ય, કળા, રાજનીતિ, પહેરવેશ, એ દરેક બાબતમાં હર્ષનો સમય સંક્રાંતિનો સમય કહી શકાય. તેના પછી નાનાં નાનાં રજપુત રાજ્યો થયાં ને તે રાજ્યો ઉપર મુસલમાનોએ હુમલા કરવા માંડયા એટલે છસો વર્ષમાં આર્ય રાજ્યો નાશ પામ્યાં.

**સાર**—હર્ષના વખતની આપણી સ્થિતિનું જ્ઞાન આપણને તે વખતના સાહિત્ય ઉપરથી અને ચીની મુસાફર હ્યૂએનસાંગના પ્રવાસના હેવાલ ઉપરથી મળી શકે છે. બૌદ્ધ મત ઉત્તર હિંદમાં ઘણું બળ ધરાવતો હતો. શિવ, ચંડી, વિષ્ણુ ને તીર્થંકરના ઉપાસકો પણ મળી આવતા. વલ્લભીપુર, નાલંદા, ને કનોજ મુકામે મોટાં મોટાં વિદ્યાપીઠો હતાં. તે વખતના લોકો લડાયક હતા. રાજ્યકારભાર માટેની સગવડો ગુપ્ત કાળના જેવીજ હતી. હર્ષ છેલ્લો આર્ય ચક્રવર્તી રાજા થઈ ગયો.

**પ્રશ્નો**—(૧) સાતમા સૈકાની આપણી સ્થિતિનું વર્ણન આપો. (૨) હ્યૂએનસાંગના પ્રવાસની ટૂંકી નોંધ લખો. (૩) હર્ષના વખતનાં રાજ્યો બતાવો.

# પ્રકરણ ૧૨મું

## દખ્ખણ

**પ્રાચીન ઇતિહાસ**—અત્યાર સૂધી આપણે દખ્ખણનો ઇતિહાસ જરા પણ જોયો નથી. મુખ્ય કારણ તો એ છે કે તે ઇતિહાસ માટે સાધનો ઘણાંજ ઓછાં છે. પહેલાં માળવાની દક્ષિણે મોટું જંગલ હતું. વરાડમાં આર્યોએ પોતાનું પ્રથમ સંસ્થાન વસાવ્યું; ત્યાર પછી ધીમે ધીમે તેઓ આગળ વધવા લાગ્યા. ગોદાવરી નદી આગળ શ્રી રામચંદ્રના વખતનું "જનસ્થાન" નામનું આર્ય સંસ્થાન રામાયણમાં પ્રસિદ્ધ છે. મહાભારતમાં પણ દખ્ખણનું કેટલુંક વર્ણન આવે છે, ચંદ્રગુપ્તના ને અશોકના વખતમાં રાષ્ટ્રકૂટો તથા ચોલ, પાંડય, કેરલ ને પૈઠનિકોનું વર્ણન આપવામાં આવ્યું છે. મૌર્ય પછી શાતવાહનોએ દખ્ખણના મુખ્ય પ્રદેશ ઉપર મુખ્ય સત્તા ભોગવી. પ્રતિષ્ઠાનપુરમાં તેમની રાજધાની હતી. પૈઠણ પંડિતોનું ધામ હતું. પલ્લવો ને કદંબો પણ કાંચી અને કોંકણમાં પ્રબળ હતા. અશોકના શિલાલેખોમાં જે રાષ્ટ્રિકોનું વર્ણન આવે છે તેજ પાછળથી મહારાષ્ટ્રિકો ને પ્રાકૃતમાં મરાઠાઓ તરીકે ઓળખાયા ને તેમના

---

**મહાકવિ બાણના હર્ષચરિતના ચોથા ઉચ્છ્વાસમાં આપેલું હર્ષ રાજાના પિતાનું વર્ણન.**

( મૂળ સંસ્કૃત માટે જુઓ બીજી આવૃત્તિ, પા. ૮૫. )

પછી તે પુષ્પભૂતિથી રાજવંશ થયો. તેમાં ( કેટલાએક ) રાજાઓ થયા. એ રાજાઓમાં રાજાધિરાજ પ્રભાકરવર્ધન નામનો પુરુષ થયો. તેનું બીજું નામ પ્રતાપશીલ હતું. તેણે જેમ સિંહ હરણોને મારે તેમ હૂણોને માર્યા હતા; તે સિંધુ દેશના રાજાને તાવ સમાન હતો; તે ગુર્જર (ભીનમાલ) રાજાને કદિ સુવા દેતો નહી તે ગાંધારના રાજારૂપી હાથીને પ્લેગ સમાન હતો; તેણે લાટ (ભરૂચ જીલ્લો) દેશના ચાતુર્યને ચોરી લીધું હતું અને માલવાના રાજાની કીર્તિનો નાશ કર્યો હતો. તેને યશોવતી નામની મહારાણી હતી. મૂળથી તે રાજા સૂર્યનો ઉપાસક હતો.

**નોંધ**—ઉપરના લખાણ ઉપરથી જણાઇ આવશે કે હર્ષના બાપ પ્રભાકરવર્ધને ઘણા રાજાઓને ને હૂણોને હરાવ્યા હતા.

દેશનું નામ મહારાષ્ટ્ર પડ્યું. તેમના રાજાઓ આર્ય હતા પણ ધીમે ધીમે તેઓ દ્રાવિડ વતનીઓ સાથે ભળી ગયા ને તેથી તેમની રહેણીકરણીમાં પણ તેવાજ ફેરફારો થઇ ગયા. તેમને લઈને દખ્ખણની દ્રાવિડ સંસ્કૃતિ આર્ય થઈ. મુસલમાનોના કાળમાં આ દ્રાવિડ આર્યોએ આર્ય સંસ્કૃતિનું ઘણું સારૂં રક્ષણ કર્યું. ઘણા દખ્ખણીઓ બૌદ્ધ ને જૈન ધર્મ પાળતા.

**ચાલુક્યો**—શાતવાહનો પછી મહારાષ્ટ્રના ઉત્તર ભાગમાં વાકાટકોનું જોર થયું. તેઓ મૂળ નાગપુર પાસેના બ્રાહ્મણો હતા. ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં ચાલુક્યોનું બળ વધવા માંડ્યું. ચાલુક્ય સત્તા સ્થાપનાર પુલકેશી છઠ્ઠા સૈકામાં થયો. તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. તેઓ મૂળ આર્ય ક્ષત્રિયો હતા એમ જણાય છે, ને તેમણે કાનડા, કોંકણ, કાંચી ને જબ્બલપુરનો પ્રદેશ જિતી લીધો હતો.

**બીજો પુલકેશિન્**—બીજા પુલકેશીએ હર્ષ રાજાને હરાવ્યો હતો તે આપણે ઉપર જોઈ ગયા છીએ. તે આખા દખ્ખણનો ચક્રવર્તી રાજા હતો અને ૯૯,૦૦૦ ગામડાંઓનો ધણી હતો. તેણે માળવા, લાટ ને ગુર્જર દેશના રાજાઓને હરાવ્યા. ચીની મુસાફર હ્યૂએનસાંગ તેના દરબારમાં આવેલો. ગોદાવરી ને કૃષ્ણા વચ્ચે વેંગીમાં ને ગુજરાતમાં નવસારી મુકામે તેણે ચાલુક્ય વંશો સ્થાપ્યા. ઇરાનના શાહ બીજા ખુશરૂએ તેના દરબારમાં એલચીઓ મોકલ્યા તે બનાવ અજંતાની પહેલી ગુફામાં ચિત્રરૂપે બતાવવામાં આવ્યો છે. તેનું રાજ્ય ઇ. સ. ૬૮૦ સુધી ચાલ્યું. ચાલુક્યોની સત્તા એક રાષ્ટ્રકૂટ રાજાએ તોડી નાંખી. છેલ્લા ચાલુક્ય રાજાઓમાં કેટલાક જૈન ધર્મના પક્ષપાતીઓ થઈ ગયા. તેઓ શક સંવત્સર પ્રમાણે વર્ષો ગણતા; બાદામીમાં તેમની રાજધાની હતી. અજંતા ને નાસીક જેવાં સ્થળોએ ચિત્રો તથા ગુફાઓ કરી તથા બાદામી મુકામે દેવાલયો બંધાવી તેઓ પોતાની કીર્તિ અમર કરી ગયા છે.

**પલ્લવો**—કાંચીના પલ્લવ વંશના રાજાઓ પણ આ વખતે ઘણું બળ ધરાવતા હતા. તેઓ મૂળ આર્ય ક્ષત્રિયો હતા અને આંધ્ર રાજાઓના સુબાઓ તરીકે દખ્ખણમાં કામ કરતા. વીરકૂર્ચ પલ્લવે શાતવાહન કુટુંબની એક કન્યા સાથે ઇ. સ. ૧૭૮ને સુમારે લગ્ન કર્યું. ત્યારથી ધીમે

ધીમે તેના વંશજો પોતાનું બળ જમાવતા ગયા ને ઈ.સ. ૨૦૦માં તેના પૌત્ર કુમારગુપ્તે કાંચીનગર જિતી લીધું. વચમાં સમુદ્રગુપ્તના વખતમાં પલ્લવ રાજ્ય ઢંકાઈ ગયું પણ પાછળથી પલ્લવો ફરી જોર ઉપર આવ્યા ને લંકાના તથા પાંડ્ય, ચોલ ને કેરલ રાજાઓને તેઓએ તાબે કર્યા. તેઓ શિવના ખાસ ઉપાસક હતા. કાંચી તેમનું રાજનગર હતું. ઈ. સ. ૭૫૦માં ચાલુક્ય રાજા બીજા વિક્રમાદિત્યે છેલ્લા પલ્લવ રાજાને હરાવી તેનો દેશ જિતી લીધો. દખ્ખણના સામ્રાજ્ય માટે ચાલુક્યો ને પલ્લવો હમેશાં લડતા. પલ્લવ રાજાઓએ કાંચી મુકામે મોટાં મોટાં મંદિરો બંધાવ્યાં છે. તેઓ વિદ્વાનો હતા ને પંડિતોને આશ્રય આપતા.

**ઓરિસ્સાનો કેસરી વંશ**—ઓરિસ્સાના લોકો અશોક પછી બૌદ્ધ થયા. કેટલાક યવન રાજાઓએ પણ ત્યાં ઈ. સ. ૩૨૩–૪૭૪ સૂધી રાજ્ય કર્યું હતું. યયાતિ કેસરી નામના એક શિવમાર્ગી વીર પુરુષે આ યવન રાજ્યને તોડયું. તેના વંશજોએ પુરી, કટક, ને ભુવનેશ્વર મુકામે મોટાં મંદિરો બંધાવ્યાં ને મહાનદી ઉપર સુંદર પુલ તૈયાર કરાવ્યો. ઠેઠ ઈ. સ. ૧૧૩૨ સૂધી આ કેસરી રાજાઓએ ઓરિસ્સામાં સત્તા ભોગવી.

**કૈલકિલ યવનો**—આંધ્રદેશમાં કૈલકિલ યવનોએ ઈ. સ. ૫૭૫થી ૯૦૦ સૂધી રાજ્ય કર્યું. તેઓ બૌદ્ધ ને જૈન હતા.

**સાર**—ઘણા પ્રાચીન કાળથી દખ્ખણમાં આર્યોએ ધીમે ધીમે આક્રમણો કરવા માંડયાં હતાં. મૌર્યો ને આંધ્રભૃત્યોએ દખ્ખણમાં રાજ્ય કર્યું હતું. પછી બાદામીના ચાલુક્યો થયા. કાંચીના પલ્લવો ને ઓરિસ્સાનો કેસરી વંશ પણ આ કાળમાં આવી જાય છે.

**પ્રશ્ન**—દખ્ખણનાં કેટલાંક રાજ્યોની મુખ્ય હકીકત લખો.

---

# વિભાગ ૩જો

# રજપુતો ને મુસલમાનો

## ઇ. સ. ૬૪૭–૧૨૦૬.

### પ્રકરણ ૧લું

### નવો યુગ.

**હર્ષ પછીના કાળનાં મુખ્ય લક્ષણો**—હિંદના છેલ્લા આર્ય ચક્રવર્તી રાજા હર્ષના પછીના આપણા બસો વર્ષોના ઇતિહાસનાં મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે મૂકી શકાયઃ—

(૧) આ કાળમાં હર્ષે પોતે સ્થાપેલી પરંપરા પ્રમાણે ઉત્તર હિંદમાં જેમ આગળ પાટલીપુત્ર સામ્રાજ્યનું નગર કહેવાતું તેમ કનોજ મુખ્ય નગર લેખાવા લાગ્યું.

(૨) બૌદ્ધ ધર્મનું બળ ઓછું થવા લાગ્યું. જૈન ધર્મનું બળ દક્ષિણમાં વધારે હતું પણ ઉત્તર હિંદમાં મગધ સિવાય બીજે સ્થળે શૈવો, વૈષ્ણવો ને વૈદિકો જોરપર આવવા લાગ્યા. પૂર્વમીમાંસકો પુરાતન યજ્ઞકાંડ વગેરેનો આશ્રય લઈ બૌદ્ધો ને જૈનોને નબળા પાડવા લાગ્યા. પણ બૌદ્ધો ને જૈનોનો અહિંસાવાદ આર્યધર્મની નસેનસમાં હવે રેલાઈ ગયો હતો તેથી વૈષ્ણવોએ ને શૈવોએ પણ તે વાદનો અંગીકાર કર્યો. તે ધર્મોના કેટલાક આચાર–વિચારોને બ્રાહ્મણોએ પોતાના જુના પંથમાં ભેળવ્યા. ઉપરાંત બુદ્ધ તથા મહાવીર, વગેરે તીર્થંકરોની પ્રતિમાઓનું પૂજન આખા હિંદમાં થતું હતું. તેથી મૂર્તિપૂજા તથા ભક્તિધર્મ પણ હવે આ નવા માર્ગમાં ભેળવી દેવામાં આવ્યાં. આવી રીતે ધીમે ધીમે હાલના હિંદુ ધર્મનો ઉદય તે કાળમાં થયો.

(૩) સિંધમાં અરબો પેઠા ત્યારથી હિંદુઓ મુસલમાનો સાથે સમાગમમાં આવ્યા. હિંદની પશ્ચિમ દિશા ઉપર નવાં વાદળો ઘેરાવા લાગ્યાં. હિંદુ સંસ્કૃતિનો અરબોએ લાભ લીધો ને ઘણા બ્રાહ્મણ પંડિતો બગદાદ,

વગેરે સ્થળે ગયા. અરબો હિંદુઓ પાસેથી મુખ્યત્વે ગણિત, ખગોળ, યોગ અને વૈદક શીખ્યા ને તે જ્ઞાન તેમણે યૂરોપમાં ફેલાવ્યું.

**“ પુરાણોનો સમય ”**—આ સમયને કેટલાએકો “ પુરાણોનો સમય ” કહે છે; પણ પુરાણોનું સાહિત્ય તો ઘણું પ્રાચીન છે એ આપણે ઉપર જોઈ ગયા છીએ. મુખ્યત્વે રજપુતોના વખતમાં તે સાહિત્ય અત્યારના રૂપમાં મુકાયું. પ્રાચીન આર્યો પુરાણોને ઇતિહાસ સમજતા ને તેમાં રાજાઓની ને ઋષિઓની વંશાવળીઓ આપવામાં આવતી. અત્યારનાં પુરાણોમાં તેથી વિશેષ સાહિત્ય પૂરવામાં આવ્યું છે. દરેક પુરાણમાં કોઈક ધાર્મિક પંથની ચર્ચા જોવામાં આવે છે. બ્રાહ્મણોના સામાન્ય સંસ્કારો, શિવ કે વિષ્ણુની પૂજા સંબંધી માહીતી, આશ્રમોના ને જાતિના નિયમો, શ્રાદ્ધ, વ્રત, સાંખ્ય કે યોગશાસ્ત્રની માહીતી, એવું કાંઈક કાંઈક અત્યારનાં પુરાણોમાં જોવામાં આવે છે. કેટલાંક પુરાણોમાં નંદ, મૌર્ય, આંધ્ર ને ગુપ્ત રાજાઓની વંશાવળીઓ આપવામાં આવી છે. વેદોનો ને વેદાંગનો અભ્યાસ કરવાનો જેમને અધિકાર નથી તેઓ પુરાણોદ્વારા ધર્મ વાંચી ને સમજી શકે છે ને અત્યારે તો હિંદુ સમાજના મોટા ભાગમાં પુરાણોનું વાચન સ્ત્રીઓને ને અભણ ભાગને ખાસ લાભવાળું ગણાય છે. પુરાણોમાં અતિશયોક્તિવાળાં વર્ણનો ખૂબ કરવામાં આવ્યાં છે પણ તેમના વાચનની સમાજ ઉપર જે જબરી અસર થઈ છે તે જોતાં આ અતિશયોક્તિ ઉપર દુર્લક્ષ થવું ઘટે છે. સાક્ષર મણિલાલ દ્વિવેદીએ એક વખત પોતાના યૂરોપના વિદ્વાનો પ્રત્યેના ભાષણમાં એવો મત દર્શાવ્યો હતો કે જો પુરાણો સમજવામાં બરોબર આવે તો તેથી હાલના જમાનાને પણ ઘણું જાણવાનું મળે. ખરી રીતે “ પુરાણોનો સમય ” એવો આપણા ઇતિહાસનો વિભાગ હોઈ શકે નહિ.

**સાર**—હર્ષ પછીના વખતમાં બૌદ્ધ મત નબળો પડવા લાગ્યો. મુસલમાનો જોર ઉપર આવ્યા અને સાંપ્રત હિંદુ ધર્મનો ઉદય થયો.

**પ્રશ્ન**—હર્ષ પછીના કાળનાં મુખ લક્ષણો આપો.

# પ્રકરણ ૨જું

## ઇસ્લામની સ્થાપના: હઝરત મહમ્મદ પયગંબર

**હિંદના મુસલમાનો**—જ્યારે હર્ષવર્ધન મહારાજા ઉત્તર હિંદમાં રાજ્ય કરતો હતો ત્યારે અરબસ્તાનમાં એક નવો ધર્મ નીકળ્યો ને તેના અનુયાયીઓએ યૂરોપ ને એશિઆનાં મોટાં મોટાં રાજ્યોને જિતી લીધાં. એ જિતેલા દેશોમાં હિંદુસ્તાન પણ આવી ગયો. મુસલમાનો આપણે ત્યાં ૭૦૦ વર્ષો થયાં એકજ દેશના વતનીઓ તરીકે રહે છે. વળી ઇ. સ. ૧૨૦૬થી તે ઠેઠ ઇ. સ. ૧૮૦૩ સૂધી સ્વતંત્ર મુસલમાની રાજ્યો આપણા દેશમાં થઈ ગયાં ને હજુ પણ બ્રિટિશ સરકારના ખંડીઆ તરીકે નિઝામ ને ભોપાળના નવાબ જેવા મુસલમાન રાજ્યકર્ત્તાઓ આપણે ત્યાં છે તેથી ઇસ્લામની ઉત્પત્તિની ટૂંકી નોંધ અહીં આપવાની જરૂર છે.

**હઝરત મહમ્મદ પયગંબર**—અરબસ્તાનનો મોટો ભાગ ઉજ્જડ ને વેરાન છે, ને તેથી તે દેશના વતનીઓનો મોટો ભાગ બહુ સંસ્કાર વાળો નહોતો. માત્ર કિનારા ઉપરના યમન જેવા પ્રદેશો ફળદ્રુપ હોવાથી ત્યાંના લોકો સંસ્કારવાળા હતા. અરબો મૂર્તિપૂજકો હતા. એ વેળા આખા જગતની પ્રજાઓ મૂર્તિપૂજક હતી એમ કહીએ તો ચાલે. જે અરબો વેપાર કરતા તેઓ યાહુદીઓ ને ખ્રિસ્તીઓના સમાગમમાં આવ્યા હતા. નહિતર તેઓને બહારના જગત્‌નું કશું જ્ઞાન નહોતું. આવા અરબ દેશના મક્કા શહેરમાં ઇ. સ, ૫૭૦ના ઑગસ્ટની ૨૯મી તારીખે ખાન-દાન કોરેઈશ કુટુંબમાં મહમ્મદ પયગંબરનો જન્મ થયો. પયગંબરના જન્મ અગાઉ તેમના પિતાનો સ્વર્ગવાસ થયો ને તેઓ ૭ વર્ષના થયા ત્યારે માતા આમીનાબીબી પણ ગુજરી ગયાં. બે ત્રણ વર્ષો સૂધી હઝરત મહમ્મદ દાદા પાસે રહ્યા પણ તેનાં મરણ પછી તેઓ કાકા અબુતાલીબ સાથે રહેવા લાગ્યા ને વેપારમાં ધ્યાન લગાડવા લાગ્યા. નાનપણથીજ હઝરતને ઈશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. તેઓ અભણ પણ પ્રામાણિક, સાચાબોલા ને નિડર હોવાથી લોકોમાં તેમની ખ્યાતિ વધવા લાગી. અમુક વખત સૂધી તેમણે ખદીજાબીબી નામની એક તવંગર બાઈ પાસે આડતીઆનું કામ કર્યું અને પછી તેની સાથે તેઓ

પરણ્યા. તેમને હવે એવી પ્રેરણા થઈ કે મૂર્તિપૂજા વિરુદ્ધ નવો પંથ લોકોમાં ફેલાવવો. મદિનાના ઘણા લોકોએ તેમનો નવો પંથ સ્વીકાર્યો. પરિણામે મક્કાના અરબોએ તેમને તેર વર્ષો સુધી ખૂબ સતાવ્યા. એ કારણથી મદિનાના મુસલમાનોએ હવે પયગંબરને પોતાની પાસે આવવા કહેવરાવ્યું. હઝરત મદિના ગયા. મક્કાના અરબો ને મદિનાના અરબો વચ્ચે લડાઈઓ થઈ. જ્યારે મક્કાવાળાઓ હારી થાકી ગયા ત્યારે મદિનાના મુસલમાનોએ તે શહેર લઇ લીધું. પયગંબર મક્કાથી મદિના ગયા તેને મુસલમાનો " હિજરત " કહે છે અને તેમનો સંવત્ "હિજરી" તે વખતથી શરૂ થાય છે. હઝરત મહમ્મદ પોતે ઇ. સ. ૬૩૨માં જુન માસની ૮મી તારીખે ગુજરી ગયા.

**ઇસ્લામ**—ઇશ્વર એકજ છે; દેવદેવીઓની પૂજા વ્હેમ માત્ર છે. હઝરત મહમ્મદ તે ઇશ્વરના છેલ્લા પયગંબર છે; મૂર્તિપૂજા ખોટી છે; સ્વર્ગ બંદગી ને દાનથી મળે છે; એ ઇસ્લામનાં મુખ્ય સૂત્રો છે. મુસલમાનોમાં જ્ઞાતિભેદ બિલકુલ નથી. સુલતાન ને દરવેશ એકજ મસ્જીદમાં ખુદાની બંદગી કરી શકે છે. " કુરાન " તે તેમનું પવિત્ર પુસ્તક છે. મુસલમાનોની માન્યતા પ્રમાણે તે ખુદાએજ હઝરતને સંદેશ રૂપે કહેલું. મુસલમાનો જે યુદ્ધ કરે તેને **જેહાદ** કહેવામાં આવે છે ને તે યુદ્ધમાં મરનાર—શહીદ—સ્વર્ગે જાય છે એમ માનવામાં આવે છે.

**મુસલમાનો**—અરબોએ પોતાના દેશમાં મૂર્તિઓનું ખંડન કર્યું અને પછી ઍસિરિઆ, પેલેસ્ટાઈન, ઈરાન, મિસર ને સ્પેઇનના દેશો તેમણે ટૂંકા વખતમાં જિતી લીધા. ત્યાંના ઘણા લોકો મુસલમાન થયા. ઇરાનના કેટલાક પારસીઓ નવો ધર્મ ન સ્વીકારતાં હિંદુસ્તાનમાં સંજાણ, ઉદવાડા ને નવસારી આવી વસ્યા. ત્યાં હિંદુ રાજાઓએ તેમને સત્કાર આપ્યો. મુસલમાનો યૂરોપ ને એશિઆની સંસ્કૃતિઓથી પરિચિત થયા. સ્પેઇનના મુસ્લીમ રાજ્યકર્તાઓએ કળા ને સાહિત્યને પુષ્કળ ઉત્તેજન આપ્યું. અરબોએ ગ્રીક પંડિતોનાં પુસ્તકોનો અરબીમાં અનુવાદ કર્યો ને તે અનુવાદ દ્વારા યૂરોપના પંડિતો પહેલાં પોતાનીજ જુની સંસ્કૃતિ સમજતા થયા. યૂરોપમાં જ્યારે અજ્ઞાનનો અંધકાર છવાઈ રહ્યો હતો ત્યારે

મુસલમાનો ઘણાજ આગળ વધેલા હતા. વળી તુર્કો ને અફઘાનીસ્તાનના લોકો પણ મુસલમાન થઇ ગયા. આવી રીતે ટૂંક મુદ્દતમાં મુસલમાનો હિંદના દરવાજા આગળ ખડા થઈ રહ્યા. તેમ આપણા દેશ ઉપરના હુમલાઓ આપણે હવે પછી જોઈશું.

**સુન્નીઓ ને શિયાઓ**—પયગંબરના મરણ પછી ટૂંક મુદ્દતમાં મુસલમાનોમાં બે મોટા વિભાગો પડયા. (૧) સુન્ની ને (૨) શિયા. આપણા દેશના મુસલમાનો મુખ્યત્વે સુન્નીઓ છે.

**સાર**—અરબસ્તાનમાં મહમ્મદ પયગંબરે ઇસ્લામની સ્થાપના કરી. મુસલમાનોએ એશિઆ ને યૂરોપનાં ઘણાં રાજ્યોને ખાલસા કર્યાં. આપણી વાયવ્ય સરહદ ઉપર પણ તેમણે સત્તા સ્થાપી.

**પ્રશ્નો**—(૧) મહમ્મદ પયગંબરનું જીવન લખો. (૨) "ઇસ્લામ" એટલે શું ? (૩) મુસલમાની ઇતિહાસની અગત્ય જણાવો.

## પ્રકરણ ૩જું

## હર્ષ પછીનાં કેટલાંક રાજ્યો, ઇ. સ. ૬૪૭–૮૦૦.

હર્ષ પછી હિંદુસ્તાનમાં નાના મોટા રાજાઓ સ્વતંત્ર થઈ ગયા. એ વિષેનો કેટલોક અગત્યનો ઈતિહાસ નીચે આપ્યો છે.

**(૧) સિંધ**—હર્ષના મૃત્યુ પછી સિંધ દેશના બૌદ્ધ લોકો થોડોક વખતજ સ્વતંત્ર રહી શકયા. સિંધમાં બૌદ્ધ રાજાનો નાશ કરનાર ચચ નામનો બ્રાહ્મણ પ્રધાન હતો. એક વાર લંકાથી એક અરબી વહાણની મીલકત દેવલબંદરના ચાંચીઓએ લુંટી લીધી તેની ફરીઆદ સિંધના બ્રાહ્મણ રાજાએ યોગ્ય રીતે સાંભળી નહિ, તેથી ખલીફા વલીદે પોતાના જમાઇ મહમ્મદ કાસિમને સિંધ જિતવા મોકલ્યો. સિંધના રાજા દાહીરનાં માણસો બેવફા નીવડ્યાં. રાજા પોતે લડતાં માર્યો ગયો. જે લોકોએ ઇસ્લામ ધર્મ ન સ્વીકાર્યો તેમની પાસેથી ઝઝીયા વસુલ કરવાનો હુકમ થયો. તે દેશના બૌદ્ધ વિહારો ને બ્રાહ્મણ મઠોનો નાશ કરવામાં આવ્યો. ઘણા લોકો મુસલમાન થયા ને કેટલીયે કન્યાઓ મુસલમાનોની સ્ત્રીઓ થઈ. દેશના કારભારમાં હિંદુઓને રાખવામાં આવ્યા. ઇ. સ. ૭૧૨માં

મહમ્મદ કાસિમે ઠેઠ મુલતાનની પેલી પાર પોતાની આણ ફેરવી. ત્રણસેં વર્ષો સૂધી બગદાદના ખલીફાઓએ સિંધ ઉપર રાજ્ય કર્યું. ઇ. સ. ૧૦૨૫માં મહમુદ ગઝનીએ સિંધ દેશ ખાલસા કર્યો, જો કે દક્ષિણ સિંધમાં કેટલાએક નાના રજપુત રાજાઓએ મુસલમાનો વિરુદ્ધ બંડ કરી થોડોક વખત સ્વતંત્ર રાજ્ય કર્યું.

**(૨) કાબુલમાં આર્યોનો પરાજય**—અફ્ઘાનીસ્તાનનો પ્રદેશ પહેલેથીજ આર્ય હતો તે આપણે ઘણી વાર ઉપર જોઈ ગયા છીએ. મુસલમાનોએ સાતમા સૈકાની અધવચમાં હિરાત સર કર્યું, કાબુલ ઉપર હુમલાઓ કરી ત્યાંના રાજાને કાઢી મૂક્યો, ને પછી આખો દેશ સર કરી લીધો. કાબુલમાં હિંદુ રાજાઓ ઠેઠ મહમુદ ગઝનીના વખત સુધી ટકી શક્યા. તે સુલતાનના વખતમાં તમામ અફ્ઘાન લોકો મુસલમાન થઈ ગયા. અત્યારે જુની કળાના કેટલાક અવશેષો સિવાય અફ્ઘાનીસ્તાનમાં આર્ય સંસ્કૃતિનું કાંઈ નામ નિશાન રહ્યું નથી.

**(૩) કાશ્મીર**—કાસ્મીરનો ઇતિહાસ જુનાં સાધનો ઉપરથી સંસ્કૃતમાં કલ્હણે ઇ. સ. ૧૧૪૮માં "રાજતરંગિણી"માં લખ્યો તે પ્રમાણરૂપ ગણી શકાય. કાસ્મીરમાં ૨૫૦ વર્ષો સૂધી કર્કોટક વગેરે પાંચ વંશના રાજાઓ રાજ્ય કરી ગયા. તેઓ શિવ, વિષ્ણુ ને સૂર્યના ઉપાસક હતા. આ વખતમાં કાસ્મીરના બ્રાહ્મણોએ વિદ્વાનો તરીકે મોટું નામ કાઢ્યું. ઇ. સ. ૧૩૩૮માં મુસલમાનોએ કાસ્મીર દેશ સર કર્યો. નવાઇની વાત એ છે કે ત્યાંના બ્રાહ્મણ પંડિતોએ ઠેઠ અકબરના વખત સૂધી સંસ્કૃતને મુખ્ય ભાષા તરીકે ટકાવી રાખી હતી.

**(૪) વલ્લભીપુરના મૈત્રક રાજાઓ**—કાઠિઆવાડમાં વઢવાણથી ભાવનગર જતાં ધોળા જંકશનથી થોડે છેટે વળા નામે સંસ્થાનનું તેજ નામનું રાજધાનીનું મુખ્ય ગામ છે તે વલ્લભીપુર. પ્રાચીન કાઠિઆવાડ અથવા સુરાષ્ટ્રમાં ઇ. સ.ના પહેલા સૈકામાં શક રાજાઓનું રાજ્ય હતું ત્યારે કનકસેન નામના અયોધ્યાના એક ક્ષત્રિયે નાનો તાલુકો સર કર્યો

---

કાસ્મીરના ઇતિહાસ "રાજતરંગિણી"ના લેખક કલ્હણે આ પરાજયનું હૃદયભેદક વર્ણન આપ્યું છે.

અને પાંચમા સૈકામાં તેના વંશજોએ ગુપ્ત વંશના રાજાઓની નોકરીમાં સેનાપતિ તરીકે કામ કરી વલ્લભીપુર વસાવી ત્યાં સ્વતંત્ર સત્તા સ્થાપી. તેઓ મૈત્રકો કહેવાતા. તેમણે ગુપ્ત સંવત્ ચાલુ રાખ્યો. ગુપ્ત રાજ્યના નાશ પછી તેઓ સ્વતંત્ર થઈ ગયા ને પોતાને મહારાજાધિરાજ કહેવરાવવા લાગ્યા. ધ્રુવસેન મૈત્રક હર્ષરાજાનો જમાઈ થાય. તેનો પુત્ર ચોથો ધારાસેન રાજા ચક્રવર્તી રાજા કહેવાઈ ગયો અને તેના વખતમાં **ભટ્ટી-કાવ્ય** વલ્લભીપુરમાં પૂરૂં કર્યું. ધ્રુવભટ્ટ શીલાદિત્યના વખતમાં એટલે ઇ. સ. ૭૭૫માં વલ્લભીપુરના એક વેપારીની ખટપટથી સિંધના અરબ રાજ્યકર્તાઓએ તે શહેરને તોડી નાંખ્યું ને મૈત્રક વંશનો અંત આણ્યો. વલ્લભીપુરના રાજ્યમાં કાઠિઆવાડ ને ખેડા તથા માળવાનો થોડો ભાગ, એટલા પ્રદેશો આવતા. રાજ્ય ઘણુંજ વ્યવસ્થિત હતું. રાજાઓ વિદ્વાન્ ને ચારિત્રવાળા હતા. તે જૈન, બૌદ્ધ ને શૈવ વગેરે તમામ ધર્મોને એક સરખા ગણતા.

**(૫) ભરૂચના ગુર્જરો**—ઇ. સ. છઠ્ઠા સૈકામાં ભીનમાળથી ગુર્જરો વડનગર ને મધ્ય ગુજરાતમાં ઉતરી લાટ અથવા દક્ષિણ ગુજરાતમાં ભરૂચમાં વસ્યા ને ત્યાં લગભગ બસો વર્ષો સૂધી તેમણે રાજ્ય કર્યું. તેઓ મૂળ સૂર્યના ઉપાસક હતા અને આર્ય હતા. તેમના ઉપરથી આખા પ્રાંતનું નામ "ગુજરાત" પડયું. ગુજરાતની તમામ પ્રજાઓ ગુર્જર નથી છતાં અત્યારે તેઓ ગુજરાતીઓ કહેવાય છે. ગુર્જર લોકો જયપુર પાસે રહેતા તેથી તે પ્રદેશ પણ આઠમા તથા નવમા સૈકામાં "ગુજરાત" કહેવાતો.

**(૬) ભીનમાળના ગુર્જરો**—ગુર્જરો આર્યો હતા પણ ઈ. સ. ના પાંચમા સૈકા સૂધી તેઓ આગળ આવ્યા નહોતા. એ વખતે હૂણ લોકોથી ત્રાસી પંજાબથી તેઓ રજપુતસ્તાનમાં આવ્યા ને જોધપુરની ઉત્તરે ભીનમાળમાં તેઓએ રાજ્ય સ્થાપ્યું. સાતમા સૈકામાં ભીનમાળના રાજાઓ વિદ્યા ને કળાના મોટા ઉપાસકો હતા. ભીનમાળના રાજાઓએ સિંધના અરબો સામે સારો બચાવ કર્યો હતો. નાગભટ્ટ પ્રતિહારે કનોજ જિતી ત્યાં રાજધાની કરી એટલે ભીનમાળનો અસ્ત થયો. તુર્કોએ તે શહેર ૧૧મા સૈકામાં જિતી લીધું.

**બ્રહ્મસિદ્ધાંત**—ઇ. સ. ૬૨૮માં બ્રહ્મગુપ્તે પોતાનો "બ્રહ્મસિદ્ધાંત" નામનો ખગોળ ઉપરનો ગ્રંથ ભીનમાળના ચાપ વંશના રાજા વ્યાઘ્રમુખના વખતમાં પૂરો કર્યો એમ તેનો લેખ છે. અરબોએ તેનો અનુવાદ કર્યો હતો.

**(૭) માળવા**—પશ્ચિમ માળવા વલ્લભીપુરના હાથમાં હતો પણ બાકીના ભાગમાં કેટલીકવાર દક્ષિણના રાષ્ટ્રકૂટો તો કોઈક વાર કનોજના રાજાઓ અમલ ચલાવતા.

**(૮) કનોજ**—હર્ષ અપુત્ર મરી ગયો એટલે તેના સામ્રાજ્યના ભાગો સ્વતંત્ર થઈ ગયા. ખુદ કનોજમાં હર્ષના બનેવી ગૃહવર્માના કુટુંબીઓ અધિકાર ઉપર આવ્યા.

**ભવભૂતિ ને વાક્પતિરાજ**—કનોજના વંશના ચક્રવર્તી યશોવર્મા રાજાના દરબારમાં સાતમા સૈકાની આખરમાં ભવભૂતિ ને વાક્પતિરાજ, એ બે મોટા વિદ્વાનો થઈ ગયા. ભવભૂતિએ "મહાવીરચરિત"માં વીર રસ ને "ઉત્તમરામચરિત"માં કરુણ રસ સુંદર રીતે જમાવ્યા છે. વાક્પતિરાજે "ગૌડવધ" નામનું પ્રાકૃત કાવ્ય લખ્યું છે. આ વખતે બૌદ્ધ ધર્મનો ધીમે ધીમે અસ્ત થતો હતો.

ઇ. સ. ૮૧૬માં ભીનમાળના ગુર્જર રાજા નાગભટ્ટે કનોજ જિતી લીધું ને ત્યાં રાજધાની કરી.

**સાર**—હર્ષના વખત પછી અરબોએ સિંધ જિતી લીધો. કાબુલના હિંદુ રાજાઓને મુસલમાનોએ હરાવ્યા. કાશ્મીર, વલ્લભીપુર, ભરૂચ, ભીનમાળ માળવા ને કનોજનાં રાજ્યો આ વખતે પ્રસિદ્ધમાં આવ્યાં.

**પ્રશ્નો**—(૧) ગુર્જરો વિષે જે જાણતા હો તે લખો. (૨) વલ્લભીપુરના રાજ્ય વિષે શું જાણો છો ? (૩) "બ્રહ્મસિદ્ધાંત" "ભટ્ટીકાવ્ય" અને "ભવભૂતિ" ઉપર ટૂંકી નોંધો લખો.

## પ્રકરણ ૪થું

## રજપુતો ને આર્ય સંસ્કૃતિનો પરાજય, ઇ.સ. ૮૦૦-૧૨૦૬.

**આ સમયનાં લક્ષણો**—ઇ. સ. ૮૦૦ પછી જુના ક્ષત્રિય વંશો અદ્રશ્ય થયા અને નવી રજપુત વંશાવળીઓ આપણા ઇતિહાસમાં દાખલ

થઈ. આ લોકો પોતાને રજપુતો કહેવરાવા લાગ્યા. અત્યારના ઘણા રાજ્યકર્તાઓ આ રજપુત કુળોના વંશજો છે. આ વખતનાં મુખ્ય લક્ષણો નીચે આપ્યાં છે.

(૧) બૌદ્ધ ધર્મનો લગભગ અસ્ત થઈ ગયો. પૂર્વ મીમાંસક કુમારિલભટ્ટના અનુયાયીઓએ યજ્ઞકાંડાદિક વૈદિક ક્રિયાઓને હિંદુ સમાજમાં દાખલ કરવાના પ્રયાસો કર્યા; પણ બૌદ્ધ ધર્મનાં સૂત્રો ઉપર લોકોની પ્રીતિ હોવાથી તેઓ ફાવ્યા નહિ. તોપણ તેથી બૌદ્ધો નરમ તો પડી ગયા. શિવ, વિષ્ણુ, સૂર્ય, દેવી અને ગણેશની ઉપાસના વધી. તાપસો, સંન્યાસીઓ ને વેરાગીઓની સંખ્યા વધવા લાગી. જુદા જુદા સંપ્રદાયોએ પોતાના ગ્રંથો લખવા માંડ્યા, નવો વૈષ્ણવ ધર્મ આ કાળમાં ફેલાયો ને રાધાકૃષ્ણની ઉપાસના પણ આ કાળમાં ફેલાઈ.

(૨) હવે નવી જ્ઞાતિઓની ઉત્પત્તિ થઈ; જ્ઞાતિઓની પેટાજ્ઞાતિઓ પણ થઈ, જીલ્લાવાર ને પ્રાંતવાર જ્ઞાતિઓ બંધાવા લાગી. પરસ્પર ભોજન કરવા સામે પ્રતિબંધ દૃઢ થવા લાગ્યો. વર્ણાંતર લગ્નની પ્રથા ઓછી થઈ ગઈ. વૈશ્યો વેદ ભણતા બંધ થયા. ઘણા બ્રાહ્મણો ને ક્ષત્રિયો ખેતી કરવા લાગ્યા. બાળલગ્નો પણ દાખલ થવા લાગ્યાં.

(૩) આજ કાળમાં ગુજરાતી, મરાઠી, હિંદી, બંગાળી ને પંજાબી ભાષાઓ થઈ. જુની માગધી, મહારાષ્ટ્રી, પ્રાકૃત, શૌરસેની ને પૈશાચી ભાષાઓ નાશ પામી. સંસ્કૃતનો અભ્યાસ વધવા લાગ્યો.

(૪) સિંધના અરબોની વગ ઘટી ગઈ પણ દેશ ઉપર તુર્કોના હુમલાઓ વધવા લાગ્યા અને મુસલમાનોની લુંટોથી તથા તેમની હાલાકીથી લોકો ઘણા દુઃખી થયા.

**રજપુતો આર્ય ક્ષત્રિયો હતા**—ઘણાએ હજુ એમ માને છે કે રજપુતો હિંદુ ધર્મમાં દાખલ થએલા હૂણો કે શકો કે અસલના જંગલી દ્રાવિડો હતા. પણ રજપુતોનાં શરીરોના બાંધા ઉપરથી અને તેમનાં કુલ નામ ને ગોત્ર ઉપરથી તેઓ આર્ય ક્ષત્રિયો હતા એમ જણાય છે. પરદેશીઓના હુમલાથી થાકી એ લોકો પોતાના મૂળ વતન આર્યાવર્તમાંથી રજપુતસ્તાનની જમીન ઉપર ઈ. સ. પૂર્વે બીજા સૈકામાં ઉતરી પડ્યા

અને સિંધના અરબોએ જ્યારે તેમને સતાવવા માડયું ત્યારે તેઓ આર્ય ધર્મ ને પોતાની માતૃભૂમિનો બચાવ કરવા તૈયાર થઈ ગયા. નીચે મુખ્ય રજપુત વંશો આપ્યા છે.

**(૧) મેવાડનો ગુહિલોટ (ગુહિલપુત્ર) અથવા સિસોદિયા વંશ**—મેવાડના રાણાઓ છત્રીસ રજપુત કુટુંબમાં પ્રથમ પદ ભોગવે છે અને રામચંદ્રના વંશજો હોવાનો દાવો કરે છે. બપ્પા રાવળ, સમરસિંહ, ભીમ, હમ્મીર, રાણો કુંભો, સંગ્રામસિંહ અને પ્રતાપ જેવા વીર ને પરાક્રમી રાણાઓએ મુસલમાનો સાથે આઠસો વર્ષો સૂધી યુદ્ધ કર્યું અને મેવાડને ને રજપુતસ્તાનને તેમને હાથ જતાં બચાવ્યાં. આ રાણાઓએ કદિ પોતાની સત્તા વધારવાનો પ્રયત્ન કર્યો નથી. તેઓ શિવને પૂજતા ને તેઓ હિંદુ ધર્મના ખરા રક્ષકો તરીકે હોવાનું અભિમાન ધરાવે છે.

**બપ્પા રાવળ**—વલ્લભીપુરનો નાશ થયા પછી ત્યાંનો ગુહાદિત્ય નામે એક રાજા ઈડર જઈ વસ્યો. ઈડર ઉપર અરબો ધસી આવતા હોવાથી તેના વંશજો અરવલ્લીના ડુંગરાઓમાં ભરાઈ ગયા. બપ્પા રાવળ આ ગુહિલ રજપુતોનો વંશજ હતો. એ મેવાડની ગાદીનો સ્થાપનાર બપ્પા રાવળ પહેલાં ઉદેપુર આગળ ભીલ લોકોનો સરદાર હતો ને ચિતોડના રાજાને ખંડણી ભરતો. ચિતોડના રાજાઓ સિંધના રાજાઓના સંબંધી હતા ને ચાલુક્યો, કચ્છીઓ ને અરબો જ્યારે આઠમા સૈકામાં ચિતોડ ઉપર ચડી આવવા લાગ્યા ત્યારે બપ્પા રાવળે તેનો બચાવ કર્યો. પછી તે ચિતોડની ગાદી ઉપર આવ્યો. તેણે ઘણાં વર્ષ સૂધી રાજ્ય કર્યું. બહુ વૃદ્ધ થતાં તેણે પુત્રને રાજ્ય સોંપી એકલિંગ મહાદેવની સેવામાં પોતાનું બાકીનું જીવન ગાળ્યું (ઇ. સ. ૭૩૦–૭૭૦). **ક્ષાત્ર ધર્મના સાક્ષાત્ અવતારરૂપ એના વંશનાં અદ્દભુત પરાક્રમો આગળ દુનિયાના બીજા વંશોનો ઇતિહાસ તદ્દન ઝાંખો પડી જાય છે.**

**(૨) સંભરના ચાહમાણો અથવા ચૌહાણો**—બુંદી, કોટા ને સિરોહીના શૂરા ચૌહાણ રાજાઓના વંશજો પ્રથમ સંભરના ચાહમાણો કહેવાતા. પૃથ્વીરાજ ચૌહાણ એ વંશમાં થઈ ગયો.

**(૩) કનોજના પ્રતિહાર રાજાઓ**—જોધપુરની ઉત્તરે ભીનમાળમાં

પ્રથમ ચાપ વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. સિંધના અરબો તેમને ઘણુ સતાવતા. (૭૭૦–૮૦૦) પ્રતિહાર નાગભટ્ટે ઉત્તર હિંદ તાબે કર્યું અને કનોજના રાજાને હરાવી ત્યાં રાજધાની કરી, ઇ. સ. ૮૧૫. તેના વંશજોએ કનોજમાં ઇ. સ. ૧૦૨૦ સુધી સત્તા ભોગવી. તેઓ ગુર્જર પ્રતિહારો કહેવાતા ને અરબો ને દખ્ખણીઓ તેમના રાજ્યને **ગુજરાત** કહેતા. અરબ મુસાફરો કનોજના રાજ્યતંત્રની ઘણી તારીફ કરી ગયા છે. આ રાજાઓએ અરબી લોકોને મુલતાનથી આગળ વધવા દીધા નહિ.

**કવિ રાજશેખર—(૮૯૦–૯૦૮).** પ્રતિહાર રાજા મહેંદ્રપાલના ગુરુ કવિ રાજશેખરે, "બાલભારત" ને "કર્પૂરમંજરી" નાટકો ને "કાવ્યમીમાંસા" લખ્યાં છે. "કાવ્યમીમાંસા"માં તેણે આપણા દેશની ભૂગોળ આપી છે.

**ગઢવાલ રજપુતો ને કનોજ**—ચંદ્રદેવ નામના એક ગઢવાલ રજપુતે સને ૧૦૮૦ના અરસામાં ગુર્જર પ્રતિહારો પાસેથી કનોજ જિતી ફરીથી મુસલમાનોને મધ્યદેશમાંથી કાઢી મૂક્યા ને હિંદુ તીર્થોને ને પ્રજાને (તુરુષ્કદંડ) ખંડણીથી મુક્ત કર્યાં. છેલ્લા રાજા જયચંદ્ર (૧૧૭૦–૧૧૯૩) ના વખતમાં કનોજ મુસલમાનોના હાથમાં ગયું.

**"નૈષધચરિત"**—પ્રસિદ્ધ સંસ્કૃત મહાકાવ્ય "નૈષધચરિત"નો કર્તા હર્ષ કવિ જયચંદ્રના દરબારમાં થઈ ગયો.

**(૪) થાણા (સ્થાનક)ના સીલાહાર રાજાઓ**—દસમા સૈકાથી તેરમા સૈકાની અધવચ સુધી સીલાહાર રાજાઓ થાણામાં રાજ્ય કરતા. પહેલાં તેમની રાજધાની પુરીમાં હતી. મુંબઈ પાસે એલિફન્ટા ગુફાવાળી જગ્યા તેજ આ પુરીઃ કેનેડીની ને પુરીની ગુફાઓમાં કેટલાંક કળાવિધાનો આ રાજાઓનાં બનાવેલાં છે.

**(૫) પાટણના ચાવડાઓ**—ભીંનમાળના કેટલાક ચાવડા રાજાઓએ કાઠિઆવાડમાં ઝીંઝુવાડા પાસે પંચાસર મુકામે રાજ્ય કર્યું હતું. ચાવડા રાજા જયશિખરને ભુવડ સોલંકીએ યુદ્ધમાં માર્યો પણ જયશિખરની વિધવા સ્ત્રી રૂપસુંદરીએ વનરાજને જંગલમાં જન્મ આપ્યો. તેણે જૈન યતિ શીલગુણસૂરિની ને ભીલોની મદદથી ઉત્તર ગુજરાતમાં ઇ. સ.

૭૪૬માં પાટણમાં રાજધાની કરી. તેના વંશજોએ ઇ. સ. ૯૬૧ સુધી રાજ્ય કર્યું. કનોજના રાજાઓ તેમની પાસેથી ખંડણી વસુલ કરતા. ચાવડાઓ શિવધર્મી હતા પણ તેમના દરબારમાં જૈનોનું જોર ઘણું હતું.

**(૬) ગુજરાતના સોલંકીઓ**—ઇ. સ. ૯૬૧માં મૂળરાજના વખતમાં ચાલુક્યો કે સોલંકીઓએ ગુજરાતમાં ગાદી સ્થાપી. હવેથી લોકો આપણા પ્રાંતને "ગુજરાત" નામથી ઓળખવા લાગ્યા. કુમારપાળ સિવાય આ રાજાઓ શિવના ઉપાસક હતા પણ જૈન પંડિતોનું તેમના દરબારમાં ઘણું જોર હતું. તેમણે કાઠિઆવાડ, કચ્છ, માળવા, લાટ ( સુરત ) ને ચેદિદેશના રાજાઓ સાથે લડાઈઓ કરી ગુજરાતની કીર્ત્તિ વધારી. કરણે (૧૦૬૪–૧૦૯૪) કર્ણાવતી—અહમદાબાદ પાસે—વસાવી. કરણની સ્ત્રી મીનળદેવી કર્ણાટકના કદંબ રાજાની પુત્રી હતી. તેમનો પુત્ર (૧૦૯૩–૧૧૪૩) સિદ્ધરાજ જયસિંહ ગુજરાતનો મુખ્ય રાજવી થઈ ગયો. તેણે સિદ્ધપુરમાં રૂદ્રમાળનું શિવમંદિર બંધાવ્યું, પાટણમાં સહસ્ત્રલિંગ તળાવ ખોદાવ્યું, માળવા, કચ્છ, ને કાઠિઆવાડ જિતી લીધાં, કરો માફ કર્યા ને ન્યાયથી રાજ્ય કર્યું. તે "ચક્રવર્તી શકકર્તા" કહેવાઈ ગયો. તેનો ભત્રીજો કુમારપાલ જૈન આચાર્ય હેમચંદ્રના ઉપદેશથી જૈન ધર્મમાં ભળ્યો ઇ. સ. ૧૧૪૩–૭૩. બીજા મૂળરાજે મુસલમાનોને ઇ. સ. ૧૧૭૮માં હરાવી કાઢી મૂક્યા હતા. ઇ. સ. ૧૨૮૬માં ગુજરાતમાં વાઘેલા વંશ રાજ્ય કરતો થયો. આ કાળમાં વિમળશાએ, ને વસ્તુપાળે ને તેજપાળે આબુ ઉપર દેલવાડાનાં ભવ્ય જૈન મંદિરો બંધાવ્યાં. ઇ. સ. ૧૨૯૭માં ગુજરાત મુસલમાનોના હાથમાં ગયું.

**શ્રી હેમચંદ્રાચાર્ય**—સિદ્ધરાજ ને કુમારપાળના વખતમાં આ પ્રસિદ્ધ જૈન આચાર્ય થઈ ગયા. તેમણે જૈન પુસ્તકોનો ઉદ્ધાર કર્યો ને "સિદ્ધહેમ" વ્યાકરણ ને બીજા અનેક ગ્રંથો લખ્યા. જૈનો તેમને "કલિકાલસર્વજ્ઞ" કહે છે.

**(૭) ધારાનગરીના પરમારો**—દસમા સૈકાના આરંભમાં કનોજના ગુર્જર પ્રતિહારો જ્યારે નબળા થતા ગયા ત્યારે કૃષ્ણરાજ નામનો એક સામંત માળવામાં સ્વતંત્ર થયો ને તેણે પરમાર વંશ સ્થાપ્યો. પર-

રોની રાજધાની પ્રથમ ઉજ્જૈનમાં હતી પણ પછી ગુજરાતના સોલંકીઓ
થે તેમને વારંવાર લડવું પડતું એટલે ધારાનગરીમાં તેમણે રાજધાની ફેરવી.

**રાજા મુંજ (૯૭૩–૯૯૭) ને ભોજ (૧૦૧૦–૧૦૬૦)**—પરમાર-
ા રાજા મુંજ ને ભોજ, પરાક્રમી, ઉદાર ને સાહિત્યવિલાસી થઈ ગયા.
જ મુંજરાજાનો ભત્રીજો થાય. આ કાકાભત્રીજાઓએ મરાઠાઓ ને
જરાતીઓ સાથે પ્રચંડ યુદ્ધો કર્યાં હતાં. તેઓએ તળાવો ખોદાવ્યાં ને
ાનોને આશ્રય આપ્યો. રાજા ભોજે "સરસ્વતીકંઠાભરણ" નામનો
લંકાર ઉપર, "રાજમાર્તંડ" નામનો યોગ ઉપર, ને "રાજમૃગાંક"
મનો ખગોળ ઉપર, એ મુખ્ય ગ્રંથો લખ્યા છે. ભોજ એના વખતમાં
ક્રવર્તી રાજા કહેવાઈ ગયો. કારણ કે તેણે ગુજરાત, કનોજ, ચેદી,
ોકણના રાજાઓને ને મુસલમાનોને હરાવ્યા હતા. જગદેવ પરમારની
તો હજુ ગુજરાતમાં જાણીતી છે. પરમાર વંશ ઠેઠ સને ૧૩૧૦ સુધી ચાલ્યો.

**(૮) બુંદેલખંડ અથવા જાઝોટીના ચંદેલ રજપુતો**—તેઓએ
સલમાનો સામે લસ્કરો મોકલ્યાં હતાં ને ઠેઠ અકબરના વખત સુધી
ના વંશજો ટકી રહ્યા હતા.

**(૯) કલચુરી રજપુતો**—જબલપુર પાસે આ જાતના રજપુતો
ાજના સામ્રાજ્યની નબળી સ્થિતિના વખતમાં આગળ આવ્યા, તેઓએ
તાની સત્તા ઠેઠ મગધ, આંધ્ર દેશ ને કાશી સુધી ફેલાવી હતી ને કનોજ
ણ તેમણે જિતી લીધેલું. તેઓ અલ્તમશના વખતમાં મુસલમાનોને વશ થયા.

**(૧૦) બંગાળના પાલ ને સેન રાજાઓ**—આઠમા સૈકાના
છલા ભાગમાં કનોજની નબળી સ્થિતિમાં પ્રથમ પાટલીપુત્રમાં ને પછી
ગીરમાં ગોપાલ નામના સરદારે પાલ વંશ સ્થાપ્યો. તે વંશના રાજા-
ાએ મગધ, આસામ ને ઓરિસ્સા ઉપર સત્તા ફેલાવી. પાલ રાજાઓ
દ્ધ હતા. તેમણે તિબેટમાં બૌદ્ધ સાધુઓ મોકલ્યા. તેમના વંશજોએ
ગાળામાં ૧૧મા સૈકા સુધી રાજ્ય કર્યું. તેમના પછી સેન વંશ થયો.
ી રાજધાની ગૌડમાં હતી. ઈ. સ. ૧૨૦૩માં તેઓ મુસલમાનો પાસે
રી ગયા.

**"ગીતગોવિંદ"—ગીતગોવિંદનો** કર્તા જયદેવ કવિ લક્ષ્મણસેન રાજાના વખતમાં થઈ ગયો.

**(૧૧) માલખેડના રાષ્ટ્રકૂટો, સને ૭૫૦–૯૬૪**—ચંદ્રવંશી રાષ્ટ્રકૂટો યદુવંશી હતા. ચાલુક્યો પાસેથી રાજ્ય પડાવી લેનાર રાષ્ટ્રકૂટ સરદાર ગોવિંદ ઈ. સ. ૬૮૫માં થઈ ગયો. તેમની રાજધાની માલખેડ હતી ને તેમાંના કેટલાકો જૈન ધર્મ પાળતા.

**ઇલોરાનું કૈલાસ મંદિર**—આ રાજવંશે ઇલોરાના ડુંગરમાં ભવ્ય કૈલાસમંદિર કોતરાવ્યું. રાષ્ટ્રકૂટ રાજાઓ કનોજના ગુર્જર પ્રતિહારોના હરીફો હતા ને બંને વચ્ચે વારંવાર યુદ્ધો થતાં.

રાષ્ટ્રકૂટોએ મહારાષ્ટ્ર ઉપર, નવસારી પ્રાંતમાં, તાંજોર ઉપર, માળવામાં ને ઠેઠ કનોજ સુધી પોતાની સત્તા ફેલાવી હતી. અરબ મુસાફરો તેમની રાજ્યવ્યવસ્થાનાં સારાં વખાણ કરી ગયા છે. કોંકણના ને ગુજરાતના અરબ વેપારીઓને આ રાજાઓ ઉત્તેજન આપતા ને તેમને મસજીદો બાંધવા દઈ પોતાનો ધર્મ પાળવા દેતા. રાષ્ટ્રકૂટ રાજાઓના ઘોડેસવારોની પલટણો ઘણી મશહૂર હતી.

**(૧૨) કલ્યાણના ચાલુક્યો**—તૈલપ નામના ચાલુક્યે રાષ્ટ્રકૂટોની સત્તા તોડી. ઈ. સ. ૯૭૪–૯૯૭. બિલ્હણે "વિક્રમાંકદેવચરિત" આ વંશના વિક્રમાદિત્ય (૧૦૭૬–૧૧૨૬) રાજાના વખતમાં લખેલું. એ રાજાએ કલ્યાણમાં (બિદર પાસે) રાજધાની કરી. તેજ રાજાના અમાત્ય વિજ્ઞાનેશ્વરે "યાજ્ઞવલ્ક્યસ્મૃતિ" ઉપર "મિતાક્ષરા"ની ટીકા લખી. આ ગ્રંથ બંગાળા સિવાય આખા દેશમાં હિંદુ ધર્મશાસ્ત્ર ઉપર પ્રમાણભૂત મનાય છે. ચાલુક્યોની સત્તા સને ૧૧૬૨ સુધી રહી. પછી યાદવો સત્તા ઉપર આવ્યા.

**બીજાં આર્ય રાજ્યો**—કંદહારમાં ભટ્ટીઓ, દિલ્હીના તુંવારો, કોશલના હૈહયો, વેંગીના ચાલુક્યો, દેવગિરિ (દૌલતાબાદ)ના યાદવો, તૈલંગણના કાકતીયો, દ્વારાસમુદ્રના હોયસાલ યાદવો, મદુરાના પાંડ્યો, તંજાવરના ચોલ રાજાઓ, ગોવાના કદંબો, એ ઘણા નાનામોટા રાજવંશો પણ જુદે જુદે વખતે આ અરસામાં થઈ ગયા.

**દિલ્હીની સ્થાપના**—તુંવાર રજપુત અનંગપાળે દિલ્હી શહેર વસાવ્યું હતું. વીશળદેવ ચૌહાણે તેને સર કર્યું હતું.

**પૃથ્વીરાજ ચૌહાણ**—વીશલદેવના વંશમાં હિંદનો છેલ્લો રજપુત ચક્રવર્તી રાજા પૃથ્વીરાજ ચૌહાણ થઈ ગયો. તેનું પ્રથમ લગ્ન આબુના પરમાર રાજાની પુત્રી સાથે થએલું. એ વખતે ગુજરાતનો રાજા ભીમ નિરાશ થવાથી બંનેને વેર ઉત્પન્ન થયું. તે ઉપરાંત કનોજના રાજા જયચંદ્રની રૂપવતી પુત્રી સંયોગિતાને હરી તેની સાથે પૃથ્વીરાજે લગ્ન કર્યું હતું. પૃથ્વીરાજે ઉત્તર હિંદનાં તે વખતનાં લગભગ તમામ રજપુત રાજ્યો સાથે લડી ચક્રવર્તીનું પદ ધારણ કર્યું. પણ તેના અંગત અમલ નીચે અજમેર ને દિલ્હી માત્ર હતાં.

**ચંદ બારોટ**—પૃથ્વીરાજ ને ઘોરીનાં યુદ્ધોનું કવિતામાં વર્ણન કરનાર ચંદ બારોટ પૃથ્વીરાજના વખતમાં થઈ ગયો. તેના "રાસ"માં ઘણી કાલ્પનિક વાતો છે પણ તેમાં વીરરસ પૂરેપૂરો જમાવવામાં આવ્યો છે.

**રજપુતોના ગુણદોષો**—રજપુતો શૂરા, સાહિત્યપ્રેમી, પ્રજાપ્રિય, અને નિડર હતા; પણ લડાઈ કરવાની યુક્તિ તેઓ બહુ જાણતા નહિ. અંદર અંદર તેઓ બહુ લડી મરતા તે તેથી પોતાની સત્તા નબળી કરી નાંખતા. દૂરદર્શિતા તેમનામાં નહોતી. રાજ્યનો વહિવટ કરવામાં પણ તેઓ નબળા હતા. પોતાનાં નાનાં નાનાં સંસ્થાનોમાં માણસો અને પૈસાનું બળ જમાવી બીજાં રાજ્યો સાથે મિત્રતા કરી શત્રુઓને હંફાવવાની યોજના તેઓ કરી શક્યા નહિ. છતાં લાખો યુવકો ને રૂપવતી કન્યાઓનું બલિદાન આપી તેઓએ ઉત્તર હિંદમાં પાંચસો વર્ષ સુધી આર્ય સંસ્કૃતિનો બચાવ કર્યો ને મુસલમાનોને આખા દેશમાં સાર્વભૌમ થતાં અટકાવ્યા.

**લિંગાયતો**—કલ્યાણના એક રાજાના પ્રધાન બસવે લિંગાયત પંથ બારમા સૈકામાં કાઢ્યો. લિંગાયતો શિવના ઉપાસક છે ને વર્ણાશ્રમધર્મ તથા સંન્યાસ વિરુદ્ધ છે.

**ખગોળશાસ્ત્રી ભાસ્કરાચાર્ય**—ખગોળશાસ્ત્રી ભાસ્કરાચાર્ય દેવગિરિના યાદવ રાજાઓના વખતમાં થઈ ગયો. પૃથ્વી સૂર્ય આસપાસ ફરે છે એમ તેણે સિદ્ધ કર્યું છે.

**આ વખતના લોકોની સ્થિતિ**—અરબ લેખકો પાસેથી આપણને એ વખતની પરિસ્થિતિનું સારૂં જ્ઞાન મળી શકે છે. બ્રાહ્મણો ને ક્ષત્રિય રાજાઓ વિદ્વાન્ હતા. લોકો દારૂ પીતા નહોતા ને માંસનો ઉપયોગ બ્રાહ્મણો કોઈકજ વાર કરતા. વૈશ્યો માંસ ખાતા નહિ. મગધ સિવાય બધા પ્રદેશો બ્રાહ્મણ ધર્મી હતા. દક્ષિણમાં, ગુજરાતમાં, તથા માળવામાં ને રજપુસ્તાનમાં જૈનોનું જોર વધતું જતું હતું. ખાસ કરીને શિવની પૂજા લોકપ્રિય થતી હતી. પ્રજાઓને સ્વતંત્રતા પ્રિય હતી. મોટા મોટા રાજાઓ પણ માત્ર ખંડણી લઈ જિતાએલા રાજાઓને રાજ્ય કરવા દેતા. ગાદી વંશપરંપરા ચાલતી. કેટલાક રાજાઓ પરદેશીઓને પણ પોતાનાં લશ્કરોમાં રાખતા. તેઓ ધર્મશાસ્ત્ર પ્રમાણે રાજ્ય ચલાવતા. મોટે ભાગે તે વખતના રાજાઓ સદાચરણી, વિદ્વાન, શૂરા અને લોકપ્રિય હતા. લુટારાઓનો ઝાઝો ત્રાસ નહોતો. મુલ્કી ને લશ્કરી ખાતાંઓ માટે જોઈતા બધા અમલદારો તે વખતે જોવામાં આવે છે. શહેરોની બજારોનો વહિવટ મહાજનોનાં મંડળો કરતાં. લશ્કરમાં રથનો ઉપયોગ બીલકુલ કરવામાં આવતો નહોતો. રાજાઓ પોતે લશ્કરમાં હાજર રહેતા ને મોખરે રહી યુદ્ધ કરતા. દેશની આર્થિક સ્થિતિ સારી હતી. રાજાઓ, અમલદારો ને વેપારીઓ અખુટ ધન મંદિરોમાં દાનમાં આપતા. ઉદ્યોગ આગળનો જેટલોજ હતો. ધર્મના ઝગડાઓ હજુ ઉભા થયા નહોતા. વર્ણભેદ, જ્ઞાતિભેદ, ને ધર્મભેદ. એ હિંદુ સમાજના મોટા રોગો છે; પણ તે રોગોએ આ જમાનામાં આપણા સમાજના શરીરમાં પ્રવેશ કર્યો નહોતો. સ્પર્શાસ્પર્શ હજુ ઝાઝો જોવામાં આવતો નહિ. અરબ મુસાફરો હિંદુઓના પ્રામાણિક, સાહસિક, ને ધાર્મિક જીવનની પ્રશંસા કરી ગયા છે. આ સૈકાઓમાં આપણા દેશમાં સિંધ સિવાય બીજે પરદેશીઓનું રાજ્ય ક્યાંય નહોતું, તેથી કેટલાક ઇતિહાસકારો એ વખતને આપણા ઇતિહાસનો સોનેરી યુગ કહે છે. તે વખતની કળા પણ ઉચ્ચ કોટિએ પહોંચી હતી.

**કુમારિલ ભટ્ટ**—જૈમિનિના પૂર્વમીમાંસાદર્શનના મુખ્ય પ્રચારક કુમારિલ ભટ્ટ ઇ. સ. ૬૫૦–૭૦૦માં થઈ ગયા. તેઓ આર્યાવર્તના વતની હતા અને આખા દેશમાં તેમણે પ્રવાસ કર્યો હોય એમ તેમનાં લખાણો

ઉપરથી જણાઈ આવે છે. પ્રથમ તેમણે બૌદ્ધ પંથનો અભ્યાસ કર્યો ને પછી વૈદિક ક્રિયાની ફરી સ્થાપના કરી બૌદ્ધો ઉપર વિજય મેળવ્યો.

**શ્રીમત્ શંકરાચાર્ય**—કુમારિલ ભટ્ટ પછી એકસો વર્ષે શ્રીમત્ શંકરાચાર્ય થઈ ગયા. તેમણે જગત મિથ્યા ને માયારૂપ છે અને બ્રહ્મ સત્ય છે, તથા આત્મા એજ બ્રહ્મ છે, એ અદ્વૈતવાદનો ઉપદેશ આપ્યો. વેદાંતના તેઓ પિતા કહેવાય છે. બૌદ્ધો ને જૈનોને તેમણે પંડિતોની સભાઓમાં હરાવ્યા ને હિંદુ ધર્મની ફરી સંસ્થાપના કરી. તેઓ મલબારમાં કાલદીના નાંબુદ્રી બ્રાહ્મણ હતા ને તેમનો જન્મ ઇ. સ. ૭૮૮માં થયો હોય એમ માનવામાં આવે છે. નાનપણમાંજ તેમના પિતા મરી ગયા હતા તેથી માતા આગળ રહી પોતે વિદ્યાભ્યાસ કર્યો ને પછી માતાની આજ્ઞા લઈ સંન્યાસ લીધો. વિન્ધ્યના જંગલમાં ગોવિંદ ગુરુ પાસે દીક્ષા લીધા પછી તેમણે કાશી જઈ વેદાંતનો ઉપદેશ કર્યો, વેદાંતસૂત્રો ઉપર ભાષ્ય લખ્યું તથા બીજા સંસ્કૃત ગ્રંથો પણ રચ્યા. ત્યારપછી તેમણે દેશના જુદા જુદા ભાગોમાં બીજા ધર્મના ગુરુઓને જિત્યા. પૂર્વમીમાંસાદર્શનવાળા મંડનમિશ્ર પોતે તેમના શિષ્ય બન્યા ને બંનેના વિવાદમાં મંડનમિશ્રની સ્ત્રીએ શંકરાચાર્યનો વિજય જાહેર કર્યો. શૃંગેરી, જગન્નાથપુરી, દ્વારકા, ને બદરીકાશ્રમ, એ સ્થળોએ તેમણે મઠો સ્થાપ્યા. બત્રીસ વર્ષની ઉમરે તેઓ ગુજરી ગયા. **भज गोविंदं** જેવાં સુંદર સ્તોત્રો તેઓ રચી ગયા છે.

**અરબ મુસાફરો ને લેખકો**—સિંધ દેશ અરબોના હાથમાં ગયો તે વખતથી કેટલાક અરબ મુસાફરો કુતૂહલથી પ્રેરાઈ હિંદમાં પ્રવાસ અર્થે આવી ગયા. તેમાંનાં કેટલાક વેપારીઓ પણ હતા. સિંધના અરબોએ તે દેશનો ઇતિહાસ લખ્યો છે તે ઉપરથી આપણને હિંદની તે વખતની પરિસ્થિતિનું જ્ઞાન મળે છે.

**સાર**—ઇ. સ. ૮૦૦ થી ઇ. સ. ૧૨૦૬ સુધીમાં હિંદમાં મેવાડના સિસોદિયાઓ, સંભરના ચૌહાણો, કનોજના પ્રતિહારો, ગુજરાતના સોલંકીઓ, માળવાના પરમારો, બુંદેલખંડના ચંદેલો, બંગાળાના પાલ ને સેન રાજાઓ, માલખેડના રાષ્ટ્રકૂટો, દિલ્હીના તુંવારો, કલ્યાણના ચાલુક્યો, એ મુખ્ય

રાજવંશો થઈ ગયા. આ વખતને કેટલાક લેખકો કીર્તિમાન્ કાળ કહે છે.

કુમારિલ ભટ્ટ ને શંકરાચાર્ય પણ આ જમાનામાં થઈ ગયા.

**પ્રશ્નો**—(૧) ઇ. સ. ૮૦૦થી ૧૨૦૬ સુધીમાં મુખ્ય કયા કયા રજપુત વંશો થઈ ગયા? (૨) મેવાડના રાણાઓના મુખ્ય પુરુષ બપ્પા રાવળનું જીવન લખો. (૩) રજપૂત કાળનાં લક્ષણો લખો. (૪) તે વખતના મુખ્ય લેખકો ને સુધારકોનાં નામ જણાવો. (૫) એ વખતના સમાજની સ્થિતિ કેવી હતી?

## પ્રકરણ ૫મું

## તામિલ દેશ અને બૌદ્ધ ધર્મના વિનાશનાં કારણો

**તામિલ દેશ**—મહારાષ્ટ્ર, ઉત્તર સરકાર, મ્હેસુર, ને નિઝામ સરકારના પ્રદેશો સિવાયનો દક્ષિણનો ભાગ પુરાતન કાળમાં તામિલ દેશ કહેવાતો. તે દેશના લોકો દ્રાવિડ હતા ને ઘણીજ ઉચ્ચ સંસ્કૃતિએ પહોંચ્યા હતા. પહેલાં ત્યાં વૈદિક ધર્મ ફેલાયો. ચંદ્રગુપ્તના વખતમાં જૈન આચાર્ય ભદ્રબાહુસ્વામીએ ત્યાં જઈ ઘણા લોકોને જૈન કર્યા. અશોકના વખતમાં બૌદ્ધ ધર્મ પણ ત્યાં ફેલાયો. તામિલ પ્રજાઓ હીરા, અત્તર, મરી ને મોતીનો વેપાર કરતી ને બંગાળા, પૅસિફિકના ટાપુઓ ને રોમના સામ્રાજ્ય સાથે મોટો વેપાર ખેડાતો. કાયલ જબરું બંદર હતું. મદુરા જેવાં સ્થળોએ તામિલ સાહિત્ય પણ સારી રીતે ખેડાતું.

**તામિલ દેશનાં ત્રણ રાજ્યો**—આ પ્રદેશમાં પાંડ્ય રાજાઓ મદુરા ને તિનવેલિના જિલ્લાઓમાં, ચોલ રાજાઓ મદ્રાસ ને મ્હેસુરના થોડાએક ભાગમાં કાંચી મુકામે, ને કેરલ રાજાઓ કોઈમ્બતુર અને સાલેમ જિલ્લાઓમાં, રાજ્ય કરતા. ઇ. સ. ના ચોથા સૈકાથી આઠમા સૈકા સુધી પલ્લવ રાજાઓ જોર ઉપર આવ્યા.

**પ્રસિદ્ધ ચોલ રાજાઓ**—ચોલ રાજા રાજરાજદેવે દસમા સૈકામાં આખો મદ્રાસ ઇલાકો, લંકા, લક્ષદ્વીપ ને માલદીવના ટાપુઓ પણ જિતી લીધા હતા. તંજાવરનું ભવ્ય મંદિર બંધાવનાર તેજ રાજા હતો. તેના પુત્ર રાજેંદ્રચોલદેવે પ્રોમ, પેગુ, માતાંબાન, નાઇકોબાર ને આંદામાન પણ જિતી

લીધાં. ઇ. સ. ૧૨૦૩માં બંગાળાના રાજા મહીપાલને તેણે હરાવ્યો હતો. આ રાજાઓ ને મહારાષ્ટ્રના ચાલુક્યો વચ્ચે વારંવાર લડાઈઓ થતી. આ બધા રાજાઓએ ઠેકઠેકાણે મોટાં મોટાં સુંદર શૈવ, જૈન ને વૈષ્ણવ મંદિરો બંધાવ્યાં છે. તેઓએ ખોદાવેલાં તળાવો હજુ સુધી ખેડુતોને પાણી પૂરૂં પાડે છે.

**પ્રજાકીય સંસ્થાઓ**—તામિલ દેશનો વહિવટ કેટલીકવાર પ્રજાના અંકુશ નીચે હોય એમ જણાય છે. ગામડાંઓમાં, શહેરોમાં, તાલુકાઓમા ને ખુદ રાજાઓની રાજધાનીઓમાં પણ, પ્રજાના મુખીઓ કારભાર ચલાવતા ને રાજાની સત્તાને નિયમમાં રાખતા. આ સભાઓમાં ખ્રિસ્તીઓ, મુસલમાનો ને યાહુદીઓને પણ દાખલ કરવામાં આવતા. આખા દેશની મહાસભા દર બાર વર્ષે મળતી. છેલ્લી પરિષદ્ ઇ.સ. ૧૭૪૩માં ભરાએલી.

**બૌદ્ધ ધર્મના વિનાશનાં મુખ્ય કારણો**—જે ધર્મ એકવાર આપણા દેશમાં એક હજાર વર્ષ સુધી મુખ્ય ધર્મ તરીકે હતો તેજ બૌદ્ધ ધર્મ અત્યારે કોઈ પણ પાળતું નથી, એ નવાઈની વાત છે ને તેનાં કારણો આપણે તપાસવાંજ જોઇએ. (૧) બૌદ્ધો તરફ જૈનો અને બ્રાહ્મણો ઘણો વિરોધ દર્શાવતા. કેટલાક રાજાઓએ બૌદ્ધોને સતાવ્યા હતા. (૨) દેશના રાજાઓએ બૌદ્ધ ધર્મ મૂકી દીધો એટલે પ્રજા પણ તેવીજ થઈ ગઈ. (૩) બૌદ્ધ સંપ્રદાય પાછળના સમયમાં ઘણો બગડી ગયો. (૪) તે પંથમાં ઉપનિષદોની માન્યતાઓ પેસી ગઈ એટલે બૌદ્ધ સંપ્રદાયમાં ને બીજા હિંદુ સંપ્રદાયોમાં ઝાઝો તફાવત રહ્યો નહિ. (૫) બ્રાહ્મણોએ બૌદ્ધ માર્ગના કેટલાક મુખ્ય ઉપદેશોને ને મુખ્યત્વે અહિંસાને પોતાના સાહિત્યમાં ભેળવી દીધાં એટલે બૌદ્ધ ધર્મ તરફનું આકર્ષણ જતું રહ્યું. (૬) હિંદુ સમાજનો જે થોડોએક ભાગ બૌદ્ધ રહ્યો તેમને જ્ઞાતિબંધનથી સમાજ બહાર રાખવામાં આવ્યો. આ લોકોએ ધીમે ધીમે વૈષ્ણવ કે શૈવ કે વામમાર્ગી પંથ સ્વીકાર્યો. (૭) વિદ્વત્તા બીજા લોકોમાં વિશેષ દેખાવા માંડી એટલે જનસમાજની આગેવાની પણ તેમના હાથમાંજ ગઈ. તેથી બૌદ્ધ પંથ દેશમાંથી અદ્રશ્ય થઈ ગયો. (૮) મગધ દેશમાં બારમા સૈકા સુધી બૌદ્ધોનું જોર હતું. બખ્ત્યાર ખિલજીએ તે દેશ સર કર્યો ત્યારે

મુસલમાનોએ બૌદ્ધ વિહારો ને પુસ્તકાલયોનો નાશ કર્યો. (૯) જૈન, વૈષ્ણવ, ને શૈવ આગેવાનો સામે વિવાદોમાં બૌદ્ધો ટકી શક્યા નહિ તેથી પણ તેમનો નાશ થયો.

**પ્રશ્નો**—(૧) તામિલ દેશનો ટૂંકો ઇતિહાસ આપો. (૨) બૌદ્ધ ધર્મ હિંદમાંથી નાશ પામ્યો તેનાં કારણો જણાવો.

## પ્રકરણ ૬ઠ્ઠું

## તુર્કોના હુમલાઓ, ઇ. સ. ૧૦૦૦-૧૧૭૫.

**તુર્કોના હુમલાઓ**—સિંધ ને મુલતાનના અરબ રાજ્યકર્તાઓને હઠાવનાર ક્ષત્રિય રાજાઓનાં રાજ્યો આપણે ઉપર જોયાં. પણ ક્ષત્રિય રાજ્યો ઉપર મુખ્ય હુમલાઓ કરનાર અરબો નહિ પણ તુર્કો હતા. એ તુર્કો મોંગલો હતા. તેઓએ ઇસ્લામ હમણાંજ સ્વીકાર્યો હતો તેથી તેઓ ઘણા ઝનુની હતા ને અરબો કરતાં ઘણા ઓછા સંસ્કારી હતા. હિંદની વાયવ્ય સરહદ ઉપર તેમનું રાજ્ય આવેલું હોવાથી વારંવાર તેઓ હિંદ ઉપર ચડી આવ્યા ને છેવટે ઇ. સ. ૧૨૦૬માં તેઓએ દિલ્હીમાં ગાદી સ્થાપી. એ હુમલાઓનો ટૂંકો ઇતિહાસ આપણે હવે નીચે જોઈ જઈએ.

**તુર્કો**—બગદાદના ખલીફાઓના રાજ્યમાં ઇ. સ. ૭૫૦ પછી અરબોની વગ ઘટવા માંડી ને ઇરાણીઓ તથા તુર્કો મ્હોટી પાયરી ઉપર ચડવા માંડ્યા. ઇ. સ. ૯૩૩માં બોખારાના અમીરના દ્વારપાળ અલપ્તગીન નામના તુર્કે ગઝની લઈ લીધું ને ત્યાં સ્વતંત્ર સત્તા સ્થાપી. તેના પછી તેનો ગુલામ સબક્તગીન ઇ. સ. ૯૭૭માં ગાદી ઉપર આવ્યો.

**અમીર સબક્તગીન, ઇ. સ. ૯૭૭-૯૯૭**—સબક્તગીને કાબુલ ને વાહિંદના બ્રાહ્મણ રાજા જયપાળ અને તેને મદદ કરનારા બીજા રજપુત રાજાઓને હરાવ્યા ને કાબુલ પાસેનો મુલક કબજે કર્યો. તે સને ૯૯૭માં મરી ગયો.

**સુલતાન મહમદ ગઝની, ઇ. સ. ૯૯૭-૧૦૩૦**—સબક્તગીન પછી તેનો પુત્ર મહમુદ ગાદીએ આવ્યો. તે પૈસા ને સત્તાનો ઘણો લોભી ને ચુસ્ત મુસલમાન હતો. મહમુદ હિંદ ઉપર સત્તર વાર ચડી આવ્યો ને

ખૂબ દોલત ખેંચી ગયો. પહેલાં તો તેણે ખલીફા પાસેથી સુલતાનનું પદ મેળવ્યું. પછી તેણે પેશાવર આગળ જયપાળને સને ૧૦૦૧માં સખ્ત હાર ખવરાવી ને સિંધુ નદીની પશ્ચિમનો બધો હિંદુ મુલક પોતાના રાજ્યમાં ભેળવી દીધો. જયપાળ બળી મુઓ. તેના પુત્ર આનંદપાળે બાપનો બાકીનો મુલક લીધો. ત્યાર પછી મુલતાન પાસે ભટ્ટી રાજાના મુલકને ને મુલતાનના પ્રદેશને મહમુદે જિતી લીધો, સને ૧૦૦૪. તેણે મુલતાનમાંથી અરબોને કાઢી મૂક્યા ને આનંદપાળને કાશ્મીર સૂધી નસાડયો. ઇ. સ. ૧૦૦૮માં આનંદપાળ ને કલંજર, કનોજ તથા પંજાબના બીજા નાના રાજાઓ અટક પાસે મહમુદ સામા થયા પણ તેઓ હારી ગયા. મહમુદે તુરતજ કાંગરા અથવા નગરકોટ (તે વખતનું ભીમનગર)ના ગઢને લીધો ને ત્યાં અંબિકાના વિખ્યાત મંદિરને તોડી તે ખૂબ ધન ગઝની ખેંચી ગયો, ઇ. સ. ૧૦૦૯. ઇ. સ. ૧૦૧૦માં મહમુદે ફરી પંજાબ ઉપર સવારી કરી; આનંદપાળ માર્યો ગયો; તેના પુત્ર ત્રિલોચનપાળે સુલેહ કરી. વાયવ્ય પ્રાંતના ઘોરી લોકોને આ વાર મુસલમાન બનાવવામાં આવ્યા. ઇ. સ. ૧૦૧૪મા કાશ્મીરના રાજાએ પોતાના સેનાપતિને ત્રિલોચનપાળની મદદે મોકલ્યો પણ મહમુદે તેમને જિતી લીધા. ત્રિલોચન કાશ્મીરમાં નાસી ગયો. ત્યાર પછી સુલતાને થાણેશ્વરનો મુલક પણ જિતી લીધો ને ત્યાંથી ચક્રસ્વામીની મૂર્તિને તે ગઝની ઉપાડી ગયો. ઇ. સ. ૧૦૧૮માં સુલતાને કનોજ ઉપર સવારી કરી, કારણકે કનોજના રાજ્યપાળે આનંદપાળને મદદ મોકલી હતી. મથુરા પાસે રાજ્યપાળનો સરદાર હારી ગયો. મુસલમાનોએ મથુરાનાં ભવ્ય મંદિરોને પેટભર લુટયાં; રાજ્યપાળ નાસી ગયો; સુલતાન કનોજમાં દાખલ થયો; પછી મહમુદે કલંજરના ચંદેલ રાજાને પણ નસાડી મૂકયો, (૧૦૨૨–૨૩) કારણકે તેણે રાજ્યપાળનો વધ કરાવ્યો હતો. દરમ્યાન મહમુદે સુવાસ્તુસ્વાતને તે તરફના પ્રદેશોના હિંદુઓને મુસલમાન બનાવી દીધા. હવે તેણે પાટણના સોલંકી રાજા ભીમદેવને નસાડી પ્રસિદ્ધ તીર્થક્ષેત્ર સોમનાથપાટણમાં મહાદેવનું મંદિર તોડયું ને લુટયું ને પછી પોતે કચ્છ તથા સિંધવાટે ગઝની પાછો ગયો.

ઇ. સ. ૧૦૨૪. સને ૧૦૩૦માં મહમુદ સાઠ વર્ષની ઉમરે મરી ગયો. તે પરાક્રમી, શૂરો, બાહોશ સરદાર ને મુત્સદ્દી હતો. મહમુદ લોભી હતો પણ તે વિદ્વાનોને આશ્રય આપતો. ગઝનીને તેણે ભવ્ય મકાનોથી શણગાર્યું. તેણે મસ્જીદો, દવાખાનાં, મુસાફરખાનાં, ને પાઠશાળાઓ તૈયાર કરાવ્યાં. મહમુદ અદલ ઇનસાફ આપતો. રજપુતોનો પરાજય કરવામા તેણે પહેલ કરી.

**ફિરદૌસી**—"શાહનામા"નો ફારસી ગ્રંથ લખનાર ફિરદૌસી મહમુદના વખતમાં થઇ ગયો.

**અલબેરૂની**—પ્રખ્યાત મુસાફર ને વિદ્વાન્ અલબેરૂની ખીવાનો વતની હતો ને જ્યારે ખીવા મહમુદના હાથમાં આવ્યું ત્યારે તે ગઝની આવ્યો ને પછી તેણે આખા હિંદમાં મુસાફરી કરી, સને ૧૦૩૦. તે સંસ્કૃત જાણતો હતો ને પોતાના પ્રવાસના વર્ણનમાં હિંદની તે વખતની પરિસ્થિતિનું આબેહૂબ ચિત્ર આપી ગયો છે. હિંદની સંસ્કૃતિ માટે તેને સારૂં માન હતું.

---

**વિદ્વાન્ પ્રવાસી અલબેરુનીએ આપેલું હિંદના લોકોનું કેટલુંક વર્ણન, ઈ. સ. ૧૦૩૦.**—હિંદુઓ બહુ નાની ઉમરે પરણે છે તેથી લગ્ન માબાપોજ નક્કી કરે છે. લગ્ન વખતે બ્રાહ્મણો ક્રિયા કરે છે. વરપક્ષનાં માણસો કન્યાને અમુક બક્ષીસ આપે છે. લગ્ન પહેલાં પણ કન્યાને વરપક્ષ તરફથી કાંઈક મળે છે. આ ચીજો કન્યાની પોતાનીજ ગણાય છે. વરપક્ષનો તે ઉપર કશો હક્ક હોતો નથી. × × હિંદુઓમાં છુટાછેડાનો ધારો નથી. એક હિંદુ વધારેમાં વધારે ચાર સ્ત્રીઓ પરણી શકે છે, જો સ્ત્રીનો પતિ મરી જાય તો તેને ફરીથી લગ્ન કરવા દેવામાં આવતું નથી. વિધવાને માટે બે માર્ગો ખુલ્લા હોય છે, કાંતો વિધવાજ રહેવું અથવા તો સતી થવું. રાજાઓની રાણીઓ મુએલા પતિ પાછળ સતીઓ થવાનું પસંદ કરે છે. કારણકે જીવતી રહે તો તેઓ શત્રુઓના હાથમાં પડે. જે સ્ત્રીઓને છોકરાં હોય છે અથવા જેઓ વૃદ્ધ વયે વિધવા થાય છે તેઓ સતી થતી નથી. વિધવા માનું રક્ષણ પુત્ર કરે છે. લગ્ન કરવાનો વ્યવહાર એવો છે કે વર ને કન્યા વચ્ચે કોઇ નજીકની સગાઈ હોવી જોઇએ નહિ. એકજ ગોત્રમાં ને કુટુંબમાં લગ્ન થઇ શકે નહિ. ભાઇબ્હેન, કાકોભત્રીજી, મામોભાણેજ, એ વચ્ચે પણ લગ્ન

**મહમુદની સવારીઓની અસરો**—(૧) મહમુદે સરસ્વતી નદી સુધીનો પ્રદેશ પોતાના રાજ્યમાં ભેળવી દીધો (૨) કનોજના રાજાને ખંડિયો રાજા બનાવ્યો (૩) અફઘાનીસ્તાન ને સિંધુ નદી સુધીના પ્રદેશના હિંદુઓને મુસલમાનો બનાવ્યા ને (૪) પંજાબ ને મધ્યદેશના હિંદુઓને નબળા બનાવી દીધા.

**મહમુદ પછીનો ગઝની વંશ, ઈ. સ. ૧૦૨૪-૧૨૦૬**—મહમુદના વંશજો ઈ. સ. ૧૨૦૧ સુધી ગાદી ઉપર ટકયા પણ તેઓ નબળા હતા તેથી તેમનું રાજ્ય ધીમે ધીમે તુટી ગયું ને ઘોરી લોકો ગઝની મુકામે જોર ઉપર આવ્યા.

## પ્રકરણ ૭મું

## ઘોરી વંશના સુલતાનોને પંજાબ, મધ્યદેશ ને બંગાળાના હિંદુઓનો છેલ્લો પરાજય, ઇ. સ. ૧૧૭૫-૧૨૦૬.

**શહાબુદ્દીન ઘોરી**—ગઝનીના ઈશાન કોણમાં ઘોર નામનો પ્રદેશ છે. ત્યાંના લોકો પ્રથમ હિંદુ ને બૌદ્ધ હતા પણ મહમુદ સુલતાનના અમલ વખતે તેઓ મુસલમાન થઈ ગયા. પહેલાં તેઓ ગઝનીના સુલતાનના તાબેદાર હતા પણ પછી તેઓએ ગઝની લીધું ને ઘ્યાસુદ્દીન મહમ્મદ બિન સામ ઘોરી લોકોનો સુલતાન બન્યો. તેના ભાઈ શહાબુદ્દીન ઘોરીએ મહમુદના વંશજોને કાઢી મૂક્યા ને પોતે ભાઇને નામે, પણ

---

થઈ શકે નહિ. જો સગાઇ પાંચ પેઢીથી છેટે જતી હોય તોજ આવી બાબતોમાં લગ્ન થઇ શકે. સાધારણ રીતે એવાં લગ્નોને લોકો ધિક્કારે છે. બ્રાહ્મણ દરેક વર્ણની સ્ત્રી પરણી શકે; ક્ષત્રિય, ક્ષત્રિય, વૈશ્ય, ને શુદ્ર કન્યાજ પરણી શકે; શુદ્ર માત્ર શુદ્ર કન્યા પરણી શકે. ઉચ્ચ વર્ણની સ્ત્રી નીચ વર્ણના પુરુષ સાથે લગ્ન કરી શકે નહિ. × × × × બાળકની જ્ઞાતિ માની જ્ઞાતિ ઉપરથી નક્કી થઇ શકે છે, બાપની જ્ઞાતિ ઉપરથી નહિ. × × × બ્રાહ્મણો માત્ર બ્રાહ્મણ કન્યાઓનેજ પરણે છે. × × × બાળકના જન્મ અગાઉ ને પછી, ગર્ભાધાન, સીમંતોપનયન (સીમંત), જાતકર્મ (જન્મ વખતે) ને નામકર્મ, એ ક્રિયાઓ કરવામાં આવે છે. × × ×

ખરી રીતે સ્વતંત્ર રાજ્ય કરવા લાગ્યો. તેણે હિંદ ઉપર સવારીઓ કરી.

**રજપુતોની હાર, ઇ. સ. ૧૧૭૫-૧૨૦૬**—ઇ. સ. ૧૧૭૫માં ઘોરીએ મુલતાન સર કર્યું, ઇ. સ. ૧૧૭૮માં પાટણના સોલંકી રાજા સગીર મૂળરાજના લશ્કરે તેને સખ્ત હાર ખવરાવી. ઘોરીએ મહમુદના વંશજ ખુશરૂ પાસેથી લાહોરનો પ્રાંત ઇ. સ. ૧૧૮૪માં જિતી લીધો. શહાબુદ્દીને હવે સિંધ પણ ખાલસા કર્યું ને ઇ. સ. ૧૧૯૧માં સરહિંદ ઉપર ચડાઈ કરી. પણ નારદીના આગળ પૃથ્વીરાજે તેને હરાવ્યો તેથી તે પાછો ગયો. ચંદબારોટ કહે છે કે ઘોરી આ વાર પકડાઇ ગયો હતો પણ પૃથ્વીરાજે તેને ઉદાર બુદ્ધિથી છોડી મૂક્યો. બીજે વખતે એટલે ઇ. સ. ૧૧૯૩માં ઘોરી ફરી હિંદ ઉપર ચડી આવ્યો. યુદ્ધ તેજ ભૂમિ ઉપર થયું. પૃથ્વીરાજ માર્યો ગયો. ઘોરીએ દિલ્હી કબજે કર્યું ને પછી કનોજના રાજા જયચંદ્રને હરાવ્યો. જયચંદ્ર ગંગામાં ડૂબી મુઓ. અજમેર પણ મુસલમાનોના હાથમાં ગયું. મુસલમાનો ઠેઠ કાશી સુધી આ વખતે ચાલ્યા ગયા. ઘોરીએ પોતાના ગુલામ કુતબુદ્દીનને હિંદુસ્તાનનો સુબો બનાવ્યો. તેણે પાટણ, (સને ૧૧૯૯માં), ને કલંજર, (સને ૧૨૦૨ માં) લીધાં. બખત્યાર ખીલજીએ બિહાર ને અયોધ્યા લુંટયાં ને પછી બંગાળાના લક્ષ્મણસેનને સને ૧૨૦૩માં હરાવ્યો. આવી રીતે શહાબુદ્દીનના વખતમાં ઉત્તર હિંદમાં મુસલમાનો દાખલ થયા. ઇ. સ. ૧૨૦૬ માં ગખ્ખર લોકોએ સિંધુ નદી ઉપર શહાબુદ્દીનનું ખુન કર્યું.

**હિંદુ હારનાં કારણો**—ધર્મની ભાવના, સંખ્યા ને શૌર્યમાં હિંદુઓ મુસલમાનો કરતાં ઉતરતા નહોતા; પણ પૃથ્વીરાજે ઉત્તરનાં બધાં હિંદુ રાજ્યો સાથે લડાઈઓ કરી હિંદુઓનું બળ ક્ષીણ કરી નાંખ્યું હતું. પૃથ્વીરાજ, ઘોરીના જેવો બાહોશ લશ્કરી સરદાર નહોતો. આવે વખતે ચંદ્રગુપ્ત, સમુદ્રગુપ્ત અથવા પ્રભાકરવર્ધન કે હર્ષ જેવા સમ્રાટનું કામ હતું. એ કાળમાં યુદ્ધની તમામ જવાબદારી રજપુતો ઉપરજ આવી ગઈ હતી. હિંદુ સમાજ ધીમે ધીમે સંકુચિત થઈ ગયો હતો. મધ્યદેશનાં પરાજય પામેલાં રજપુત કુટુંબો રજપુસ્તાનમાં ભરાઈ બેઠાં એટલે કનોજ, કાશી, ને અયોધ્યા મુસલમાનોના હાથમાં એકદમ આવી ગયાં. એક ચક્રવર્તી

રાજાના હાથમાં જો આ વેળા તમામ સત્તા હોત તો મુસલમાનો ફાવત નહિ. કેટલાએક એમ કહે છે કે આ જમાનાના હિંદુઓ અહિંસક હતા તેથી હારી ગયા પણ એ દલીલ માનવા જેવી નથી. પંજાબ ને મધ્યદેશમાં બૌદ્ધ ધર્મનો વિનાશ થયાંને ચારસો વર્ષો થઈ ગયાં હતાં; અહિંસક બૌદ્ધોએ તો હિંદના ગૌરવને પરદેશીઓ સામે સૈકાઓ સૂધી બચાવ્યું હતું. રજપુત રાજાઓ લડાઈ કરતાં પહેલાં બ્રાહ્મણો ને રજપુત જાગીદારોની સલાહ લેતા ને તેથી એક સરદાર નીચે લડાઈઓ લડાતી નહિ. રજપુતો ઘોડેસવારોની પલટણોનો ઉપયોગ કરી જાણતા નહિ.

**હિંદુ હારની અસરો**—(૧) પંજાબ અને મધ્યદેશના હિંદુઓના પરાજયથી કાયમને માટે મુસલમાન લોકો હિંદુસ્તાનમાં રાજ્ય કરતા થયા. (૨) રજપુતો રજપુસ્તાનમાં ભરાઈ બેઠા અને ત્યાં પાંચસો વર્ષો સૂધી તેમણે હિંદુ સંસ્કૃતિનું મુસલમાનો સામે રક્ષણ કર્યું. (૩) હિંદુ સંસ્કૃતિનાં સર્વ સાધનો હવે રજપુસ્તાનમાં અને દખ્ખણમાં જઈ ચઢ્યાં; કારણકે ત્યાંના ક્ષત્રિય રાજાઓએ તેમનો સંગ્રહ કર્યો ને તેમને ગુપ્ત રાખી મુસલમાનનોના હાથમાં જતાં અટકાવ્યાં. એ વખતના દિલ્હીના તુર્કી સુલતાનોમાં આર્ય સંસ્કૃતિને ઉત્તેજન આપવા જેટલી ઉદારબુદ્ધિ નહોતી. (૪) પંજાબમાં ઘણા લોકો મુસલમાનો થઈ ગયા ને ઉત્તરહિંદમાં મુસલમાનોની સંખ્યા વધવા લાગી. (૫) મુસલમાનોએ ઈરાન, અફઘાનીસ્તાન તુર્કસ્તાન ને ઈરાકના સંસ્કારો હિંદમાં દાખલ કર્યા તેથી આપણા પહેરવેશમાં આપણી કળામાં અને આપણી ભાષાઓમાં અરબ ને ફારસી વિકારો પેસવા પામ્યા. (૬) મુસલમાનોની સંસ્કૃતિ તદ્દન નવીન હોવાથી આર્ય શાસ્ત્રકારોએ તેની વિરુદ્ધ હિંદુ સમાજનો બચાવ કરવા માટે ઘણા ઉપાયો યોજ્યા. અનેક પેટાજ્ઞાતિઓ, દેશાંતર જવા વિરુદ્ધ નિયમો, બાળલગ્નો, એ બધું આ વખતથી વિશેષ જોવામાં આવે છે. (૭) પુરાતન આર્ય પદ્ધતિ પ્રમાણે આખા દેશમાં જે રાજ્યવ્યવસ્થા ચાલતી તેનો હવેથી વિલોપ થવા લાગ્યો અને તુર્કી રિવાજો પ્રમાણે ઉત્તર હિંદનો વહિવટ ચાલવા માંડ્યો. (૮) હિંદ ને તિબેટ તથા ચીન વચ્ચેનો વ્યવહાર બંધ થયો ને બૌદ્ધ ધર્મ તદ્દન નાશ પામ્યો.

---

# *વિભાગ ૪થો

# મુસલમાનો અને હિંદુઓ

## દિલ્હીના સુલતાનો અને રજપુતો.

### પ્રકરણ ૧લું

### ગુલામ વંશ

**કુત્બુદ્દીન ઈબેક, ૧૨૦૬–૧૨૧૦**—શહાબુદ્દીન ઘોરી મરી ગયો એટલે તેના તુર્કી ગુલામ કુત્બુદ્દીને હિંદનો પ્રદેશ પોતાની હકુમત નીચે લીધો. તેણે સિંધમાં ને ગઝનીમાં પોતાના શત્રુઓને હરાવ્યા ને હિંદમાં સ્વતંત્ર સત્તા સ્થાપી. આ સુલતાન હાથનો ઘણો ઉદાર હતો. તે લાહોર મુકામે "પોલો" રમતાં ઘોડા ઉપરથી પડી મરી ગયો, ૧૨૧૦.

**આરામ શાહ**—કુત્બુદ્દીન પછી તેનો પુત્ર આરામ શાહ લગભગ એક વર્ષ સુધી ગાદી ઉપર રહ્યો પણ પછી સરદારોએ તેના બાપના ગુલામ અલ્તમશને ગાદી આપી.

**અલ્તમશ, ૧૨૧૧–૧૨૩૫**—અલ્તમશ એક વાર ગુલામ હતો ને આપવડાઈથીજ મુખ્ય સત્તા ઉપર આવી શક્યો. પહેલાં તો તેણે સિંધ, પંજાબ ને બંગાળાના પોતાના હરીફોને દાબી દીધા, પછી ગ્વાલિયર, રણથંભોર, ભીલસા ને માળવાના હિંદુઓને હરાવ્યા ને ઉજ્જૈનમાં મહાકાલના મંદિરનો નાશ કર્યો. ઇ. સ. ૧૨૩૫માં તે મરી ગયો. બગદાદના ખલીફાએ તેને સુલતાનનો પોશાક મોકલ્યો હતો.

**ચિંગિઝખાંની સવારી, ઇ. સ. ૧૨૨૧**—મોગલ ખાન ચિંગિઝે આ વખત ચીન, બોખારા, સમરકંદ, ને ખીવા જિતી લીધાં, ખીવાનો શાહ જલાલુદ્દીન તેનાથી હારી ઠેઠ સિંધુ નદી સુધી નાસી આવ્યો. તેણે

---

*આ ભાગ અભ્યાસક્રમથી બહાર છે તેથી આગળનો ઇતિહાસ સમજવા માટેજ તેનું ટૂંકું રૂપ અહીં વાપરવામાં આવ્યું છે.

અલ્તમશની મદદ માંગી પણ સુલ્તાને મદદ આપવા ના પાડી. મોગલોએ સિંધુ નદી ઉપર જલાલુદ્દીનને હરાવ્યો પણ હિંદનાં આબોહવા માફક ન આવવાથી તેઓ પાછા હટી ગયા ને હિંદ તેમનાથી બચી ગયું.

**અલ્તમશ**—ગુલામ વંશને હિંદમાં ખરી રાજ્યસત્તા અપાવનાર આ સુલતાન હતો. તેણે રાજ્યવહિવટમાં સુધારાઓ કર્યા. દિલ્હીનો કુતબ-મીનાર તેના વખતમાં પૂરો થયો. તેનું ચણતર હિંદુ મંદિરોનાં સાહિત્યો-માંથી કરવામાં આવ્યું છે.

**રુકનુદ્દીન**—દિલ્હીના અમીરોએ પહેલાં તો મર્હુમ સુલતાનના પુત્ર રુકનુદ્દીનને ગાદી આપી. તે નબળો હોવાથી તેની મા કારભાર કરવા લાગી; પણ તેને શાહઝાદી રઝિયા સાથે તકરાર થવાથી અમીરોએ બંનેને પદભ્રષ્ટ કર્યા ને રઝિયા બેગમ સુલતાના થઈ.

**રઝિયા બેગમ, ૧૨૩૬-૧૨૪૦**—રઝિયાનો બાપ ગાદીનો વારસો તો પુત્રીનેજ આપી ગયો હતો, પણ અમીરોએ તે વસીઅતનામું કબુલ રાખ્યું નહોતું ને રુકનુદ્દીનને ગાદી આપી હતી. ગાદીએ આવ્યા પછી રઝિયાએ પોતાના શત્રુઓને દાબી દીધા. તે ચતુર, શૂરી ને ઉદાર સ્ત્રી હતી. રાજ્યનો કારભાર તે ખુલ્લા દરબારમાં કરતી ને લડાઇમાં મોખરે યુદ્ધ કરતી; પણ એક હબસી નોકર જમાલુદ્દીન યાકુત ઉપર તે બહુ પક્ષપાત દર્શાવતી તેથી અમીરો નાખુશ થઇ ગયા. સરહિંદના સુબા અલ્તુનિયાએ બળવો કર્યો ને યાકુતનું ખુન કરવામાં આવ્યું. રઝિયાએ હવે અલ્તુનિયા સાથે લગ્ન કર્યું ને બંનેએ દિલ્હી ઉપર ચડાઇ કરી; પણ સુલતાનના ભાઈ બ્હેરામશાહે તેમને હરાવ્યાં તેથી તેઓ ઉત્તર તરફ નાસી ગયાં. રસ્તામાં હિંદુઓએ તેમને મારી નાંખ્યાં.

**બ્હેરામશાહ ને મસ્ઉદશાહ, ૧૨૪૦-૧૨૪૬**—રઝિયા પછી તેના ભાઈ બ્હેરામે એક વર્ષ રાજ્ય ભોગવ્યું. તેના ખુન પછી અલ્તમશનો પૌત્ર મસ્ઉદ સને ૧૨૪૬ સુધી સુલતાન રહ્યો. તે ક્રૂર હતો તેથી અમીરોએ અલ્તમશના એક પુત્ર નાસિરુદ્દીનને ગાદી આપી.

**નાસિરુદ્દીન મહમુદ, ૧૨૪૬-૧૨૬૬**—નાસિરુદ્દીન ભલો સુલ-

તાન હતો ને કુરાન લખી પોતાનો નિર્વાહ કરતો. તેના વખતમાં મોગલો હિંદ ઉપર વારંવાર ચડી આવવા લાગ્યા; પણ વઝીર બલબને કારભાર સારો કરી સલ્તનતને ડૂબી જતાં બચાવી. બલબને રણથંભોર વગેરે કિલ્લાઓના રજપુતોને પણ તાબે કર્યા ને રાજદ્રોહી ખાનોને દાબી દીધા. સુલતાનના મરણ પછી તે પોતે ગાદી ઉપર આવ્યો.

**બલબન, ૧૨૬૬-૧૨૮૬**—બલબન મૂળ તુર્ક હતો. નાનપણમાં મોગલોએ તેને કેદ કર્યો હતો ને તેને બગદાદમાં ગુલામ તરીકે વેચ્યો. ત્યાંથી તે અલ્તમશ પાસે આવ્યો ને ક્રમે ક્રમે તે મોટી પદવીઓ ઉપર ચડતો ગયો નાસીરના વખતમાં તે વઝીર થયો. તે સુલતાનના મરણ પછી અમીરોએ બલબનને સુલતાન બનાવ્યો. નવા સુલતાને પહેલાં તો ગુલામોની સત્તાને નબળી કરી નાંખી. પછી તેણે એક મોટું લશ્કર તૈયાર કર્યું ને મોગલો ને હિંદુઓ ઉપર ત્રાસ વર્તાવ્યો. તેણે આખા રાજ્યમાં અફઘાનોને નોકરીમાં રાખ્યા, હિંદુઓને કારભારમાંથી બાતલ કર્યા, દરેક ઠેકાણે જાસુસો રાખી બધી બાતમી મળે એમ વ્યવસ્થા કરી ને અદલ ઇનસાફ આપી વહિવટ સુધાર્યો. બંગાળામાં તેનો ગુલામ તુઘરીલખાં સ્વતંત્ર થયો હતો. બલબને તેને હરાવી માર્યો ને પોતાના પુત્ર બુઘરાખાંને તે પ્રાંતના વહિવટ ઉપર નીમ્યો. બલબન શૂરો રાજકરણમાં નિપુણ, પણ ક્રૂર સુલતાન હતો. તે દરબારમાં પૂરા દમામથી બેસતો. તેને ઠઠ્ઠામશ્કરી જરા પણ ગમતાં નહિ. શિકારનો તે શોખીન હતો. એશિયાના ઘણા રાજવંશીઓએ મોગલોથી ત્રાસી તેના દરબારમાં આશ્રય લીધો હતો. તેનો શાહઝાદો વિદ્વાન હતો ને કવિઓને ને લેખકોને આશરો આપતો. ખુશરૂ કવિ તેના વખતમાં થઈ ગયો.

**શાહઝાદા મહમુદનો પરાજય ને નાશ**—આ વખતે મોગલોએ કાબુલમાં પોતાની સત્તા સ્થાપી હતી ને ત્યાંથી પંજાબ ઉપર તેઓ ચડી આવતા હતા. શાહઝાદો મહમુદ ઇ. સ. ૧૨૮૫માં તે લોકો સાથે લડતાં માર્યો ગયો. કવિપુત્રના મરણનો અફસોસ કરતો બલબન પણ ઇ. સ. ૧૨૮૬માં મરી ગયો. તેના પછી તેનો પૌત્ર કૈકોબાદ ગાદીએ આવ્યો.

**કૈકોબાદ, ૧૨૮૬-૧૨૯૦**—બુઘરાખાંનો પુત્ર સુલતાન કૈકોબાદ નબળો હતો તેથી ખિલજી અમીરો તેની સામા થયા. ફિરોજશાહ નામનો એક ખિલજી અમીર તેમનો આગેવાન થયો, ખટપટમાં કૈકોબાદનું ખુન કરવામાં આવ્યું. થોડા વખત માટે તેનો પુત્ર સુલતાન રહ્યો પણ પછી તેનુંયે ખુન કરવામાં આવ્યું ને ફિરોઝ પોતે જલાલુદ્દીન નામ ધારણ કરી રાજ્યનો ધણી થઈ પડયો. આવી રીતે ગુલામ વંશનો અંત આવ્યો. કૈકોબાદના વખતમાં તેનો બાપ બંગાળામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની તૈયારી કરતો હતો.

## પ્રકરણ ૨જું—ખિલજી વંશ.

**જલાલુદ્દીન ખિલજી, ઇ. સ. ૧૨૯૦-૧૨૯૫**—ગાદીએ આવ્યો ત્યારે આ સુલતાનની ઉમર ૭૦ વર્ષની હતી. તે ઉદાર, પરગજુ, ને ઘણોજ નરમ માણસ હતો તેથી લુટારાઓ, ખટપટીઓ ને બળવાખોરોનું જોર વધી પડયું. બલબનના સગા છજ્જુનો બળવો સુલતાને સમાવી દીધો પણ રણથંભોરના રજપુતોને તે હરાવી શક્યો નહિ. મોગલો આ વખતે પણ હિંદ ઉપર ચડી આવ્યા પણ તેમને પૈસા આપી પાછા કાઢવામાં આવ્યા. કેટલાએક મોગલો નોકરીમાં રહ્યા, દિલ્હી પાસે વસ્યા ને મુસલમાન બન્યા. સુલતાનના ભત્રીજા અલાઉદ્દીને ઇ. સ. ૧૨૯૪માં અયોધ્યામાંથી લશ્કર ભેગું કરી મહારાષ્ટ્ર ઉપર ચડાઈ કરી ને દેવગિરિ (દૌલતાબાદ)ના રાજા રામચંદ્ર યાદવ તથા તેના પુત્ર શંકરદેવ પાસેથી અખુટ ધન લીધું. પછી યાદવ રાજાને રાજ્ય સુપ્રત કરી તે ઉત્તર હિંદ પાછો ગયો ને ત્યાં કપટ કરી પોતાના કાકાની મુલાકાત લેતી વખતે તેનું ખુન કરી પોતે ગાદી પચાવી પાડી.

**અલાઉદ્દીન ખિલજી, ઇ. સ. ૧૨૯૫-૧૩૧૫**—અલાઉદ્દીને દિલ્હીની સલ્તનતની સત્તા ઘણી વધારી. તેણે મોગલોનાં ટોળાંઓને સિંધુ નદીની આ પાર આવવા દીધાં નહિ. ઇ. સ. ૧૨૯૭માં અલાઉદ્દીને ગુજરાત ઉપર સવારી મોકલી વાઘેલા રાજા કરણને મારી આખો પ્રાંત કબજે કર્યો. ઉલુઘખાં ને નસરતખાં આ સવારીમાં પ્રસિદ્ધિ પામ્યા.

સુલતાને રણથંભોરનો કિલ્લો ઇ. સ. ૧૩૦૧માં હમ્મીર પાસેથી લઇ લીધો અને ચિતોડના રાણા ભીમસીની સ્ત્રી પદ્મિનીના રૂપની ખ્યાતિથી લલચાઇ ઇ. સ. ૧૩૦૩માં ચિતોડ ઉપર સવારી કરી ૩૦,૦૦૦ રજપુતોનો વધ કરી તે કોટ સર કર્યો. પદ્મિની વગેરે રજપુતાણીઓ બળી મુઇ. એવીજ રીતે માળવા પણ તાબે કરવામાં આવ્યો. કરણ રાજાની વિધવા ને પછી સુલતાનની બેગમ કમલાદેવીના આગ્રહથી સુલતાને તેની કુંવરી દેવળદેવીનો કબજો મેળવવા બાગલાણ ઉપર ને કરણને મદદ કરનાર દેવગિરિના રાજા રામદેવ જાદવ તથા તેના પુત્ર શંકરદેવને કબજે કરવા મલિક કાફૂરને મોકલ્યો. રામદેવ શરણ થયો. સુલતાને તેને "રાયરાયણ"નો ઇલકાબ આપી ખંડિઓ રાજા બનાવ્યો ને બરાડ પ્રાંત ખાલસા કર્યો. દેવળદેવી શાહઝાદા ખિજરખાંની બેગમ થઇ; ઇ. સ. ૧૩૦૭. ઇ. સ. ૧૩૧૨માં શંકરદેવને મારી નાંખવામાં આવ્યો ને મહારાષ્ટ્ર મુસલમાનોના હાથમાં ગયું. કાફૂરે વરંગુલના રાજા ને તેની માને હરાવ્યાં ને તેલંગણ ખંડિયું રાજ્ય બન્યું. ઇ. સ. ૧૩૦૯. કાફૂરે હોયસાલ રાજા પણ ઇ. સ. ૧૩૧૧માં હરાવ્યો ને મલબાર, મ્હેસુર તથા કોંકણનો થોડોક ભાગ મુસલમાનો એ પહેલીજ વારે જોયાં. આ પ્રદેશોમાંથી તેઓ અખુટ ધન ઉત્તર હિંદ લઇ ગયા. ત્યારપછી મદુરાની ગાદી માટે તકરાર થવાથી તેના એક હક્કદારની માંગણીથી કાફૂરે મદુરા પણ સર કર્યું. આવી રીતે અલાઉદ્દીનના સમયમાં મુસલમાનો દખ્ખણમાં પેઠા.

આ સિવાય સુલતાને વહિવટમાં પણ ઘણા ફેરફારો કર્યા. અલાઉદ્દીન સુલતાનનો વિચાર એક નવો ધર્મ કાઢવાનો હતો પણ મુસલમાનો વિરુદ્ધ પડવાથી તે વિચાર તેણે મૂકી દીધો. લશ્કરના ઘોડાઓ ઉપર ડાઘ પાડવાનો હુકમ કરવામાં આવ્યો. સુલતાને લશ્કરનો સારો બંદોબસ્ત કર્યો. દરેક સિપાઇને સુલતાન પોતે નજરે જોઇ નોકરીમાં રાખતો. રોકડ પગાર આપવાની પદ્ધતિ હવે ચાલુ થઇ. રસ્તાઓ, બાતમીદારો, વગેરેની યોજનાથી સલ્તનતના જુદા જુદા ભાગો એકત્રિત થયા. હિંદુઓને નોકરીમાંથી બાતલ કરવામાં આવ્યા ને તેમની પાસેથી હથિયારો છીનવી લેવામાં આવ્યાં; ઘોડા ઉપર બેસવાની પણ તેમને મનાઇ કરવામાં આવી;

હમેશાં તેઓ ગરીબ ને પરતંત્ર રહે એ ધોરણ ઉપર રાજ્યનો વહિવટ ચડવામાં આવ્યો. દખ્ખણનું અખુટ ધન ઉત્તરમાં આવવાથી ઉત્તર હિંદમાં ઘણી મોંઘવારી થઈ પડી તેથી રોજના ઉપયોગની ચીજોના ભાવો સુલતાને નક્કી કર્યા. અમીરોના અરસ્પરસ સંબંધમાં સુલતાનની દરમ્યાનગીરી થવી જોઈએ એવું ધોરણ દાખલ કરવામાં આવ્યું. ઘણી ઈનામી જમીનોને સુલતાને ખાલસા કરી ને અમીરોની સત્તા તોડી પાડવામાં આવી. દારૂનો ઉપયોગ એકદમ બંધ કરવામાં આવ્યો, ને દિલ્હી પાસે એક નવું શહેર વસાવવામાં આવ્યું.

અલાઉદ્દીન ઇ. સ. ૧૩૧૫માં મરી ગયો. તે ઘાતકી, કપટી, નિરક્ષર, દુરાગ્રહી, પણ બહાદુર ને કડક હતો. તે વખતના લોકો એને સિકંદર સાથે સરખાવતા.

**કવિ અમીર ખુશરૂ**—અમીર ખુશરૂ બલબનના પુત્ર મહમુદનો મિત્ર હતો, અલાઉદ્દીનની ઘણી સવારીઓમાં તે હાજર હતો, ફારસીમાં સુંદર દિવાનો લખતો ને હિંદુસ્તાનીમાં પણ કવિતા લખતો. ખિઝરખાં ને દેવલદેવીના પ્રેમ-લગ્નનું તેણે સુંદર કાવ્ય લખ્યું છે.

**ઉમર, ઇ. સ. ૧૩૧૫-૧૩૧૬**—કાફૂરે અલાઉદ્દીનના પુત્રો ખિઝરખાં ને શાદીખાંને મારી નાંખ્યા ને ઉમરને ગાદીએ બેસાડ્યો પણ થોડાજ વખતમાં રાજ્યના અમીરોએ કાફૂરને પોતાનેજ મારી નાંખ્યો ને અલાઉદ્દીનના બીજા પુત્ર મુબારકને ગાદી આપી.

**મુબારક, ૧૩૧૬-૧૩૨૦**—થોડા વખત સુધી મુબારકે રાજ્ય શુદ્ધ બુદ્ધિથી ચલાવ્યું પણ પાછળથી તે બગડી ગયો. તેના વખતમાં દેવગિરિના રાજા હરપાળદેવને જીવતો ચામડી ઉતારી મારી નાંખવામાં આવ્યો. ગુજરાતના હલકા વર્ણના માણસે પણ હવે મુસલમાન થએલા, ખુશરૂએ તેલંગણ ને મલબારના રાજાઓ પાસેથી કેટલોક મુલક લીધો. મુબારકે બધી લગામ ખુશરૂના હાથમાંજ સોંપી દીધી. એ હલકા માણસે સુલતાનનું ખુન કરાવ્યું ને પોતે ગાદી ઉપર બેઠો. મુબારકના વખતમાં મુસલમાનોએ મહારાષ્ટ્ર, તેલંગણ ને મદુરામાં રાજ્યવહિવટનો પહેલીવાર બંદોબસ્ત કર્યો.

**ખુશરૂ, ઇ. સ. ૧૩૨૦**—ખુશરૂએ હિંદુઓને જગ્યાઓ આપવા માંડી ને મુસલમાનોને ત્રાસ આપવા માંડયો, તેથી ફખરુદ્દીન તઘલખ નામનો સરદાર પંજાબમાં તેના બાપ ઘ્યાસુદ્દીન પાસે નાસી ગયો. તેમણે દિલ્હી ઉપર સવારી કરી ખુશરૂને હરાવ્યો. ખુશરૂ નાસી ગયો પણ પછી પકડાઈ જતાં તેનો વધ કરવામાં આવ્યો. આવી રીતે ખિલજી વંશનો અંત આવ્યો.

## પ્રકરણ ૩જું—તઘલખ વંશ.

**ઘ્યાસુદ્દીન, ઇ. સ. ૧૩૨૦-૧૩૨૫**—ઘ્યાસુદ્દીન ગરીબી અવસ્થામાંથી સુલતાન થયો હતો. તેણે તેલંગણના હિંદુ રાજ્યનો નાશ કર્યો ને તે દેશને ખાલસા કર્યો. ઇ. સ. ૧૩૨૧-૨૩. તેણે બંગાળામાં પણ દરમ્યાનગીરી કરી ત્યાં રાજ્યને સુધાર્યું. બંગાળાથી જ્યારે તે પાછો આવતો હતો ત્યારે એક લાકડાના મંડપમાં તેનો સત્કાર કરવા શાહજાદા મહમ્મદે તૈયારી કરી. સુલતાન મંડપમાં દાખલ થયો કે તુરતજ અકસ્માત્ થતાં મંડપ તુટી પડયો ને સુલતાન દબાઈ મુઓ. આ સુલતાને દિલ્હી પાસે તઘલખાબાદ વસાવ્યું હતું.

**મહમ્મદ તઘલખ, ઇ. સ. ૧૩૨૫-૧૩૫૧**—મહમ્મદ મ્હોટો વિદ્વાન્ હતો. અરબી, ફારસી, ને હિંદુસ્તાની ભાષાઓ તે સારી રીતે જાણતો. તેનું વિજ્ઞાનનું જ્ઞાન પણ અદ્ભુત હતું. તેની ઉદારતા પણ અગાધ હતી. તે ચુસ્ત મુસલમાન હતો છતાં હિંદુઓ સામે તેને લેશ માત્ર તિરસ્કાર નહોતો; પણ પોતાના સ્વભાવ ઉપર તે જરા પણ નિયમ રાખી શકતો નહિ. રાજ્યના કારભાર સંબંધીના તેના વિચારો જમાનાને અનુકૂળ નહોતા. તે ઘણો જુલમ ગુજારતો પણ તે ગાંડો નહોતો.

**કારભાર**—પહેલાં તો સુલતાને દુવાબની જમીન ઉપરના કરો વધારી દીધા તેથી ખેડુતો પાયમાલ થઈ ગયા. પછી તેણે રાજધાની દિલ્હીથી દેવગિરિ ફેરવવાનો હુકમ આપ્યો, કારણકે દિલ્હીમાં મોગલોની બીક લાગતી ને દેવગિરિ વધારે અનુકૂળ હતું; વળી દખ્ખણમાં ઘણા બળવાખોરો જાગ્યા હતા. દિલ્હીની તમામ પ્રજાને દેવગિરિ જવાની આજ્ઞા થઈ. લોકોને

માટે તમામ સાધનો પૂરાં પાડવામાં આવ્યાં હતાં પણ તેથી કાંઈ વળ્યું નહિ. લાખો માણસો પાયમાલ થઈ ગયાં. ઇ. સ. ૧૩૩૦માં સુલતાને ચલણને સુધારવા માટે ઈરાન ને ચીનનાં રાજ્યોનો દાખલો લઈ તાંબા-નાણું દાખલ કર્યું ને તેની કિંમત ચાલતા રૂપાના નાણા જેટલી ઠરાવી. દરેક જણે હવે રૂપાનાણું સંઘરવા માંડયું અને અઢળક ખોટું તાંબાનાણું બહાર આવ્યું. સુલતાને સતીનો ને રજપુતોને ત્રાસ આપવાનો ચાલ બંધ કર્યો. ન્યાય તે પોતેજ આપતો. પહેલાં તેને ખોરાસાન જિતવાનું મન થયું પણ પછી તે વિચાર તેણે મૂકી દીધો ને હિમાલયની તળેટીના બંડખોર રાજાઓને વશ કરવા એક મોટું લશ્કર મોકલ્યું. એ સવારીમાં આખું લશ્કર નાશ પામ્યું. આ ચડાઈ ચીન ઉપર કરવામાં આવી નહોતી એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. આ સુલતાન માણસોનો પણ શિકાર કરતો.

**બંડો**—ઉપર જણાવેલાં કૃત્યોથી સુલતાનના અમીરો કંટાળી ગયા ને ઇ. સ. ૧૩૩૫માં રાજ્યના જુદા જુદા ભાગોમાં બંડ થયાં. પહેલું બંડ મલબારમાં જલાલુદ્દીને કર્યું. પછી બંગાળામાં ફખરુદ્દીન સ્વતંત્ર થયો. અયોધ્યામાં ઐન–ઉલ–મુલ્ક સુલતાનની સામો થયો. સુલતાને તેનાં માણસોને સખ્ત શિક્ષા કરી પણ ઐન–ઉલ–મુલ્કને માફી આપી. સિંધના બંડખોરોને સુલતાને દાબી દીધા. ત્યારપછી તેલંગણમાં પ્રતાપરુદ્રનો પુત્ર કૃષ્ણાપ્પા નાયક, દ્વારાસમુદ્ર ને મલબારમાં વીરબલ્લાલ હોયસાલ રાજા ને તેના બે મુખ્ય આશ્રિતો હરિહર ને બુક્કરાય, દેવગિરિમાં ઇસ્માઈલ ને હસન કંગુ, ગુજરાતમાં તાઘી, એવી રીતે ચોતરફ બંડખોરો ઉઠયા. હરિહરે ઇ. સ. ૧૩૪૭માં વિજયનગરનું રાજ્ય સ્થાપ્યું. હસન કંગુએ ઇ. સ. ૧૩૪૭માં અલાઉદ્દીન બહમનશાહ નામ ધારણ કરી કલબુર્ગામાં બહમની વંશની સ્વતંત્ર સત્તા સ્થાપી. બળવાખોરોને એક પછી એક હરાવવા જતાં તેલંગણથી દેવગિરિ, દેવગિરિથી ગુજરાત, ને ગુજરાતથી સિંધ, એમ કુચ કરતાં સુલતાન ૧૩૫૧માં સિંધમાં ઠઠ્ઠા આગળ મરણ પામ્યો. આ નિષ્ફળતાનું મુખ્ય કારણ એ હતું કે તે બંડ-ખોરોને સખ્ત શિક્ષા કરતો.

**ઇબ્ન બતૂતા**—આ વખતે તાંજીરથી એક મૂર પ્રવાસી ઇબ્ન બતૂતા મહમ્મદ પાસે ઇ. સ. ૧૩૩૩માં આવ્યો. સુલતાને તેનો સારો સત્કાર કર્યો ને દિલ્હીના કાજીની જગ્યા ઉપર તેને નીમ્યો. નવ વર્ષો સુધી તે દિલ્હી રહ્યો. પછી ચીનમાં હિંદના પ્રતિનિધિ તરીકે તે ગયો. ત્યાંથી તે ઘેર ગયો. તે પોતાના પ્રવાસનું જે વર્ણન કરતો ગયો છે તે ઉપરથી મહમ્મદ તઘલખના કારભારની ખરી હકીકત આપણને મળી આવે છે.

**ફિરોઝશાહ તઘલખ, ઇ. સ. ૧૩૫૧–૮૮**—ફિરોઝ તઘલખની મા પંજાબના ભટ્ટી રજપુત રાજાની પુત્રી હતી. મહમ્મદનો તે ભત્રીજો થાય. ટઠ્ઠા પાસે મહમ્મદ મરી ગયો એટલે અમીરોએ તેને ગાદી આપી. પણ તેનો સ્વભાવ લડાયક ન હોવાથી દિલ્હીની સલ્તનત તુટી પડી. તે ધર્માંધ હતો; હિંદુઓને ને શિયા મુસલમાનોને તેણે ઘણો ત્રાસ આપ્યો. બ્રાહ્મણો ઉપર તેણે ઝઝીઆ વેરો નાંખ્યો ને દરેક બાબતમાં તે મુફ્તીઓ ને મૌલવીના કહેવા પ્રમાણે વર્તવા લાગ્યો. ફિરોઝ ગુલામોનો ઘણો શોખીન હતો. સુન્ની મુસલમાનો તરફ તે દયાળુ ને ઉદાર હતો. તે વિદ્વાનો પ્રત્યે સદ્‌ભાવ રાખતો. તેણે દવાખાનાંઓ, નહેરો, ધર્મશાળાઓ ને પાઠશાળાઓ સ્થાપી, જવનપુર, ફિરોઝાબાદ, વગેરે શહેરો વસાવ્યાં, જમીનના મ્હેસુલની પદ્ધતિમાં સુધારાઓ કર્યા, કરવેરાઓ કુરાનની શિક્ષાઓ પ્રમાણે ગોઠવ્યા, કેટલાક ગેરવ્યાજબી કરો માફ કર્યા, ગુન્હેગારો પાસે જબરદસ્તીથી ગુન્હો કબુલ કરાવવાની પદ્ધતિને કાઢી નાંખી, ચલણમાં સુધારો કર્યો, જુના સ્તંભો, વગેરેનું રક્ષણ કરાવ્યું ને ખગોળ તથા વૈદક ઉપરના સંસ્કૃત ગ્રંથોના ફારસી અનુવાદો કરાવ્યા. ફિરોઝના વખતમાં બંગાળાનો મુલક સ્વતંત્ર થયો. તેણે જાજનગર, નગરકોટ, ને ઠઠ્ઠા જિતી લીધાં પણ દખ્ખણ તરફ તેણે કશું લક્ષ આપ્યું નહિ. સુલતાન ઇ. સ. ૧૩૮૮માં ૯૦ વર્ષની ઉમરે મરી ગયો. કેટલાએક ફિરોઝને અકબર સાથે સરખાવે છે પણ તે યોગ્ય નથી.

**બીજો ઘ્યાસુદ્દીન ને અબુબકર**—ફિરોઝ પછી તેનો પુત્ર ફતેહખાં ઘ્યાસુદ્દીન નામ ધારણ કરી સુલતાન થયો પણ તે ખરાબ હોવાથી

ઇ. સ. ૧૩૮૯માં તેનો વધ કરવામાં આવ્યો. તેના પછી અબુબકર ગાદી પર આવ્યો પણ શાહઝાદા મહમ્મદે તેને હરાવી ગાદી લીધી.

**નાસિરુદ્દીન મહમ્મદ ને હુમાયું ઇ. સ. ૧૩૯૦–૯૪**—અબુબકર પછી નાસિરુદ્દીન મહમ્મદ ને તેનો પુત્ર હુમાયું સુલતાન થયા. તેમના મરણ પછી મહમ્મદનો પુત્ર મહમુદ સુલતાન થયો.

**મહમુદ, ઇ. સ. ૧૩૯૪–૧૪૧૨**—મહમુદ ગાદીએ આવ્યો ત્યારે દિલ્હીની સલ્તનત નબળી થઈ ગઈ હતી; તીમૂરના હુમલાથી તે તદ્દન ભાંગી પડી.

**તીમૂરની સવારી, ઇ. સ. ૧૩૯૮**—તીમૂરનો જન્મ સમરકંદ પાસે એક ગામમાં ઇ. સ. ૧૩૩૬માં થયો હતો. ૩૩ વર્ષની ઉમરે ચુગ-તાઈ તુર્કોની તેણે આગેવાની લીધી અને ઇરાન દેશ જિતી લીધો, ત્યાર પછી ઈ. સ. ૧૩૯૮માં તેણે હિંદ ઉપર ચડાઈ કરી. તેના પુત્ર પીર મહમ્મદે મુલતાન કબજે કર્યું. તીમૂરે પોતે પંજાબ સર કર્યો ને પછી તે દિલ્હી ઉપર ધસી આવ્યો. રસ્તામાં દશ હજાર હિંદુ કેદીઓની કતલ કરવામાં આવી. દિલ્હી શરણ થયું. સુલતાન મહમુદ નાસી ગયો. દરમ્યાન દિલ્હીના હિંદુઓને તીમૂરના લશ્કર વચ્ચે તકરાર થતાં તેણે બે દિવસ સુધી શહેરીઓની કતલ ચલાવી ને પેટભર રાજધાની લુટી. હજારો માણસોને કેદ કરવામાં આવ્યાં. પંદર દિવસ તે દિલ્હીમાં રહ્યો, પછી પાછા જતાં રસ્તામાં મીરત, હરદ્વાર, જમ્મુ, વગેરે સ્થળોના હિંદુઓને લુટયા ને તેમની કતલ ચલાવી ને જમના ઓળંગી કાસ્મીર વાટે તે સ્વદેશ ગયો.

તીમૂરની સવારીથી મધ્યદેશના હિંદુ ને અફઘાન સરદારો, ચિતોડનો રાણો કુંભો ને ગુજરાત ને માળવાના બંડખોર અમલદારો, એટલાની સત્તા વધી ગઈ. મોગલોએ હિંદુસ્તાન ઉપર પોતાનો હક્ક સ્થાપિત કર્યો. તેનો લાભ બાબરને મળ્યો. ખિઝરખાં સૈય્યદનું બળ પંજાબમાં વધી પડયું. દિલ્હી ને આગ્રાના પ્રાંતોમાં ખેતીને ઘણું નુકસાન થયું. તીમૂર સાથે સમરકંદ ઘણા હિંદી કારીગરો ગયા. તેઓએ સમરકંદને શોભાવ્યું.

તીમૂર જેટલો શૂરો સેનાપતિ હતો તેટલોજ ક્રૂર સરદાર હતો. મુસલમાનો સિવાય બીજા ધર્મવાળાઓને તે ધિક્કારતો. તે પોતાની આત્મકથા લખી ગયો છે.

તીમૂરના ગયા પછી થોડો વખત મહમુદ સુલતાન કનોજમાં રહ્યો. દિલ્હીમાં ઈકબાલખાં નામનો સરદાર અમલ કરતો પણ તે ખિઝરખાં સામે લડતાં માર્યો ગયો તેથી સુલતાન પોતે દિલ્હી પાછો આવ્યો. પણ રાજ્યનો કારભાર કરવાની તેનામાં શક્તિ નહોતી. તે ઇ. સ. ૧૪૧૨માં મરી ગયો. તેના પછી અફઘાન અમીરો સત્તા માટે લડવા લાગ્યા. છેવટે ઇ. સ. ૧૪૧૪માં પંજાબના સુબા ખિઝરખાંએ તેમની સત્તા તોડી પાડી ને સૈય્યદ વંશ સ્થાપ્યો.

## પ્રકરણ ૪થું—સૈય્યદ તથા લોદી વંશો—અફઘાન અમલ.

**ખિઝરખાં, ઇ. સ. ૧૪૧૪–૧૪૨૧**—ખિઝરખાં સૈય્યદ હતો. પહેલાં તો તે સુલતાન થવા ના પાડતો ને તીમૂરના પ્રતિનિધિ તરીકેજ દિલ્હી મુકામે રાજ્ય કરવાનો ડોળ કરતો; પણ પાછળથી સિક્કા ઉપર ને ખુત્બામાં તેણે પોતાનું સુલતાન તરીકે નામ રાખવા હા પાડી. તે દયાળુ અદલ ઈનસાફ આપનાર હતો. સને ૧૪૨૧માં તે મરી ગયો. તેના કારભારનો ઘણો સમય સલ્તનતના જુદા જુદા ભાગોમાં બંડખોર સરદારોને દાબી દેવામાં ગયો હતો.

**મુબારકશાહ, ઇ. સ. ૧૪૨૧–૩૪, મહમ્મદશાહ, ઇ. સ. ૧૪૩૪–૪૫, અલ્લાઉદ્દીન. ઇ. સ. ૧૪૪૫–૪૮**—ખિઝરખાં પછી ઉપર જણાવેલા ત્રણ સુલતાનો રાજ્ય કરી ગયા. તેમનાં રાજ્યમાં હિંદુ ને મુસલાન અમીરો, સુલતાનો સામે થતા ને તેમની વિરુદ્ધ જે લડાઈઓ થઈ તે સિવાય બીજું ખાસ જાણવા જેવું બન્યું નહિ. છેલ્લા સુલતાન પાસેથી બહલોલ લોદીએ સત્તા છીનવી લીધી ને અમીરોએ તેને મુખ્ય પદ આપ્યું. લોદી વંશનો તે મુખ્ય પુરુષ થાય.

**બહલોલ લોદી, ઇ. સ. ૧૪૪૮–૧૪૮૮**—પહેલાં બહલોલ લોદી પંજાબમાં નોકરી કરતો. પછી દિલ્હીના કારભારની ખટપટમાં પડી પોતે

પણ હિંદુ ને મુસલમાન સરદારો સાથે લડાઈઓ કરી, ને જવનપુરના સુલતાનને હરાવી ઇ. સ. ૧૪૮૬ માં તે રાજ્યનો નાશ કર્યો. તે પોતે કદિ ગાદી ઉપર બેસતો નહિ. રહેણીકરણીમાં તે ઘણો સાદો હતો, ને પોતાના અમીરો સાથે સમાન ભાવે રહેતો. તે ઘણો ઉદાર હતો ને વિદ્વાનોને ઘણો આશ્રય આપતો.

**સિકંદર લોદી, ઇ. સ. ૧૪૮૮-૧૫૧૭**—બહલોલ પછી તેનો પુત્ર સિકંદર સુલતાન થયો. તેણે બંગાળના સુલતાન સાથે સંધિ કરી પોતાના અફઘાન અમીરોને નિયમમાં રાખ્યા. આગ્રા બંધાવી ત્યાં રાજધાની ફેરવી. સિકંદરે વહિવટ ને ખેતીને સુધાર્યાં, વેપારને ઉત્તેજન આપ્યું ને એક સંસ્કૃત વૈદક ગ્રંથનો ફારસીમાં અનુવાદ કરાવ્યો; પણ હિંદુઓનો તે કટ્ટો દુશ્મન હતો. તે ઇ. સ. ૧૫૧૭માં મરી ગયો.

**ઇબ્રાહીમખાં લોદી, ૧૫૧૭-૧૫૨૬**—સિકંદરનો પુત્ર ઇબ્રાહીમ તુમાખી ને લોભી હતો તેથી સરદારો તેની સામે થયા. તેમણે તેના ભાઈ જલાલને જવનપુર મુકામે ગાદી આપી. ઇબ્રાહીમથી ત્રાસી જલાલ માળવા તરફ નાસી ગયો પણ ત્યાં તે પકડાઈ ગયો ને સુલતાને તેનું ખુન કરાવ્યું. ઇબ્રાહીમે ચિતોડના રાણા સંગ્રામસિંહને હરાવ્યો પણ અફઘાન સરદારો ઇબ્રાહીમના જુલમથી કંટાળી ગયા હતા. દૌલતખાં લોદી નામના સરદારે કાબુલ મુકામે મોગલ પાદશાહ બાબરને હિંદ આવવા નિમંત્રણ મોકલ્યું. બાબરે પ્રથમ પંજાબ સર કર્યો ને પછી કાબુલ પાછો ગયો. દરમ્યાન દૌલતખાં પોતાની ભૂલ સમજ્યો; પણ ઇબ્રાહીમના સંબંધી આલમખાંએ બાબરને ફરી આવવા વિનતિ કરી. ઈ. સ. ૧૫૨૬ માં એપ્રિલની ૨૧મી તારીખે બાબરે ઇબ્રાહીમને પાણીપતના મેદાન ઉપર હરાવ્યો. સુલતાન માર્યો ગયો; લોદી વંશનો ને સાથે અફઘાન અમલનો પણ અંત આવ્યો.

**અફઘાન અમલ**—હવે આપણે અફઘાન અમલ ઉપર જરા વિવેચન કરીએ. સુલતાનના પદ ઉપર અફઘાન અમીરો રાજવંશમાંથી પોતાના પસંદ કરેલા માણસને મૂકતા. રાજ્યના કારભાર માટે બે મોટા અમલદારો હતા. (૧) વકીલ. (૨) વઝીર. તે સિવાય બીજા નાના અમલદારો પણ

હતા. સલ્તનતને અમીરો વચ્ચે વ્હેંચી નાંખવામાં આવતી. દરેક સરદાર કે ખાન પોતાને ખર્ચે લશ્કર રાખતો ને જાગીરનો કારભાર કરતો. ફોજદારી ગુન્હાઓ માટે ઈસ્લામના ફરમાન પ્રમાણે સજા કરવામાં આવતી. હિંદુઓની સાથે ઘણું ખરાબ વર્તન રાખવામાં આવતું. આ વખતે ઘણા હિંદુઓ મુસલમાનો થઈ ગયા. અફઘાન સુલતાનોએ રજપુત રાજાઓ સાથે કદિ મિત્રતા કરી નહોતી. મૌલવીઓ ને ઉલેમાઓના કહેવા મુજબ રાજ્યનો વહિવટ ચાલતો. મોગલો સામે તેમણે હિંદનો ખરો બચાવ કર્યો; નહિતર તેઓ રજપુતોને ને આર્ય સંસ્કૃતિને તદ્દન તોડી નાંખત. મુસલમાનોનો ધર્મ જોઇ હિંદુઓમાં સુધારકો ઉત્પન્ન થયા. ભક્તિમાર્ગનો પ્રસાર આ કાળમાં થયો. મુસલમાનો પાસેથી હિંદુઓ કેટલીક કળાઓ શિખ્યા. મુસલમાનો હિંદુઓ પાસેથી ગઢો બાંધવાની, ઈમારતો શોભાવવાની, હાથીઓથી યુદ્ધ કરવાની અને બીજી કળાઓ શીખ્યા. હિંદુસ્તાનનો ઈરાન, ઈરાક, ખોરાસાન, વગેરે દેશો સાથેનો પરિચય વધ્યો. જવનપુર, દિલ્હી, ગૌડ, માંડુ, અહમદાબાદ, વગેરે સ્થળોએ હિંદુ ને મુસ્લીમ કળાનું મિશ્રણ થયું ને સ્થાપત્યનો જુદોજ વિકાસ થયો. બંગાળાના સુલતાનોએ સંસ્કૃત સાહિત્યને ઉત્તેજન આપ્યું હતું. આ વખતના મુસલમાનો દેશનો ઇતિહાસ લખતા ગયા તે ખાસ નોંધવા જેવી વાત છે, કારણકે એવી રીતે ઇતિહાસ લખવાનો રીવાજ તેમના આવ્યા અગાઉ આપણે ત્યાં નહોતો. આ સુલતાનોના દરબારોમાં તુર્કો, પઠાણો ને હિંદુઓ, એવા ત્રણ પક્ષો હતા.

## પ્રકરણ ૫મું—કેટલાંએક સ્વતંત્ર રાજ્યો.

**કાશ્મીર**—ચૌદમા સૈકામાં કાશ્મીરમાં શાહ મિરઝા મીર નામના ત્યાંના હિંદુ રાજાના વઝીરે મુસલમાની રાજ્ય સ્થાપ્યું. એના વંશના વખતમાં કાશ્મીરના હિંદુઓ મોટે ભાગે મુસલમાનો થઈ ગયા. ઇ. સ. ૧૪૧૭ થી ૧૪૬૭ સુધી ઝૈનુલ આબિદીન નામના સુલતાને રાજ્ય કર્યું. તેણે હિંદુઓ પ્રત્યે સમાન ભાવ રાખ્યો, ગોવધને અટકાવ્યો ને સંસ્કૃત સાહિત્યને ઉત્તેજન આપ્યું. ઇ. સ. ૧૫૬૦માં ચક વંશના સુલતાનો રાજ્ય કરતા થયા. અકબરે તે વંશનો અંત આણ્યો.

**બંગાળા**—બખ્ત્યાર ખિલજીએ બંગાલદેશ લીધો ત્યારથી ત્યાંના મુસલમાન અમલદારો સ્વતંત્ર થવા પ્રયત્ન કરી રહ્યા હતા. ગુલામ વંશ ને ખિલજી વંશના વખતમાં બંગાળા લગભગ સ્વતંત્ર હતું. ફિરોઝ તઘલખના વખતમાં તો ત્યાંના હાકેમો તદ્દન સ્વતંત્ર થઈ ગયા. હુમાયુંએ ને શેરશાહે બંગાળા જીતી લીધું હતું; પણ શેરશાહ પછી ત્યાંના હાકેમો સ્વતંત્ર થયા ને અકબરના વખત સુધી તે સ્વતંત્રતા જાળવી શકયા. આ વખતમાં બંગાળા બહુ આબાદ હતું. ગૌડ દેશની રાજધાની હતું. એક બંગાળી સુલતાન તો "રામાયણ" ને "મહાભારત"નાં બંગાળીમાં ભાષાંતરો પણ કરાવતો ગયો છે.

**જવનપુર**—ફિરોઝ તઘલખે બંગાળાના હાકેમોને નિયમમાં રાખવા ગોમતી નદી ઉપર જવનપુર વસાવ્યું, પણ મહમુદ તઘલખના વખતમાં ખ્વાજા જહાન નામના એક સુલતાનના માનીતા માણસે તકનો લાભ લઈ સ્વતંત્ર સત્તા સ્થાપી ને તેણે કનોજ, અયોધ્યા, બિહાર, વગેરેના જાગીદારોને પોતાના કબજામાં લીધા. આ વંશને પૂરબી અથવા શરકી (પૂર્વ) વંશ કહેવામાં આવે છે. જવનપુરના સુલતાનો ઠેઠ દિલ્હી સુધી પહોંચી જતા. શમસુદ્દીન ઇબ્રાહીમ શાહ શરકીના વખતમાં આ નવા રાજ્યની આબાદી આખા હિંદમાં મશહૂર થઈ પડી. તે વખતે જવનપુર વિદ્યાનું કેંદ્રસ્થાન ગણાતું. બહલોલ લોદીએ તેની સ્વતંત્રતાનો અંત આણ્યો.

**માળવા**—અલ્તમશના વખતથી તે ઠેઠ ઇ. સ. ૧૪૦૧ સુધી માળવાદેશ દિલ્હીના સુલતાનોના હાથમાં રહ્યો. ઇ. સ. ૧૪૦૧માં દિલાવર નામના સરદારે ધારામાં રાજધાની કરી પોતાની સત્તા જમાવી. તેના પુત્ર હુશંગશાહે (ઇ. સ. ૧૪૦૫–૧૪૩૪) માંડુગઢ આગળ રાજધાની કરી ને સુંદર મકાનો બાંધી શહેરની શોભામાં ઘણો વધારો કર્યો. તેના પુત્ર ગાઝીખાંને મહમુદખાં નામના વઝીરે મારી નાંખ્યો ને તેણે માળવામાં ખિલજી વંશ સ્થાપ્યો, ઇ. સ. ૧૪૩૬–૬૯. તે બાહોશ સિપાઈ, વિદ્વાન્ સુલતાન ને અદલ ઇનસાફ આપનાર હાકેમ થઈ ગયો. ગુજરાત, જવનપુર, દિલ્હી, કલબુર્ગા ને મેવાડના રાજ્યકર્તાઓ સાથે યુદ્ધો કરવામાં તેણે આખો

અમલ કાઢ્યો. ઇ. સ. ૧૫૧૦માં મહમુદ બીજાએ અફઘાન સરદારોને દાબમાં રાખવા રજપુત મેદિનીરાયને બોલાવ્યો, ત્યારથી માળવામાં રજપુતો વગવાળા થયા. ઇ. સ. ૧૫૩૧માં ગુજરાતના સુલતાન બહાદુરશાહે માળવા જિતી લીધો. હુમાયુંએ બહાદુરશાહને હરાવ્યો એટલે માળવદેશ તેના હાથમાં આવ્યો. શેરશાહે તે દેશ કબજે કર્યો. પછી ઇ. સ. ૧૫૬૨ માં માળવાના અમલદાર બાઝ બહાદુર પાસેથી તે દેશ અકબરના સરદારોએ મોગલ સામ્રાજ્યમાં ભેળવી દીધો.

**ગુજરાત**—ઇ. સ. ૧૪૦૧માં જાફરખાં નામનો સરદાર દિલ્હીના સુલતાનથી ગુજરાતમાં સ્વતંત્ર થયો; પણ પાટણ પાસેનો થોડોક ભાગજ આ પહેલા સુલતાનના કબજામાં હતો. અહમદશાહે (૧૪૧૧–૪૩) અહમદાબાદ વસાવી ત્યાં રાજધાની કરી ને જુનાગઢ, ઇડર, ધાર, વગેરેના રાજ્યકર્તાઓ સાથે લડાઈ કરી પોતાની સત્તા વધારી. તેનો પૌત્ર મહમુદ બિગડો (ઇ. સ. ૧૪૫૯–૧૫૫૧) પ્રતાપી સુલતાન થઈ ગયો. તેણે જુનાગઢ, ચાંપાનેર, સુરત, કચ્છ, દીવના ફિરંગીઓ, માળવાના સુલતાનો, વગેરે સાથે લડી ગુજરાતની કીર્તિ આખા હિંદમાં વધારી. મહમુદાબાદ વસાવનાર આ સુલતાન હતો ને તેની ખ્યાતિ યૂરોપમાં પણ પ્રસરી હતી. ઇ. સ. ૧૫૨૬થી ઇ. સ. ૧૫૩૭ સુધી ગુજરાતમાં બહાદુરશાહ સુલતાને રાજ્ય કર્યું. તેણે મેવાડના રજપુતો, મોગલો, ખિલજીઓ, નિઝામશાહ ને ફિરંગીઓ સાથે લડી અમર નામ કર્યું. તેના પછીના સુલતાનો નબળા હોવાથી ઇ. સ. ૧૫૭૨માં ગુજરાત દેશ અકબરના હાથમાં ગયો. આ સુલતાનો જૈન મંદિરોના સ્થાપત્ય ઉપરથી સુંદર મસ્જીદો બંધાવી ગયા છે ને વાવ, કૂવા, વગેરે ખોદાવી ગયા છે. અહમદાબાદની જુમા મસ્જીદનું તથા સરખેજના રોજાનું કોતરકામ ખાસ જોવા જેવું છે.

**ખાનદેશ**—ખાનદેશમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપનાર ફિરોઝ તઘલખનો અમલદાર મલિક રાજા ફરૂખી હતો. અકબરના વખત સુધી ખાનદેશમાં ફરૂખી વંશની સત્તા રહી.

**બહમની સુલતાનો**—મહમ્મદ તઘલખના બંડખોર સરદારોએ દૌલતાબાદ મુકામે મખ નામના માણસને પોતાનો સુલતાન બનાવ્યો; પણ

તેણે મુખ્ય સત્તા પોતાના માનીતા સિપાઈ હસન કંકુને આપી. હસન કંકુ ઇ. સ. ૧૩૪૭માં કલબુર્ગામાં સુલતાન થયો. હસન ઇરાનના શાહ બહમનનો વંશજ હતો, તેથી પોતાના વંશનું નામ બહમની વંશ રાખ્યું. તેણે કોંકણ, મહારાષ્ટ્ર, તેલંગણ ને બરાડના પ્રદેશો જિતી લીધા ને પોતાના અમીરોને જીતાએલા ભાગોમાં મોકલી વહીવટનો બંદોબસ્ત કર્યો. તેના પછીના સુલતાનો વિજયનગરના હિંદુ રાજાઓ સાથે રાયચુર દુઆબ માટે, ને ઓરિસ્સાના કબજા માટે ત્યાંના રાજાઓ સાથે હમેશાં લડતા. આ સુલતાનો ઇરાણીઓને ને તુર્કોને નોકરીમાં રાખતા ને હિંદુઓ તરફ ઘણું ખરાબ વર્તન રાખતા. કલબુર્ગાની સમૃદ્ધિની ખ્યાતિ આ વેળા આખા એશિઆમાં પ્રસરી. ત્રીજા મહમ્મદ સુલતાનના વખતમાં મહમુદ ગવાન નામનો ઉદાર, સાદો, વિદ્વાન્, પ્રામાણિક અને નિખાલસ વઝીર થઇ ગયો; દખ્ખણી અમીરોની ઇર્ષ્યાથી તેનું ખુન કરવામાં આવ્યું. આ વખતથી બહમની સલ્તનતની પડતી થવા લાગી. મહમુદ સુલતાન (ઇ. સ. ૧૪૨૮–૧૫૧૮)ના વખતમાં બિજાપુરમાં યુસુફખાંએ આદિલશાહી, અહમદનગરમાં મલિક અહમદે નિઝામશાહી, બુર્હાનપુરમાં ઇમાદ–ઉલ–મુલ્કે ઇમાદશાહી, ને ગોવળકોંડામાં કુત્બ–ઉલ–મુલ્કે કુત્બશાહી, વંશો સ્થાપ્યા; માત્ર બિદર આગળ મહમુદના વંશજોએ ઇ. સ. ૧૫૨૭ સુધી રાજ્ય કર્યું; ત્યાં પણ ઇ. સ. ૧૫૨૭માં અમીર બરીદે બરીદશાહી વંશ સ્થાપ્યો. આવી રીતે બહમની રાજ્યના પાંચ ભાગો થઈ ગયા. બરીદશાહીને બિજાપુરી સુલતાને ડૂબાડી; ઇમાદશાહી ઇ. સ. ૧૫૭૪ સૂધી ટકી; અહમદનગરના સુલતાને બરાડ પોતાના રાજ્યમાં જોડી દીધો એટલે બાકી રહ્યાં ત્રણઃ—(૧) બિજાપુર (૨) ગોવળકોંડા (૩) અહમદનગર.

**બિજાપુર**—બિજાપુરના પ્રથમ સુલતાન યુસફે શિયા ધર્મ દાખલ કર્યો. તે હિંદુઓને પ્રસન્ન રાખતો. તેની સ્ત્રી હિંદુ હતી. બિજાપુર મુકામે મરાઠી ભાષામાં રાજ્યનું દફતર રાખવામાં આવતું. આ વખતે ઘણાં મરાઠી કુટુંબો રાજ્યની નોકરીમાં રહી કારભાર માટે ને યુદ્ધ માટે તૈયાર થયાં. બિજાપુરના સુલતાનોએ કોંકણ, દક્ષિણ મહારાષ્ટ્ર ને ઠેઠ મ્હૈસુર સૂધી પોતાની સત્તા ફેલાવી. તેઓ સાહિત્ય ને કળાના ઉપાસકો હતા. બિજા-

પુરની મસ્જીદનો ઘુમ્મટ ઘેરાવામાં દુનિયામાં બીજે નંબરે આવે છે. ઔરંગઝેબે ને શિવાજીએ આ રાજ્યોનો અંત આણ્યો.

**ગોવળકોંડા**—ગોવળકોંડાના સુલતાનો શિયાપંથી હતા. ઇ. સ. ૧૫૮૯ માં હૈદરાબાદમાં રાજધાની ફેરવવામાં આવી. ઔરંગઝેબે તે રાજ્યનો નાશ કર્યો, ઇ. સ. ૧૬૮૭.

**અહમદનગર**—અહમદનગરના નિઝામશાહી સુલતાનો શાહજહાંના અમલ સૂધી ટક્યા.

**વિજયનગર**—વરંગુલના રાજા પ્રતાપરુદ્રની નોકરીમાં સંગમ નામના યાદવકુળના ક્ષત્રિયના પાંચ પુત્રો હતા. ઇ. સ. ૧૩૨૩ માં પ્રતાપરુદ્રને મુસલમાનોએ હરાવ્યો એટલે તેઓ હોયસાલ રાજાની નોકરીમાં રહેવા તુંગભદ્રા પાસે આનિગુંદી મુકામે આવ્યા. તે સ્થળ પણ મુસલમાનોના હાથમાં ગયું એટલે પાંચ ભાઈઓમાંથી મોટેરા બે, હરિહર ને બુક્ક, દિલ્હી ગયા. ત્યાંથી તેઓ દખ્ખણમાં પાછા આવ્યા અને મુસલમાન અમલદારોને કાઢી મૂકી આનિગુંદી પાસે નાનું રાજ્ય સ્થાપી સ્વતંત્ર કારભાર કરવા લાગ્યા. ઇ. સ. ૧૩૪૭માં તેમણે પ્રસિદ્ધ "વિદ્યારણ્યસ્વામી" પ્રધાન માધવની મદદથી તુંગભદ્રા નદી ઉપર વિજયનગરની સ્થાપના કરી. ક્રમે ક્રમે વિજયનગરના રાજાઓએ હોયસાળોના ને મદુરાના સુલતાનના પ્રદેશો ઉપર પોતાની સત્તા ફેલાવી અને થોડાંએક વર્ષોમાં તુંગભદ્રાથી તે ઠેઠ કન્યાકુમારી સૂધી પોતાનું રાજ્ય વધારી દીધું. વિજયનગરના રાજાઓ પાસે ચીન, ઇરાન, વગેરે દેશના પ્રતિનિધિઓ આવતા. ગોવાના ફિરંગીઓ સાથે તેમની પ્રજા સારો વેપાર ખેડતી. ઘણા યૂરોપીય મુસાફરોએ વિજયનગરનું સુંદર ચિત્ર આપ્યું છે. પ્રજા સુખી હતી. રાજાઓ મોટું લશ્કર રાખતા. બહમની સુલતાનો ને પછી બીજાપુર, અહમદનગર ને ગોવળકોંડાના સુલતાનો સાથે રાયચુર દુવાબ માટે તેઓ લડતા, બધા ધર્મો પ્રતિ સમાન ભાવ રાખતા, સંસ્કૃત, કાનડી, તેલુગુ ને તામિલ સાહિત્યને સારી રીતે પોષતા, તળાવો, નહેરો, વગેરે ખોદાવી ખેતીને સારૂં ઉત્તેજન આપતા, ને પોતે કવિતાઓ વગેરે પણ લખતા. હરિહર, બુક્કરાય, બીજો હરિહર, કૃષ્ણરાય ને રામરાય પ્રતાપી રાજાઓ થઈ ગયા. ઇ. સ. ૧૫૬૫ના જાનેવારિમાં તાલીકોટા પાસે રામ-

રાજા મુસલમાનો સાથે લડતાં માર્યો ગયો એટલે વિજયનગરના રાજ્યનો અંત આવ્યો; પણ રામરાજા પછી તેના ભાઈ તિરુમલ્લે નાસી જઈ પેનુગોંદામાં ગાદી સ્થાપી. વેંકટરાજ નામનો તેનો વંશજ ચંદ્રગિરિ ગયો. ચંદ્રગિરિના બીજા વેંકટરાય પાસેથી અંગ્રેજોએ મદ્રાસની જમીન ઇ. સ. ૧૬૩૯માં ખરીદી હતી. તેના શ્રીરંગ નામના રાજાને ગોવળકોંડાના સુલતાનના સરદાર મીરજુમ્લાએ કાઢી મૂક્યો એટલે એ રાજ્યનો અંત આવ્યો. મ્હૈસૂર ને ત્રાવણકોરના રાજાઓના વડીલો એકવાર વિજયનગરના નોકરો હતા ને તે મહારાજ્યના છેલ્લા રાજ્યકર્તાનો વંશજ અત્યારે નિઝામ સરકારનો જાગીરદાર છે. વેદના ટીકાકાર સાયણાચાર્ય "વિજયનગરના" રાજા બીજા હરિહરના પ્રધાન હતા અને તેમના ભાઈ વિદ્યારણ્યસ્વામી માધવાચાર્ય બુક્કરાયના વખતમાં પ્રધાન થઈ ગયા. ઈટલિથી ને ગોવાથી યૂરોપિઅનોએ તેમજ તીમૂરના પુત્ર શાહ રુખના વકીલ અબ્દુરોઝાકે, આ રાજ્યમાં પ્રવાસ કર્યો હતો. તેમનાં લખાણો ઉપરથી આપણને તે વખતની તામિલ, કાનડી ને મલબારી પ્રજાઓની સ્થિતિનું સારૂં જ્ઞાન મળી શકે છે. દરેક લખાણમાં વિજયનગરની સમૃદ્ધિનું ને વિલાસજન્ય દુર્ગુણોનું વર્ણન મળી આવે છે. આખા રાજ્યનો કારભાર મંડલેશ્વરો મારફત ચાલતો. આ મંડલેશ્વરો મુલ્કી ને લશ્કરી સત્તા ધરાવતા. રાજા પાસે અમાત્યમંડળ રહેતું પણ તેની સત્તા અનિયંત્રિત હતી. વિજયનગરના રાજાઓ ફિરંગીઓ પાસેથી દારુખાનું ને ઘોડાઓ ખરીદતા. દુર્ગાની પૂજામાં લોકો પશુવધ કરતા. મહાદેવ, વિષ્ણુ અને જૈન તીર્થંકરોની ઉપાસના મુખ્યત્વે પ્રચલિત હતી.*

---

**વિજયનગર અને ગુજરાત**—વિજયનગરના મહારાજાધિરાજ "પ્રતાપદેવ" બીજા દેવરાયના મરણ પછી તેનો પુત્ર મલ્લિકાર્જુન ગાદીએ આવ્યો. દેવરાયના દરબારનો કવિ, નામે ગંગાધર, દરબારમાં હાજર રહેતો નહોતો તેથી તેના સંબંધમાં મલ્લિકાર્જુને પડપૂછ કરી ત્યારે દરબારમાં બેઠેલા એક વૈતાલિકે ગંગાધરના ખબર આપ્યા કે "દેવરાય રાજાની કીર્તિને હિમાલય સુધી ફેલાવીને ગંગાધરે દ્વારકાની યાત્રા કરી ને પછી **અહમદાબાદ જઇ ગુજરાતના સુલતાનની સભાના પંડિતોને** જિત્યા. ત્યાં છ માસ રહી તે **પાવાગઢ ઉપર ચાંપાનેરમાં** આવ્યો ને પોતાની કવિતાથી ત્યાંના **રાજા ગંગાદાસને પ્રસન્ન** કર્યો, ગંગાદાસ રાજાએ ગંગાધરને પોતાનું નાટક

**મેવાડ**—મેવાડના રાજાઓમાં રાણો કુંભો ખાસ જાણીતો થઈ ગયો. તે સંગીત, સાહિત્ય અને કળાનો મોટો ઉપાસક હતો. તે પોતે આ વિષયો ઉપર કેટલુંક સાહિત્ય લખતો ગયો છે. મેવાડની ભવિષ્યની રજપુતોની સરદારી તેના વખતથી શરૂ થઈ, ૧૪૧૯–૧૪૬૯.

**આ વખતમાં વાઙ્‌મય ને કલાનો વિકાસ**—મુસલમાની રાજ્યોમાં હિંદુઓની રાજકીય પરિસ્થિતિ ખરાબ હતી, પણ હિંદુ કારીગરવર્ગ અને વેપારીવર્ગની રાજ્યકર્તાઓને જરૂર પડતી. ઘણા હિંદુઓ મુસલમાનો થઈ ગયા. ખાસ બંગાળા ને પંજાબમાં મુસલમાનોની સંખ્યા વધી ગઈ. દખ્ખણનો પ્રદેશ ઘણો ધનાઢ્ય હતો ને ઉત્તર હિંદમાં પણ નાણું પુષ્કળ હતું. વેરાનો બોજો હિંદુઓ ઉપર પડતો. સુલતાનો મોટાં કારખાનાંઓ ચલાવતા ને ત્યાં પોતાને જોઈતો માલ તૈયાર કરાવતા. ખંભાત ભરૂચ, કાલિકટ, વગેરે બંદરો દેશાવર સાથે વેપાર ચલાવતાં. મુસલમાની, ચીની ને ખ્રિસ્તી મુસાફરો ગુજરાત, બંગાળા, મલબાર, વગેરે પ્રાંતોની આબાદીનું સારૂં વર્ણન કરી ગયા છે.

કળામાં પ્રથમ તો મુસલમાનોએ બગદાદ વગેરે શહેરોની ઇમારતોના નમુનાઓ પસંદ કરવા માંડ્યા, પણ પછી તેઓએ હિંદુ ને જૈન સ્થાપત્યની અદ્‌ભુત સુંદરતાને પોતાના સ્થાપત્યમાં દાખલ કરી અને એ વખતની કળામાં એ બે પદ્ધતિઓનું મિશ્રણ જોવામાં આવે છે. ઇમારતો બાંધનારા હિંદુ કારીગરો હતા એટલે સહજ આવા મિશ્રણને ઉત્તેજન મળતું.

મુસલમાનોમાં અમીર ખુશરૂએ હિંદીમાં કવિતા લખવી શરૂ કરી. મુસલમાની ઇતિહાસલેખકોમાં મિન્‌હજ–ઉસ–સિરાજ ને ઝિઆઉદ્દીન બરણી, એ ખાસ જાણીતા છે. ફિરોઝ તઘલખના વખતમાં મૌલાના ઇઝુ-

---

લખવા કહ્યું. ગંગાધરે તે કામ પણ સારી રીતે કર્યું. આ નાટકનું નામ "ગંગાદાસપ્રતાપવિલાસ" હતું અને મલ્લિકાર્જુનના દરબારના પ્રસિદ્ધ નટે ચાંપાનેર જઈ મહાકાલીના મહોત્સવ ઉપર ગંગાદાસ રાજા આગળ તે ભજવી બતાવ્યું હતું. તેમાં ગંગારામ રાજાએ અહમદાબાદના સુલતાનો સામે કરેલાં યુદ્ધોનું વર્ણન આપવામાં આવ્યું છે.

આયંગરના "Sources of the History of Vijayanagar" ઉપરથી.

દીન ખાલીદખાનીએ સંસ્કૃત સાહિત્યનો કેટલોક ભાગ ફારસીમાં ઉતાર્યો. હિંદુ ધર્મમાં પણ આ જમાનામાં જાણીતા ઉપદેશકો થઈ ગયા.

**વિશિષ્ટાદ્વૈતી રામાનુજાચાર્ય**—તેઓ ઇ. સ. ૧૦૧૭માં ભૂતપુરીમાં (ત્રિચિનાપલ્લી જિલ્લો) જન્મ્યા હતા ને કાંચીમાં તેમણે અભ્યાસ કર્યો હતો. તેઓ પ્રથમ અધિરાજેંદ્ર ચોલના રાજ્યમાં શ્રીરંગમ્ મુકામે રહેતા, પણ તે રાજા શૈવ હોવાથી આચાર્ય મ્હૈસુર ગયા. તેઓએ બ્રહ્મસૂત્રો ઉપર ભાષ્ય લખ્યું છે ને ભક્તિમાર્ગનો ઉપદેશ આપ્યો છે. રામાનંદાચાર્ય રામાનુજના શિષ્ય હતા ને તેઓ શંકરાચાર્યના કેવળાદ્વૈત વિરુદ્ધ હતા.

**ચૈતન્ય, ૧૪૮૬–૧૫૨૭**—બંગાળામાં ન્યાયનો ખાસ અભ્યાસ કરવામાં આવતો. ત્યાં બૌદ્ધ ધર્મના લોપ પછી ભક્તિમાર્ગનું બળ વધવા લાગ્યું. જયદેવે "ગીતગોવિંદ" ૧૨મા સૈકામાં લખ્યું. એજ ભક્તિમાર્ગના મુખ્ય ઉપદેશક ગૌરાંગ પ્રભુ અથવા ચૈતન્ય પંદરમા સૈકામાં બંગાળામાં થઈ ગયા. મિથિલાના વિદ્વાનો ઉપાસકો ન્યાય ને સ્મૃતિ ઉપર ઘણા ગ્રંથો લખી ગયા છે.

**મધ્વાચાર્ય**—ઇ. સ. ૧૧૯૯માં કર્ણાટકમાં કલ્યાણપુર ગામમાં મધ્વાચાર્યનો જન્મ થયો હતો. તેઓ પણ ભક્તિમાર્ગના ઉપદેશક થઈ ગયા. તેઓ દ્વૈતવાદી હતા, કારણકે જગતને તેઓ મિથ્યા માનતા નહોતા.

**શુદ્ધાદ્વૈતી વલ્લભાચાર્ય**—ઈ. સ. ૧૪૭૯માં ચંપકારણ્યમાં શ્રીમદ્ વલ્લભાચાર્ય જન્મ્યા હતા. તેઓ મૂળ તેલંગી બ્રાહ્મણ હતા. શ્રીકૃષ્ણની ભક્તિ કરવાથી જીવ મુક્તિપદ પામે છે એમ તેઓ ઉપદેશ કરી ગયા છે. ભગવાનની કૃપાથી સર્વસિદ્ધિ થાય છે એમ તેઓ ઉપદેશ આપતા તેથી તેમના પંથને પુષ્ટિમાર્ગ કહે છે. ગુજરાતના ને મારવાડના વૈષ્ણવો તેમના અનુયાયીઓ છે. વિજયનગરના રાજા કૃષ્ણદેવના દરબારમાં તેમણે શૈવોને હરાવ્યા હતા.

**કબીર, ઇ. સ. ૧૩૮૦–૧૪૨૦**—કબીર રામાનંદના શિષ્ય હતા. તેઓએ જ્ઞાતિભેદ ને મૂર્તિપૂજા વિરુદ્ધ ઉપદેશ કર્યો ને હિંદુઓ ને મુસલમાનોને માટે એક થવા શિક્ષાવચનો લખ્યાં. શુદ્ધ ચારિત્ર રાખવાથીજ

મોક્ષ મળે છે તે તેમનો મુખ્ય ઉપદેશ હતો. આડંબર, દંભ, વગેરે ઉપર તેમણે સચોટ સાખીઓ લખી છે. હિંદી સાહિત્યના ઇતિહાસમાં ને મધ્યમ વર્ગમા લોકોમાં ધર્મભાવના પ્રકટ કરનારાઓમાં તેઓ પ્રથમ સ્થાન લેછે. સિખ પંથના સ્થાપક ગુરુ નાનક કબીરપંથી હતા.

**જૈનો**—ગુજરાત, કર્ણાટક તથા તેલંગણ ને તામિલદેશમાં શ્વેતાંબરી તથા દિગંબરી જૈનોએ સંસ્કૃતમાં ને તે દેશોની ભાષાઓમાં કાવ્યો, ટીકાઓ, રાસાઓ, વ્યાકરણો ને ફિલસુફી ઉપર મોટા મોટા ગ્રંથો આ વખતે લખ્યા.

**નામદેવ, નરસિંહ મ્હેતો, મીરાંબાઈ**—આ વખતમાં મરાઠી ને ગુજરાતી સાહિત્યમાં નામદેવ, નરસિંહ મ્હેતા અને મીરાંબાઈ, એ નામ ખાસ નોંધવા લાયક છે.

**માધવાચાર્ય વિદ્યારણ્ય**—આ પંડિત વિષે ઉપર કહી જવામાં આવ્યું છે. માધવાચાર્યે " સર્વદર્શનસંગ્રહ " અને "શંકરદિગ્વિજય " ખાસ લખ્યાં છે. સંન્યાસ લીધા પછી તેમણે " વિદ્યારણ્યસ્વામી " નામ ધારણ કર્યું ને " પંચદશી " નામે મ્હોટો સંસ્કૃત ગ્રંથ રચ્યો.

**નાનકશાહ**—પંજાબમાં લાહોર પાસે તલવંદી અથવા નાનકાના મુકામે એક ખત્રીના કુટુંબમાં સિખ ગુરુ બાબા નાનક અથવા નાનકશાહનો ઇ. સ. ૧૪૬૯ના ઉનાળામાં જન્મ થયો હતો. નાનકને નાનપણથીજ વૈરાગ્ય લાગ્યો હતો. તેના કાકા, ને સુલતાન દૌલત લોદીના મોદી, જયરામે નાનકને સુધારવા ઘણી મહેનત કરી પણ તેમાં તે જરાય ફાવ્યો નહિ. શેખ ફરીદ નામના ઓલિયા સાથે નાનકશા રહેવા લાગ્યો અને નવા પંથનો ઉપદેશ કરવા માંડયો. ઇ. સ. ૧૫૩૭માં તેનું મરણ થયું.

**નાનક પછીના સિખ ગુરુઓ—૧૫૩૮–૧૬૯૫**—નાનક પછી જે સિખ ગુરુઓ થયા તેમાં રામદાસ ગુરુએ અમૃતસર વસાવ્યું, ગુરુ અર્જુને સિખોનો "આદિગ્રંથ" પંજાબની ગુરુમુખી ભાષામાં તૈયાર કર્યો, સિખો ઉપર આવકના દસમા ભાગ જેટલો આયપતવેરો નાંખ્યો અને

તેમની સત્તા વધારી. ખુશરૂના બંડ વખતે તેણે શાહઝાદાનો પક્ષ લીધો હતો તેથી પાદશાહ જહાંગીરે તેને શિક્ષા કરી હતી, ગુરુ ગોવિંદે શાહજહાંના વખતમાં બંડ કર્યું ને તેના પૌત્ર ગુરુ હરરાયે દારાનો પક્ષ લીધો તેથી ગુરુ તેજબહાદુરને ઔરંગઝેબે ધાતકીપણે મારી નંખાવ્યો.

**ગુરુઓ, ગોવિંદસિંહ ઇ. સ. ૧૬૭૫–૧૭૦૮ ને બંદા, ૧૭૦૮–૧૭૧૬.** તેજબહાદુર પછી ગોવિંદસિંહ સિખ ગુરુ થયો. તેણે સિખોને સિપાઇગીરી શીખવી, મોગલ પાદશાહો સામે થવા ઉશ્કેર્યા, "ખાલસા"ની સંસ્થાને ઉભી કરી, પોતાના અનુયાયીઓને તંબાકુ, ભાંગ, ને દારૂનો, ઉપયોગ કરતા અટકાવ્યા, કિરપાણ, કેશ, વગેરે રાખવાનો ચાલ પાડ્યો, અને એવી રીતે સિખોને લડાયક બનાવ્યા. ગોવિંદ પછી બંદા ગુરુ થયો. તેના વખતમાં સિખો મોગલો સામે બહાદુરીથી લડ્યા. બંદાને ઇ. સ. ૧૭૧૬માં ક્રૂર રીતે મારી નાંખવામાં આવ્યો.

**સિખ ધર્મ**—સિખો મુસલમાનો વિરુદ્ધ હતા. તેમના ધર્મમાં મુખ્યત્વે હિંદુ ધર્મની માન્યતાઓ છે. તેઓ ઈશ્વર ને જગત્ એક છે એમ મુખ્યત્વે માને છે. નાનકના ઉપદેશમાં યાત્રા, યોગ, ગુરુ ઉપર શ્રદ્ધા. મહાત્માઓની પૂજા, વગેરે આવી જાય છે. નાનક માંસાહાર વિરુદ્ધ હતો ને તે જ્ઞાતિમાં માનતો. સિખો ગૃહસ્થજીવનમાં સર્વસામાન્ય અડગ શ્રદ્ધા રાખે છે ને ગુરુ ઉપર વિશ્વાસ રાખવાથી મોક્ષ મળે છે એમ માને છે, નાનક ને તેના પછીના ગુરુઓના પંથમાં ઘણા ખત્રીઓ, જાટો ને વૈશ્યો ભળ્યા. અત્યારના સિખો માંસ ખાય છે, દાઢી રાખે છે ને "સિંહ" નામ, નામ પાછળ રાખે છે.

**મિસલ, ખાલસા ને દલખાલસા**—સિખ લોકોની સર્વસામાન્ય સંસ્થાને "ખાલસા" નામ આપવામાં આવતું. "ખાલસા"માં દરેક સિખ "મિસલ"નું પ્રતિનિધિત્વ હતું. આવી કુલ બાર "મિસલો" હતી. દરેક "મિસલ" પોતાના અંગત વિષયોમાં સ્વતંત્રપણે વર્તતી. દરેક સિખ "મિસલ" માં જઈ શકતો. લડાઈમાં મળતી લુટ બધા સરખે હિસ્સે વ્હેંચી લેતા. સામાન્ય હિત માટે "ખાલસા" મારફત કામ લેવાતું. "ખાલસા"ના મુખ્ય પુરુષ તરીકે સરદારો સૌથી બાહોશ સિખને નીમતા. અમૃતસર

શહેર "ખાલસા"ની રાજધાની હતું. વિચારો કરવા માટે વર્ષે બેવાર એક સામાન્ય સભા બોલાવવામાં આવતી. "ખાલસા"નું ખર્ચ બધા સિખો પાસેથી ઉઘરાણામાંથી નભતું. લશ્કરને "ખાલસા દળ" અથવા "બુઢા દળ" કહેવામાં આવતું. આ લશ્કરમાં શૂરવીરપણા ને ધર્મના ઝનુન માટે અકાલી સિખો પંકાતા.

# વિભાગ પાંચમો

# મોગલાઈ

## પ્રકરણ ૧લું. સામાન્ય વિચારો.

**મોગલાઈ**—અફઘાન કે પઠાણ સુલતાનો જે ન કરી શક્યા તે મોગલ પાદશાહો કરી શક્યા. તેમણે આખા દેશને એકચક્રી રાજ્ય આપ્યું. તેમની રાજ્યવ્યવસ્થા રજવાડાંઓએ દાખલ કરી. તેમણે કળા સ્થાપત્ય, સંગીત, સાહિત્ય, વગેરેને ઉત્તેજન આપ્યું, રજવાડાંઓ સાથેના વ્યવહારમાં ધોરણ ને નિયમો ઘડ્યાં; જમાબંધી, અદાલતો, લશ્કર, સરદારી, વગેરે સંસ્થાઓને જુદોજ ઓપ આપ્યો; ઔરંગઝેબ સિવાય બધાએ હિંદુઓને રાજ્યકારભારમાં સાથે રાખ્યા. ધર્મના વિષયમાં તેમને સતાવ્યા નહિ, અને એકચક્રી મહારાજ્યની શુભ ભાવના હિંદી પ્રજાઓનાં મનમાં ઉત્પન્ન કરી. મોગલાઈના વખતમાં યૂરોપિઅન પ્રજાઓ હિંદમાં વેપાર કરવા આવી અને હિંદ ને બીજા દેશો સાથેનો રાજકીય સંબંધ ને વેપાર વધ્યા. મોગલાઈની ભભક હજુ પણ લોકોના મનમાં તાજીજ છે.

તુર્ક લોકોને મોગલ લોકો તાતાર જાતિના હતા ને પહેલાં મધ્ય એશિઆમાં રહેતા. ચિંગિઝખાંની સરદારી નીચે મોગલોએ બોખારા, ખીવા, ઈરાન ને અફઘાનીસ્તાન સર કર્યાં અને તીમૂરની સરદારી નીચે તુર્ક લોકોએ એશિઆ ને યૂરોપના મોટા મોટા પ્રદેશોને વેરાન કરી નાંખ્યા. મોગલો ને તુર્કો પરસ્પર લગ્ન કરતા. મોગલોને હિંદુસ્તાનના લોકો પ્રથમ તો ચુગ્તાઈ કે જગતાઈ તુર્કો કહેતા, પણ ધીમે ધીમે પહેલું નામ વધારે જાણીતું થતું ગયું. અત્યારે તો બાબર અને તેના

વંશજોના અમલને આપણે મોગલાઈના નામથી ઓળખીએ છીએ. આ પુસ્તકમાં પણ તેમનો ઇતિહાસ મોગલાઈના ઇતિહાસ તરીકે વર્ણવ્યો છે.

**સાર**—મોગલ પાદશાહોએ હિંદુસ્તાનમાં એકચક્રી રાજ્ય સ્થાપી રાજ્યવહિવટ, લશ્કર, ચલણ, વગેરેમાં દેશમાં એકજ ધોરણ ચાલુ કર્યું.

મોગલો મધ્ય એશિઆના મૂળ વતની હતા. ત્યાંથી તેઓ એશિઆ ને યૂરોપ ઉપર ફરી વળ્યા.

**પ્રશ્નો**—(૧) હિંદની સંસ્કૃતિ ઉપર મોગલાઈની અસરોનું વર્ણન આપો. (૨) મોગલો કોણ હતા ?

## પ્રકરણ ૨જું

### મોગલાઈની સ્થાપના વખતનું હિંદુસ્તાન, ઇ. સ. ૧૫૨૬.

પહેલાં આપણે આ વખતની રાજકીય સ્થિતિનો વિચાર કરીશું. બંગાળામાં નસરતશાહ રાજ્ય કરતો હતો. બિહાર, અયોધ્યા ને અલ્લાહાબાદના પ્રાંતોમાં દિલ્હીના સુલતાનનો અમલ માત્ર નામનોજ હતો; પઠાણો અહીં મોટી મોટી જાગીરોના ધણી થઈ પડ્યા હતા. દિલ્હીમાં સુલતાન ઇબ્રાહીમખાં અમલ કરતો હતો પણ તે લોભી અને ક્રૂર હતો. દિલ્હીની આસપાસના બધા જાગીરદારો લગભગ સ્વતંત્ર થઈ ગયા હતા. લાહોર ને સરહિંદ ઉપર દૌલતખાં લોદી સુલતાનને નામે અમલદારી કરતો હતો. કાશ્મીરમાં મુસલમાની રાજ્ય હતું. સિંધનો ઉત્તર ભાગ કંદહારના હાકેમે જિતી લીધો હતો; દક્ષિણ સિંધમાં નાના રાજાઓ રાજ્ય કરતા હતા. કંદહારના હાકેમે મુલતાન પણ વશ કર્યું હતું. ગુજરાતમાં બહાદુરશાહ સુલતાન રાજ્ય કરતો હતો. કાઠિઆવાડ, ગુજરાત, માળવા, રજપુતસ્તાન, ખાનદેશ અને દક્ષિણે થાણા સૂધી તેની હાક બોલાતી. ગુજરાતીઓ પશ્ચિમ કિનારા ઉપર ફિરંગીઓ સાથે લડી પોતાના પ્રાંતનો વેપાર પરદેશીઓને હાથ પડતો અટકાવતા. માળવામાં માંડુ મુકામે ખિલજી વંશનો સુલતાન મહમુદ રાજ્ય કરતો હતો. તેના રાજ્યમાં ચંદેરીના રાજા મેદિનીરાય વગેરે રજપુતો મોટી વગ ધરાવતા હતા. ખાનદેશમાં ફરૂખી વંશનો સુલતાન મીરાં મહમુદ રાજ્ય કરતો હતો. ઉત્તર હિંદમાં રજપુતો આ વેળા બહુજ પ્રસિદ્ધિમાં આવ્યા. પંદરમા સૈકામાં કુંભા રાણાએ

ચિતોડની સત્તા ઘણીજ વધારી હતી; અત્યારે તે સત્તા રાણા સંગ્રામસિંહના હાથમાં હતી. આખા રજપુતસ્તાનના રાજાઓ તેના ખંડિયા હતા. આ રજપુત રાજ્ય ઉત્તરના ને દક્ષિણના મુસલમાનો વિરુદ્ધ આર્ય સંસ્કૃતિનું રક્ષણ કરી રહ્યું હતું. તે ન હોત તો ગુજરાતનું મુસલમાની રાજ્ય ઘણું જોરાવર થઈ પડત અને રજપુતો બંને સત્તાઓ વચ્ચે ભીડાઈ કચરાઈ ગયા હોત. દક્ષિણમાં ગવીલગઢના રાજ્યને અહમદનગરના સુલતાને ખાલસા કર્યું હતું ગોવળકોંડામાં કુત્બશાહી, બિજાપુરમાં આદિલશાહી અને બિદરમાં બરીદશાહી ચાલતી હતી. આ બહમની સુલતાનોની આણ કોંકણ, મહારાષ્ટ્ર, હૈદરાબાદ, વગેરે ઉપર ફરતી. તુંગભદ્રા નદીની દક્ષિણે વિજયનગરનો હિંદુ રાજા દક્ષિણ હિંદના બાકીના દેશો ઉપર અમલ કરતો હતો. જેવી રીતે ઉત્તર હિંદમાં રજપુતો આર્ય સંસ્કૃતિનું રક્ષણ કરી રહ્યા હતા તેવીજ રીતે વિજયનગરના રાજવંશીઓ દક્ષિણના શિયાપંથીઓથી આર્ય સંસ્કૃતિનું રક્ષણ કરી રહ્યા હતા. દક્ષિણના પ્રદેશો એ વખત ધનાઢ્ય અને ગીચ વસ્તીવાળા હતા. ફિરંગીઓ પશ્ચિમ કિનારા ઉપર આવીને વેપાર કરતા હતા. ખંભાત, ગોઘા, ભરૂચ, ચૌલ, હુગલી, કાલિકટ, માંગલોર, વગેરે મોટાં મોટાં બંદરો હતાં. વેપાર રોજગાર ને ખેતી સારાં હતાં. વેપારમાં આપણો સમાજ તે વખતે દુનિયાના બીજા સમાજો કરતાં આગળ પડતો હતો; પણ યુદ્ધકળામાં આપણે પછાત હતા તેથી મોગલો ફાવી ગયા.

**સાર**—ઇ. સ. ૧૫૨૬માં જ્યારે બાબર હિંદમાં દાખલ થયો ત્યારે દેશની રાજકીય પરિસ્થિતિ નીચે પ્રમાણે હતી—સુલતાન ઇબ્રાહીમખાં લોદી દિલ્હી, આગ્રા, અયોધ્યા, બિહાર ને પંજાબમાં.

સ્વતંત્ર રાજ્યોઃ—મુસલમાની—(૧) સિંધ (૨) કાશ્મીર (૩) બંગાળા (૪) ગુજરાત (૫) ખાનદેશ (૬) માળવા (૭) અહમદનગર (૮) બિજાપુર (૯) ગોવળકોંડા. હિંદુઃ—ચિતોડ વગેરે રજપુતસ્તાનનાં રાજ્યો ને વિજયનગર; આ રાજ્યો મુસલમાની રાજ્યોની સત્તાની આડે આવતાં.

**પ્રશ્નોઃ**—૧૫૨૬માં હિંદની રાજકીય પરિસ્થિતિ કેવી હતી? (૨) વિજયનગરના ને રજપુતસ્તાનના હિંદુઓ મુસલમાનો પ્રત્યે કેવી રીતે વર્તતા?

# પ્રકરણ ૩જું
# મોગલાઇની સ્થાપના અથવા બાબર પાદશાહ, ઇ. સ. ૧૫૨૬–૧૫૩૦.

**પૂર્વ ચરિત**—બાબર બાપના પક્ષે તીમૂરથી છઠ્ઠી પેઢીએ અને માના પક્ષથી ચિંગિઝખાંથી ચૌદમી પેઢીએ થઈ ગયો. તેનો જન્મ ઇ. સ. ૧૪૮૩મા થયો હતો. બાબરના બાપને ભાગ ફરઘાનાનું પરગણું આવ્યું હતું ને કાબુલ, બદક્ષાન, ને સમરકંદ તેના બીજા કુટુંબીઓને ભાગે આવ્યાં હતાં. બાબરની ૧૪ વર્ષની ઉમરે તેનો બાપ મરી ગયો ત્યારે ઘણી મુશ્કેલીથી તેને ફરઘાનાની ગાદી મળી. તેના જીવનનો ઇતિહાસ ચાર વિભાગોમાં આપી શકાય.



બાબર

**(૧)** બાબરનો હેતુ પોતાના વડવા તીમૂરની રાજધાની સમરકંદને સર કરવાનો હતો. ઇ. સ. ૧૪૯૭માં તે શહેર તેણે તેના કાકાના પુત્ર પાસેથી લઈ લીધું; પણ બાબર ફરઘાના પાછો ગયો એટલે શત્રુઓએ સમરકંદ પાછું સર કર્યું. તે શહેર ફરી એક વાર બાબરના હાથમાં આવ્યું પણ ઉઝબેગ સરદાર શૈબાનીખાંએ બાબરને સમરકંદમાંથી ને ફરઘાનામાંથી પણ કાઢી મૂક્યો.

**(૨)** એ વર્ષ સુધી બાબરે રખડ્યાં કર્યું; છેવટે ઇ. સ. ૧૫૦૪માં તે કાબુલ આવ્યો. તેના પિત્રાઈને એક સરદારે ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો હતો. તે સરદારને બાબરે નસાડી મૂક્યો ને પોતે કાબુલની ગાદી ઉપર

બેઠો. ઇ. સ. ૧૫૧૦માં ઇરાનના શાહે શૈબાનીખાંને જિતી લીધો એટલે બાબરે સમરકંદ પણ સર કર્યું.

**(૩) બાબર ને હિંદ, ઇ. સ. ૧૫૧૯–૧૫૨૬**—હવે બાબરનું મન હિંદ તરફ ગયું. તેના વડવા તીમૂરે દિલ્હીની સલ્તનતને એક વાર ડગાવી દીધી હતી, તે તે ભૂલી ગયો નહોતો. કાબુલમાં તેણે પાદશાહનું બિરૂદ ધારણ કર્યું ને ઇ. સ. ૧૫૧૯માં જિલમ ને ચિનાબ નદી વચ્ચેનો તમામ મુલક સર કર્યો. પણ તે કાબુલ ગયો કે તુરતજ તેના સુબાને લાહોરના અમલદાર દૌલતખાં લોદીએ કાઢી મૂક્યો; એ કારણથી બાબર બીજી વાર હિંદ ઉપર ચડી આવ્યો, ને ઠેઠ લાહોર ને મુલતાન સૂધી જઈ પહોંચ્યો. ઇ. સ. ૧૫૨૦માં તે ઠેઠ સિયાલકોટ સૂધી આવી ગયો. આ તેની ત્રીજી સવારી હતી. દરમ્યાન ઇબ્રાહીમખાં લોદીએ પોતાના ભાઈનું ખુન કર્યું હતું; તે સુલતાન ઉમરાવોની અદેખાઈ કરતો હતો ને તેમના હક્કો પાછા ખેંચી લેવા માંગતો હતો. સુલતાનના કાકાએ ને દૌલતખાં લોદીએ પણ બાબરની મદદ માગી. તેથી બાબરે ચોથી વાર ઇ. સ. ૧૫૨૦માં હિંદ ઉપર ચડાઈ કરી ને લાહોર કબજે કર્યું; પણ દૌલતખાં લોદીએ દગો દીધો તેથી તે આગળ ન વધતાં કાબુલ પાછો ગયો.

**પાણીપતનું યુદ્ધ**—હવે બાબરે ઇ. સ. ૧૫૨૬માં હિંદ ઉપર પાંચમી ચડાઈ કરી. દૌલતખાં હારી ગયો. ઇબ્રાહીમખાં લોદી ને બાબર પાણીપત આગળ ઇ. સ. ૧૫૨૬ના એપ્રિલની ૨૧મી તારીખે સામસામા થયા. ઇબ્રાહીમખાં પાસે લગભગ એક લાખનું લશ્કર હતું પણ તે ૧૫૦૦૦ માણસો સહિત માર્યો ગયો; બાબર હિંદનો પાદશાહ થયો. શાહઝાદા હુમાયુએ દિલ્હી ને આગ્રા કબજે કર્યાં.

**(૪) હિંદની પાદશાહી. અફ્ઘાન પરાજય**--હારેલા અફ્ઘાનોએ નવો સુલતાન ઉભો કર્યો પણ હુમાયુંએ તેમને હરાવ્યા. કનોજ, જવનપુર, અયોધ્યા, વગેરે સર કર્યાં ને ગ્વાલિયરનો કિલ્લો પણ હિંદુ રાજા પાસેથી લઈ લીધો.

**સંગ્રામસિંહ ને કાનવાનું યુદ્ધ**—રાણા સંગ્રામસિંહે રણથંભોર,

વગેરે કિલ્લાઓ છોડી દેવાનો બાબરને સંદેશ કહેવરાવ્યો, તેણે કેટલાક ઝમીનદારોને પોતાના પક્ષમાં લીધા ને પાસેના એક મોગલ થાણા ઉપર હુમલો કર્યો તેથી બાબર તેની સામે આવ્યો. ઇ. સ. ૧૫૨૭ના માર્ચની ૧૬ મીએ બંને સૈન્યો ફત્તેહપુર સિક્રિથી પશ્ચિમે ૨૩ માઇલ દૂર કાનવાના રણક્ષેત્ર આગળ સામાં થયાં. મોગલો રજપુતો સાથે લડતાં થાકી ગયા. બાબરને હારનો ડર લાગ્યો. તેણે દારૂ પીવાની બંધી કરી ને ધર્મમાં અડગ શ્રદ્ધા રાખી પોતાના લશ્કરને રજપુતો ઉપર તુટી પડવા હુકમ કર્યો. શૂરા રજપુતો કેસરી માફક લડયા. બાબરના તોપખાના આગળ તેમનું શૌર્ય ઝાઝો વખત નભ્યું નહિ. યુદ્ધકળા તેઓ જાણતા નહોતા, તેથી રજપુત સૈન્ય હારી ગયું,* રાણો સંગ્રામસિંહ નાસી ગયો. તેની સરદારી નીચે સાત મહારાજાઓ, નવ રાવો, ને ૧૦૪ રાજાઓ તથા ૮૦,૦૦૦ ઘોડેસવારો હતા. સંગ્રામસિંહે એક આંખ પોતાના ભાઈ સાથે લડતાં ખોઈ હતી; એક હાથ લોદી સુલતાન સાથે લડતાં ખોયો હતો; તેનો એક પગ તોપનો ગોળો લાગતાં ઉડી ગયો હતો ને ભાલાના ને તરવા-વારના કુલ ૮૦ જખમો તેના શરીર ઉપર જોવામાં આવતા. તેના મરણ પછી તેની રાણી પદ્માવતીએ ને પુત્ર વિક્રમાજિતે બાબરની સાથે સુલેહ કરી અને રણથંભોરનો કિલ્લો મોગલોને સ્વાધીન કર્યો.

બીજે વર્ષે બાબરે માળવામાં ચંદેરીનો ગઢ રજપુતો પાસેથી કબજે કર્યો.

**અફઘાન પરાજય, ઇ. સ. ૧૫૨૯**—દરમ્યાન બિહાર પ્રાંતના અફઘાનો સામા થયા પણ બાબરે તેમની સામે લશ્કર મોકલ્યું એટલે તેઓ અંદર અંદર લડી પડયા ને વીખરાઈ ગયા. બિહાર પ્રાંત હવે મોગલોના હાથમાં આવ્યો.

**ઘોઘરા નદીની લડાઇ, ૧૫૨૯**—અફઘાનોના સુલતાન મહમુદે હવે પોતાના સગા બંગાળાના સુલતાનની મદદ માંગી પણ હુમાયુંએ

---

*રજપુત લોકોનો ઇતિહાસકાર કર્નલ ટૉડ ને સંગ્રામસિંહનું જીવન-ચરિત લખનાર હરવિલાસ શારદા એમ કહે છે કે રજપુત સૈન્ય રાયસીના કુંવર શીલાદિત્યના દગાથી હારી ગયું.

બંનેનાં લશ્કરોને ગંગા અને ઘોઘરા નદીના સંગમ પાસે હરાવ્યાં તેથી અફઘાનો હવે વીખરાઈ ગયા અને બાબર તેમનાથી નિર્ભય બન્યો.

**બાબરનું મૃત્યુ**—હુમાયું બદક્ષાન ગયો હતો ત્યાંથી પાછો આવ્યો ત્યારે તેને સખ્ત તાવ આવ્યો. બાબર ગભરાયો. તેણે હુમાયુંના પલંગ આસપાસ ત્રણ વાર પ્રદક્ષિણા લીધી અને હુમાયુંનો રોગ પોતાના દેહમાં પ્રવેશ કરે એવી પ્રાર્થના કરી. આ એક વ્હેમ હતો પણ ત્યાર પછી ધીમે ધીમે બાબરનું શરીર લેવાતું ગયું ને તે ૧૫૩૦ના ડિસેંબરમાં મરી ગયો. જો તે જીવ્યો હોત તો તેનો વિચાર માળવા અને બંગાળા ને બદક્ષાનના દેશોને હાથ લેવાનો હતો. બાબરના શબને કાબુલમાં દાટવામાં આવ્યું છે.

**બાબરના ગુણદોષ**—બાબરના શરીરની કાંતિ સુંદર હતી; તે સ્વભાવે મીલનસાર હતો; તેનામાં પરિશ્રમ વેઠવાની શક્તિ અગાધ હતી. કસરત ઉપર તેને ઘણી પ્રીતિ હતી. એક દિવસમાં ૪૦ ગાઉની મજલ ઘોડા ઉપર બેસી તે કરી શકતો; તેનું શરીર એટલું તો કસાએલું હતું કે ગઢના એક બુરજ ઉપરથી બીજા બુરજ ઉપર દરેક બગલમાં અક્કેક માણસ રાખીને તે આખી દીવાલ ઉપર ફરી શકતો. તુર્કી, અરબી, ફારસી ને હિંદુસ્તાની ભાષા તે સારી રીતે જાણતો. તુર્કી ભાષામાં તેની કવિતાઓ ઘણી વખણાય છે. તે ભાષામાં તેણે ધર્મશાસ્ત્ર, પિંગળ, વગેરે વિષયો ઉપર પુસ્તકો પણ લખ્યાં છે. તેણે પોતાની આત્મકથા પણ તુર્કીમાં લખી છે. બાબર સંગીતનો વિલાસી હતો. તેનો સ્વભાવ સાહસિક ને રસિક હતો. તે જબરો તરનારો હતો. લડાઇમાં તેની સરદારી અજબ હતી. તેથીજ તેણે ઈબ્રાહીમખાંને ને સંગ્રામસિંહને હરાવ્યા. તે સ્વભાવે ઉદાર હતો. તે શત્રુઓ તરફ સદ્ભાવ બતાવી શકતો. પોતાના કુટુંબીઓ ઉપર તેને અથાગ મમતા હતી. અલબત, કેટલીક વાર તે ક્રૂર થઈ જતો; પણ તેના વખતમાં ક્રૂરતા તે સામાન્ય દોપ હતો. બાબર ચુસ્ત સુન્ની હતો પણ તેનામાં ધર્માંધતા નહોતી. ખુદાનો ને તેની શક્તિનો તેને પૂર્ણ ભરોસો હતો. તે સિવાય કુદરત તરફ બાબર મુગ્ધ બની જતો. ચાંદની, અરુણોદય, પ્રભાત, સંધ્યા, નદી, ખીણો, પર્વતો, ઝાડો, બગીચાઓ,

ફળ, ફૂલ, પક્ષીઓ, પશુઓ, વગેરેનો તે વીગતવાર અભ્યાસ કરતો, કુદરતી દેખાવોની તે સુંદર પરીક્ષા કરી શકતો. તે આનંદી હતો. તેની અભિલાષાઓ મોટી હતી; દારૂનો તેને ઘણો શોખ હતો. તેના હિંદમાં આવવાથી હિંદનો ને મધ્ય એશિઆનો સંબંધ તાજો થયો અને આપણા દેશમાં મોગલોએ શરબતો, અત્તરો, બરફ, નવાં ફળો, નવી તરેહના બગીચાઓ, વગેરે દાખલ કર્યાં. તે મોટો સરદાર હતો; પણ મોટો મુત્સદ્દી કે કારભારી નહોતો; હિંદુસ્તાનમાં તે ઝાઝું જીવી શકયો નહિ; નહિતર આ શક્તિ વધારે પ્રકાશમા આવી શકત. પણ તે હિંદમાં મોગલાઈ સ્થાપતો ગયો. તેના પુત્ર હુમાયુંએ નબળાઇથી રાજ્ય ખોયું; પણ પણ બાબરે દિલ્હીની ગાદી ઉપર સ્થાપેલો હક્ક તેના પૌત્ર અકબરે સિદ્ધ કર્યો અને ઉત્તર હિંદુસ્તાનમાં મહારાજ્યની સ્થાપના કરી.

**બાબરની આત્મકથા**—બાબરે પોતે પોતાનું જીવનચરિત તુર્કી ભાષામાં લખ્યું છે. તે ચરિત દુનિયામાં આત્મચરિત ઉપરનાં પુસ્તકોમાં સૌથી સુંદર ગણાય છે. તેમાં બાબરે જોએલા જુદા જુદા મુલકોનું ને તેમની પ્રજાઓનું આબેહુબ વર્ણન કરવામાં આવ્યું છે. તેની ભાષા ઘણી જ સરળ ને આકર્ષક છે. તેનાં પૃષ્ટોમાં લેખકનું પોતાનું જીવન, પારદર્શક કાચમાં જેમ જોનારનું પ્રતિબિંબ પડે તેમ, લખાએલું છે. બાબરને હિંદુસ્તાન ને તેના લોકો માટે સારો અભિપ્રાય ન હોય તે સ્વાભાવિક છે. વળી તેને આખા દેશનો પરિચય નહોતો; નહિતર. જહાંગીરની માફક તે પણ હિંદુસ્તાનમાં ફળફુલો વગેરેથી મોહ પામી તે વિષે સુંદર લખાણો કરી ગયો હોત. બધા પરદેશીઓની માફક બાબર પણ હિંદુસ્તાનની દોલતથી મુગ્ધ થઈ ગયો હતો. દુનિયાના ઘણા રાજવીઓ ને મુત્સદ્દીઓએ પોતાની "આત્મકથા" લખી છે પણ બાબરની "આત્મકથા" આવા તમામ સાહિત્યમાં પહેલે દરજ્જે આવે છે.

**સાર**—બાળ બાબર પોતાના બાપનો વારસો સાચવી શકયો નહિ પણ અફઘાનીસ્તાન, પંજાબ, અને દિલ્હી, આગ્રા ને અયોધ્યા જિતી હિંદમાં તેણે મોગલાઈ સ્થાપી. ઇ. સ. ૧૫૨૭માં તેણે સંગ્રામસિંહ રાણાને સિક્રિ આગળ હરાવ્યો. બીજે વર્ષે તેણે ચંદેરી લીધું ને પછી અફઘાનોને

અયોધ્યામાંથી કાઢી મૂક્યા. ઇ. સ. ૧૫૩૦માં તે મરી ગયો. તેનું ચારિત્ર ને તેની "આત્મકથા" ખાસ જાણવા યોગ્ય છે.

**પ્રશ્નો**—બાબરે હિંદમાં મોગલાઈ કેવી રીતે સ્થાપી? (૧) બાબરની મુશ્કેલીઓ વિષે શું જાણો છો? (૩) બાબરની યોગ્યતાનો ખ્યાલ આપો. (૪) બાબરની આત્મકથા વિષે જે જાણતા હો તે લખો.

---

**બાબરના હિંદુસ્તાન ઉપર કેટલાએક વિચારો**—હિંદનાં શહેરો અને ગામડાંઓ જરાપણ આકર્ષક નથી. બધાંની બાંધણી એકજ જાતની હોય છે. બાગો દીવાલ વગરના જોવામાં આવે છે. લગભગ તમામ જગ્યાઓ સપાટ જમીન ઉપરજ બંધાઈ છે. વર્ષાઋતુમાં દેશનાં નદીનાળાંના કાંઠાઓ તુટી જાય છે અને તેમની પેલે પાર જવું ઘણું મુશ્કેલ થઈ પડે છે. દેશમાં ઘણાં જંગલો છે અને જંગલોવાળાં પરગણાંના લોકો બંડખોર થાય છે અને મ્હેસુલ ભરતા નથી. નદીઓ ને તળાવો સિવાય નહેરો વાટે પાણી મળતું નથી તેથી ઘણીવાર પાણી માટે લોકોને મુશ્કેલી પડે છે. હિંદુસ્તાનમાં ગામો એકદમ વસે છે અને ભાંગી પડે છે. વર્ષોનાં જુનાં ગામડાંઓમાંથી લોકો એટલી ઝડપથી ભાગી જાય છે કે બે દિવસમાં તો ગામડાનું નામ નિશાન પણ રહેતું નથી.

લોકો કોઈ જગ્યાએ વસાવવાનું નક્કી કરે તો તે એકદમ તે જગ્યા વસાવી શકે છે × × × × હિંદમાં કાંઈ આકર્ષણ નથી. લોકો સુંદર નથી; તેઓ મીલનસાર નથી; અને તેમનામાં પ્રતિભા ને શકિત પણ ઘણાં ઓછાં છે. × × × આ દેશમાં સારા ઘોડાઓ મળતા નથી; સારી દ્રાક્ષ કે સારો મેવો મળતો નથી; અહીં બરફ, ઠંડું પાણી, તૈયાર રાંધેલો ખોરાક, ઊના પાણીનાં સ્નાનગૃહો, મદ્રેસાઓ કે મીણબત્તીઓ, એમાંનું કશું મળતું નથી. × × × હલકા લોકો લગભગ નાગા ફરે છે અને લંગોટીભર રહે છે. × × × હિંદની વર્ષાઋતુ ઘણીજ સુંદર છે. તે મ્હોટો દેશ છે ને સોનારૂપાથી ભરપૂર છે. × × શિયાળામાં ને ઉનાળામાં પણ હવા સારી રહે છે. × × હિંદમાં અસંખ્ય કારીગરો જોવામાં આવે છે. દરેક કારીગરની જુદી નાત હોય છે. × × × મારી સલ્તનતનું કુલ મ્હેસુલ પર કરોડ ટકાનું છે. તેમાંથી આઠ કે નવ કરોડ જેટલું માંડલિક રાજાઓ ભરે છે.

("બાબરનામા"નો મિસિસ બેવરિજે અસલ તુર્કીમાંથી અંગ્રેજી અનુવાદ કર્યો છે તે ઉપરથી, ત્રીજું પુસ્તક, પાનાં ૪૮૦–૫૨૨નો સાર).

# પ્રકરણ ૪થું

## મોગલોની હાર અથવા હુમાયું, ઇ. સ. ૧૫૩૦–૧૫૪૦.

**ભાઈઓનો ભાગ**—બાબરને હુમાયું, કામરાન, અસ્કરી અને હિંદાલ, એ ચાર પુત્રો હતા. તેમાંથી તેની ઇચ્છા મુજબ હુમાયું આગ્રા મુકામે પાદશાહ થયો. બાબરે હુમાયુંને મરણ સમયે એવી આજ્ઞા કરી હતી કે તેણે પોતાના ભાઈઓ સાથે સદ્‌ભાવથી વર્તવું. એ આજ્ઞા પ્રમાણે હુમાયુંએ કામરાનને કાબુલ ને કંદહારના પ્રાંતો, હિંદાલને મેવાતનો ભાગ, અને મિરઝા અસ્કરીને સંબલનો ભાગ, કાઢી આપ્યા. ભાઈઓમાં કુસંપ હતો ને કામરાને પંજાબનો કબજો



હુમાયું.

જબરદસ્તીથી લીધો તેથી હુમાયુંનું જોર ઘણુંજ ઓછું થઈ ગયું. મોગલોના સૈન્યની ભરતી હજુ કાબુલ, કંદહાર, વગેરે પ્રાંતોમાંથી થતી. તે બધા દેશો હવે કામરાનના ભાગમાં ગયા એટલે હુમાયુંને વધુ નુકસાન થયું.

**હુમાયું અને ગુજરાતી સુલતાન બહાદુરશાહ, ૧૫૩૪–૧૫૩૭**—મોગલોના શત્રુ અફઘાનો બહાદુરશાહને જવનપુરનો સુલતાન બનાવવા પેરવી કરતા હતા પણ બહાદુરશાહ ઇ. સ. ૧૫૨૬માં *ગુજ-

---

* ગુજરાતની તે વખતની જાહોજલાલીનું સુંદર ચિત્ર મિરાત ઇ—સિકંદરીનો લેખક મંઝુ ગુજરાતી આપતો ગયો છે. બહાદુરશાહ ને હુમાયું વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર પણ તેણે અસલ આપ્યો છે. સિકંદર સુલતાન વારંવાર કહેતો કે દિલ્હીની સલ્તનતનું મ્હેસુલ જુવાર ને બાજરીના ઉત્પન્ન-

રાતનો સુલતાન થયો એટલે તે પેરવી અટકી પડી. હવે તેણે માળવા સર કર્યું, ખાનદેશના સુલતાનને પોતાના રક્ષણ નીચે લીધો, ને હુમાયુંના રાજદ્રોહી બનેવી અને બીજા અફ્ઘાનોને આશ્રય આપ્યો ને ચિતોડને ઘેરો ઘાલ્યો. ચિતોડની વિધવા મહારાણી પદ્માવતીએ હુમાયુંને રાખડી મોકલી ભાઈ માન્યો અને બહાદુરશાહ વિરુદ્ધ મદદ માંગી. હુમાયુંએ ચિતોડના પડ્યા પછી ૧૫૩૫માં બહાદુરશાહને મંદુસર આગળ હરાવ્યો. માળવાની રાજધાની–માંડુ–મોગલોના હાથમાં આવી. હુમાયુંએ ચાંપાનેરનો ગઢ, ખંભાત, અમદાવાદ, વડોદરા, વગેરે કબજે કર્યાં. બહાદુરશાહ ખંભાત નાસી ગયો. તેણે ફિરંગીઓને વસઈ આપી તેમની મદદ લીધી. હુમાયુંએ ગુજરાતની સુબાગીરી ઉપર મિરઝા અસ્કરીને નીમ્યો પણ તેના કારભારથી ગુજરાતીઓ કંટાળી ગયા તેથી તેમણે મોગલોને પોતાના દેશમાંથી કાઢી મૂક્યા. બહાદુરશાહ ફરી સુલતાન થયો. માળવાના લોકોએ પણ મોગલોને કાઢી મૂક્યા. આવી રીતે આળસ. દુર્વ્યવસ્થા ને અંધીરાઈથી હુમાયુંએ ગુજરાત ને માળવાનાં રાજ્યો ખોયાં. તેજ વખતે એક બીજો ભયંકર દુશ્મન બિહારમાં ને બંગાળામાં ઉભો થયો. તેનું નામ ફરીદ કે શેરખાં હતું.

**શેરખાં. પૂર્વ ચરિત**—શેરખાંનું અસલ નામ ફરીદ હતું. તેનો દાદો તથા બાપ પંજાબમાં લોદી સુલતાનની નોકરી કરતા. સુલતાનોએ તેમને દિલ્હી પાસે જાગીર પણ આપી હતી. સિકંદર લોદીના વખતમાં શેરખાંના બાપની બદલી બિહારમાં કરવામાં આવી ને ત્યાં પણ કાશીથી થોડે છેટે સહસ્રામ નામના ગામની પાસે સારી જાગીર આપવામાં આવી. ફરીદની મા અણમાનીતી સ્ત્રી હતી તેથી તેને નાનપણમાં ઘણું દુઃખ વેઠવું પડ્યું; પણ ફરીદ ચાલાક હતો તેથી તેણે મોટા મોટા અમલદારોની પ્રીતિ મેળવી અને રાજકારભારનો સારો અનુભવ લેવા માંડ્યો. તેમની વગથી એક વાર તો તેણે પોતાના બાપની જાગીરનો કબજો પણ મેળવ્યો ને ખેડુતોને લાભો આપી, ખેતી સુધારી, જંગલો વગેરે કાપી,

---

માંથી આવતું ત્યારે ગુજરાતની આબાદી તો તેનાં ૮૪ બંદરો ને દેશાવરના ધમધોકાર વેપારને લઈને હતી.

જાગીરની આવકમાં ઘણો વધારો કર્યો. જવનપુરના અધિકારીના પુત્રના શિક્ષક તરીકે જ્યારે તે કામ કરતો હતો ત્યારે તેણે એક વાર સિંહનો શિકાર કર્યો તેથી તેને શેરખાનનો ઇલ્કાબ આપવામાં આવ્યો. જ્યારે બાબર પાદશાહ થયો ત્યારે તેણે શેરખાંને વધારે જાગીર આપી. શેરખાં આ વખતે જવનપુરનો કારભાર કરતો હતો. એમ કહેવાય છે કે એક વાર બાબરે પોતાના દરબારીઓને મોટી મીજબાની આપી હતી ત્યારે શેરખાં પણ હાજર હતો. મીજબાનીમાં તરેહ તરેહની વાનીઓ પીરસવામાં આવી હતી. તેમાં એક ફળ હતું. તેને કાપવા માટે શેરખાં પાસે છરી નહોતી તેથી પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી તેણે ફળના કટકાઓ કરી મોઢામાં મૂકી દીધા. બાબરે આ દૃશ્ય જોયું ત્યારે તે તાજુબ થઈ ગયો, ને બોલી ઉઠ્યો કે શેરખાં એક વાર સારૂં નામ કાઢશે.

દરમ્યાન શેરખાંએ ચુનારના મજબુત કિલ્લાના સરદારની ખૂબસુરત વિધવા સાથે લગ્ન કરી તે કોટનો કબજો કર્યો પણ હુમાયુંએ તેની માંગણી કરતાં તેને તે કિલ્લો પાછો સોંપી દીધો, ઇ. સ. ૧૫૩૨.

**શેરખાં ને બંગાળા**—શેરખાં બિહાર પ્રાંતનો લગભગ ધણી થઈ ગયો હતો. હવે તેણે બંગાળાના સુલતાનના એક બંડખોર અમલદારને મદદ કરી તેથી બંને વચ્ચે સુરજગઢ પાસે લડાઈ થઈ તેમાં બંગાળાનો સુલતાન હારી ગયો. શેરખાંએ હવે આખો બંગાળા દેશ જીતી લીધો. ઇ. સ. ૧૫૩૪–૩૮.

**શેરખાં ને હુમાયું**—હુમાયું આ વખતે ગુજરાતની સવારીમાં પડયો હતો તેનો લાભ લઈ શેરખાંએ ચુનાર પણ પાછું સર કર્યું. હુમાયુંને આ બાબતની ખબર પડી એટલે તુરતજ તે ગુજરાતથી પાછો ફર્યો ને ચુનારને ઘેરો ઘાલ્યો. તે કોટ પાદશાહના હાથમાં ઇ. સ. ૧૫૩૮માં ગયો. આ મુશ્કેલી વખતે શેરખાંએ રોટાસગઢના હિંદુ રાજા પાસેથી તે મજબુત કિલ્લો દગો કરી સર કર્યો ને પોતાના કુટુંબને ને માલમીલકતને ત્યાં રાખ્યાં. ચુનારનો કોટ હુમાયુંના હાથમાં પડયો ત્યારે શેરખાં બંગાળામાં નાસી ગયો; પણ તે દેશના સુલતાને મોગલોની મદદ માંગી તેથી હુમાયુંએ બંગાળા ઉપર સવારી કરીને તેના પાટનગર ગૌડમાં તે

દાખલ થયો. શેરખાંએ પોતાના તમામ સિપાઇઓને બંગાળામાંથી પાછા બોલાવી લીધા ને ચોમાસું બેસી ગયું હતું તેથી પાદશાહથી બંગાળાની આ બાજૂ જઈ શકાય એમ નહોતું તેનો લાભ લઈ તેણે અયોધ્યા સૂધીના તમામ મોગલ પ્રાંતો સર કરી લીધા. એજ વખતે દિલ્હી મુકામે હુમાયુંના ભાઈ હિંદાલે પોતાની પાદશાહી જાહેર કરી. ચોમાસું ઉતર્યું એટલે હુમાયું બંગાળાની બહાર નીકળ્યો ને શેરશાહે લડવા બધી તૈયારી કરી રાખી હતી.

**શેરખાં શેરશાહ તરીકે, ચૌંસાનું યુદ્ધ,**—શેરખાં હવે હુમાયું સામે થયો અને તેણે પાદશાહને ગંગા નદી ઉપર બકસર આગળ ચૌંસા પાસે સખ્ત હાર ખવરાવી, જુન, ઇ. સ. ૧૫૩૯. હુમાયુંને એક ભીસ્તીએ નદીમાં ડૂબતાં બચાવ્યો. તેનો બધો ઝનાનો શત્રુના હાથમાં ગયો. હુમાયું આગ્રા ગયો એટલે શેરખાંએ બધો બંગાળદેશ કબજે કર્યો, તેણે સુલતાનપદ ધારણ કર્યું ને તે હુમાયુંથી સ્વતંત્ર થઈ બંગાળાનો ને જવનપુરનો હાકેમ બન્યો.

**હુમાયુંનો છેવટનો પરાજય ને કનોજનું યુદ્ધ—શેરશાહ પાદશાહ**—પાદશાહ હુમાયુંએ કામરાનની મદદ માંગી પણ કામરાને ના પાડી એટલે પોતે એકલો લશ્કર લઈ કનોજ પાસે શેરખાં સામો થયો. પણ શેરખાં યુદ્ધવિદ્યામાં પ્રવીણ હતો. હુમાયું હારી ગયો. તેના ૪૦,૦૦૦ માણસો બીલકુલ લડયાજ નહિ. શેરશાહ પાસે માત્ર ૧૦,૦૦૦ માણસો હતા. હુમાયું ફરી હવે પંજાબ થઈ સિંધ ભાગી છૂટયો.

**હુમાયુંની નાસભાગ ને ફરી રાજ્યપ્રાપ્તિ**—મોગલોની આવી સખ્ત હારથી કામરાન કાબુલ નાસી ગયો, અસ્કરી કંદહાર ચાલ્યો ગયો ને હિંદાલ સિંધ ગયો. હુમાયુંનો વિચાર સિંધથી ગુજરાત જઈ ત્યાંથી માળવા ઉપર સવારી કરી હિંદુસ્તાન સર કરવાનો હતો, પણ સિંધના હાકેમે વિઘ્નો ઉભાં કર્યાં; તેથી તેણે મારવાડના રાજા માલદેવ સાથે મદદ માટે વાટાઘાટ કરવા માંડી પણ તેમાં કાંઇ વળ્યું નહિ; કારણ કે તે રાજા ઉપર શેરશાહ ચડી આવ્યો હતો. હુમાયું કંટાળી સાત માણસો સાથે ઉમરકોટ ગયો. ત્યાંના રાણાએ તેનું સારૂં આતિથ્ય કર્યું. અને

હુમાયુંની નવી બેગમ હમીદાબાનુએ ઇ. સ. ૧૫૪૨ના નવ્હેંબરની ૨૩મી તારીખે બદરુદ્દીન અકબરને *જન્મ આપ્યો. સિંધમાં નિષ્ફળ થતાં બાળક અકબરને કંદહારમાં અસ્કરી પાસે રાખી હુમાયું ઇરાન ગયો, ઇ. સ. ૧૫૪૫. ત્યાં હુમાયુંને મોટું માન મળ્યું. ઇરાની શાહે કાબુલ, કંદહાર, ને બદક્ષાન પાછાં મેળવી આપવા વચન આપ્યું. હુમાયું કંદહાર શાહને સુપ્રત કરવા બંધાયો. હવે તેણે શાહની મદદથી ૧૫૪૫માં અસ્કરી પાસેથી કંદહાર લઈ લીધું પણ શાહને પાછું ન આપતાં તે શહેર પોતા પાસે રાખ્યું. પછી તેણે અફ્ઘાનીસ્તાન દેશ લીધો ને હિંદુસ્તાન પર ચડી આવવા તૈયારી કરી. બીજી વાર તે હિંદનો પાદશાહ કેવી રીતે થયો તે આપણે આગળ ઉપર જોઇશું. અહીં તો તેની રાજ્યવ્યવસ્થા અને તેનું ચરિત આપણે તપાસી જઈશું.

**હુમાયુંના ગુણદોષ, તેના રાજ્યવિષયના પ્રયોગો**—હુમાયુંનો સ્વભાવ લ્હેરી હતો. આ દોષને લઇને તેણે ચિતોડને બહાદુરશાહના હાથમાં જવા દીધું ને શેરશાહને બંગાળામાં પ્રવેશ કરવા દીધો. તે કોઈ જાતનો નિર્ણય કરી શકતો નહિ. ગુજરાત ને માળવાની જીત પછી ત્યાં ધણીજ નબળી રાજ્યવ્યવસ્થા તેણે કરી તેથી થોડી મુદતમાં તે બંને દેશો તેના હાથથી જતા રહ્યા. શત્રુઓને તે યોગ્ય સજા આપતો નહિ તેથી તેઓ ફાટી ગયા. તેનો ભાઈ કામરાન* હમેશાં વિરુદ્ધ ખટ-

---

* કામરાન કવિતા કરતો. છેવટે તે હારી ગયો. હુમાયુંએ તેની આંખો ફોડી નંખાવી. આપણી દૃષ્ટિએ આ શિક્ષા ધણી ધાતકી કહેવાય; પણ કામરાને રાજદ્રોહ અનેક વાર કરેલો ને તે દેહાંતદંડને યોગ્ય હતો. તેની આંખો ફોડવામાં આવી તે બાબતનું હૃદયદ્રાવક વર્ણન હુમાયુંના નોકર જૈહરે કર્યું છે.

* પુત્રજન્મની ખુશાલી નિમિત્તે હુમાયું પાસે બક્ષીસ માટે કોઈ સાધન રહ્યું નહોતું; પણ થોડીએક કસ્તૂરી પાસે રહેલી તે પોતાના નોકરો વચ્ચે તેણે વ્હેંચી આપી અને વ્હેંચતી વખતે પોતે ભવિષ્યવાણી વદતો હોય એમ બોલ્યો કે જેમ આ કસ્તૂરીનો સુગંધ ચોતરફ ફેલાય છે તેમ આ નવા બાળકની કીર્તિ આખા જગતમાં ફેલાશે. રણમાં દુઃખના કાળમાં જીગરથી થએલી આ પ્રાર્થના અક્ષરશઃ ફળી.

પટ કર્યાં કરતો; પણ હુમાયુંએ છેવટની ઘડી સુધી તેની ઉપર દયા રાખી. રાજના કામકાજમાં શત્રુઓને સજા આપ્યા સિવાય રાજ્ય ટકતું નથી. હુમાયુંએ આ નીતિસૂત્રનો ભંગ કર્યો અને રાજ્ય ખોયું. તેનામાં દીર્ઘદષ્ટિ નહોતી; તેમ કારભાર કરવાની શક્તિ પણ નહોતી; રાજકારણમાં તે જરાપણ નિપુણ નહોતો. લડાઈના મેદાન ઉપર તે શૂર હતો; અણીને પ્રસંગે પણ તે હિંમત હારતો નહિ; પણ તેનામાં સરદારગીરી નહોતી; કનોજ ને ચોંસાનાં યુદ્ધો વખતે **તેણે બહાદુરી બતાવી પણ બાહોશી બતાવી નહિ.** શેરશાહ ફાવ્યો તેનું આ મુખ્ય કારણ છે. માણસોની પરીક્ષા તે જરાય કરી શકતો નહિ; તે અફીણનો બંધાણી હતો. હુમાયું વિદ્વાન્ હતો. ખગોળ, ગણિત, ફિલસુફી, ભૂગોળ, કાવ્યશાસ્ત્ર, ઇતિહાસ, વગેરે વિષયોનો તે અભ્યાસી હતો. રાજ્યવ્યવસ્થામાં પ્રયોગો કરવાનો તેને મોટો શોખ હતો. પાંચ વર્ષના કારભારમાં તો તેણે જવનપુર, માંડુ, કનોજ, લાહોર, દિલ્હી ને આગ્રા મુકામે રાજધાની કરવાના પ્રયોગો કરી જોયા. દરેક સ્થળે અમલદારોનાં મંડળો યોજ્યાં, અને દરેક જગ્યા માટે સ્વતંત્ર રાજ્યકારભારની વ્યવસ્થા કરી. પોતાના હવાઈ વિચારો મુજબ તેણે અમલદારોના ને પ્રજાના વિભાગો પાડયા, જમના નદી ઉપર ચાર વહાણોના પાયા ઉપર ત્રણમજલી મહેલ બાંધ્યો, પ્રજાની દાદ સાંભળવા માટે એક ઢોલ રાખવાનો હુકમ આપ્યો અને નક્ષત્ર ને તારાની વ્યવસ્થા પ્રમાણે દરબાર ભરવાની યોજના કરી. હુમાયુંની બુદ્ધિ ચપળ હતી પણ માત્ર વિદ્વત્તા ઉપર ને બુદ્ધિની ચપળતા ઉપર રાજ્ય ટકતું નથી. હુમાયું એક સારો કારીગર પણ હતો.

**સાર—**હુમાયું ગાદીએ આવ્યો એટલે પોતે ભાઈઓને રાજ્યમાં ભાગો આપ્યા તેથી તે નબળો થઈ ગયો. પહેલાં તેણે ગુજરાત અને માળવા સર કર્યા. શેરશાહ સૂરે બંગાળા જિત્યો તેથી હુમાયું તેને હઠાવવા ગયો પણ બકસર ને કનોજ આગળ હારી ગયો. શેરશાહ પાદશાહ થયો. હિંદનાં બધાં નાકાં શેરશાહે બંધ કર્યા તેથી સિંધ થઈ હુમાયું ઈરાન ગયો. ત્યાંના શાહે તેને મદદ આપી. તે મદદ વડે હુમાયુંએ કંદહાર લીધું. પછી કાબુલ, વગેરે સર કરી સરહિંદ આગળ સિકંદર સૂરને

હરાવી, તે ફરી પાદશાહ થયો; હુમાયું ભલોને શરો પણ નબળો પાદશાહ હતો. રાજ્યવહિવટમાં તેણે ઘણા વિચિત્ર પ્રયોગો કરી જોયા.

ફરીદ કે શેરશાહ એક નાના જાગીરદારના પુત્રમાંથી બિહાર, બંગાળા, અયોધ્યા ને પછી દિલ્હી ને આગ્રાનો કબજો લઇ હિંદનો પાદશાહ થયો.

**પ્રશ્નો**—(૧) હુમાયુંના પરાજયનું વર્ણન કરો. (૨) શેરશાહ કોણ હતો? તે પાદશાહ કેવી રીતે થયો? (૩) શેરશાહની ફત્તેહનાં કારણો આપો. (૪) બહાદુરશાહ (ગુજરાતના સુલતાન) વિષે જે જાણતા હો તે લખો. (૫) હુમાયુંની નાસભાગ, ને પછી તે હિંદ ફરી કેમ આવ્યો, તે સંબંધી ટૂંકું વિવેચન કરો.

## પ્રકરણ ૫મું

## અફઘાન સત્તાની ફરી સ્થાપના અથવા શેરશાહ સૂર અને તેના વંશજો, ઇ. સ. ૧૫૪૦-૧૫૫૬.

**શેરશાહ, ઇ. સ. ૧૫૪૦-૧૫૪૫**—શેરશાહે હુમાયુંને કનોજ આગળ હરાવ્યો ત્યાર પછી તેણે આગ્રા ને દિલ્હી કબજે કર્યાં અને પોતે પાદશાહ થયો.

શેરશાહે પંજાબમાંથી મોગલોને કાઢી મૂક્યા ને ગક્કરોને હરાવ્યા. જિતાએલા દેશનું રક્ષણ કરવા તેણે ભારે ખર્ચે કરી રોટસાનો કિલ્લો બાંધ્યો. બંગાળાના સુલતાનની પુત્રી સાથે એક ઉમરાવે લગ્ન કરી બંડ ઉઠાવ્યું પણ શેરશાહે ખુદ ત્યાં જઈ તેને હરાવ્યો. લશ્કર ને મ્હેસુલ પોતાના અંકુશ નીચે રાખી બાકીનો કારભાર તેણે નાના નાના અમલદારોને સોંપી દીધો.

**માળવાનો કબજો**—આપણે ઉપર જોઈ ગયા કે હુમાયુંનો વિચાર સિંધથી ગુજરાત તાબે કરી માળવા ઉપર ચડાઈ કરી આગ્રા ને દિલ્હી પાછાં મેળવવાનો હતો. શેરશાહે મોગલો બીજી વાર હિંદમાં ન આવે તે માટે પંજાબનાં નાકાં બંધ કર્યાં હતાં પણ સિંધ ને મારવાડ ખુલ્લાં હતાં અને માળવાના જુદા જુદા સરદારો તેની વિરુદ્ધ ખટપટ કરી રહ્યા હતા. તેથી તેણે ૧૫૪૨માં માળવા ઉપર ચડાઈ કરી. શેરશાહે ધીમે ધીમે

સામ, દામ, દંડ, ભેદ, વગેરેથી ગ્વાલિયર, ઉજ્જન, રણથંભોર ને માંડુના કિલ્લાઓ લઈ લીધા. રજપુત રાજા પુરણમલ્લે રાઈસીં કિલ્લો શેરશાહને સોંપવા ના પાડી પણ પાછળથી તેની પાસે અભયવચન માંગી કોટ તેને સ્વાધીન કર્યો; પણ એક શેખની શીખવણીથી મુસલમાનો રજપુતો ઉપર ત્રુટી પડ્યા ને તેમનો દગાથી વધ કર્યો. રજપુત સ્ત્રીઓ જોહર કરી બળી મુઈ.

**મુલતાન ને ઉત્તર સિંધ ખાલસા**—ઉપર કહ્યું તેમ શેરશાહને હુમાયું સામે સિંધુ નદીનાં તમામ નાકાં બંધ કરવાં હતાં; તેથી પંજાબના સુબાએ મુલતાનનો કબજો કર્યો અને સિંધના હાકિમ પાસેથી બખ્ખર ને ઠઠ્ઠા પણ જિતી લીધાં. બખ્ખર આસપાસ શેરશાહે શેરગઢ નામનો એક કિલ્લો બાંધ્યો. આવી રીતે સિંધનો બધો ઉત્તર ભાગ શેરશાહના તાબાંમાં આવ્યો.*

**શેરશાહ અને મારવાડનો મહારાજા માલદેવ**—રાણા સંગ્રામસિંહની હાર પાછી મારવાડ અથવા જોધપુરના મહારાજા માલદેવે રજપુતોની આગેવાની લીધી હતી ને હુમાયુંને પોતાના પક્ષમાં લઈ શેરશાહને સતાવવાનો તે વિચાર કરતો હતો; તેથી શેરશાહે ઈ. સ. ૧૫૪૪માં તેના ઉપર પણ ચડાઈ કરી. ખોટા કાગળો લખી દગાથી તેણે મારવાડી લશ્કરને જોધપુર તાબે મેરતા પાસે હરાવ્યું. માલદેવ જોધપુરમાં ભરાઈ બેઠો પણ તેના સરદારો બહાદુરીથી લડ્યા. શેરશાહે અજમેર, આબુ, ને જોધપુર પણ સર કર્યાં. માલદેવ નાસી ગયો. ચિતોડના સિસોદીઆઓ પણ શરણ આવ્યા. આવી રીતે આખું રજપુતસ્તાન શેરશાહને તાબે થયું.

**કાલંજરનો ઘેરો ને શેરશાહનું મૃત્યુ**—કાલંજરના રાજાએ બુંદેલા બ્હારવટીઆઓને આશરો આપ્યો હતો તેથી શેરશાહે ૧૫૪૪માં તેના ગઢને ઘેરો ઘાલ્યો. ગઢ મજબુત હતો. સાત મહિના સુધી ઘેરો ચાલુ રહ્યો. એક વખતે છાવણીમાં બૉંબ ફાટવાથી પાસેનું દારુખાનું

---

* હમણાં આ ગામ પાસે શેરશાહના નામના સિક્કાઓ મળ્યા છે તે ઉપરથી તેણે ઉત્તર સિંધ પણ કબજે કર્યું હતું એમ ચોક્કસ થાય છે.

સળગી ઉઠયું અને તેમાં શેરશાહનું અર્ધું અંગ દાઝી ગયું. કિલ્લો લઇ શકાયો પણ શેરશાહ મરણ પામ્યો, મે, ૧૫૪૫.

**શેરશાહના ગુણદોષ**—શેરશાહ અકબર જેટલો પ્રતાપી કે પ્રતિભાવાળો નહોતો પણ અકબરના કરતાં તેનામાં કારભાર કરવાની શક્તિ વધારે હતી. તે બીજા અફઘાન સુલતાનોના જેવો ધર્મના વિષયમાં ઝનુની નહોતો. હિંદુઓને તેણે સતાવ્યા નહિ; અલબત ઝઝીયાનો વેરો તેણે કાઢી નાંખ્યો નહિ; પણ ધર્મને નામે તેણે જુલમ પણ કર્યો નહિ એ ચોક્કસ છે. રાજકારણમાં તે નિપુણ હતો; યુદ્ધવિદ્યામાં તે પૂરો કાબેલ હતો. તેથીજ તેણે હિંદની પાદશાહી પ્રાપ્ત કરી. તે દગાબાજ હતો; રાયસીં ને રોટાસના કિલ્લાઓ તેણે દગાથી લીધા હતા. નિર્દોષ માણસોનો નિરર્થક વધ કરવામાં તે મોટાઈ માનતો નહિ, જોકે રાયસીંના રજપુતોના વધ માટે તે જવાબદારીથી મુક્ત થઈ શકતો નથી. હિંદુઓનાં પવિત્ર દેવળોને તેણે તોડયાં નહિ તેમ મોટા પાયા ઉપર "કાફરો"ની કતલ પણ તેણે ચલાવી નહિ. હારેલા શત્રુઓ તરફ તે સદ્‌ભાવ રાખતો. તેનો સ્વભાવ માયાળુ, ઉદાર ને અનુકંપાવાળો હતો. તેનો ઇન્સાફ અદલ હતો અને પોતાના પુત્રને પણ યોગ્ય શિક્ષા આપવા અચકાતો નહિ. શેરશાહ ઘણોજ નિયમિત ને ઉદ્યમી હતો. કારભારની દરેક બાબત ઉપર તે નજર રાખતો.* શેરશાહનું ચરિત તદ્દન દોષ વિનાનું હતું. આ બાબતમાં તે અકબરથી પણ ચડી જાય છે. અકબરના જેવી તેનામાં કલ્પનાશક્તિ નહિ હોય; પણ શિવાજીના જેવો તે કારભારમાં કુશળ હતો. અફઘાન સુલતાનોમાં તેના જેવો કોઇ થયો નથી. તેના કેટલાક સુધારાઓ અલાઉદ્દીને આગળ દાખલ કરેલા; પણ તેથી કાંઈ શેરશાહની મહત્તા ઓછી થતી નથી. તેનો કારભાર અકબરના કારભારથી કયાં કયાં જુદો પડે છે તે આપણે આગળ જોઈશું.

---

* તેનો જીવનકથાકાર પ્રો. કાનુંગો તો એટલે સુધી મત આપે છે કે હિંદુસ્તાનની રાષ્ટ્રીય ભાવનાનો પ્રેરક શેરશાહ હતો; પણ આ અભિપ્રાય અતિશયોક્તિ ભરેલો છે.

**શેરશાહનો કારભાર (૧) પ્રાંતિક વ્યવસ્થા**—મુસલમાની રાજ્યમાં શેરશાહ પહેલાં પ્રાંતોનો કારભાર કરવા કશી વ્યવસ્થિત યોજના નહોતી. શેરશાહે પોતાની સલ્તનતના નાના નાના વિભાગો કરી નાંખ્યા. દરેક વિભાગને **સરકાર**નું નામ આપવામાં આવ્યું. પ્રત્યેક **સરકાર**માં તેણે **મુખ્ય શિકદાર**ને નીમ્યો. તે દિવાની ને ફોજદારી સત્તા ધરાવતો અને **સરકાર**ની વ્યવસ્થા તેને વશ હતી. આ મુખ્ય "શિકદાર" તે અત્યારનો "કલેક્ટર" સમજવો. દરેક **સરકાર**ને પરગણાઓમાં વ્હેંચી નાંખવામાં આવ્યો ને દરેક પરગણા ઉપર એકેક શિકદારને શેરશાહે નીમ્યો. શિકદારને મદદ કરનાર મુલ્કી અમલદાર **આમીલ** હતો ને બધાં પરગણાંઓના આમીલો ઉપર મુખ્ય મુનસિફ નજર રાખતો. આવી રીતે મુલકી ને લશ્કરી ખાતાંઓને શેરશાહે જુદાં કરી નાંખ્યાં. શેરશાહ મોટા સુબાઓ કે મોટા પ્રાંતોની વિરુદ્ધ હતો. તે જાતની વ્યવસ્થા અકબરના વખતમાં દાખલ થઈ. "સરકાર"ના તમામ અમલદારો માત્ર સુલતાનનાજ અંકુશ નીચે હતા; તેઓ પરસ્પર વચ્ચે આવી શકતા નહિ. શેરશાહે કારકુનથી માંડીને તે ઠેઠ વઝીર સૂધીની નોકરીઓ માટે લોકોને કેળવ્યા. તે પોતાના અમલદારોને રોકડ પગાર આપતો.

**(૨) લશ્કર**—અફઘાન સુલતાનોના વખતનાં જાગીરદારોનાં લશ્કરોને શેરશાહે કાઢી નાંખ્યાં. તેણે આખા મુલકમાં માત્ર એકજ લશ્કરી યોજના રાખી. લશ્કરની ભરતી માત્ર તે પોતેજ કરતો. દરેક સિપાઇને રોકડ પગાર સરકારી ત્રિજુરીમાંથી મળતો. સલ્તનતની અગત્યની જગ્યાઓએ **ફોજદાર** નામના અમલદારોની નીચે શેરશાહ જુદી જુદી ફોજો રાખતો પણ આ ફોજદારો સુલતાનનીજ આજ્ઞા ઉઠાવતા. લશ્કરી વિષયમાં મુલકી અધિકારીઓ દરમ્યાનગીરી કરી શકતા નહિ. માત્ર અપવાદ રૂપે સિંધુ નદી ઉપર તેણે ફોજદારોને શિકદારની સત્તાઓ આપી હતી. જનાવરો ઉપર "ડાઘ" પાડવામાં આવતા તેથી સિપાઈઓ સરકારને છેતરી શકતા નહિ. ઘણા હિંદુઓ પણ તેની નોકરીમાં હતા. શેરશાહનું જાસુસ ખાતું ઘણુંજ સારૂં કામ આપતું. શેરશાહનું તોપખાનું આખા હિંદમાં વખણાતું.

**(૩) જમીનનો બંદોબસ્ત**—શેરશાહે જમીનની નવી માપણી કરાવી અને દરેક ખેડુતે કે ખાતાદારે સરકારને શું આપવું તે જમીનના કસ પ્રમાણે નક્કી કરાવ્યું. બધે સ્થળે એક સરખા "ગજ"નું માપ દાખલ થયું. ખેડુત મ્હેસુલ રોકડ અથવા ભાગબટાઈના ધોરણ ઉપર ત્રિજુરીમાં જમા કરાવી શકતો. ઉપજનો ચોથો ભાગ રાજ્યનો ઠરાવવામાં આવ્યો. સરકાર સાથેનો તમામ વ્યવહાર લિખિતવાર કરવામાં આવ્યો. નકામા વેરાઓ કાઢી નાંખવામાં આવ્યા. મ્હેસુલની આંકણી દરેક વર્ષ થતી ને દુષ્કાળ કે ભીનવર્ષ નિમિત્તે ખેડુતોને રાહત આપવામાં આવતી. ધર્માદાઓની ઘણી જમીનોને શેરશાહે ખાલસા કરી.

**(૪) ચલણ ને વેપાર**—શેરશાહે દેશના ચલણમાં મોટા સુધારાઓ કર્યાં. આપણો "રૂપીઓ" શેરશાહના વખતમાં દાખલ થયો. શેરશાહે નવું તાંબાનાણું કાઢ્યું, ને જુદે જુદે સ્થળે ટંકશાળાઓ પણ ખોલી. સરહદ ઉપરની જગાત સિવાય બીજી સ્થાનિક જગાતો કાઢી નાંખવામાં આવી. આખા રાજ્યમાં રસ્તાઓ ને સરાઈઓ બાંધવામાં આવ્યાં તેથી વેપાર રોજગાર વધ્યા. શેરશાહ કડક સુલતાન હતો તેથી લુટારૂઓ, ચોરો ને ડાકુઓ ઘણાજ બ્હીતા. આ કારણથી વેપારીઓ નિર્ભય બન્યા.

**(૫) સ્થાપત્ય, રસ્તાઓ, સરાઈઓ ને ડાકની સગવડ ને કિલ્લાઓ**—શેરશાહે ઢાકાથી સિંધુ નદી સૂધી, આગ્રાથી જોધપુર, આગ્રાથી બુર્હાનપુર અને લાહોરથી મુલતાન, એમ ચાર મોટી સડકો બાંધી ને તેમના ઉપર ઝાડો રોપાવ્યાં, હિંદુ અને મુસલમાન મુસાફરો માટે જુદી જુદી સરાઈઓ અથવા ધર્મશાળાઓ બંધાવી, અને ત્યાં ન્હાવા માટે, જમવા માટે, અને આરામ લેવા માટે સગવડો કરાવી આપી. દરેક સરાઈ આગળ ડાક (પોસ્ટ) લઈ જવા માટે તૈયાર ઘોડા રાખવામાં આવતા. ત્યાં કાળક્રમે ન્હાનાં ગામડાં અથવા શહેરો પણ વસ્યાં. તે સિવાય વાયવ્ય સરહદ ઉપર તેણે રોટાસ, શેરગઢ—બખ્ખર, વગેરે મજબુત કિલ્લાઓ બાંધ્યા. સહસ્રામમાં તેણે બંધાવેલી પોતાની કબર આગ્રાના

તાજથી જરા પણ ઉતરતી નથી*

સૂરવંશની **વંશાવળી** પાસે આપેલી છે.

**સાર**—શેરશાહે પંજાબ, સિંધ, માળવા, મારવાડ ને પઠાણોને જિતી દિગ્વિજય કર્યો. તેણે જમાબંધી, લશ્કર, પ્રાંતોનો વહિવટ, ચલણ, રસ્તાઓ, નોકરી, સ્થાપત્ય, વગેરેમાં સુધારા કર્યાં. તે ઝનુની નહોતો. તેણે અફઘાનોને ફરી રાજ્યકર્તા કર્યાં.

**પ્રશ્નો**—(૧) શેરશાહે આખા ઉત્તર હિંદનો કેવો બંદોબસ્ત કર્યો ? (૨) "અફઘાન સુલતાનોમાં માત્ર શેરશાહ એકલોજ ખરો પાદશાહ થઈ ગયો" એ સમજાવો. (૩) શેરશાહની વહિવટી સંસ્થાઓનું વર્ણન કરો. (૪) શેરશાહને અકબર ને અશોક સાથે સરખાવો.

---

**અકબરના દરબારી આબ્બાસ શિરવાણીએ શેરશાહના અમલની આવી તારીફ કરી છે**—શેરશાહ તખ્ત ઉપર આવ્યો તે દિવસથી સલ્તનતમાં કયાંય બખેડો થયો નહિ; કોઇ શખ્સ તેની સામે થયો નહિ; શેરશાહને કદિ પણ કોઈ અશાંતિથી હૃદયમાં દુઃખ થયું નહિ; કોઈ અમીર કે ઉમરાવ કે સિપાઈ, કે ચોર કે લુટારો સામે ઉઠયો નહિ. મુસાફરો રાત્રી વખતે પણ રસ્તા ઉપર ચોકી રાખ્યા વગર સૂઈ જતા ને જંગલમાં કે રણમાં પણ તેઓ આરામ લેતાં અચકાતા નહિ. જગ્યા ઉજ્જડ હોય કે વસ્તિવાળી હોય, તેની જરા પણ પરવા ન કરતાં તેઓ નિડરપણે પોતાનો સામાન બાજૂએ મૂકી પોતાનાં જનાવરોને છુટાં ચરવા છોડી દેતા અને પોતે પોતાના ઘરમાંજ હોય તેમ નિરાંતે નિદ્રા લેતા. × × × શેરશાહના વખતમાં એક અપંગ ડોશી પોતાના માથા ઉપર કિંમતી દાગીનાની પેટી લઈ ગમે ત્યાં જાય તો પણ તેને જરાય બીક લાગતી નહિ અપંગ માણસોને "રૂસ્તમ" જોવાનો પણ ડર લાગતો નહિ. શેરશાહના વખતમાં અફઘાનોના પરસ્પર કંકાસો બંધ થયા અને રોહ અને હિંદુસ્તાનના તોફાની લોકોને શાંત કરવામાં આવ્યા. ડહાપણમાં અને અનુભવમાં શેરશાહ બીજો હૈદર હતો. × × × **ઇલિઅટના ચોથા પુસ્તક ઉપરથી.**

*એક મુસલમાન ઇતિહાસકાર એમ લખે છે કે એક વાર શેરશાહ આરસીમાં પોતાનું મોઢું જોતો હતો ત્યારે તે બોલી ઉઠયો કે હિંદની પાદશાહી ખુદાએ મને ઘણી મોડી આપી, નહિતર હું ઘણા સુધારાઓ કરી ગયો હોત.


ઇબ્રાહીમ
હસન
ઘાઝીખાં
(૬) ઇબ્રાહીમ સૂર, ૧૫૫૪-૫૫
(૧) ફરીદ કે શેરશાહ, ૧૫૪૦-૪૫.
નિઝામ
આદિલખાં
(૨) સલીમશાહ,= ૧૫૪૫-૫૩
(૩) ફિરોઝશાહ,૧૫૫૩, ત્રણ દિવસ.
બીબીબાઈ.
(૪) મુબારિઝખાં (મહમ્મદ આદિલ- શાહ), ૧૫૫૩-૬૦.
શેરશાહ.
પુત્રી=અહમદશાહ, સિકંદર સૂર, (૫), ૧૫૫૪-૫૫.
પુત્રી=ઇબ્રાહીમ સૂર. (૬)

# પ્રકરણ ૬ઠ્ઠું

## અફઘાનોની ફરી હાર અથવા સૂર વંશના સુલતાનો.

**સુલતાન સલીમશાહ, ઇ. સ. ૧૫૪૫–૧૫૫૩**—શેરશાહ મરી ગયો ત્યારે તેનો નાનો પુત્ર જલાલખાં ( સલીમશાહ ) ગાદીએ આવ્યો એટલે તેનો મોટો ભાઈ આદિલખાં ભાઈથી બીક પામી નાસી ગયો. નવા પાદશાહે પોતાના બાપના મોટા અમલદારોને સતાવ્યા તેના વખતમાં શેરશાહની શાસનપદ્ધતિ પરિપૂર્ણતાએ પહોંચી. એકંદર સલીમશાહ બાહોશ રાજ્યકર્તા થઈ ગયો. તે ઇ. સ. ૧૫૫૩માં ગ્વાલિઅર મુકામે મરી ગયો.

**ફિરોઝશાહ, ઇ. સ. ૧૫૫૩**—સલીમ પછી તેનો બાર વર્ષનો પુત્ર ફિરોઝ ગાદીએ આવ્યો; પણ તેના મામા અને શેરશાહના ભાઈના પુત્ર મુબારિઝખાંએ તેને મારી નાંખ્યો અને પોતે મહમ્મદશાહ અથવા આદિલશાહ નામ ધારણ કરી ગાદીપર આવ્યો.

**મહમ્મદ આદિલશાહ, ઇ. સ. ૧૫૫૨–૧૫૬૦**—આ પાદશાહના વખતમાં ચોતરફ લુટફાટો થવા લાગી. પાદશાહ પોતે ખરાબ ચાલનો હતો; તેનામાં કશી હિંમત નહોતી; વળી તે બહુજ ઉડાઉ હતો. તેથી રાજ્યના તમામ સરદારો તેનાથી વિખુટા પડી ગયા. એ બંડખોરોને હેમુ નામના એક વણિકે દબાવી દીધા તેથી આદિલે તેને વઝીરાત આપી.

**ઇબ્રાહીમખાં સૂર, ઇ. સ. ૧૫૫૪**—શેરશાહના કાકાનો પુત્ર ઇબ્રાહીમ સુલતાનની બ્હેન વેરે પરણ્યો હતો. તેણે બંડ કર્યું અને આગ્રામાં સુલતાની ધારણ કરી; પણ હેમુએ તેને હરાવ્યો તેથી તે નાસી ગયો. ઓરિસ્સામાં તેનું ખુન થયું.

**સિકંદર સૂર, ઇ. સ. ૧૫૫૪–૧૫૫૫**—પંજાબમાં આદિલના બીજા સાળા અહમદખાં સૂરે બંડ કર્યું હતું. તેણે ઇબ્રાહીમને દીલ્હી પાસે હરાવ્યો ને સિકંદર સૂરનું નામ ધારણ કરી પોતે સુલતાન બન્યો.

**હુમાયુંની હિંદપર સવારી, સરહિંદનું યુદ્ધ**—આવી તકનો લાભ લઈ હુમાયું હિંદ ઉપર ચઢી આવ્યો ને સરહિંદ આગળ સિકંદર

સૂરને ઇ. સ. ૧૫૫૫ના જુનમાં હરાવ્યો. પછી પંજાબમાં અકબરને રાખી હુમાયુંએ દીલ્હી ને આગ્રા સર કર્યાં અને ફરીથી ગાદી હાથ કરી. સિકંદરસૂર નાસી ગયો.

**હુમાયું પાદશાહ, ઇ. સ. ૧૫૫૫–૧૫૫૬; તેનું મરણ—** જિતેલી ગાદી હુમાયું ઝાઝો વખત ભોગવી શક્યો નહિ. એક સમી સાંજે તે પોતાના પુસ્તકાલયથી નીચે ઉતરતો હતો ત્યારે બાંગ થતાં ઉભો રહ્યો પણ પોતાની લાકડી આરસ ઉપર લપસી પડી ને પાદશાહ નીચે મોંભર પડી ગયો ને ચાર દિવસ પછી મરણ પામ્યો, જાનેવારિ, ઇ. સ. ૧૫૫૬.

**પાણીપતનું યુદ્ધ, અકબરનો વિજય ને સૂર વંશની હાર, ઇ. સ. ૧૫૫૬—**હુમાયુંના મરણ વખતે અકબર પંજાબમાં હતો. હેમુ પાસે મોટું લશ્કર હતું. તેણે આગ્રા લીધું, મોગલ સરદાર તારદીબેગ પાસેથી દિલ્હી પડાવી લીધું. વિક્રમાજિતનો ખિતાબ ધારણ કર્યો અને અકબરને હરાવવા પાણીપતના મેદાન ઉપર આવ્યો. ઇ. સ. ૧૫૫૬ના નવ્હેંબરની પાંચમી તારીખે બંને પક્ષો વચ્ચે યુદ્ધ થયું. હેમુની આંખમાં એક તીર વાગવાથી તે બેભાન થઈ હાથીના હોદ્દાપરથી નીચે પડ્યો એટલે તેનું આખું લશ્કર નાસી ગયું, ને તે પોતે પણ પકડાઈ ગયો. બહેરામખાંએ તેનો વધ કર્યો. મુસલમાન ઇતિહાસકારો હેમુને વખોડી કાઢે છે પણ હેમુ બાહોશ અમલદાર ને નિપુણ વઝીર હતો.*

**સૂર વંશનો અંત—**સિકંદર સૂર તાબે થયો એટલે અકબરે તેને બિહારમાં જાગીર આપી. મહમ્મદ આદિલશાહ બંગાળામાં લડતાં માર્યો ગયો. તેના પુત્ર શેરશાહને મોગલોએ હરાવ્યો. આવી રીતે શેરશાહના વંશનો ને અફઘાન સલ્તનતનો અંત આવ્યો. એકંદરે અફઘાનો રાજ્ય કરવા નાલાયક હતા.

**સાર—**શેરશાહ પછીના સૂર સુલતાનોમાં સુલતાન સલીમશાહ

---

* પાણીપતના યુદ્ધમાં મોગલોના હાથમાં અખૂટ ધન આવ્યું. ઇતિહાસલેખક બદાયૂની એક સ્થળે લખે છે કે વર્ષો સુધી યુદ્ધના મેદાનને જરાક ખણતાં ઘણાને મહોરો કે મોતીઓ કે એવું કાંઇક કાંઈક હાથ લાગતું. આટલી બધી દોલત શેરશાહે ને હેમુએ ટૂંક મુદ્દતમાં ભેગી કરી હતી.

સિવાય બધા નબળા થયા અને આદિલશાહ, ઈબ્રાહીમખાં સૂર, સિકંદર સૂર, એમ ત્રણ સૂરવંશીઓ ગાદી માટે લડવા લાગ્યા. તેનો લાભ લઈ હુમાયું હિંદનો પાદશાહ ફરી થઈ શક્યો. હુમાયું મરી ગયો એટલે તેના પુત્ર અકબરે ને સરદાર બહેરામખાંએ પાણીપત આગળ હેમુને હરાવ્યો. ઈબ્રાહીમ સૂરનું ખુન થયું; સિકંદર સૂરે જાગીર સ્વીકારી; આદિલશાહ બંગાળામાં માર્યો ગયો; સૂર વંશનો અંત આવ્યો.

**પ્રશ્નો**—(૧) સૂર સુલતાનોએ કેવી રીતે રાજ્ય ખોયું ? (૨) નીચેના શબ્દોના અર્થો આપો. શિકૂદાર; આમિલ; સરકાર; જમાબંધી; ગઝ.

## પ્રકરણ ૭મું

## રજપુતો ને મોગલોની વચ્ચે દોસ્તી.

### અકબર, પાદશાહ ઇ. સ. ૧૫૫૬–૧૬૦૫.

**અકબર**—અકબરનો જન્મ ઇ. સ. ૧૫૪૨ના નવેંબરની ૨૩મીએ થયો હતો. ઇતિહાસમાં તેને જલાલુદ્દીન મહમ્મદ અકબરના નામથી ઓળખવામાં આવે છે. ઇ. સ. ૧૫૫૬ના ફેબ્રુઆરિમાં પંજાબમાં તેનો રાજ્યાભિષેક થયો હતો.



અકબર

**અકબરના અમલના મુખ્ય વિભાગો**—અકબરના અમલના મુખ્ય ત્રણ વિભાગો થઇ શકે છે. (૧) બહેરામખાંનો કારભાર, સને ૧૫૫૬–૧૫૬૦. (૨) પછી ઝનાનાની બીબીઓનો કારભાર, સને ૧૫૬૦–૧૫૬૪. (૩) અકબરનો પોતાનો કારભાર, સને ૧૫૬૪–૧૬૦૫.

**બહેરામખાંનો કારભાર**—શરૂઆતમાં પાદશાહ સગીર વયનો હોવાથી બહેરામખાં કારભાર કરવા લાગ્યો. પણ તે ઈરાણી ને શિયા-પંથી હતો. તે શિયાપંથીઓનેજ હોદ્દાઓ આપતો. દિલ્હીના કિલ્લેદાર તારદીબેગને તેણે ફાંસી આપી હતી તેથી ઘણા ઉમરાવો કોચવાયા હતા. બહેરામખાં અકબરને પૂરી સ્વતંત્રતા આપતો નહોતો. સલ્તનતના મુખ્ય હોદ્દાઓ ઉપર તેણે પોતાના માણસો ભરવા માડયા. વળી તે ઉદ્ધત હતો અને પોતાના સિવાય પાદશાહી ઉંધી વળી જશે એમ માનતો હતો. તેથી પાદશાહની મા હમીદાબાનુ અને દૂધમા તથા બીજા સરદારો તેની સામે થયા. એકવાર જ્યારે બહેરામ આગ્રા હતો ત્યારે અકબરે તેને મક્કા જવા આજ્ઞા કરી. બહેરામખાંએ પહેલાં હા પાડી પણ પછી બંડ કર્યું. અકબરે તેને હરાવ્યો પણ માફી આપી ને મક્કા જવાની પર-વાનગી આપી. બહેરામખાં સુરત થઈ મક્કા જતો હતો ત્યારે ગુજરા-તમાં પાટણ પાસે, તેણે એકવાર મારેલા એક અફઘાન સરદારના પુત્રે તેનું ખુન કર્યું, ઈ. સ. ૧૫૬૧.

બહેરામખાંના વખતમાં મોગલોએ ગ્વાલિઅર ને જવનપુરના પ્રાંતો લીધા.

**બીબીઓનો કારભાર**—પાદશાહ હજુ બીનઅનુભવી હોવાથી રાજ્યની લગામ હમીદાબાનુ, તેની દૂધમા ને તેમના પક્ષકારોના હાથમાં આવી. તેમણે અકબરના દૂધભાઈ માળવાના અફઘાન બાઝ બહાદુરને હરાવ્યો ને ચુનાર ને મેરથાના કિલ્લાઓ સર કર્યા, ઈ. સ. ૧૫૬૧-૬૩.

**અંબેરની રજપુત કુંવરી સાથે લગ્ન, ઝઝીયા વગેરેની માફી, ઇ. સ. ૧૫૬૨**—આ વખતે અકબરે અંબેરના રજપુત રાજા બિહારીમલ્લની પુત્રી સાથે લગ્ન કર્યું ને માનસિંહ રાજાને મોટી જગ્યા આપી. ઇ. સ. ૧૫૬૩માં તેણે જાત્રાળુ ઉપરના તમામ વેરાઓ રદ કર્યા ને બીજે વર્ષે ઝઝીયા વેરો પણ કાઢી નાંખ્યો.

**બીબીઓના કારભારનો અંત**—હવે અકબર પોતાની દૂધમાના પક્ષકારોના કારભારથી કંટાળી ગયો, કારણકે તેઓએ માળવામાં ને બીજે સ્થળે ઘણી ગરબડ કરી. તેના દૂધભાઈએ એક વઝીરનું ખુન પણ કર્યું.

અકબરે પોતાના દૂધભાઇને મારી નાંખ્યો. દૂધમા મરી ગઈ. હમીદા બાનુએ બધો કારભાર અકબરના હાથમાં આપી દીધો. પાદશાહ ઇ. સ. ૧૫૬૪ની સાલથી સ્વતંત્ર થયો.

**અકબરનાં બુદ્ધિમત્તા ને ડહાપણ:**—જ્યારથી અકબરે રાજ્યનો તમામ વહિવટ પોતાના હાથમાં લીધો ત્યારથીજ પોતાની રાજ્યનીતિનાં મૂળ સૂત્રો તેણે નક્કી કરી નાંખ્યાં. પાદશાહ પોતે જુવાન હતો. જુદા જુદા સરદારો ઉપર પૂરો વિશ્વાસ રાખી શકાય એમ નહોતું. સત્તા માટે તેઓ અંદરો અંદર કલેશ કરતા હતા. બંગાળા ને ગુજરાતના અફઘાનો હજુ જોરમાં હતા. કાશ્મીર, સિંધ, બંગાળા, ગોંદવન, ખાનદેશ ને ગુજરાતનાં સ્વતંત્ર રાજ્યો મોગલોની સત્તા સામે ખટપટ કરે એવો પૂરો સંભવ હતો. અફઘાનીસ્તાનમાં અકબરનો ઓરમાન ભાઈ સગીર વયનો હતો ને ત્યાંના સરદારો અકબરને મદદ કરવા નાખુશ હતા. મોગલો હિંદને હજુ પરદેશ ગણતા હતા; પણ અકબરને તો હિંદમાં મોગલ નહિ પણ સ્વદેશી અથવા હિંદી પાદશાહી સ્થાપવી હતી; તેથી તેણે દૂરદર્શિત્વ બતાવી વીર રજપુતોને પોતાના વિશ્વાસમાં લીધા, હિંદુઓ પ્રત્યે સહિષ્ણુતા દર્શાવી અને તેમની મદદથી હિંદુસ્તાનમાં મોગલાઈની સ્થાપના કરી. આ નીતિ માટે અકબર પોતેજ જવાબદાર હતો એ ખાસ યાદ રાખવાની જરૂર છે.

**પન્ના ને ગોંદવનનો કબજો**—માળવા પાસે ગોંદવનમાં ચંદેલ-રાજપુત્રી રાણી દુર્ગાવતી અને તેનો પુત્ર વીર નારાયણ રાજ્ય કરતાં હતાં. અકબરના એક સરદારે પન્ના જીતી વગર કારણે ગોંદવન ઉપર સવારી કરી; રાણી દુર્ગાવતી હારી ગઈ એટલે પોતાના હાથે મરી ગઈ. વીરનારાયણ પણ માર્યો ગયો. ગોંદવન મોગલોના હાથમાં આવ્યું. રાણી દુર્ગાવતીનું રાજ્ય ખૂબ પૈસાદાર હતું, ઇ. સ. ૧૫૬૪.

**ચિતોડ ઉપર સવારી, ઇ. સ. ૧૫૬૭**—ચિતોડના રાણા ઉદયસિંહે માળવાના બાઝ બહાદુરને આશ્રય આપ્યો. તેનો કુંવર શુક્તસિંહ પાદશાહ આગળથી રજા વગર ચિતોડ નાસી આવ્યો. વળી જોધપુરના ને પન્નાના રજપુતો પણ ચિતોડ નાસી આવ્યા હતા ને ત્યાં પણ અકબર

સામે ખટપટ કરતા હતા તેથી અકબરે ઇ. સ. ૧૫૬૭માં મોટું સૈન્ય તૈયાર કર્યું અને ઉદયસિંહના મુલક ઉપર સવારી કરી. રાણો અરવલ્લીના ડુંગરોમાં નાસી ગયો. ત્યાં તેણે ઉદયસાગર સરોવર ખોદાવી ઉદેપુર શહેર વસાવ્યું. ચિતોડગઢ ઘણો મજબુત હતો ને રાજા જયમલ્લ રાઠોડ ગઢનું રક્ષણ કરતો હતો. તેને એકવાર અકબરે ગઢની દિવાલ ઉપર ગોળીથી ઠાર કર્યો. બીજે દિવસે એટલે ઇ. સ. ૧૫૬૮ના ફેબ્રુઆરિની ૨૩મી તારીખે રજપુતોની સ્ત્રીઓ જોહર કરી બળી મુઈ ને ચિતોડગઢ મોગલોએ સર કર્યો. અકબરે ૩૦,૦૦૦ રજપુત સૈનિકોનો વધ કરવા આજ્ઞા આપી. ઉદયસિંહ ૧૫૭૨માં મરી ગયો; પણ તેના શૂરા પુત્ર રાણા પ્રતાપે મોગલો સાથે યુદ્ધ ચાલુ રાખ્યું. તેનો ભાઈ શુક્તસિંહ અકબરના પક્ષમાં ચાલ્યો ગયો. જોધપુર, બિકાનેર, અંબેર, બુંદી, વગેરે સંસ્થાનોના રાજાઓ પણ અકબરને મદદ કરતા હતા. દ્રવ્ય, માણસ, દારૂગોળો, કે કાંઈ સાધન પ્રતાપ રાણા પાસે નહોતું. તેના કુટુંબને ખાવાનાં પણ સાંસાં હતાં. છતાં વીર પ્રતાપે પોતામાં જીવ હતો ત્યાં સુધી ચિતોડ ને મેવાડ પાછાં મેળવવા મોગલોને સતાવ્યાં કર્યું. ઇ. સ. ૧૫૭૬માં અકબરે પ્રતાપ સામે મોટું લશ્કર મોકલ્યું. જુન માસમાં હલદીઘાટ પાસે ભયંકર યુદ્ધ થયું. પ્રતાપ પોતાના પ્રિય અશ્વ ચૈતક ઉપર બેસી નાસી ગયો. થોડા વખતમાં આખો મેવાડ અકબરે લઈ લીધો; પણ પ્રતાપ ડગ્યો નહિ. પાદશાહ છેવટે થાકી ગયો. ચિતોડ ને અજમેર સિવાય બધાં ગામો પ્રતાપે પાછાં મેળવ્યાં. તે ઇ. સ. ૧૫૯૭માં મરી ગયો. જયમલ્લ ને પત્તાની બહાદુરીથી અકબર આનંદાશ્ચર્ય પામ્યો. તેણે આગ્રા મુકામે બે આરસના હાથીઓ ઉપર બંને યોદ્ધાઓનાં આરસનાં પૂતળાં તૈયાર કરાવી દરબારગઢના ઝરૂખા નીચે મુકાવ્યાં.*

**બીજાં રજપુત રાજ્યો**—અકબરે સિરોહી, જોધપુર, આબુ, ઇડર, વગેરે રજપુત મથકો લીધાં અને એવી રીતે દિલ્હીથી ગુજરાત જવાનો રસ્તો પોતાના કબજામાં લીધો.

---

***શાહજહાંના વખતમાં આ પ્રતિમાઓને દિલ્હી લઇ જવામાં આવી. ઔરંગઝેબે તેમને તોડી નાંખી.**

પાદશાહે બુંદીના હાડા રાણા સાથે કરાર કરી રણથંભોર લીધું અને રેવાના રાજા પાસેથી કાલંજરનો કિલ્લો પણ પડાવ્યો. અગાઉ આજ રાજાએ પ્રખ્યાત ગવૈયા તાનસેનને અકબરના દરબારમાં મોકલી આપ્યો હતો.

**ગુજરાત ખાલસા**—અકબરે ઉત્તર હિંદનો કબજો સાબુત કર્યો એટલે તેની દૃષ્ટિ ગુજરાતની સલ્તનત ઉપર ગઈ. હુમાયુંએ ગુજરાત દેશ જિતી લીધો હતો એટલે અકબરનો હક્ક તેના રાજ્ય ઉપર તો હતોજ. તે સિવાય ગુજરાતનો સુલતાન ત્રીજો મુઝફ્ફર નબળો હતો અને જુદા જુદા ઉમરાવો સત્તા માટે પરસ્પર લડતા હતા. એમાંથી એક ઇતિમાદખાં નામના ઉમરાવે અકબરની મદદ માંગી. અકબરના બંડખોર કુટુંબીઓ—મિરઝા સરદારોએ અને માળવા તથા ગોંદવનના બંડખોરોએ ગુજરાતમાં આશરો લીધો હતો તેથી અકબરને તે દેશ ઉપર ચડાઈ કરવા માટે સારૂં બહાનું મળી આવ્યું. ઇ. સ. ૧૫૭૨માં અકબર ગુજરાતમાં દાખલ થયો. મુઝફ્ફર શરણ થયો. અકબરે બંડખોર કુટુંબી ઇબ્રાહીમ હુસેન મિરઝાને હઠાવ્યો, સુરતનો કોટ સર કર્યો ને અમદાવાદ આગળ વળી બંડખોરોને હરાવ્યા. પછી તે જિતાએલા પ્રદેશોનો બંદોબસ્ત કરવા રાજા ટોડરમલને સુબો નીમી પાછો ગયો. દરમ્યાન સુલતાન મુઝફ્ફરે અમદાવાદ, ભરૂચ, વગેરે શહેરો પાછાં જિતી લીધાં પણ બહેરામખાંના પુત્ર અબ્દુર્રહીમખાંને તેને ઇ. સ. ૧૫૮૪માં ગુજરાતમાંથી કાઢી મૂક્યો તેથી તે મુઝફ્ફર કચ્છ ને કાઠિઆવાડમાં ભરાઈ બેઠો. તે પ્રદેશો મોગલોએ જીત્યા ને કચ્છના રાવે મુઝફ્ફરને મોગલોને સોંપી દીધો. કેદી સુલતાને આપઘાત કર્યો. ગુજરાત પ્રાંત હવે મોગલોનો બન્યો, ઇ. સ. ૧૫૯૨.

ગુજરાતની ચડાઈથી અકબરને પારસી, જૈન અને ફિરંગીઓના ધર્મગુરૂઓનો પરિચય થયો અને તેથી તેના ધર્મસંબંધી વિચારોમાં મોટું પરિવર્તન થયું. ગુજરાતની કળા અકબરે ઉત્તર હિંદમાં દાખલ કરી.*

---

* આ એક કલ્પના માત્ર નથી. "આઇન"માં અબુલફઝલ એ બાબત સ્પષ્ટપણે લખે છે. ઉત્તર હિંદની આ વખતની સ્થાપત્યની કળા ઉપર માત્ર ગુજરાતનીજ નહિ પણ બંગાળાની કારીગીરીની અસર પણ થઈ હતી.

ગુજરાતનો મ્હેસુલી બંદોબસ્ત પાછળથી ટોડરમલ્લે આખા ઉત્તર હિંદમાં દાખલ કર્યો. ગુજરાતના રક્ષણ માટે અકબરે ખાનદેશ ને સિંધ જિત્યાં. આવી રીતે ગુજરાતની સવારી અકબરના અમલમાં અગત્યનું સ્થાન ધરાવે છે.

**બંગાળાનો કબજો,**—બંગાળાના સુલતાન દાઉદે અકબરને નામે રાજ્ય કરવા ના પાડી ને સ્વતંત્રતા જાહેર કરી. દાઉદ પાસે દોઢ લાખ પાયદળ, અર્ધો લાખ ઘોડેસ્વાર, ને ૩૬૦૦ હાથીઓનું લશ્કર હતું. તે સિવાય તેનું તોપખાનું બહુ ઉંચી પ્રતિનું હતું. પાદશાહના અમલદાર મુનીમખાંએ નબળાઈ બતાવી તેથી અકબરે રાજા ટોડરમલ્લને દાઉદ સામે રવાના કર્યો ને ઇ. સ. ૧૫૭૪માં પોતે બંગાળા કુચ કરી. દાઉદ ઓરિસ્સા નાસી ગયો પણ ઇ. સ. ૧૫૭૫માં લડતાં હારી ગયો. સુલેહ વખતે મુનીમખાંએ દાઉદને ઓરિસ્સા પ્રાંત આપ્યો તેથી થોડા વખતમાં તેણે વળી બંગાળાનો કેટલોક ભાગ પાછો લઈ લીધો; પણ ઇ. સ. ૧૫૭૬માં ટોડરમલ્લે રાજમહાલ પાસે દાઉદને હરાવ્યો ને કેદ કર્યો. હવે તેનો વધ કરવામાં આવ્યો. પાછળથી બંગાળામાં અકબરે કેટલીક ઇનામી જમીનને ખાલસા કરી તેથી, ને તેના નવા પંથથી પ્રાંતના મુસલમાન અમલદારોએ બંડ કર્યું; પણ તેમને દબાવી દેવામાં આવ્યા ને આખો બંગાળા પ્રાંત મોગલોને તાબે થયો.

**મિરઝા મહમ્મદ હકીમની હિંદ ઉપર સવારી**—બંગાળામાં બળવો થયો તેજ વખતે જુના વિચારના કેટલાક મુસલમાનોએ અકબરને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાની ને તેને બદલે તેના ઓરમાન ભાઈ કાબુલના રાજ્યકર્તા મિરઝા મહમ્મદ હકીમને ગાદી ઉપર બેસાડવાની ખટપટ કરી. મિરઝા હકીમે પંજાબ ઉપર સ્વારી કરી ને ઠેઠ લાહોર સૂધી તે આવી પહોંચ્યો. અકબરે જબરદસ્ત તૈયારી કરી. હકીમ કાબુલ પાછો ચાલ્યો ગયો. અકબરે હકીમની પૂંઠ લીધી અને તે ઠેઠ કાબુલ સૂધી જઈ પહોંચ્યો. મિરઝા હકીમ કાબુલ છોડી નાસી ગયો. અફઘાનીસ્તાનનો અમલ પાદશાહે હકીમની બ્હેનને સોંપ્યો. અકબર પાછો ફર્યો એટલે

હકીમ પાછો કાબુલ આવ્યો ને તેણે પોતાનો ભાગ સંભાળ્યો. હકીમની હાર પછી અકબર તદ્દન નિર્ભય બન્યો.

**કાશ્મીર ખાલસા**—કાશ્મીરનો સુલતાન અકબરને શહેનશાહ તરીકે સ્વીકારતો નહોતો તેથી પાદશાહે કાશ્મીર ઉપર ચડાઈ કરી. સુલતાનને અને તેના શાહઝાદાને જાગીરો આપી સંતોષવામાં આવ્યા ને કાશ્મીર મોગલોએ ખાલસા કર્યું, ઇ. સ. ૧૫૮૬.

**યુસુફઝી લોકોનું બંડ**—રોશની પંથના મુસલમાનોએ વાયવ્ય સરહદ ઉપર બળવો કર્યો અને અકબરના સૈન્યને હરાવ્યું. રાજા બીરબલ આ લડાઈમાં માર્યો ગયો. આ બંડખોરોનું જોર અકબર શમાવી શક્યો નહિ. ઇ. સ. ૧૫૮૬.

**સિંધ ખાલસા**—ઠઠ્ઠાના હાકેમે અકબરનું અપમાન કરેલું હોવાથી મુલતાનના સુબાએ તેને ઇ. સ. ૧૫૯૧માં હરાવ્યો અને તેની પાસેથી સિંધદેશ ખાલસા કર્યો.

**ઓરિસ્સા ખાલસા**—રાજા માનસિંહે ઓરિસ્સાના અફઘાનોને હરાવી તે પ્રાંત ખાલસા કર્યો. ઇ. સ. ૧૫૯૨.

**કંદહાર ને બલુચિસ્તાન ખાલસા**—અકબરના સરદારે બલુચિસ્તાન ખાલસા કર્યું. થોડા વખત પછી કંદહારના ઈરાણી અમલદાર મુઝફ્ફર હુસેન મિરઝાએ અકબરના એક અમલદારને કોટનો કબજો વગર યુદ્ધે આપી દીધો. આવી રીતે હિંદનાં પશ્ચિમ દિશાનાં બધાં અગત્યનાં નાકાં અકબરે સાબુત કર્યા ને ઉત્તર હિંદમાં એકચક્રી રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૧૫૯૫.

**દક્ષિણનાં રાજ્યો ઉપર ચડાઈ**—ખાનદેશમાં રાજા અલીખાં રાજ્ય કરતો હતો. તે અકબરનો સામંત બનવા નાખુશ હતો. અલીખાંનો અસીરગઢનો ગઢ દક્ષિણની "ચાવી" સમાન હોવાથી અકબર તે લેવા ઘણા વખતથી તલપતો હતો. ખાનદેશ, અહમદનગર ને બિજાપુરનાં રાજ્યોને જિતી ફિરંગીઓનાં બંદરો ગોવા ને દમણ હાથ લેવાનો પાદશાહનો વિચાર હતો, કારણ કે ફિરંગીઓ હજ પઢવા જતા મુસલમાનોને ને વેપારીઓને કનડતા હતા.

**અહમદનગર ઉપર ચડાઈ, ચાંદબીબીની લડત; બરાડ પ્રાંતનો કબજો**—પ્રથમ અકબરે બિજાપુર, ગોવળકોંડા, અહમદનગર ને બુર્હાનપુર એલચીઓ મોકલ્યા અને પછી શાહઝાદા મુરાદને લશ્કર લઈ દક્ષિણ જવા હુકમ કર્યો. બિજાપુરની સુલતાના ને અહમદનગરના સુલ-



તાન બુર્હાનઉલમુલ્કની બ્હેન ચાંદબીબીએ અહમદનગરનું બાહોશીથી રક્ષણ કર્યું તેથી મોગલોએ બરાડનો પ્રાંત સ્વીકારી સંધિ કરી. આ વખતે અહમદનગરના સુલતાને અકબરને શહેનશાહ તરીકે સ્વીકારવાનું વચન આપ્યું, ઇ. સ. ૧૫૯૬. પણ ચાંદબીબીના શત્રુઓએ સંધિની સરત પાળી નહિ તેથી લડાઈ પાછી શરૂ થઈ. ઇ. સ. ૧૫૯૯ના ચોમાસામાં ખુદ પાદશાહ દક્ષિણ આવ્યો. બહાદુર ચાંદબીબીએ કોટનું બહાદુરીથી રક્ષણ કર્યું પણ તેનું ખુન થયું એટલે અહમદનગરનો કોટ મોગલોએ લઈ લીધો, ઇ, સ. ૧૬૦૦, ઑગસ્ટ.

**ખાનદેશ ને અસીરગઢનો કબજો, ઇ. સ. ૧૫૯૯-૧૬૦૧**—ખાનદેશનો સુલતાન અલી બહાદુર ઇ. સ. ૧૫૯૭માં અહમદનગરની સામે લડતાં મરી ગયો એટલે તેનો પુત્ર મીરાં બહાદુર ગાદીએ આવ્યો. તેણે મોગલોનો અમલ સ્વીકારવા ના પાડી એટલે અકબરે ૧૬૦૦માં મજબુત ગઢ અસીરગઢને ઘેરો ઘાલ્યો. કિલ્લો ઘણોજ મજબુત હતો પણ લાંબા વખતના ઘેરાથી લોકોને ઘણો ત્રાસ પડ્યો ને સુલતાન બહાદુરે તે કોટની ચાવી પાદશાહને સોંપી દીધી. ઇ. સ. ૧૬૦૧. ખાનદેશ ખાલસા થયો. અકબરે, બરાડ, ખાનદેશ ને અહમદનગરના સુબાઓ ઉપર અમલ કરવા શાહઝાદા દાનિઆલને નીમ્યો. આવી રીતે ૪૫ વર્ષમાં અકબરે તમામ હિંદુસ્તાન ને દખ્ખણમાં બરાડ જિતી લીધાં. તેનો વિચાર બદક્ષાન અને બિજાપુર, ગોવળકોંડા ને અહમદનગર તાબે કરવાનો હતો પણ તે વિચાર ફળીભૂત થયો નહિ. બિજાપુરના સુલતાને પોતાની શાહઝાદી દાનિઆલને પરણાવી.

**શાહઝાદા સલીમનો બળવો**—શાહઝાદો સલીમ ઇ. સ. ૧૫૬૯માં અંબેરના રાજાની પુત્રીને પેટે જન્મ્યો હતો ને તેનું લગ્ન રાજા ભગવાનદાસની પુત્રી જોધબાઈ વેરે થયું હતું. પાદશાહે તેને દરબારમાં પહેલો હોદ્દો આપ્યો હતો પણ સલીમ દારૂડીઓ ને ખરાબ ચાલનો હતો. પાદશાહ જ્યારે દક્ષિણ ગયો ત્યારે તેણે સલીમને મેવાડના રાણા સામે જવા હુકમ કર્યો પણ સલીમે તે હુકમનો અનાદર કર્યો. સલીમની આસપાસ અકબરની નવી નીતિના વિરોધીઓએ ખટપટ ઉભી કરી અને શાહઝા-

દાએ અજમેર મુકામે બંડ કર્યું. સને ૧૬૦૦માં પ્રયાગ અથવા અલ્લાહાબાદ આગળ પાદશાહનું નામ પણ ધારણ કર્યું. અકબરે આગ્રા આવતાં સલીમની ઉદ્ધતાઈ જોઈ દક્ષિણમાંથી પોતાના મિત્ર અબૂલફઝલને બોલાવ્યો; પણ રસ્તામાં સલીમની શિખવણીથી તે ફિલસુફને ઓર્છાના બુંદેલ રાજા વીરસિંહદેવે ઇ. સ. ૧૬૦૨માં મારી નાંખ્યો. અકબરને આ ખુનની ખબર પડતાં ઘણો ક્રોધ ચડયો પણ હમીદા વગેરે સ્ત્રીઓ વચમાં પડયાં. પરિણામે બાપદીકરા વચ્ચે ઉપલકીઓ સંપ થયો ને અકબરે સલીમને પોતાની ગાદીનો વારસ જાહેર કર્યો, ઇ. સ. ૧૬૦૪. પણ સલીમને વિશ્વાસ બેઠો નહિ. તેને એમ લાગતું હતું કે અકબર છેવટની ઘડીએ પોતાનાજ પુત્ર ખુશરૂને ગાદી આપશે. અકબર પણ શાહઝાદાનો ભરોસો કરતો નહોતો.

**અકબરનું મૃત્યુ**—સલીમ બંડખોર થયો. શાહઝાદો દાનિઆલ દારૂના વ્યસનથી ઇ. સ. ૧૬૦૪માં બુર્હાનપુર મુકામે મરી ગયો. મુરાદ પણ ઇ. સ. ૧૫૯૯માં મરી ગયો હતો. આવી રીતે પાદશાહ ઉપર ઘડપણમાં કેટલાંક દુઃખો પડયાં. છેવટે અકબરને ઇ. સ. ૧૬૦૫ના સપ્ટેંબરમાં મરડો થયો ને થોડા દિવસની માંદગી પછી તે મરી ગયો. મરણ સમયે ગાદી માટે મોટી ખટપટ ચાલતી હતી પણ પાદશાહે પોતે સલીમને ગાદી આપી અને બીજા મુસલમાન સરદારોએ ઇસ્લામના કાનુન પ્રમાણે વર્તવાની શરતે તેને મદદ આપવા વચન આપ્યું.

**સાર**—અકબર ગાદીએ આવ્યો ત્યારે તે માત્ર ચૌદ વર્ષનો હતો. બહેરામખાંના ને પોતાની માના કારભારથી તે સને ૧૫૬૪માં મુક્ત થયો ને સ્વતંત્રપણે રાજ્ય ચલાવવા લાગ્યો. પહેલાં અકબરના દિગ્વિજયનો સાર આપવો જોઈએ. ચુનાર, મેરથા, રણથંભોર, ગ્વાલિયર ને જવનપુર બહેરામખાંના કારભારમાં, ને માળવા ને ગોંદવન માના કારભારમાં સર કરવામાં આવ્યાં. પછી અકબરે બંગાળા, ગુજરાત, રજપુત રાજ્યો, કાશ્મીર, સિંધ, ઓરિસ્સા, બલુચિસ્તાન, કંદહાર, ખાનદેશ ને બરાડ જિતી લીધાં, ને ચિતોડ ને અહમદનગરનાં રાજ્યો ઉપર ચડાઈઓ કરી; ચિતોડનો રાણો પ્રતાપ તેની સામે થયો. અકબરના વખતમાં ચિતોડ શરણ થયું નહિ. અકબરના પુત્ર સલીમે બંડ કર્યું. પછી તે મરી ગયો.

**પ્રશ્ન**—અકબરના દિગવિજયનો ક્રમવાર ખ્યાલ આપો.

# પ્રકરણ ૮મું

## અકબરનો અમલ.

**અકબરના ગુણદોષ**—અકબર શરીરે ઘણોજ મજબુત હતો ને તે લાંબી લાંબી મજલો કરતો. તેને શિકારનો મોટો શોખ હતો. મસ્તમાં મસ્ત હાથી તેની પાસે ગરીબ ગાય માફક વર્તતો. તે ક્રૂર હતો પણ મોટી ઉમરમાં તેનો સ્વભાવ ઘણો કોમળ થઈ ગયો હતો. તેની રહેણીકરણી મોટા પાદશાહને છાજે એવી હતી. આરોગ્ય કેમ સાચવવું તે અકબર સારી રીતે સમજતો. તેનો ખોરાક હમેશાં સાદો હતો. માંસનો આહાર તેણે તજી દીધો હતો પણ તે તાડી ને અફીણ સેવતો. અકબર ઘણી કારીગીરી જાણતો અને તેણે કેટલીક શોધો પણ કરી હતી. પાદશાહને લખતાં વાંચતાં આવડતું નહિ એમ કેટલાકો કહે છે પણ નાનપણથીજ તેને વિદ્યા પર પ્રીતિ હતી ને વિદ્વાનોના સંગથી ઓછા ભણતરે* તે મોટો પંડિત ગણાતો. તેની યાદદાસ્ત જબરી હતી. કારભારની ઝીણીઝીણી હકીકત પણ તેના ધ્યાન બહાર નહોતી. તે બહાદુર સિપાઈ ને સમર્થ સરદાર હતો. સ્થાપત્ય, કળા, હસ્તાક્ષર, સંગીત, ફિલસુફી, ઇતિહાસ, વગેરેનો તે મોટો અભ્યાસી હતો. હિંદવાસીઓ તેને રાજા વિક્રમ તથા રાજા ભોજ સાથે સરખાવે છે. અકબર મોટો મુત્સદ્દી હતો; રાજકારણમાં તે ઘણોજ ચતુર હતો અને પોતાના અંતરની વાત તે કદિ કોઇને પણ કહેતો નહિ. માણસની પરીક્ષા કરવામાં તેના જેવો બાહોશ રાજ્યકર્તા ભાગ્યેજ હશે. મિત્રતા× તે કદિ ભૂલતો નહિ. બધા

---

* અકબરને લખવા વાંચવાનો ઘણો કંટાળો લાગતો તે માટે "અકબરનામા"માં ઘણા ઉલ્લેખો અબુલફઝલ જુદી જુદી રીતે કરી ગયો છે; આઇન વાંચતાં એમ લાગે છે કે અકબર તદ્દન નિરક્ષર તો નહોતો.

× ફૈઝી જ્યારે મરણપથારી હતો ત્યારે અકબર તેને ઘેર ગયો ને તેનું માથું ખોળે મૂકી કહેવા લાગ્યોઃ—"શેખજી, શેખજી, આમ જુઓ તો ખરા; તમારે માટે હું ખાસ હકીમને અહીં લાવ્યો છું." કવિને ત્રિદોષ થયો હતો તેથી કાંઇ જવાબ ન આપતાં તેણે પોતાનો ફેંટો નીચે ફેંકી દીધો.

અમલદારોએ તેની નોકરી પૂરી વફાદારીથી કરી. વફાદાર નોકરીનું મૂલ્ય આંકતી વેળા અકબર પૂરો ઉદાર હતો. તેની આકાંક્ષાઓ એક શહેનશાહને છાજે તેવી હતી. ખરેખર, તે વખતના રાજ્યકર્તાઓમાં અકબર પ્રથમ પંક્તિએજ આવશે. ઈંગ્લંડની રાણી ઇલિઝબેથ, ફ્રાંસનો રાજા ચોથો હેનરિ, કે સ્પેઈનનો પાંચમો ચાર્લ્સ અકબર પાસે કોઈ હસાબમાં નથી. તે સલીમ માટે એક મોટું સામ્રાજ્ય, અખુટ નાણું, જબરદસ્ત લશ્કર, સંતુષ્ટ ને આબાદ પ્રજા ને વ્યવસ્થિત રાજ્યતંત્ર મૂકતો ગયો.

**અકબર ને હિંદુ સંસ્કૃતિ**—અકબરે હિંદુસ્તાનનાં નાનાં મોટાં બીજાં રાજ્યો જિત્યાં ને ખાલસા કર્યાં, પણ રજપુત રાજ્યોને તેણે સ્વતંત્ર રહેવા દીધાં ને તેમની પાસેથી માત્ર ખંડણીજ સ્વીકારી. આ વલણનું કારણ આપણે ઉપર જોઈ ગયા છીએ. શૂરા, વફાદાર ને ભોળા રજપુતો અકબરના તેજથી અંજાઈ ગયા. તેઓ ૩૦૦ વર્ષ સૂધી મુસલમાનો સાથે લડતા હતા. મુસલમાનો રજપુતસ્તાન ભગીરથ પ્રયત્નો કર્યાં છતાં વશ કરી શકયા નહોતા. અકબરે આપણા ઇતિહાસનો આ મુખ્ય શિક્ષામંત્ર પોતાના હૃદય ઉપર કોરી રાખ્યો ને અફઘાનોને, સિંધીઓને ને દક્ષિણના શિયાઓને તેણે જિતી તેમનાં રાજ્યો ખાલસા કર્યાં પણ રજપુતોને જિતી તેમને તેમના મુલકો પાછા આપ્યા; તેમની સાથે લગ્નવ્યવહાર કર્યો; તેમને મોટી મોટી જગ્યાઓ આપી; અને તેમની મદદથી મોટું સામ્રાજ્ય ઉભું કર્યું; નહિતર નાની સંખ્યામાં આવેલા મોગલોનું સૈન્ય રજપુસ્તાન ને બંગાળા તથા ગુજરાતના પ્રદેશોમાં સમાઈ જાત ને મોગલાઈ ઉભી થાત નહિ. આ નીતિ માટે અકબર પોતેજ જવાબદાર છે. વીસ વર્ષની ઉમરે તેણે આ વિચાર વ્યવહારમાં મૂકયો ને રજપુતોને વિશ્વાસમાં લીધા. પછી તેણે જાત્રાળુ ઉપરના કરો ને ઝઝીયા વેરો માફ કરી હિંદુઓનાં મન જિતી લીધાં, ટોડરમલ્લ જેવો મુત્સદ્દી ને યોદ્ધો, બીરબલ જેવો રમુજી વિદ્વાન્, ગંગ જેવો સમર્થ કવિ, તાનસેન જેવો ચતુર સંગીતનો ઉસ્તાદ, લાલ કલાવંત જેવો ચિત્રકાર, પ્રસિદ્ધ કવિ સુરદાસ, વગેરે રત્નોને તેણે સંઘર્યાં; બ્રાહ્મણો, જૈનો, ખ્રિસ્તીઓ, સુફીઓ એમ દરેક પંથના પ્રતિનિધિઓને તેણે પોતાની ઉદારતાના અનુભવી બનાવ્યા ને હિંદુ સાહિ-

ત્યને ઉત્તેજન આપ્યું. પ્રસિદ્ધ કવિ તુળસીદાસ તેના વખતમાં થઈ ગયો. અકબરે અથર્વવેદ, મહાભારત, રામાયણ, લીલાવતીનું ગણિત, વગેરે સંસ્કૃત ગ્રંથોનો ફારસીમાં અનુવાદ કરાવ્યો. તેના દરબારના કેટલાક મુસલમાનો સંસ્કૃત શિખ્યા. આવી રીતે અકબરે હિંદુ સમાજને મોગલાઈના ઉદાર હાર્દથી પરિચિત કર્યો. ઔરંગઝેબના વખત સુધી મોગલો ને હિંદુઓ આપણા દેશના જાહેર જીવનમાં સાથેજ રહ્યા. ટૂંકામાં, મુસલમાનોના આવ્યા પછી અકબર સમસ્ત હિંદી પ્રજાઓનો પહેલોજ પાદશાહ થઈ ગયો.

**જુદા જુદા પંથો અને અકબર**—સોળમા સૈકામાં હિંદમાં ને તેની બહાર ઇસ્લામને સુધારવા માટે પ્રચંડ પ્રયત્નો થઈ રહ્યા હતા. ઉપરાંત, ઇતિહાસના વાંચનથી અકબરને પણ એમ જણાયું કે જેમ આગળ ઉપર બગદાદના ખલીફાઓના વખતમાં કુરાન તથા ઈસ્લામને સર્વમાન્ય કરવા ઉદાર પ્રયત્નો કરવામાં આવ્યા હતા તેમ હિંદમાં પણ તેની જુદી જુદી પ્રજાઓને કુરાન ને મહંમદ પયંગરના આદેશોને સર્વમાન્ય કરવા ઉદાર નીતિની જરૂર છે. બચપણમા અકબરને સુફીવાદનો ને શિયાપંથનો પરિચય થયો હતો. કુલાચારે તે સુન્ની હતો, પણ મોટા રાજ્યકર્તાઓ માફક તેને ધાર્મિક ચર્ચાઓ સાંભળવાનો ઘણો શોખ હતો. અકબરને ફકીરો, ઓલીઆઓ, સાધુઓ ને સંન્યાસીઓના ઉપાસક થવું બહુ ગમતું. અજમેરમાં ખ્વાજા મુઇનુદ્દીન ચિસ્તીના દરગાહની મુલાકાતે તે વારંવાર જતો. સિક્રીના ફકીર શેખ સલીમ ચિસ્તીનો તે મોટો ઉપાસક હતો ને ભાવિકતાની યાદગીરી રૂપે પોતાના પુત્રને તેણે સલીમનું નામ આપ્યું હતું. આ કારણોથી પાદશાહે સિક્રી મુકામે ઇ. સ. ૧૫૭૫ માં એક ઈબાદતખાનું તૈયાર કરાવ્યું. ત્યાં પહેલાં તો દર ગુરૂવારે સૈય્યદો, શેખો, મૌલવીઓ, ઉલમાઓ ને ઉમરાવો મળી રાતભર ધર્મ ઉપર ચર્ચા કરતા. પાછળથી બધા ધર્મના પંડિતો ત્યાં આવવા લાગ્યા. સુરત સર કર્યા પછી અકબરને નવસારીના પારસી મોબેદ મેહેરજી રાણાનો સંગ થયો. પાદશાહે ઝરથૂસ્ત્રના પંથના કેટલાક નિયમો સ્વીકાર્યા. અકબરના ઝનાનામાં રજપુત કન્યાઓ હતી. તેના મિત્રો હિંદુઓ હતા. તેમની

સોબતને પરિણામે તેણે હિંદુ ધર્મના ઘણા નિયમો સ્વીકાર્યાં. પારસી રીત મુજબ તેણે રોજનીશી રાખવા માંડી. ગુજરાતનો કબજો લીધા પછી અકબરને જૈન ધર્મનો પણ કેટલોક પરિચય થયો. પ્રસિદ્ધ જૈન આચાર્ય શ્રી હીરવિજયસૂરિ વગેરે અમદાવાદથી સિક્રીના ઈબાદતખાનામાં પાદશાહી નિમંત્રણ ઉપર ધર્મચર્ચામાં ભાગ લેવા ગયા. અકબરે માંસ ખાવું તજી દીધું ને અમુક દિવસ માટે આખા રાજ્યમાં હિંસા થતી બંધ કરાવી. છેવટે ગોવાથી પાદરીઓ પણ આ ચર્ચામાં ભાગ લેવા ગયા. અકબર ખ્રિસ્તી પંથને પણ માન આપવા લાગ્યો. આવી રીતે પારસીઓને એમ લાગ્યું કે પાદશાહ પારસી થઈ ગયો છે, જૈનોએ એમ ધાર્યું કે અકબર જૈન થઈ ગયો છે; હિંદુઓએ તેને હિંદુ માન્યો; ખ્રિસ્તીઓએ પોતાના પંથનો માન્યો; પણ સર્વ અનુભવના સારરૂપે અકબરે પોતાનો જુદોજ પંથ કાઢ્યો.

**દીનેઈલાહી અથવા અકબરનો નવો પંથ**—અબૂલફઝલ અને ફૈઝીનો બાપ શેખ મુબારક પવિત્ર ને વિદ્વાન હતો ને અકબર આગળ તે મોટી વગ ધરાવતો હતો. તેણે અકબરને ઈસ્લામના જુના સંકુચિત વિચારોનો ત્યાગ કરવા, હિંદુસ્તાનની જુદી જુદી પ્રજાઓને તથા નવા કાળને અનુકૂળ પડે તેવા ઈસ્લામમાં સુધારાઓ કરવા અને તે નવા સુધારાઓની આગેવાની લેવા સૂચના કરી. ધર્માંધ ને સંકુચિત વિચારોવાળા શેખો ને ઉલમાઓથી અકબર કંટાળી ગયો હતો તેથી આ સૂચનાનો અમલ પાદશાહે તુરતજ કર્યો. તેને ઈશ્વરમાં શ્રદ્ધા હતી; ઈશ્વરના અસ્તિત્વમાં તે માનતો હતો; પયગંબરોના પયગામમાં પણ તેને શ્રદ્ધા હતી; પણ ઈસ્લામની જુની માન્યતાઓ તેના વિચારોને અનુકૂળ નહોતી. ઇ. સ. ૧૫૭૯માં સિક્રીની જુમા મસ્જીદમાં પરંપરા વિરુદ્ધ ખુદ પાદશાહે બાંગ પોકારી* ને પછી પાદશાહે ખ્રિસ્તી પંથના પોપના જેટલી સત્તા પોતાના હસ્તક લીધી ને પોતે ખલીફો છે એમ જાહેર કરવામાં આવ્યું. સારી ઈસ્લામી દુનિયાનો તે મુખ્ય ઈમામ બન્યો ને ધર્મની તકરારોમાં પાદશાહનો

---

*આ બાંગ અસલ બદાયૂનીએ પોતાના ઇતિહાસમાં આપી છે, તે જણાવે છે કે અકબરે ધ્રુજતે સ્વરે ને ભાંગ્યા તુટ્યા શબ્દોમાં આ બાંગ પોકારી હતી.

અભિપ્રાય પક્ષકારોને બંધનકર્તા થશે એમ જાહેર કરવામાં આવ્યું. ઇ. સ. ૧૫૮૧માં મહમ્મદ હકીમની હાર થઈ એટલે પાદશાહ તદ્દન નિર્ભય બન્યો. તેથી તેણે પોતાના ધર્મવિચારો જાહેર કર્યા. આ પંથ દીનેઇલાહીના નામથી જાણીતો થયો. નવા પંથમાં દાખલ થનાર પોતાના જાનમાલ, દીન–ધર્મ ને સ્વમાનની નવા પંથ માટે કુરબાની કરવા ને માંસાહારનો ત્યાગ કરવા વચન આપતો. કેટલાએકો એમ કહે છે કે અકબર મુસલમાન મટી ગયો હતો પણ આ વાત માનવા જેવી નથી. તે સુધારક હતો અને તેનો નવો પંથ ખરા ઇસ્લામની વિરુદ્ધ નથી એમ ઘણા લોકો હવે માને છે. તે ઇસ્લામનો શત્રુ નહોતો પણ સુધારક હતો એટલીજ સાચી વાત છે. આ નવા પંથમાં ઝાઝા દરબારીઓ ભળ્યા નહિ એજ સૂચવે છે કે અકબરે પોતાના પંથના વિરોધીઓ ઉપર જુલમ ગુજાર્યો નહોતો. એ પંથમાં હિંદુ ધર્મ, જૈન દર્શન, પારસી પંથ, ખ્રિસ્તી ધર્મ ને ઇસ્લામના મુખ્ય આચારવિચારોના તારણ સિવાય બીજું કાંઇ નવીન નહોતું.

**અકબરની રાજયવ્યવસ્થા**—અકબરે રાજયવ્યવસ્થા માટે કરેલી સગવડોમાંની કેટલીએક હજુ પણ ચાલુ છે તેથી તેનો વિચાર કરવાની જરૂર છે. એ વ્યવસ્થાનો ખરો ઉત્પાદક અને સંચાલક અકબર પોતેજ હતો. **શાહ-ઇન-શાહ** આખા યંત્રના કેન્દ્રરૂપ હતો. તેના પછી **વકીલ** અથવા મુખ્ય પ્રધાન આવતો. પાદશાહની ગેરહાજરીમાં તે કારભાર કરતો. હિસાબી વહિવટ **વઝીર**ના હાથમાં રહેતો. વઝીરની પછી મુખ્ય અમલદાર મીર **બક્ષી** હતો. તે બધા દરબારીઓ અને લશ્કરીઓને પગાર આપતો ને લશ્કરની ભરતી માટે મુખ્ય જવાબદારી ધરાવતો. ચોથો અમલદાર **સદર** હતો તે ધર્માદાના વિષયમાં ને ન્યાયના વિષયમાં કુલ સત્તા ધરાવતો. પાદશાહ હમેશાં દરબાર ભરતો ને રાજકારણના અગત્યના વિષયો ઉપર મુખ્ય દરબારીઓની સલાહ લેતો. એ મંડળને **દિવાનેખાસ** કહેવામાં આવતું અને તે હમેશાં ઘુસલખાનામાં મળતું. અરજ સાંભળવા માટે **મીર અર્જ** નામનો અમલદાર હતો. **કાજી** ન્યાય કરતો. પાદશાહી ફરમાનો નાના બક્ષીઓ કાઢતા. તે સિવાય પાદશાહના ખાનગી ખાતા

અકબરના વખતનું
મોગલ રાજ્ય
ઈ.સ. ૧૬૦૦

માટે તથા ઝનાના માટે બીજા અમલદારો હતા. સીલ માટે, ઝંડા માટે, જંગલો માટે ને નૌકા માટે પણ જુદા જુદા અમલદારો હતા. મોગલ

પાદશાહો નૌરોઝ, દશેરા, રક્ષાબંધન, દીવાળી, હોળી, શિવરાત્રી, ઈદ, તાજીઆ, વગેરે હિંદુ, પારસી અને મુસલમાન તહેવારોમાં ભાગ લેતા.

**પ્રાંતિક વ્યવસ્થા**—અકબરે આખી સલ્તનતના પંદર વિભાગ કર્યા હતા. દરેક વિભાગને **સુબા** કહેવામાં આવતો. સો કે વધારે **સરકારોનો** એક સુબો થતો; ઘણાં **પરગણાંનો** એક સરકાર થતો. મુખ્ય સુબાઓનાં નામો નીચે પ્રમાણે છે; બિહાર; બંગાળા; અયોધ્યા; અલ્લાહાબાદ; આગ્રા; દિલ્હી; લાહોર; મુલતાન; કાબુલ; ગુજરાત; અજમેર; માળવા; બરાડ; ખાનદેશ અને અહમદનગર. કાશ્મીર, લાહોરના સુબામાં ને ઓરિસ્સા, બંગાળાના સુબામાં આવતાં. દરેક સુબાના મુખ્ય અધિકારીને **સિપાહી સાલાર** અથવા **સાહિબ-સુબા** અથવા **સુબેદાર** કહેવામાં આવતો. દર બે કે ત્રણ વર્ષે તેની ફેરબદલી થતી. મ્હેસુલી બાબતમાં સુબેદાર પાસે **દિવાન** નામના અધિકારીને ખુદ પાદશાહ નીમતો. **સુબેદાર** આગળ મુલ્કી અને લશ્કરી સત્તા રહેતી. લોકો **સરકારના મુખ્ય અધિકારીને ફોજદાર** કહેતા ને **પરગણાના મુખ્ય અધિકારીને ચૌધરી** કહેતા. મોટાં શહેરોનો વહિવટ **કોટવાળો** કરતા. દરેક શહેરમાં અદાલતી કામ માટે **કાજીઓ** રહેતા ને ન્યાય આપવા **મીર અદલ** રહેતો. તેમના ન્યાય વિરુદ્ધ અપીલ કરવી હોય તો પરગણાના, સરકારના કે સુબાના દિવાન પાસે જવું પડતું. આ અધિકારીઓની નીમણોકો પાદશાહ પોતે કરતો. મોગલોના રાજ્યમાં કેદખાનાંઓ કે જેઈલો નહોતી. ગુન્હેગારોને આકરી સજા કરવામાં આવતી. વકીલો તે વખતે નહોતા. ગામડાંઓમાં નાતોની પંચાયતો મારફત પણ ચુકાદાઓ આપવામાં આવતા. દરેક સ્થળે પાદશાહ તરફથી **જાસુસો** રહેતા.

**મનસબદારો**—અકબરે ઈરાનની ઢબ મુજબ હિંદમાં મનસબદારી દાખલ કરી. દરેક મોટો દરબારી હોદ્દાવત્તા પ્રમાણમાં મનસબ ધરાવતો. અકબરના વખતમાં એવી મનસબો ૩૩ જાતની હતી. નાનામાં નાની મનસબ ૧૦ ને મોટામાં મોટી મનસબ ૧૦,૦૦૦ની ગણાતી. મનસબદાર મરી જાય એટલે તેની બધી મીલકત પાદશાહને જતી ને મનસબ પણ બંધ થતી. આવા અમલદારો અકબરના વખતમાં કુલ ૧૫૦૦ હતા.

દરેક મનસબદારને પોતાની મનસબ પ્રમાણે રોકડ પગાર મળતો ને તે પગારમાંથી તેને અમુક લશ્કર રાખવું પડતું. ૮૦૦૦ ને ૧૦,૦૦૦ની મનસબો શાહઝાદાઓ માટેજ રાખવામાં આવતી. મોટા મનસબદારો, ઉમરાવ, અમીર–ઇ–આઝમ, અમીર–ઉલ–ઉમરા, ખાનખાનાં, વગેરે ખીતાબો ધરાવતા. અકબર ઉદાર રાજ્યકર્તા હતો છતાં તે મનસબદારોમાં મુસલમાનોની વધારે ભરતી કરતો. મોટી જગ્યાઓ ઉપર હિંદુઓ માત્ર ગણ્યાગાંઠયાજ હતા.*

**લશ્કર**—મનસબદારો પોતાનું લશ્કર લડાઈ વખતે પાદશાહની કુમકે લાવતા. તે સિવાય ખંડિયા રાજાઓ પોતાનાં લશ્કરો લાવતા. પાદશાહ પોતે પણ અહાદીઓનું લશ્કર રાખતો. મોગલ સૈન્ય શેરશાહના સૈન્ય જેવું વ્યવસ્થિત નહોતું. તેનું તોપખાનું પણ નબળું હતું. મોગલ પાયદળ પણ વ્યવસ્થા વગરનું હતું. મોગલોનું નૌકાબળ નમાલું હતું. ઘોડેસવારો લાયકાતવાળા નહોતા.×

**મ્હેસુલનો બંદોબસ્ત**—અકબરે જાગીરોને ખાલસા કરી અને આખા સામ્રાજ્યમાં મ્હેસુલનો બંદોબસ્ત કર્યો. પહેલો પ્રયોગ ટોડરમલ્લે ગુજરાતમાં દસ વર્ષ માટે કરી જોયો. પછી તે પ્રયોગને આખા દેશમાં લાગુ પાડવામાં આવ્યો. પહેલાં તો આખા રાજ્યના એક સરખા ૧૮૨ ભાગો કરવામાં આવ્યા અને દરેક ભાગ ઉપર **કરોડી** નામનો અધિકારી નીમવામાં આવ્યો, કારણકે દરેક વિભાગનું ઉત્પન્ન એક કરોડ ટંકા અથવા અઢી લાખ રૂપીઆ જેટલું કલ્પવામાં આવ્યું હતું. પાછળથી આ બંદોબસ્તનો ત્યાગ કરવામાં આવ્યો અને મ્હેસુલ સુબેદારો તથા ચૌધરીઓ ઉઘરાવવા લાગ્યા. અકબરે તમામ જમીનની રીતસર માપણી કરાવી ને તે માટે "ગજ"નું માપ નક્કી કર્યું. ખેડની મુદ્દત પ્રમાણે જમીનના ચાર વિભાગ પાડવામાં આવ્યા અને પછી વીસ વર્ષની સરાસરી ઉપજ ઉપર જમીનનું

---

* "આઈન-ઈ-અકબરી"ના પહેલા પુસ્તકમાં મનસબદારોની જે ટીપ આપવામાં આવી છે તે ઉપરથી એમ લાગે છે કે ૪૧૫ મનસબદારોમાં ૫૧ હિંદુઓ હતા; હિંદુસ્તાનની મુસલમાનોની સંખ્યા પણ ઘણીજ ઓછી હતી.

× ઠેઠ ચંદ્રગુપ્તના વખતથી પશ્ચિમના દેશોની સરખામણીમાં આપણી યુદ્ધકળા ઉતરતીજ રહી છે એ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

મ્હેસુલ નક્કી કરવામાં આવ્યું. અકબરે રૈયતવાડી ધોરણ મુજબ મ્હેસુલ નક્કી કર્યું. તેને તાલુકદારો કે ઝમીનદારો ઉપર શ્રદ્ધા નહોતી. દરેક ખેડુત પોતાનું મ્હેસુલ ભાગબટાઇના ધોરણ ઉપર અથવા રોકડ સરકારને આપી શકતો. ઉત્પન્નનો ત્રીજો ભાગ સરકારને જતો. અકબરે નાના મોટા વેરાઓ માફ કર્યા તેથી આગળના કરતાં ખેડુતો સુખી થયા ને ખેતી સુધરી. તે વખતના ચલણના આંકડામાં અકબરના વખતનું મ્હેસુલ ૧૭ કરોડ અને ૪૫ લાખ રૂપીઆ જેટલું હતું.

**બીજા સુધારાઓ**—અકબરે ફત્તેહપુર સિક્રી નગર બાંધ્યું અને તેને ઇ. સ. ૧૫૬૯ થી ૧૫૮૫ સુધી પોતાની રાજધાની બનાવ્યું; ચલણમાં સુધારાઓ કર્યા; સ્પેઇન એલચી મોકલવા વિચાર કર્યો; અટક, અલ્લાહાબાદ, વગેરે ઠેકાણે કોટ બાંધ્યા, સતીનો ચાલ બંધ કર્યો; લડાઇમાં પકડાએલા કેદીઓને ગુલામીમાં વેચાતા અટકાવ્યા, સ્થાપત્યમાં હિંદુ અને ઇરાણી પદ્ધતિનું સંમેલન કરી નવીન પદ્ધતિ કાઢી, ને રસ્તાઓ બાંધ્યા.

**અકબરના વખતમાં દેશની આર્થિક સ્થિતિ**—એ વખતે લોકો મુખ્યત્વે અત્યારની માફક ખેતી કરતા ને ખેતીનાં સાધનો અત્યારનાં જેવાંજ હતાં. પણ હુન્નરો ને ઉદ્યોગોમાં આપણે બીજા લોકો કરતા ઘણા આગળ વધેલા હતા. આપણે જોઇતો બધો માલ ઉત્પન્ન કરતાં તેથી પરદેશી વેપારીઓ આપણો માલ લઇ આપણને બદલામાં સોનું, રૂપું કે પોતાના દેશની કોઇ નવાઇની ચીજો આપી જતા. લોકો અત્યારથી બહુ વધારે આબાદ નહોતા; તેમ તે વખતના સરકારી અમલદારો વધારે લાંચીઆ ને સ્વાર્થી હોઇ કારભાર જુલમી હતો. દેશમાં વહાણનો હુન્નર મોટા પાયા ઉપર ચાલતો પણ પરદેશ સાથેનો વેપાર અરબ, ફિરંગી, યાહુદી ને આરમીનિઅનોના હાથમાં હતો. આપણા વેપારીઓની શાખ ઉત્તમ હતી. અમદાવાદ, બુર્હાનપુર, દીલ્હી, બીજાપુર, ગોવળકોંડા, લાહોર, ઢાકા, ગૌડ, વગેરે મોટાં મોટાં શહેરો હતાં. સુરત, ભરૂચ, ખંભાત, ઘોઘા, ચૌલ, માંગલોર, ભાતકુળ, કોચીન, કાલિકટ, ને મસુલીપટ્ટમનાં મોટાં બંદરો હતાં. મધ્યમ વર્ગની ગેરહાજરીમાં કળા, સાહિત્ય, વગેરેને ઉત્તેજન આપનારા માત્ર પાદશાહ ને તેના દરબારીઓજ

હતા. અકબરના વખતમાં ભયંકર દુષ્કાળો પડેલા. દેશના કેટલાક ભાગોમાં સોનાની, રૂપાની ને હીરાની ખાણો હતી પણ તેનું ઝાઝું ઉત્પન્ન આવતું નહિ. લોકો તાડીનો ઉપયોગ કરતા. ઉમરાવો ને પાદશાહનાં જીવન ઘણાંજ ખર્ચાળ હતાં. તેઓ પૈસો પાણી માફક વાપરતા. એકંદર, લોકો અત્યારથી બહુ વધારે સુખી હોય એમ માનવાનું કશું કારણ નથી; પણ બીજા દેશોની પ્રજા કરતાં આપણા લોકો વધારે આબાદ હતા તે તો ચોક્કસ છે.

**અકબર ને બીજા હિંદના રાજ્યકર્તાઓ**—ઘણી વાર એમ કહેવામાં આવે છે કે અકબરે શેરશાહની રાજ્યવ્યવસ્થા હિંદમાં દાખલ કરી પણ તે કથન અસત્ય છે. મ્હેસુલી બંદોબસ્તમાં ને ચલણના વિષયમાં તેણે શેરશાહનું અનુકરણ કર્યું; પણ લશ્કરી વ્યવસ્થામાં, મનસબની સંસ્થામાં, મધ્યવર્તી, પ્રાંતિક ને સ્થાનિક વહિવટમાં, હિંદુ સંસ્કૃતિની બાબતમાં ને ધર્મના વિચારોમાં અકબર ને શેરશાહ વચ્ચે કશી સમાનતા નથી. શેરશાહે હિંદમાં હિંદી સંસ્થાઓ ચાલુ રાખી; અકબરે ઈરાણી પદ્ધતિ દાખલ કરી. અકબરનું ચારિત્ર શિવાજી જેવું ઉજ્જવળ નહોતું. તેની સંસ્થાઓ શિવાજીની સંસ્થાઓ જેવી પ્રતિભાશાળી ને વ્યાવહારિક નહોતી. ધર્મના વિષયમાં અકબર વિશેષ બુદ્ધિમાન્ થઈ ગયો. તે બાબતમાં તે હર્ષવર્ધન ને અશોકની સાથે આવી જશે. ચંદ્રગુપ્ત ને સમુદ્રગુપ્તની માફક તેણે પણ એક મોટું મહારાજ્ય સ્થાપ્યું. આવી રીતે અકબર એક મહાપ્રતાપી ચક્રવર્તી રાજા થઈ ગયો.

**અકબરનો દરબાર, અબૂલફઝલ ને ફૈઝી**—સુફી શેખ મુબારકના બે પુત્ર અબૂલફઝલ અને ફૈઝી અકબરના દરબારમાં વિદ્વાનોમાં ખપતા. તેમાં નાનો પુત્ર અબૂલફઝલ વિશેષ પ્રખ્યાત થયો. ફૈઝી કવિ હતો. અબૂલફઝલે અકબરના મુનશી ને મંત્રીની જગ્યાએ ઘણાં વર્ષો સુધી કામ કર્યું. અબૂલફઝલ ઇ. સ. ૧૫૭૪ પછી અકબરના ધ્યાનમાં આવ્યો. તેણે **આઇન-ઇ-અકબરી** ને **અકબરનામા** લખ્યાં છે. આઇન-ઈ-અકબરી ૧૬મા સૈકાના ઉત્તર હિંદની આર્થિક સ્થિતિ જાણવાનું એકજ અને ઉત્તમ સાધન છે. અકબરનામામાં અકબરના અમલનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. અબૂલફઝલ ખુશામતખોર હતો એ

માન્યતા બરોબર નથી, જો કે તેનું લખાણ અત્યારની કસોટીએ ચડે તો સારૂં ગણી શકાય નહિ. તે ૪૦૦૦ની મનસબ ધરાવતો હતો. ઉત્તર હિંદમાં રસપૂર્વક વંચાતા **રામચરિતમાનસ** અથવા રામાયણના લેખક મહાત્મા **તુળસીદાસ** આ વખતમાં થઈ ગયા. **સુરદાસ** ને **ગંગભટ્ટ** એ બે બીજા હિંદુ કવિઓ અકબરના દરબારનાં રત્ન હતાં. **તાનસેન** ગ્વાલિયરના તુંવર રાજાની સંગીતશાળામાં સંગીત શિખ્યો હતો. તે રેવાના રાજાના આદેશથી અકબર પાસે ગયો. પાછળથી તે મુસલમાન થઈ ગયો. **બીરબલ** કાલ્પીનો બ્રહ્મભટ્ટ હતો. તેનું મૂળ નામ મહેશદાસ હતું. રાજા ભગવાનદાસ તેને પાદશાહના દરબારમાં લાવ્યો. અકબરનો તે ઘણોજ માનીતો હતો કારણ કે સંગીતમાં, કથા કરવામાં ને હાસ્યવિનોદમાં બીરબલ એક્કો હતો. તે કવિરાય કહેવાતો અને ૨૦૦૦નો મનસબદાર હતો. યુસુફઝી લોકોની સાથે લડતાં તે માર્યો ગયો. **રાજા ટોડરમલ્લ** જાતે અયોધ્યા પ્રાંતનો ખત્રી હતો. શેરશાહના વખતના ઇતિહાસમાં પણ તેનું નામ આવે છે. તેણે મેવાડ, ગુજરાત, બંગાળા, વગેરે પ્રાંતોમાં મોટા સરદારની નોકરી કરી હતી. તે સિવાય હિસાબી ખાતામાં ને મ્હેસુલી બંદોબસ્ત કરવામાં તે ઘણો નિપુણ હતો. ઉત્તર હિંદનો બંદોબસ્ત કરી તે પોતાનું નામ અમર કરી ગયો છે. તે હિસાબ ફારસી ભાષામાં રાખવાનો નિયમ કરતો ગયો તેથી તેના વખતથી હિંદુઓ ફારસી શિખતા થયા ને એવી રીતે મોગલોના દરબારમાં મોટી પાયરી ઉપર ચડ્યા. **રાજા ભગવાનદાસ** અંબેરનો રાજા હતો. તે અકબરની પહેલી રજપુત બેગમનો ભાઈ થાય. **રાજા માનસિંહ** તેનો વારસ થાય. અકબરની સાથે રહી બંને જણાઓ પોતાના સંબંધીઓની સાથે પણ લડેલા. તેમને નોબત વગેરેનું માન આપવામાં આવ્યું હતું. રાજા ભગવાનદાસ દરબારમાં મુખ્ય અમીર હતો. બંને જણાઓ છેવટ સુધી ચુસ્ત હિંદુઓ રહ્યા હતા. દીનેઇલાહીમાં ભળવા તેમણે ના પાડેલી. માનસિંહની બ્હેનને સલીમ વેરે પરણાવવામાં આવી હતી તેથી બંને રાજાઓ ભાણેજ ખુશરૂના પક્ષમાં હતા. માનસિંહ ૭૦૦૦ની મનસબ ધરાવતો હતો. મુસલમાનોના વખતમાં હિંદુઓ આવી મોટી પાયરી ઉપર ઝાઝી સંખ્યામાં

ચડી શકતા નહિ. બંને મોટા સરદારો હતા અને ગુજરાત, બંગાળા, કાશ્મીર, મેવાડ, વગેરે પ્રાંતોમાં અગત્યની નોકરી ઉપર હતા. તે સિવાય **ખ્વાજા અબ્દુસ્ સમદ** નામના શિરાઝના વતનીને તેના સુંદર હસ્તાક્ષર માટે પાદશાહે **શિરીન-કલમ**નું બિરૂદ આપ્યું હતું. હિંદુ કલાકારોમાં **બસવંત** અને **દસવંત** ઘણા મશહૂર હતા. **અબ્દુલ કાદિર બદાયુનીએ** અકબરના વખતનો ઇતિહાસ લખ્યો છે. તે ચુસ્ત સુન્ની હોવાથી અકબરના નવા પ્રયોગોનો વિરોધી હતો. તેનું સંસ્કૃત જ્ઞાન એટલું તો સારૂં હતું કે અકબરે તેની પાસે મહાભારત ને રામાયણનો ફારસીમાં અનુવાદ કરાવેલો. ગુજરાતનો બક્ષી **નિઝામુદીન અહમદ** પણ એક સુન્ની ઇતિહાસલેખક થઈ ગયો. **ફિરિષતા** અથવા મહમ્મદ કાસિમ હિંદુશાહે મુસલમાનોનો ઇતિહાસ અકબરના અમલ સુધી લખ્યો છે. બિજાપુરની શાહઝાદીની સાદી દાનિયાલ વેરે થઈ ત્યારે તે હાજર હતો. **અબ્દુર્રહીમ** બ્હેરામખાંનો પુત્ર હતો. તે હિંદુસ્તાનીમાં સારી કવિતા લખી ગયો છે. તે સંસ્કૃત સારી પેઠે જાણતો. અકબરે તેને ખાનખાનાં બનાવ્યો હતો. જૈનોમાં **હીરવિજયસૂરી** ને **ભાનુચંદ્ર** એ બે બીજાં રત્નો હતાં.

**સાર**—અકબર દરેક રીતે બાહોશ રાજ્યકર્તા ને ગુણી શહેનશાહ થઈ ગયો. તેણે આર્ય સંસ્કૃતિને ને રજપુતોને ઉત્તેજન આપ્યું. તે ધર્મની બાબતમાં ઉદાર વૃત્તિ ધરાવતો. જૈનો, ખ્રિસ્તીઓ, પારસીઓ ને બ્રાહ્મણોને તે સંમાન આપતો. તેણે એક નવો પંથ કાઢ્યો. તેને દીનેઇલાહી કહે છે. તેણે ઇરાણી ઢબ ઉપર પોતાના રાજ્યનો વહિવટ કર્યો, નવી જમાબંધી કરાવી, લશ્કરની યોજના કરી, કળા ને સ્થાપત્યને નવું રૂપ આપ્યું, નવા મનસબદારોની ને પ્રાંતોની યોજના દાખલ કરી, અને હિંદુઓ ઉપરના તમામ ધાર્મિક કરો કાઢી નાંખ્યા. તેના દરબારમાં અનેક રત્નો હતાં. તે એક મહાપ્રતાપી સમ્રાટ્ થઈ ગયો.

**પ્રશ્નો**—(૧) અકબરના ગુણદોષ આપો. (૨) અકબરે રજપુતોને કેવી રીતે પોતાના વિશ્વાસમાં લીધા તે કહો. (૩) અકબરના સામ્રાજ્યનો વહિવટ કેમ ચાલતો ? (૪) અકબરના ધર્મ વિષે તમે શું જાણો છો ? (૫) અકબરની રાજ્યનીતિનું સ્વરૂપ આપો. (૬) અકબરના દરબારનાં

મુખ્ય રત્નો કોણ હતાં ? (૭) આઈન-ઇ-અકબરી, મનસબદાર, તુલસીદાસ, બદાયુની, વિષે જે જાણુતા હો તે લખો. (૮) અકબરના વખતમાં આપણી આર્થિક સ્થિતિ કેવી હતી ? (૯) અકબર અને શેરશાહ વચ્ચેના તફાવતો જણાવો.

---

## અકબરનું એક ફરમાન.

**સર્વશક્તિમાન્ પરમેશ્વર**—શૂરવીર તીમૂરશાહનો પુત્ર મીરાંશાહ, તેનો પુત્ર શેખ ઉમર મિરઝા, તેનો પુત્ર બાબર પાદશાહ, તેનો પુત્ર હુમાયું પાદશાહ, તેનો પુત્ર અકબર પાદશાહ; તે ધર્મ અને દુનિયાનું તેજ છે.

માળવા, શાહજહાનાબાદ, લાહોર, મુલતાન, અમદાવાદ, અજમેર, મીરત, ગુજરાત, બંગાળા તથા અમારા તાબાના તમામ મુલકોના સુબેદારો, કરોડીઓ, અને જાગીરદારોને ફરમાવવામાં આવે છે કે-અમારો કુલ ઈરાદો પ્રજાને ખુશ કરવાનો અને તેનું દિલ રાજી રાખવાનો છે. અમારૂં અંતઃકરણ પવિત્ર હૃદયવાળા ને ઈશ્વરભક્ત સજ્જનોની શોધ કરવામાં રોજ તત્પર છે, તેથી અમારા રાજ્યમાં જો કોઇ સાધુ પુરુષનું નામ અમે સાંભળીએ છીએ તો તુરતજ અમે તેને મોટા આદર સહિત અમારી પાસે બોલાવીએ છીએ અને તેની સંગતિથી અમને ઘણો આનંદ મળે છે. ગુજરાતમાં રહેતા જૈન શ્વેતાંબર સંપ્રદાયના આચાર્ય હીરવિજયસૂરિ અને તેના શિષ્યો સંબંધી અમે ઘણી વાર સાંભળ્યું હતું કે તેઓ બહુજ પવિત્ર પુરુષો છે. તેથી અમે તેમને અમારા દરબારમાં બોલાવ્યા. તેમની મુલાકાતથી અમે ઘણા પ્રસન્ન થયા. જ્યારે તેઓ સ્વદેશ જતા હતા ત્યારે તેમણે અમારી પાસે એક અર્જ ગુજારી કે-ગરીબપરવર પાદશાહ કૃપાવંત થઇ એક એવો હુકમ કાઢો કે ગુજરાતમાં સિદ્ધાચલ (પાલીતાણા), ગિરનાર, તારંગા (મ્હેસાણા પાસે), કેસરિયા ને આબુનાં તીર્થો અને બંગાળામાં રાજગૃહની પાંચ ટેકરીઓ અથવા પાર્શ્વનાથની ટેકરીઓ છે તેની તળેટીએ તથા ત્યાં તમામ મંદિરોનો પૂજાપાઠ કરવાની જગ્યાઓ આગળ કોઇ જીવહિંસા કરે નહિ અને તે તમામ જગ્યાઓ સૂરિજીના હવાલામાં રહે. આ અર્જ ઉપર અમે વિચાર કર્યો કે-મહાત્મા સૂરિજી દૂર દેશથી દરબારમાં આવ્યા છે; તેમની અર્જ બરાબર છે; તે મુસલમાન ધર્મથી પણ વિરુદ્ધ નથી; મહાપુરૂષોનો એવો નિયમ છે કે બીજાના ધર્મમાં દખલગીરી ન કરવી; વળી તપાસ કરતાં એમ જોવામાં આવ્યું કે એ બધી જગ્યાઓ ઘણા વખત થયાં જૈન શ્વેતાંબર સંપ્રદાયનીજ છે. તેથી સૂરિજીની અર્જ કબુલ કરવામાં આવે છે અને એ બધી જગ્યાઓ ને બીજાં જે જે શ્વેતાંબરી સંપ્રદાયનાં સ્થળો અમારા તાબાના મુલકોમાં હોય તે બધાં પણ અમે તેમને સ્વાધીન

# પ્રકરણ ૯મું
# રજપુતો ને મુસલમાનોનું સહકાર્ય. જહાંગીર, ઇ. સ. ૧૬૦૫–૧૬૨૭.

**જહાંગીર**—ઇ. સ. ૧૬૦૫ના ઑકટોબરમાં શાહઝાદો સલીમ નુરૂદ્દીન મહમ્મદ, જહાંગીર નામ ધારણ કરી ગાદીએ બેઠો. અકબરે તેને બહુજ સારી કેળવણી આપી હતી. પણ નાનપણથીજ તે મોજ-શોખમાં ઉછર્યો હતો. તે સોળમા વર્ષથીજ દારૂમાં મસ્ત રહેવા લાગ્યો અને એક વાર તો તે પોતે રોજ હિંદુસ્તાની ૭ શેર દારૂ પીતો એમ પોતાનાં સ્મરણોમાં લખી ગયો છે. વળી તે સ્વભાવે મોજીલો હતો ને જનસ્વભાવની ખરી પરીક્ષા કરવાની તેનામાં ઝાઝી શક્તિ નહોતી.



જહાંગીર

---

કરીએ છીએ. તેઓ પોતાના ધર્મ પ્રમાણે ખુશીથી એ જગ્યાઓ ઉપર ઈશ્વરભક્તિ કરે.

એ જગ્યાઓ હમણાં તો સૂરિજીને આપવામાં આવે છે પણ વસ્તુતઃ તે સર્વ જૈન શ્વેતાંબર ધર્મવાળાઓની છે ને માલીકી પણ તેમની છે.

આ સનદ યાવચ્ચંદ્રદિવાકરૌ જૈન શ્વેતાંબર સંપ્રદાયના કબજામાં રહેશે. કોઇએ આ ફરમાનમાં દાખલગીરી ન કરવી. આ ટેકરીઓની જગ્યાઓ નીચે, ઉપર, આસપાસ ને સર્વ યાત્રા ને પૂજા કરવાનાં સ્થળોએ, કોઇએ કોઇ જાતની જીવહિંસા ન કરવી. આ ફરમાનનો તુરત અમલ કરવો; કોઇએ તેથી ઉલટું વર્તવું નહિ; કોઈએ બીજી નવી સનદ ન માંગવી. લખ્યા તા. ૭, માહે ઉર્દી બિહિશ્‌ત, મુતાબિક રબીઉલ અવ્વલ, સને ૩૭, જુલૂસી.

ભાવનગરની "શ્રી જૈન આત્માનંદ સભા" તરફથી પ્રકટ થએલા હીરવિજયસૂરિના શિષ્ય શાંતિચંદ્રે રચેલા અકબરનો પરિચય વર્ણવતા "કૃપારસકોશ" (સંસ્કૃત)માંથી.

પરિણામ એ આવ્યું કે રાજ્યનો તમામ વહિવટ બીજાઓના હાથમાં ચાલ્યો ગયો. સુભાગ્યે, જહાંગીરની બેગમ નૂરજહાંએ અકબરના ધોરણ મુજબજ રાજ્ય ચલાવ્યું તેથી તેના વખતમાં મોગલાઈનો આડંબર વધ્યો.

**શાહજાદા ખુશરૂનું બંડ**—અકબરના વખતમાં રાજા માનસિંહ ખુશરૂને ગાદી અપાવવા ખટપટ કરતો હતો તે આપણે જોઈ ગયા. મરણ સમયે અકબરે જહાંગીરને ગાદીનો વારસ બનાવ્યો એટલે થોડા વખત માટે તો ખુશરૂ શરણ થયો. પણ તે શાહઝાદો નબળા મનનો હતો. આગ્રામાં તેને નજરકેદ રાખવામાં આવ્યો હતો ત્યાંથી તે ૧૬૦૬ ના મે માસમાં પંજાબ તરફ ગયો ને પોતાના બાપ સામે તેણે બંડ કર્યું. સિખોના ગુરુ અર્જુને તેને આશીર્વાદ આપ્યો. જહાંગીરે પંજાબમાં લશ્કર મોકલ્યું એટલે ખુશરૂના અનુયાયીઓ વીખરાઈ ગયા ને તે પોતે હારી ગયો. જહાંગીરે બંડખોરોને ક્રૂર સજા કરી ગુરુ અર્જુનનો મોટો દંડ કરવામાં આવ્યો પણ દંડ ભરવાની તેણે ના પાડી એટલે તેને રાવી નદીના કાંઠા ઉપર મારી નાંખવામાં આવ્યો. પાદશાહ જ્યારે અફઘાનીસ્તાન ગયો ત્યારે ખુશરૂના પક્ષકારોએ તેને મારી નાંખવાનું કાવતરૂં કર્યું તેથી મહાબતખાંએ જહાંગીરના ફરમાન મુજબ ખુશરૂની આંખો ફોડી નાંખી. ઇ. સ. ૧૬૨૦માં જ્યારે શાહજહાં દખ્ખણ ગયો ત્યારે ખુશરૂને તેણે પોતાના હવાલામાં લીધો ને બુર્હાનપુર મુકામે ઇ. સ. ૧૬૨૧ના સપ્ટેંબરમાં સ્વાર્થબુદ્ધિથી મારી નંખાવ્યો.

જહાંગીરના વખતમાં બંગાળામાં અફઘાન બંડખોરોને, ને કાંગરાના રજપુત કિલ્લેદારને, તથા જામનગરના જામને હરાવવામાં આવ્યા. કાશ્મીરની દક્ષિણે આવેલો કિસ્તવાડનો મુલક પણ તેના વખતમાં ખાલસા કરવામાં આવ્યો. કાંગરાનો ઘણો મજબુત કોટ પણ મોગલોએ હાથ કર્યો; પણ ઇ. સ. ૧૬૨૨માં ઇરાણી લોકોએ કંદહાર પાછું સર કર્યું.

**મેવાડના રાણાની હાર**—જહાંગીરે મેવાડના રાણા પ્રતાપના પુત્ર રાણા અમરસિંહ સામે ઇ. સ. ૧૬૦૬માં પરવીઝ ને આસફખાંને મોકલ્યા. અમરસિંહનો કુંવર કરણ મોગલો પાસે હારી ગયો. પણ રાણો અમરસિંહ હજુ જોરમાં હોવાથી ખુદ પાદશાહ અજમેર આવ્યો ને તેણે

ઈ. સ. ૧૬૧૪માં શાહઝાદા ખુર્રમને મેવાડ મોકલ્યો. ખુર્રમે આખા મેવાડની આસપાસ મોગલ થાણાંઓ ગોઠવી દીધાં તેથી રાણો થાકી ગયો ને તેણે ખંડિયા રાજા તરીકે રહેવા કબૂલ્યું. પણ રાજધાનીમાં પાદશાહની ખીજમતમાં રહેવા તેણે ના પાડી. પાદશાહ તરફથી મેવાડનો બધો દેશ રાણાને સુપ્રત કરવામાં આવ્યો ને ચિતોડગઢને દુરસ્ત ન કરવાનું વચન રાણા પાસેથી લેવામાં આવ્યું. આવી રીતે મેવાડ સામેના યુદ્ધનો અંત આવ્યો. વિજય માટે ખુર્રમને " શાહ "નો ખિતાબ આપવામાં આવ્યો.

**નૂરજહાં**—નૂરજહાંનો દાદો ઈરાનમાં મોટા અધિકાર ઉપર હતો. તેના પુત્ર અથવા નૂરજહાંના બાપનું નામ મિરઝા ઘ્યાસુદ્દીન મહમ્મદ હતું. તે પોતાના કુટુંબ સહિત એક વણઝારા સાથે ઈ. સ. ૧૫૭૭માં હિંદ આવતો હતો ત્યારે રસ્તામાં તેની બધી મીલકત લુટાઈ ગઈ ને તેની સ્ત્રીએ એક પુત્રીને જન્મ આપ્યો. માબાપોએ આ પુત્રીનું નામ–મ્હિર–ઉન્–નિસ્સા રાખ્યું. ઘ્યાસુદ્દીનના મિત્રે તેને અકબરના દરબારમાં નોકરી અપાવી. ધીમે ધીમે તે મોટી પાયરી ઉપર ચડયો. મ્હિર-ઉન્–નિસ્સા ઈ. સ. ૧૫૯૪માં એક ઈરાણી અમીર શેર અફગન સાથે પરણી. તે શાહઝાદા સલીમની નોકરીમાં હતો પણ સલીમે જ્યારે બંડ કર્યું ત્યારે શેર અફગન અકબરના પક્ષમાં ભળ્યો છતાં સલીમે તેને માફી આપી અને બંગાળામાં જાગીર દીધી. જહાંગીરના વખતમાં જ્યારે બંગાળામાં બંડ થયું ત્યારે ત્યાંના સુબા વચ્ચે ને શેર અફઘન વચ્ચે એકવાર મારામારી થઈ અને તેમાં બંને માર્યા ગયા. મ્હિર–ઉન્–નિસ્સા અને તેની પુત્રી લાડલિ બેગમ આગ્રા આવ્યાં ને અકબરની વિધવા બેગમ સલીમા બાનુની નોકરીમાં રહ્યાં.

મોગલ શહેનશાહો વસંતઋતુમાં અમુક દિવસોએ ખાસ બઝારો fancy fairs–ભરતા ને તેમાં અમીરઉમરાવો ને ખુદ પાદશાહ પોતે પોતાની સ્ત્રીઓ ને પુત્રીઓ પાસેથી પોતાને ગમતી ચીજો મોંએ માગેલા દામે ખરીદતા. આવા એક બઝારમાં મ્હિર–ઉન્–નિસ્સા ને જહાંગીરનો ઈ. સ. ૧૬૧૧માં મેળાપ થયો. તેમાં બંને વચ્ચે પ્રીતિ બંધાઈ ને પછી

તેમનું લગ્ન થયું. મ્હિરુન્-નિસ્સા પ્રથમ નૂર મહાલ ને પછી નૂરજહાં તરીકે પ્રખ્યાત થઈ.*

**નૂરજહાંના ગુણદોષ**—સાદી થયા પછી જહાંગીરે રાજ્યનો તમામ કારભાર નૂરજહાંને સોંપી દીધો. નૂરજહાં શરીરે પાતળી, ને ઘણીજ સુંદર હતી. તેને શિકારનો ઘણો શોખ હતો. તે ઉદાર ને માયાળુ હતી ને રાજ્યવિષયમાં જહાંગીર કરતાં વધારે શક્તિ ધરાવતી હતી. ઉપરાંત તે બુદ્ધિશાળી ને સંસ્કારી હતી તેથી જ્યાં સુધી નૂરજહાંના હાથમાં કારભાર રહ્યો ત્યાં સુધી સલ્તનતમાં સુલેહ રહી; પણ નૂરજહાંને સત્તા ઘણીજ પ્રિય હતી. જેના ઉપર તેની મહેરબાની થતી તે આબાદ થઈ જતો; પણ એક વાર નૂરજહાંની કફા થઈ



નૂરજહાં

એટલે મોટામાં મોટો અમલદાર પણ પાયમાલ થઈ જતો. નાના ફડનવીસના જેટલી તે રક્ષણના ઉપાયો શોધવામાં પ્રવીણ હતી. પણ તે સ્ત્રી હોવાથી શાહઝાદા ખુર્રમ આગળ હારી ગઈ. હાર ખાધા પછી તેણે

* જહાંગીરના સમયના ઈતિહાસકારોએ નૂરજહાંના લગ્નની યાદી ઉપર પ્રમાણે આપી છે. સત્તરમી સદીના છેલ્લા ભાગના ઇતિહાસકારોએ જુદી હકીકત આપી છે. તે ઉપરથી અઢારમા સૈકાના યૂરોપિઅન લેખકોએ અનુવાદ કર્યો એટલે ત્યારપછી લખાએલા બધા ઇતિહાસોમાં એ અનુવાદને સત્ય હકીકત રૂપે સ્વીકારવામાં આવ્યો ને ખરી વાત છાની રહી ગઈ. વધુ માટે ઇલિઅટ ને પ્રો. બેનીપ્રસાદનો "જહાંગીર" જોવાં.

કદિ રાજ્યખટપટમાં ભાગ લીધો નહિ. નૂરજહાં ઘણી ઉદાર ને માયાળુ સ્વભાવની હતી. ઘણી ગરીબ કન્યાઓનાં તેણે લગ્ન કરાવી આપ્યાં હતાં. નૂરજહાંએ કસબ, ભરત, વગેરેમાં અજબ ફેરફારો કરાવ્યા ને હુન્નરોને ઘણું ઉત્તેજન આપ્યું.

**નૂરજહાંનો કારભાર : સામ્રાજ્યના પાંચ સ્તંભો**—નૂરજહાંએ ૧૨ વર્ષો સુધી કારભાર ચલાવ્યો. તેટલાં વર્ષો દરમ્યાન દેશની આબાદી વધી ને મોગલાઈનો પાયો ઉંડો ગયો. તેણે એકંદરે અકબરના નક્કી કરેલા ધોરણ પ્રમાણે અમલ કર્યો. આ વખતે રાજ્યમાં પાંચ જણાં મોટી લાગવગ ધરાવતાં (૧) નૂરજહાં. (૨) નૂરજહાંની મા. (૩) તેનો બાપ ઇતિમાદ્-ઉદ્-દૌલા. તે ૧૪,૦૦૦નો મનસબદાર ને શાંત, ઉદાર, રાજ-કારણમાં ચતુર, પણ ઘણો લાંચીઓ હતો. (૪) તેનો ભાઈ અબૂલ હસન અથવા આસફખાં. જમાબંધી ને હિસાબી કામકાજમાં તે બીજો ટોડરમલ્લ હતો. (૫) શાહઝાદો ખુર્રમ. સલીમનો મોટો પુત્ર ખુર્રમ રજ-પુતાણીને પેટ જન્મ્યો હતો. હવે આસફખાંની બેટી અર્જુમંદ બાનુ બેગમની સાથે પરણ્યો એટલે તેની સત્તા ઘણી વધી પડી. રાજકારણ, યુદ્ધકળા ને વહિવટી જ્ઞાનમાં તે ઘણોજ બાહોશ હતો. તેની જાત મન-સબ ૩૦,૦૦૦ની ને સવાર મનસબ ૨૦,૦૦૦ની હતી. બધાની દૃષ્ટિમાં ગાદીનો વારસ તે હતો. નૂરજહાંને આ વાત ગમતી નહોતી તેથી છેવટે બન્નેને અણબનાવ થયો. એ અણબનાવથી સામ્રાજ્યની સુલેહનો ભંગ થયો. છેવટે નૂરજહાં હારી ગઇ ને શાહજહાં ગાદીએ આવ્યો: ઇ. સ. ૧૬૧૧–૨૨.

નૂરજહાંના કારભાર દરમ્યાન સલ્તનતના તમામ દસ્તૂરો નૂરજહાં પોતે કાઢતી. જહાંગીરનાં ફરમાનો ને કેટલાક સિક્કાઓમાં પણ નૂરજ-હાંનું નામ પાદશાહ સાથે જોવામાં આવે છે. અલબત, જહાંગીરને પાંચ જણાંનો પૂરો વિશ્વાસ હોવાથી તે મોટે ભાગે દરમ્યાનગીરી ન કરતો. પણ ઇ. સ. ૧૬૨૨માં પાદશાહ માંદો પડયો એટલે નૂરજહાંએ પોતાના મનસુબા મુજબ કારભાર કરવા માંડયો. એ કારણથી મહાબતખાં જેવા મુત્સદ્દીઓ તેની વિરુદ્ધ થઈ બેઠા. ખુર્રમ પણ સામો થયો. નૂરજહાંની

ટોળી વિખરાઈ ગઈ. તે પોતે રાજ્યકારભારથી અલગ થઇ ગઈ ને ખુર્રમ ગાદીનો ધણી થઈ પડયો. એકંદર જહાંગીર જેવા ચપળ બુદ્ધિવાળા પાદશાહના વખતમાં નૂરજહાં જેવી ચતુર બેગમનો કારભાર દેશને ઘણો લાભકારક નીવડયો.

નૂરજહાં સાથે લગ્ન થયા પછી જહાંગીરે દારૂનો નિસ્સો ઓછો કર્યો, તેની ક્રૂરતા પણ ઘટી ગઈ. વળી રાજ્યકારભાર વ્યવસ્થિત થયો.

**યૂરોપના પ્રવાસીઓ**—જહાંગીરના વખતમાં હૉકિંસ, રો, વગેરે જે યૂરોપીય પ્રવાસીઓ હિંદમાં એક યા બીજા કામ અર્થે આવ્યા તેમાંથી સર થૉમસ રોની વકીલાતનું નીચે થોડુંક વર્ણન આપ્યું છે.

**સર થૉમસ રો**—ઈંગ્લંડના રાજા પહેલા જેઇમ્સે દિલ્હીપતિ જહાંગીર પાસેથી વેપારના કેટલાક હક્કો મેળવવા માટે સર થૉમસ રોને એલચી તરીકે ઇ. સ. ૧૬૧૫માં હિંદ મોકલ્યો. સર થૉમસ રો સુરત ને બુર્હાનપુર થઈ અજમેર મુકામે પાદશાહ આગળ ઇ. સ. ૧૬૧૬ના જાનેવારિમાં આવ્યો ને તેની સાથે માંડુ, અમદાવાદ, બુર્હાનપુર, વગેરે જગ્યાઓએ ફર્યો. ઇંગ્લંડના રાજાની માંગણીઓ વધારે પડતી હોવાથી જહાંગીરે તેમનો સ્વીકાર ન કર્યો તેથી ઇ. સ. ૧૬૧૮માં સુરત આવ્યો ને ત્યાંથી બીજે વર્ષે સ્વદેશ ગયો. રોએ પાદશાહની ને બુર્હાનપુરમાં શાહઝાદા પરવીઝના દરબારમાં તથા પોતે જોએલી જગ્યાઓનાં સારાં વર્ણનો આપ્યાં છે; પણ રાજ્યખટપટનો હેવાલ આપતી વેળા બીજા યૂરોપીય પ્રવાસીઓ માફક તે પણ ગપ્પાષ્ટકો લખવામાં જરાય પાછો હઠતો નથી તેથી તેના પ્રવાસનું ચિત્ર ઐતિહાસિક દૃષ્ટિએ તદ્દન વિશ્વાસપાત્ર નથી.

**મલિક અંબર**—જહાંગીરે અકબરના કારભારનાં તમામ ધોરણો કાયમ રાખ્યાં ને પોતાના બાપની માફક તેણે અહમદનગરનું નિઝામશાહી રાજ્ય જિતી લેવા ઘણા પ્રયત્નો કર્યા. અહમદનગરમાં તે વખતે જન્મે હબશી, પણ પાછળથી દખ્ખણી, મલિક અંબર મોટી લાગવગ ધરાવતો હતો. નિઝામશાહી પરગણાંઓમાં તેણે ટોડરમલ્લના જેવો મ્હેસુલી બંદોબસ્ત કર્યો ને મરાઠા શિલેદારો ને બારગીરોને તેણે યુદ્ધકળા શીખવી. તે અહમદનગરથી ખડકી—ઔરંગાબાદ મુકામે રાજધાની લઈ

ગયો. તેણે મુર્તઝાખાંને નિઝામશાહ બનાવ્યો. તે જીવ્યો ત્યાં સૂધી તેનાં મરાઠી લશ્કરો મોગલો સામે બહાદુરીથી લડ્યાં, તેથી નિઝામશાહીને ૩૦ વર્ષ સૂધી અધિક જીવન મળી શક્યું. મલિક અંબરે બાલાઘાટનો પ્રાંત મોગલો પાસેથી જિતી લીધો તેથી જહાંગીરે ઇ. સ. ૧૬૦૮માં, ૧૬૧૦માં ને ૧૬૧૨માં તેની સામે જુદા જુદા સરદારો નીચે લશ્કરો મોકલ્યાં, પણ તેમનાથી કાંઈ થઈ શક્યું નહિ, તેથી શાહ ખુર્રમ પોતે ઈ. સ. ૧૬૧૭માં દખ્ખણમાં આવ્યો. પાદશાહે પણ માંડુ મુકામે સવારી ઉપર જાતે નજર રાખવા છાવણી નાંખી. શાહે મલિક અંબર સાથે સંધિ કરી. મોગલોને બાલઘાટનો પ્રાંત ને અહમદનગર મળ્યાં. બિજાપુરના સુલતાને પણ પાદશાહ સાથે આ વખતે મિત્રતા કરી. દખ્ખણની ફત્તેહ માટે શાહ ખુર્રમને "**શાહજહાં**"નો ઈલિકાબ આપવામાં આવ્યો ને તેને એકવાર ખુદ પાદશાહની ગાદી પાસે આસન આપવામાં આવ્યું. મલિક અંબર પાછો સામો થયો પણ શાહજહાંએ તેને હરાવ્યો. તે ઇ. સ. ૧૬૨૬ના જુનમાં મરી ગયો. તેના પુત્ર ફતેહખાંએ મોગલ સરદાર ખાનજહાં લોદીને મોટી લાંચ આપી બાલાઘાટ પ્રાંત સર કર્યો. આવી રીતે જહાં-ગીરના સરદારો દખ્ખણમાં પરસ્પર ક્લેશ કરી ને લાંચ રુશવતો લઈ ફરજ બજાવવામાં નિષ્ફળ ગયા.

**નૂરજહાં અને શાહજહાં વચ્ચે અણુબનાવ ને શાહજહાંનું બંડ**—શાહઝાદા ખુર્રમની દિનપ્રતિદિન વધતી જતી સત્તાથી નૂરજહાં છંછેડાઈ ગઈ. પરવીઝ દારૂડીઓ ને મિથ્યાભિમાની હતો તેથી તે નૂરજહાંને જરાય ગમતો નહિ. પાદશાહને એક રખાતથી થએલા શાહઝાદા શહ-રિયારને તેણે પોતાની આગલા ઘરની પુત્રી લાડલિ બેગમ પરણાવી હતી. મોગલ સરદારો શહરિયારને "નાશુદાની" અથવા નમાલો કહેતા. તે નૂરજહાં જેમ કહે તેમ વર્તવા તૈયાર હતો. તેથી બેગમે તેનો પક્ષ લીધો. શાહજહાંએ ઇ. સ. ૧૬૨૧માં ખુશરૂનું ખુન કરાવ્યું તેનો લાભ લઈ નૂરજહાંએ જહાંગીર આગળ તેનું વગોણું કરવા માંડયું. શાહજહાં આસ-ફખાંનો જમાઈ થતો હોવાથી તે સરદારે પણ શાહઝાદાનો પક્ષ લીધો. નૂરજહાંનાં માબાપ હવે મરી ગયાં હતાં એટલે તેનો પક્ષ એકદમ નબળો

થઈ ગયો. ઇ. સ. ૧૬૨૨ના માર્ચમાં ઈરાનના શાહે કંદહાર ઉપર સવારી કરી તેનો લાગ જોઈ નૂરજહાંએ શાહજહાંને ત્યાં જવા આજ્ઞા કરી; પણ શાહજહાંએ તે માન્ય રાખી નહિ કારણ કે જો તે કંદહાર જાય તો પોતાની વગ ઘટી જાય અને સામો પક્ષ જોર ઉપર આવી જાય. શાહજહાંની ના આવતાં પાદશાહે તેની તમામ જાગીરો જપ્ત કરી, તેને દરબારમાં આવતો અટકાવ્યો ને પરવીઝને મોટી નવાજેશો કરી. શાહજહાં દખ્ખણમાં હતો તેથી તેણે તુરતજ બંડ કર્યું ને ઉત્તર હિંદ તરફ મોટા લશ્કર સાથે પ્રયાણ કરવા માંડયું, ઇ. સ. ૧૬૨૩.

**શાહજહાંનું બંડ**—નૂરજહાંના લશ્કરે શાહજહાંને હરાવ્યો, તેથી તે અસીરગઢ પાછો ફર્યો. શાહજહાંને બિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્યો પાસેથી પણ કાંઈ મદદ ન મળી અને પાદશાહનો સરદાર મહાબતખાં નર્મદા સુધી આવી ગયો હતો તેથી તે તેલંગણ નાસી ગયો. ત્યાંથી તેણે ઓરિસ્સા કબજે કર્યું ને પછી બંગાળા, બિહાર ને પ્રયાગ સુધીના પ્રદેશો હાથ કર્યા; પણ નૂરજહાંએ તુરતજ મહાબતખાંને દખ્ખણમાંથી પાછો બોલાવ્યો ને પ્રયાગ તરફ મોકલ્યો એટલે શાહજહાં પાછો હઠી ગયો. ઇ. સ. ૧૬૨૬માં તેણે નૂરજહાં સાથે સલાહ કરી. તે પોતે બાલાઘાટનો સુબો થયો ને નાસીક આવ્યો. પોતાના સદ્વર્તન માટે બ્હાના તરીકે તેણે રોટાસ ને અસીરગઢના બે કોટ પાદશાહને આપ્યા ને બે પુત્રો દારા ને ઔરંગઝેબને દરબારમાં મોકલ્યા. દક્ષિણમાં તેને થોડા વખત માટે નાસભાગ કરવી પડી પણ પાછળથી મહાબતખાંની મિત્રતા થવાથી તેનું જોર વધી પડયું. ઇ. સ. ૧૬૨૬.

**મહાબતખાં**—મહાબતનું મૂળ નામ ઝમાના બેગ હતું. તે કાબુલી હતો. અકબરના વખતમાં તેને સલીમની નોકરી ઉપર રાખવામાં આવ્યો હતો. તે સ્પષ્ટવક્તા, ઉદાર, શૂર, વફાદાર ઈમાની ને બાહોશ રાજપુરુષ હતો. રજપુત સૈનિકો તેને બહુજ ચાહતા તેથી કેટલાએક લેખકોએ ભૂલથી તેને રજપુત કહ્યો છે.

**મહાબતખાંનું બંડ**—જ્યારે શાહજહાંએ બંડ કર્યું ત્યારે મહાબતખાં કાબુલ હતો. નૂરજહાંએ તેને શાહજહાં સામે મોકલ્યો. તેણે શાહ-

જહાંને પૂર્વ ને દક્ષિણ હિંદમાં ઘણોજ થકવી દીધો; પણ મહાબતખાં શાહઝાદા પરવીઝનો પક્ષકાર હોય એવો શક નૂરજહાંને પડયો તેથી તેણે તે સરદારને બંગાળા જવા હુકમ કર્યો ને તેના ઉપર ખોટા આરોપો મૂકયા. નિર્દોષ ને ચતુર મહાબતે બંગાળા જવા ના પાડી ને પાદશાહ કાશ્મીરથી કાબુલ જવા જિલમ નદી ઉતરતો હતો ત્યારે પોતે શૂરા પાંચ હજાર રજપુતો લઈ આવી પહોંચ્યો. પાદશાહ કેદ પકડાઈ ગયો. નૂરજહાં ને તેનો જમાઈ શાહઝાદો શહરિયાર સામે કાંઠે નાસી ગયાં પણ છેવટે તેઓ પણ શરણ થયાં; પણ મહાબતનું જોર બે માસથી વધારે રહ્યું નહિ. ઇ. સ. ૧૬૨૬ના મે માસમાં પાદશાહની સવારી કાબુલથી હિંદ પાછી આવતી હતી ત્યારે રોટાસના કોટ આગળ નૂરજહાંએ ચાલાકીથી પાદશાહને મહાબતના પાશથી છોડાવી દીધો. મહાબત પોતે હવે દક્ષિણ તરફ શાહજહાં પાસે નાસી ગયો.

**જહાંગીરનું મૃત્યુ**—લાહોર મુકામે જહાંગીર ઇ. સ. ૧૬૨૭ના ઑકટોબરમાં મરી ગયો. આસફખાં શાહજહાંનો સસરો થતો હતો તેથી તેણે પોતાની બ્હેન નૂરજહાંને કેદ કરી ને શાહજહાંને દક્ષિણમાં પાદશાહના મૃત્યુના ખબર આપ્યા. દરમ્યાન શહરિયારને બાજૂએ રાખવાના હેતુથી તેણે ખુશરૂના પુત્ર બુલાખી કે દાવર બક્ષને પાદશાહ બનાવ્યો. પરવીઝ જહાંગીર પહેલાં બે રોજ અગાઉ મરી ગયો હતો, તેથી કેટલાકોએ શહરિયારને પણ લાહોર મુકામે પાદશાહ બનાવ્યો. પણ આસફખાંએ લાહોર જિતી લીધું. શહરિયારની આંખો ફોડી નાંખી અને શાહજહાંને પાદશાહ જાહેર કર્યો. શાહજહાંએ દક્ષિણમાં મહાબતખાં સાથે દોસ્તી કરી હતી. બંને જણા ઉત્તર હિંદ ગયા. શાહજહાં ઇ. સ. ૧૬૨૮ના ફેબ્રુઆરિમાં ગાદીએ આવ્યો. શહરિયાર, વગેરે શાહઝાદાઓને મારી નાંખવામાં આવ્યા. નૂરજહાંને લાહોર મુકામે વર્ષાસન ઉપર રહેવા દેવામાં આવી. તે અઢાર વર્ષ પછી મરી ગઈ. માત્ર દાવર બક્ષ ઈરાન નાસી ગયો. આવી રીતે નૂરજહાંનો ને જહાંગીરના અમલનો અંત આવ્યો.

**જહાંગીરના ગુણદોષ**—જહાંગીર વિષયી, મોજીલો ને શિકારી હતો. યુદ્ધમાં તે પ્રવીણ નહોતો. રાજકારણ તે ઝાઝું સમજતો નહિ.

તેની કારભાર કરવાની શક્તિ પણ સાધારણ હતી. તે ચપળ બુદ્ધિનો ને દારૂડીઓ હતો. છતાં નૂરજહાંના કારભારથી તેના કેટલાક સદ્‌ગુણો પણ ઢંકાઈ ગયા છે. ધર્મની બાબતમાં તેણે અપાર સહિષ્ણુતા બતાવી. ખ્રિસ્તીઓને પોતાનો ધર્મ ઉપદેશવાની તેણે પરવાનગી આપી હતી. ખ્રિસ્તી પંથનાં ચિત્રો ઉપર તેને ઘણી પ્રીતિ હોવાથી ખ્રિસ્તી પાદરીઓ તેને ખ્રિસ્તી ધારતા પણ કોઈ પણ ધર્મ ઉપર તેને ખાસ પ્રીતિ નહોતી. અકબરની માફક તે યોગીઓનો ઉપાસક હતો. પણ ધર્મ વિષયમાં તેણે નવા નવા પ્રયોગો કર્યાં નહિ. તેને કેટલાએકો નાસ્તિક કહે છે, પણ તે વાત ખોટી છે. તે ઇશ્વરને ને પયગંબરોને માનતો, પણ વ્હેમ, ધર્માંધતા, દંભ, વગેરે ઉપર તેને પૂરો ધિક્કાર હતો. તેણે સિખ ગુરૂ અર્જુન ને જૈન સાધુ માનસિંહને દેહાંતદંડ આપ્યો તેથી કેટલાએકો તેને ધર્માંધ કહે છે પણ ખરૂં જોતાં આ દંડ રાજકીય કારણોને લઈને આપવામાં આવ્યો હતો. જહાંગીરનાં કેટલાંક કૃત્યો ક્રૂરતા ભરેલાં હતાં પણ ક્રૂરતા તે તેના ચારિત્રનો મુખ્ય દોષ નહોતો. તે એકંદર માયાળુ હતો. પ્રજાને અદલ ઇનિસાફ મળી શકે તે માટે તેણે દરબારમાં એક સોનાની સાંકળની સવડ રાખી હતી પણ આવી પ્રથાથી દરેકને ઇનસાફ અદલ મળી શકતો તેમ માનવાનું કાંઈ કારણ નથી. જહાંગીરે આખા મહારાજ્યમાં દારૂનો ઉપયોગ ને તંબાકુનું વાવેતર બંધ કરાવ્યાં. જહાંગીરે ગાદીએ આવ્યા બાદ ખાસ હુકમો કાઢી અમલદારોને વેપારીઓ ઉપર ને પ્રજા ઉપર જુલમો કરતા અટકાવ્યા હતા ને સરકારના નોકરો તરીકે પ્રજા સાથે વ્યવહાર કરવા તેમને આજ્ઞા કરી હતી. જહાંગીરે નક્ષત્રોના યોગ ઉપરથી સુંદર સિક્કાઓ ટંકશાળામાં પડાવ્યા હતા. તે મોટો કળાવિદ હતો.*

**જહાંગીરની આત્મકથા**—જહાંગીર પોતાની આત્મકથા લખતો ગયો છે. બાબરના જેવો જહાંગીર મોટો લેખક, કવિ કે કુદરતનો અભ્યાસી નહોતો. આ આત્મકથામાં જહાંગીરે પોતાના ચરિતનું ને અમલનું આબેહુબ વર્ણન આપ્યું છે અને તેમાં પોતાના દોષોને પણ

---

*આ માટે જહાંગીરનો પોતાનોજ વિચાર જુઓ, તુઝક-ઈ-જહાંગીરનું પુસ્તક ૨જું, પાનાં ૨૦-૨૧.

તેણે સુંદર રીતે જાહેર કર્યાં છે. તે સિવાય તેમાં ઉત્તર હિંદુસ્તાનના જુદા જુદા પ્રદેશોનાં ફળ, ફુલો, પશુઓ, પક્ષીઓ, માણસો, વગેરેનું પણ સુંદર વર્ણન આપવામાં આવ્યું છે.*

**સાર**—જહાંગીરના વખતમાં શાહઝાદા ખુશરૂના બંડથી પહેલાં સામ્રાજ્યની સુલેહનો ભંગ થયો. જહાંગીરે તે બંડને દાબી દીધું. પછી તેણે કિસ્તવાડ વગેરે પરગણાંઓ તાબે કર્યા. મેવાડનો રાણો હારી જતાં ખંડિઓ રાજા બન્યો. પાદશાહના અમીરોએ અહમદનગરના રાજ્યને તાબે કરવા ખૂબ મહેનત કરી પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. આ બનાવો મુખ્યત્વે નૂરજહાંના કારભારમાં બન્યા. તેનો કારભાર મહારાજ્યને લાભકારી હતો. કારણ કે બેગમ ચતુર ને શાણી હતી. માત્ર તે સત્તાની લોભી હતી. તેથી શાહઝાદા ખુર્રમે ને સરદાર મહાબતખાંએ બંડ કર્યાં. ખુર્રમે બેગમને કેદ કરી બીજા રાજવંશીઓને મારી નાંખ્યા ને પછી ગાદી લીધી. જહાંગીરે અકબરનું ધોરણ ચાલુ રાખ્યું. તે બાપના જેવો બાહોશ નહોતો. તેના વખતમાં કેટલાક અંગ્રેજો હિંદને પ્રવાસે આવ્યા હતા તેમાં સર થૉમસ રો પાદશાહ પાસે ઇંગ્લાંડના રાજાના પ્રતિનિધિ તરીકે આવી ગયો. જહાંગીર પોતાનાં સ્મરણો લખતો ગયો છે.

---

* If Babur was the Cæsar of the East and if the many-sided Akbar was an epitome of all the great Emperors, including Augustus, Trojan, Hadrian, Marcus Aurelius, Julian and Justinian, Jahangir was certainly of the type of the Emperor Claudius and so bore a close resemblance to our James I. All these men were weak men and under the influence of their favourites. All three were literary and at least two of them dabbled in theology. All three were in their wrong places as rulers. James I and Jahangir would have been happier as keeper of the Bodleian and of a Natural Historical Museum.

Preface to the *Tuzuk-i-Jahangiri* Vol. II, translated by Alexander Rogers.

**પ્રશ્નો**—(૧) નૂરજહાંનું પૂર્વ ચરિત આપો. તેના કારભારની સમીક્ષા કરો. (૨) જહાંગીરમાં ને અકબરમાં શો ફેર હતો? જહાંગીરના દસ્તૂરો વિષે તમે શું જાણો છો? (૩) શાહઝાદા ખુર્રમની કારકીર્દીનું રેખાચિત્ર આપો. (૪) મહાબતખાંના બળવાનું વર્ણન કરો. (૫) જહાંગીરનાં "સ્મરણો" ને બાબરનાં "સ્મરણો"માં તફાવતો હોય તે જણાવો. (૬) સર થૉમસ રોની વકીલાત વિષે કાંઇક લખો.

## પ્રકરણ ૧૦મું

## રજપુતો ને મુસલમાનોનું સહકાર્ય. શાહજહાં, ઇ. સ. ૧૬૨૮–૧૬૫૮.

**શાહજહાં**—શાહઝાદો ખુર્રમ અથવા શાહજાહાં મોગલ પાદશાહોમાં અકબર સિવાય સૌથી પ્રતાપી પાદશાહ થઈ ગયો. તેના વખતમાં ખાનજહાં લોદીના બંડ સિવાય ને વાયવ્ય તથા દક્ષિણની સરહદના બનાવો સિવાય આખા રાજ્યમાં સુલેહ રહી હતી. તેથી દેશની આબાદી સારી રીતે વધી. વળી પાદશાહને પોતાને ભવ્યતા, કળા, અને સુંદરતા ઉપર અત્યંત મોહ થવાથી તેના વખતમાં જગતની કળાની સમૃદ્ધિ સાથે ટક્કર મારી શકે તેવાં મયૂરાસન, તાજ-



શાહજહાં

મહેલ, દિવાને ખાસ, મોતી મસ્જીદ, વગેરે તૈયાર કરવામાં આવ્યાં.

**ખાનજહાં લોદીનું બંડ**—ખાનજહાં લોદી જાતે અફઘાન હતો અને જહાંગીરના વખતમાં તેણે જુદે જુદે સ્થળે નોકરી કરી હતી. દક્ષિણમાં તેણે ફતહખાં પાસેથી મોટી લાંચ લઈ તેને બાલાઘાટ પ્રાંત સુપ્રત કર્યો હતો ત્યારથી શાહજહાં તેને શકની દૃષ્ટિએ જોતો હતો. જ્યારે શાહજહાં ગાદીએ આવ્યો ત્યારે તેણે માળવામાં માંડુને સર કરી ત્યાં પોતાનો પડાવ નાંખ્યો. પણ પાછળથી પાદશાહે તેને મેળવી લીધો ને દખ્ખણમાં પાછો મોકલ્યો. દખ્ખણથી ખાનજહાં આગ્રા ગયો ત્યારે તેને પાદશાહનો ભરોસો ન આવ્યો તેથી તે રાજધાની છોડી નાસી ગયો. મોગલ સૈન્યે તેને ચંબલ નદી ઉપર હરાવ્યો. ૧૬૨૯માં તે દખ્ખણમાં નાસી ગયો; પણ અહમદનગરના ને બિજાપુરના સુલતાનો પાસેથી તેને કાંઈ મદદ ન મળી એટલે તે વળી ઉત્તર હિંદ પાછો વળ્યો પણ કાલંજર પાસે તે અને તેના પુત્રો મોગલો સામે લડતાં માર્યા ગયા, ઇ. સ, ૧૬૩૦.

**બુંદેલાઓનો પરાજય**—જહાંગીરના મિત્ર બુંદેલ રાજા વીરસિંહ દેવના પુત્ર ઝુઝરસિંહે પાદશાહના એક ખંડિઆ રાજા પાસેથી મોટો દંડ વસુલ કર્યો. બુંદેલખંડ દખ્ખણના માર્ગ ઉપર હોવાથી શાહજહાંએ તેને શિક્ષા આપવા ઔરંગઝેબને બુંદેલખંડમાં મોકલ્યો ને તેની ગાદી માટે બીજા બુંદેલ રાજાને હક્કદાર ઠરાવ્યો, ઇ. સ. ૧૬૩૫. ઝુઝરસિંહ ને તેનો કુંવર વિક્રમાજિત્ ગોંદવન નાસી ગયા પણ જંગલી ગોંદ લોકોએ તેમને મારી નાંખ્યા. મોગલનો આશ્રિત રાજા ઓર્ચ્છાની ગાદીએ આવ્યો. બુંદેલખંડમાં શાહજહાંએ ઘણાં હિંદુ મંદિરો તોડી મસ્જીદો બનાવી ને ઝુઝરસિંહના વંશજોને મારીને મુસલમાનો બનાવ્યા, ઇ. સ. ૧૬૩૬. પણ થોડાએક બુંદેલાઓ મોગલોને કાયર કરતા રહ્યા. ઔરંગઝેબના વખત પછી છત્રસાલ બુંદેલ રાજા થયો. તેણે મોગલોને હંફાવવા બાજીરાવ પેશવાને બુંદેલખંડમાં દાખલ કર્યો. એવી રીતે બુંદેલ રાજાઓએ મોગલાઈ ઉપર બાપીકું વૈર વસુલ કર્યું.

**અહમદનગર ખાલસા**—અહમદનગરમાં ફતહખાંએ સુલતાન મુર્તઝાખાંનું ખુન કર્યું અને તેના દસ વર્ષના સગીર પુત્ર હુસેનને ગાદી

ઉપર બેસાડ્યો. પછી તે મોગલો સાથે ભળી ગયો. ખાનજહાં લોદીએ, અગાઉ શાહઝાદા તરીકે પાદશાહે પોતે, ને બીજા મોગલ સરદારોએ હમેશાં બંડ કરતી વખતે દક્ષિણની સ્વતંત્ર સલ્તનતોની સાથે ભળી કાવાદાવા કરેલા; તેથી શાહજહાંએ અહમદનગર, બિજાપુર ને ગોવળકોંડાને કબજે લેવા નિશ્ચય કર્યો. મહાબતખાંએ એક પછી એક કિલ્લાઓ સર કર્યાં અને ઇ. સ. ૧૬૩૩માં અહમદનગર કબજે કરવામાં આવ્યું. હુસેન શાહ સુલતાનને ગ્વાલિયર રાજકેદી તરીકે મોકલી દેવામાં આવ્યો, જુન, ઇ. સ. ૧૬૩૩.

**શહાજી ભોંસલે, બિજાપુર ને ગોવળકોંડા,**—અહમદનગરની સ્વતંત્રતાનો નાશ થયો એટલે બિજાપુરના હિંદુ પ્રધાનની મદદથી શિવાજીના બાપ મરાઠી સરદાર શહાજીએ એક બાળકને સુલતાન કર્યો ને પોતે રાજ્ય કરવા લાગ્યો. આ કારણોથી શાહજહાં પોતે ઇ. સ. ૧૬૩૬માં દખ્ખણ આવ્યો. ગોવળકોંડાનો સુલતાન ખંડિઓ થયો. શહાજી પણ શરણ આવ્યો. શહાજીએ ઉભા કરેલા બાળક સુલતાન નિઝામશાહને ગ્વાલિયર રાજકેદી તરીકે મોકલી દેવામાં આવ્યો. આવી રીતે અહમદનગરની નિઝામશાહીનો અંત આવ્યો, ઇ. સ. ૧૬૩૬, મે—ઑક્ટોબર. નવા મુલકોની સુબાગીરી ઉપર ઔરંગઝેબની નીમણોક કરવામાં આવી ને તે શાહઝાદો ઇ. સ. ૧૬૩૬–૧૬૪૪ સુધી દખ્ખણના સુબા તરીકે આઠ વર્ષ રહ્યો. જીતાએલા મુલકમાંથી કોંકણના કિલ્લાઓ શાહજહાંએ બિજાપુરના સુલતાનને આપી દીધા.

**બાગલાણનો કબજો**—અત્યાર સુધી ખાનદેશ ને ગુજરાત વચ્ચે બાગલાણનો ફળદ્રુપ ને ઉપયોગી પ્રાંત હિંદુ રાજાઓના કબજામાં હતો. ઔરંગઝેબે ચડાઈ કરી, તે પ્રાંતને સર કર્યો.

**ઔરંગઝેબની દખ્ખણની બીજી સુબાગીરી**—ઔરંગઝેબ ઇ. સ. ૧૬૪૪માં દખ્ખણ છોડી ગયો ત્યારથી ૧૬૫૩ સુધીમાં દખ્ખણના કારભારમાં ઘણોજ ગોટાળો થઈ ગયો તેથી શાહજહાંએ શાહઝાદાને ઇ. સ. ૧૬૫૩માં ફરી દખ્ખણ મોકલ્યો.

**મીર જુમલા**—આ વખત દરમ્યાન ગોવળકોંડાના સુલતાને મીર જુમલાની મદદથી આખા કર્ણાટકમાં પોતાની સત્તા ફેલાવી હતી. મીર જુમલાનું મૂળ નામ મહમ્મદ સૈય્યદ હતું અને તે ઈરાનને। રહેવાશી હતો. તેનો બાપ ઇસ્પિહાનમાં તેલનો વેપાર કરતો હતો. ઇ. સ. ૧૬૩૦માં તે દખ્ખણુ આવી હીરાનો વેપાર કરવા લાગ્યો. સુલતાન અબ્દુલા કુત્બશાહે તેની બાહોશી જોઈ તેને વઝીર બનાવ્યો. મીર જુમલા રાજકારણમાં, હીસાબી ખાતામાં, કારભારમાં ને યુદ્ધકળામાં ઘણોજ પ્રવીણ હતો. તેણે યૂરોપિઅનોની મદદથી પોતાનું તોપખાનું ઘણુંજ સુધાર્યું અને પછી ઉત્તર કર્ણાટક જિતી ત્યાંના હિંદુ ઝમીનદારોને ખૂબ લુટયા ને તેથી અખુટ દ્રવ્ય ભેગું કર્યું.* મીર જુમલાની કર્ણાટકની જાગીરનું વાર્ષિક ઉત્પન્ન ૪૦ લાખ જેટલું આવતું અને તે પોતાના ખર્ચે ૩૦,૦૦૦નું લશ્કર નીભાવતો. આવી પ્રબળ સત્તાથી સુલતાન ગભરાયો અને બંનેને તકરાર થઈ. પરિણામે મીર જુમલા મોગલો સાથે ખુટી ગયો. મીર જુમલા પોતાના લશ્કર ઉપર ઘણો સારો કાબુ રાખી શકતો અને કુચ કરતી વેળા સાધારણ સિપાઈની દશા વેઠવામાં તેને શરમ આવતી નહિ.

**ગોવળકોંડાના રાજ્ય ઉપર ચડાઈ**—ગોવળકોંડાની સલ્તનત આ વખતે ઘણીજ સમૃદ્ધિવાળી હતી. હીરા, પોલાદ, બારીક વણાટકામ, શેતરંજીઓ, વગેરેનો હુન્નર અને વેપાર જોઇ ઔરંગઝેબને ગોવળકોંડા જિતવાનો લોભ લાગ્યો. કારણો ગોતવાં પડે એમ નહોતું. અબ્દુલા કુત્બશાહ મોગલ પાદશાહને નિયમસર ખંડણી ભરતો નહોતો. કર્ણાટકમાં ચંદ્રગિરિના રાજાએ ઔરંગઝેબની મદદ માંગી. કુત્બશાહનો વિખ્યાત ને ધનાઢ્ય સરદાર ને કર્ણાટકનો વિજેતા મીર જુમલા મોગલોને શરણ આવ્યો. ઔરંગઝેબે કુત્બશાહને મીર જુમલાના કુટુંબને છુટું કરવા ને તેની મીલકત સુપ્રત કરવા આજ્ઞા કરી. કુત્બશાહે ઢીલ કરી એટલે ઇ. સ. ૧૬૫૬ના જાનેવારિમાં મોગલોએ હૈદરાબાદ સર કર્યું. કુત્બશાહ ગોવળકોંડા નાસી ગયો. તે શહેરને પણ ઔરંગઝેબે ઘેરો ઘાલ્યો. તેનો વિચાર ગોવળકોંડાના રાજ્યને ખાલસા

---

*યૂરોપીય પ્રવાસી થેવેનો (Thevenot) કહે છે કે મીર જુમલા પાસે ૨૦ મણ તો હીરાજ હતા.

કરવાનો હતો. પણ શાહજહાં અને શાહઝાદો દારા વિરુદ્ધ પડયા. તેથી તેણે અબ્દુલ્લા સાથે સંધિ કરી. તે સુલતાને પોતાની શાહઝાદી ઔરંગઝેબના પુત્ર મહમ્મદ સુલતાનને આપી મોટો દંડ ભર્યો ને કેટલોક મુલક મોગલોને સ્વાધીન કર્યો. મીર જુમલા દિલ્હી ગયો. ત્યાં પાદશાહે તેને વઝીર બનાવ્યો. જાનેવારી–માર્ચ, ૧૬૫૬.

**બિજાપુર ઉપર સવારી**—ઇ. સ. ૧૬૩૬ ને ઇ. સ. ૧૬૫૭ની દરમ્યાન બિજાપુર સંસ્થાને કોંકણ, મ્હેસુર અને દક્ષિણ કર્ણાટકમાં પોતાની સત્તા વધારી હતી. તે સિવાય સુલતાન મહમ્મદ આદિલશાહ શાહજહાં સાથે સત્તા, દૌલત, અને ઇજ્જતમાં બરોબરી કરતો હતો. તે ઇ. સ. ૧૬૫૬ના નવ્હેંબરમાં મરી ગયો. તેના પછી તેનો પુત્ર અલી આદિલ ગાદીએ આવ્યો. ઔરંગઝેબે તેના વારસ તરીકેના હક્કને સ્વીકારવા ના પાડી. દિલ્હી મુકામે વઝીર મીર જુમલાએ શાહજહાંને દખ્ખણમાં દરમ્યાનગીરી કરવાની સલાહ આપી. તેથી પાદશાહે ઔરંગઝેબને પોતાનું મનગમતું કરવાની પરવાનગી આપી. ઔરંગઝેબે ઇ. સ. ૧૬૫૭માં બિજાપુર ઉપર ચડાઈ કરી. તે સલ્તનત ઔરંગઝેબના હાથમાં આવી જવાની તૈયારીમાં હતી પણ તુરતજ શાહજહાંએ લડાઈ બંધ કરવાનો હુકમ કર્યો તેથી બંને પક્ષકારો વચ્ચે સંધિ થઈ. આદિલશાહે એક કરોડનો દંડ ભર્યો ને મોગલોને નિઝામશાહીનો બધો પ્રદેશ તથા કેટલાક કિલ્લાઓ સુપ્રત કર્યા, ઑગસ્ટ ઇ. સ. ૧૬૫૭.

આ ઉપરાંત શાહજહાંએ ઇ. સ. ૧૬૩૪–૧૬૩૬માં નાનો તિબેટ લીધો, ઇ. સ. ૧૬૩૭માં કુચબિહારના રાજાને હરાવ્યો ને બિકાનેરના રાજાના બંડને દાબી દીધું.

**હુગલીના ફિરંગીઓનો પરાજય**—ફિરંગીઓએ પાદશાહની રજા સિવાય હુગલી ઉપર કોટકામ બાંધ્યું હતું. તેમના પરગણાં ઉપરનું મ્હેસુલ વધારતી વેળા તેઓએ વાંધો ઉઠાવ્યો હતો. સાતગાંવના વેપારને તેમની હાજરીથી મોટો આંચ આવતો. વળી કેટલાક ફિરંગીઓ પાદશાહી રૈયતને પરાણે ખ્રિસ્તી બનાવી યૂરોપ મોકલી દેતા હતા. તેમની સરકાર મોગલ પાદશાહની હકુમત સ્વીકારવા ના પાડતી હતી. એ કારણોથી

શાહજહાંએ ફિરંગીઓને શિક્ષા કરવા બંગાળાના સુબાને હુકમ કર્યો. તેણે હુગલી ઉપર સવારી કરી. ફિરંગીઓ બહાદુરીથી લડયા પણ હારી ગયા ને તેથી તેમને સુલેહ કરવી પડી, ઇ. સ. ૧૬૩૨.

**બદક્ષાન અને બલ્ખ**—બાબર ને અકબરની માફક શાહજહાંને પણ બલ્ખ ને બદક્ષાન જિતવાનો ઘણો લોભ હતો, કારણ કે તે પ્રાંતો એકવાર પોતાના વડવાઓના કબજામાં હતા. તેથી તે બદક્ષાનની ગાદીની તકરારમાં વચ્ચે પડયો. ઇ. સ. ૧૬૪૫માં તેણે રાજા જગતસિંહને, ઇ. સ. ૧૬૪૬માં શાહઝાદા મુરાદને, ને ઔરંગઝેબને ઇ. સ. ૧૬૪૭માં મોકલ્યા. પાદશાહ પોતે પણ કાબુલ ગયો. આ લડાઈમાં તેણે ચાર કરોડ રૂપીઆનું પાણી કર્યું અને ઘણા માણસોની ખુવારી થઈ.

**કંદહારમાં મોગલોનો પરાજય**—કંદહાર અફઘાનીસ્તાનનું નાક હતું. જ્યાં સૂધી મોગલો અફઘાનીસ્તાનના ધણી રહે ત્યાં સૂધી કંદહાર બીજી સત્તાના હાથમાં જવું જોઈએ નહિ તેવી શાહજહાંની દઢ માન્યતા હતી. તે સિવાય હિંદનો માલ કંદહાર થઈને ઇરાન જતો. ઇરાણીઓએ ઇ. સ. ૧૬૪૮માં તે કિલ્લાને ઘેરો ઘાલ્યો ને બે માસમાં કોટ સર કર્યો. શાહજહાંએ ઔરંગઝેબને, વઝીર સાદુલ્લાખાંને ને પછી દારાને મોકલ્યા પણ ઇરાણીઓ આગળ તેઓ ફાવ્યા નહિ. આ ઘેરામાં શાહજહાંએ બાર કરોડ રૂપીઆનો ધૂમાડો કર્યો. પરાજયનું મુખ્ય કારણ એ હતું કે મોગલો ઇરાણીઓથી કોટના બચાવકામમાં ને તેને સર કરવાના કામમાં ઘણાજ ઉતરતા હતા.

**ઇ. સ. ૧૬૩૦–૩૨નો દુકાળ**—શાહજહાંના વખતનો ઇતિહાસકાર ઇ. સ. ૧૬૩૦–૩૨ના વર્ષોમાં દખ્ખણ, માળવા ને ગુજરાતમાં ભયંકર દુકાળ પડયાનું જણાવે છે. અહમદાબાદમાં શાહજહાંએ વીસ દિવસ સૂધી અર્ધો લાખ રૂપીઆ ગરીબ લોકોમાં વ્હેંચ્યા અને ખેડુતોને બીજી રાહત આપી. તે સિવાય જાગીરદારોએ પણ યોગ્ય ઉપાયો લીધા. અલ્લ-બત્ત, દુષ્કાળ–નિવારણ માટે મોગલોના વખતમાં અત્યારના જેવા ઉપાયો લેવામાં આવતા નહોતા.

**પાદશાહનો મંદવાડ ને ગાદી માટે લડાઈની તૈયારીઓ**—ઇ. સ. ૧૬૫૭ના સપ્ટેંબર માસમાં દિલ્હી મુકામે શાહજહાં માંદો પડયો. થોડા વખત પછી હવાફેર માટે તે આગ્રા ગયો. ત્યાં તેને સારૂં થવા લાગ્યું; પણ મહારાજ્યમાં એવી ગપ ઉડી કે પાદશાહ મરી ગયો છે અને દારા પોતાના સ્વાર્થ માટે તે વાત ગુપ્ત રાખે છે. તેથી બીજા શાહઝાદાઓ ગાદી માટે લડવાની તૈયારીઓ કરવા લાગ્યા. એક માસમાં તો પાદશાહ સાજો થઈ ગયો. આ દરમ્યાન બધી વસ્તુસ્થિતિ બદલાઈ ગઈ.

**શાહજહાંના ચાર પુત્રો**—શાહજહાંને ચાર પુત્રો હતા. (૧) દારા. (૨) શુજા. (૩) ઔરંગઝેબ. (૪) મુરાદ બક્ષ. તેમાં સૌથી મોટો દારા હતો. બધા પુત્રો એકજ માના હોવાથી પરંપરાએ ગાદી ઉપર દારાનોજ હક્ક હતો. શાહજહાં તેને હમેશાં પોતાની પાસે રાખતો. દારા પાસે અલ્લાહાબાદ, પંજાબ ને મુલતાનની સુબાગીરી રહેતી. તે ૬૦,૦૦૦નો મનસબદાર હતો. તેને શાહ–ઇ–બુલંદ–ઇકબાલનો ઇલિકાબ આપવામાં આવ્યો હતો. દરબારમાં તે પાદશાહની પાસેજ બેસતો ને રાજ્યનો તમામ વહિવટ તે કરતો. દારાની ઉમર પાદશાહના મંદવાડ વખતે ૪૨ વર્ષની હતી. તે ટેસ્ટમેંટ, ને ઉપનિષદોનો મોટો અભ્યાસી હતો ને તે વિષયો ઉપર તેણે સારાં પુસ્તકો લખ્યાં હતાં. તેને ઇસ્લામમાં શ્રદ્ધા હતી, જો કે તે રમઝાનના રોજા કે એવી ક્રિયાઓમાં માનતો નહિ. દારા શાહજહાં પાસે હમેશાં રહેતો તેથી તેને યુદ્ધનો કે કારભારનો પ્રત્યક્ષ અનુભવ નહોતો. તેને માણસની પરીક્ષા કરતાં આવડતું નહિ. દારાને ખુશામત પ્રિય હતી ઘણીવાર તે ગુસ્સે થઈ જતો. વળી તે મિથ્યાભિમાની હતો. એક મોટા રાજ્યના ધણી થવાની તેનામાં શક્તિ નહોતી. પણ અતિ પ્યારથી શાહજહાંએ પોતાના મંદવાડ વખતે વસીયતનામું કર્યું તેમાં દારાને ગાદીનો વારસ ઠરાવ્યો. ઔરંગઝેબને ને દારાને અણબનાવ હતો. પાદશાહની એક બેટી જહાન્ આરા દારાના પક્ષમાં હતી.

**મહમ્મદ શુજા**—શુજા બુદ્ધિશાળી, કલાવિદ્, પરાક્રમી અને મીલનસાર હતો; પણ બંગાળાની સુબાગીરી ઉપર ૧૭ વર્ષ સૂધી રહેવાથી

તે બેદરકાર, વિષયલંપટ, આળસુ અને નાલાયક થઈ ગયો હતો. શાહજહાંના મંદવાડ વખતે તેની ઉમર ૪૧ વર્ષની હતી. તે બહાદુર સિપાઈ અને સાધારણ સરદાર હતો. મુરાદના જેવો તે ભોળો નહોતો તેથી ઔરંગઝેબના કપટ સામે તે ટકી શક્યો ને કેદ ન પકડાતાં આરાકાન ભાગી ગયો.

**ઔરંગઝેબ**—ઔરંગઝેબ શાહજહાંનો ત્રીજો પુત્ર હતો. તેનો જન્મ ઇ. સ. ૧૬૧૮ના ઑક્ટોબર માસમાં દાહોદ મુકામે થયો હતો. તે નિડર, વિદ્વાન્, કપટી, કરકસરી, ધર્માંધ, શૂર, યુદ્ધકળામાં પ્રવીણ ને રાજકારણમાં પૂરો નિપુણ હતો. બાજીઓ રમવામાં તે ઘણોજ બાહોશ હતો. દારાને ને જહાન્ આરાને તે ધિક્કારતો. ગાદી પચાવી પાડવાનો તેને મોટો લોભ હતો પણ પોતાના મનોરથો બીજા આગળ ગુપ્ત રાખવાની કળા તે સારી પેઠે સમજતો હતો તેથી અંતે બધામાં તે ફાવી ગયો. શાહઝાદી રોશન આરા તેના પક્ષમાં હતી.

**મુરાદ**—મુરાદે બલ્ખ, દખ્ખણ ને ગુજરાતમાં કામગીરી કરી હતી. શાહજહાં માંદો પડ્યો ત્યારે તે ગુજરાતનો સુબો હતો. તે મૂર્ખ ને મોજીલો હતો. અનુભવનો લાભ લેવાની તેનામાં શક્તિ કે ઇચ્છા નહોતી. પણ તે ઘણો ઉદાર હતો. નાણું તે પાણી માફક વાપરતો તેથી તેના પાસે મોટું લશ્કર તૈયાર રહેતું. મુરાદ એક બહાદુર સિપાઈ હતો. પણ તેનામાં સરદારી કરવાની શક્તિ નહોતી. તે ભોળો હતો. એ ભોળપણનો ઔરંગઝેબે દુરુપયોગ કર્યો ને તેથી મુરાદનો નાશ થયો.

**ભાઈઓ વચ્ચે લડાઇ–દારાની હાર, શાહજહાં કેદ**—પહેલાં મુરાદે ગુજરાતમાં પાદશાહી જાહેર કરી ને ઇ. સ. ૧૬૫૮ના જાનેવારિ માસમાં તેણે માળવા તરફ કુચ કરી. તે દરમ્યાન ઔરંગઝેબ ને મુરાદ વચ્ચે સંધિ થઈ ગઈ હતી. ઔરંગઝેબે પંજાબ, અફઘાનીસ્તાન, કાશ્મીર ને સિંધના પ્રાંતો મુરાદને આપવા કબુલીઆત આપી ને બંને ભાઇઓએ પોતાનાં લશ્કરોને ભેગાં કરી આગ્રા તરફ જવાનો સંકેત કર્યો. દારાએ જોધપુરના રાઠોડ રાજા જશવંતસિંહને ને કાસિમખાંને ઔરંગઝેબ સામે ને જયપુરના રાજા જયસિંહ તથા પોતાના પુત્ર સુલેમાનને શુજા સામે

મોકલ્યા. જશવંતની ને ઔરંગઝેબ ને મુરાદનાં લશ્કરની ભેટાભેટી ઇ. સ. ૧૬૫૮ના એપ્રિલમાં ઉજ્જન પાસે થઈ. જશવંતના લશ્કરના મુસલમાનો ઔરંગઝેબ સામે લડયાજ નહિ. ઔરંગઝેબના તોપખાના આગળ શૂરા રજપુતો ચાળણીની માફક વીંધાઈ ગયા. રાજા પોતે જોધપુર નાસી ગયો. પછી બંને શાહઝાદાઓ ચંબલ આગળ આવ્યા ત્યાં દારાએ પોતે મોટું લશ્કર લઈ પડાવ નાંખ્યો હતો; તેથી અજાણ્યે માર્ગે ચંબલ ઉતરી આગ્રા પાસે તેઓ દારા સામે આવ્યા. લડાઈમાં દારાના હાથી ઉપર સખ્ત ઘા પડવાથી તે નીચે ઉતર્યો. લશ્કરને એમ લાગ્યું કે શાહઝાદો માર્યો ગયો છે એટલે તેના બધા માણસો નાસી ગયા. દારા પોતે આગ્રા ગયો. શાહજહાંએ તેને દિલ્હી તરફ રવાના કર્યો. ઔરંગઝેબે આગ્રા સર કર્યું, શાહજહાંને કેદ કર્યો, ને તે દિલ્હી જઈ આલમગીર નામ ધારણ કરી તખ્તનશીન થયો. જુલાઈ, ઇ. સ. ૧૬૫૮.

**મુરાદનો નાશ**—ઔરંગઝેબ હવે રાજ્યનો ધણી થઈ ગયો હતો તેથી મુરાદને તેની અદેખાઈ આવવા લાગી. તે સિવાય ઔરંગઝેબે તેને કરાર પ્રમાણે સિંધ, વગેરે પ્રાંતો આપવા ના પાડી. મુરાદે પોતાનું લશ્કર વધારવા માંડયું.* ઔરંગઝેબને મુરાદનો ડર લાગવા લાગ્યો. તેથી એક વાર તેણે મુરાદને ભોળવી જમવા બોલાવ્યો. જમ્યા પછી નિદ્રાવશ થએલા મુરાદને નિઃશસ્ત્ર કરવામાં આવ્યો ને પછી તેને કેદી તરીકે મોકલી દેવામાં આવ્યો. એક દિવસ ગ્વાલિયરમાં તેને છુટો કરવા એક કાવતરૂં બહાર પડી ગયું. તેથી ઔરંગઝેબે ગુજરાતની સુબાગીરી વેળા અલી નાકી નામના પોતાના નિર્દોષ દિવાનનું ખુન કરવાનો આરોપ મુરાદ ઉપર મૂકવા દિવાનના બીજા પુત્રને સૂચના કરી. આરોપ સાબીત થયો. મુરાદને ઇ. સ. ૧૬૬૧ના ડિસેંબરમાં દેહાંતદંડ કરવામાં આવ્યો.

---

***નોંધ—ઔરંગઝેબે, મુરાદને પાદશાહ બનાવી પોતે ફકીરી લેશે, એવી છેતરપીંડી કર્યાનું લખાણ કરવામાં આવે છે તે હવે વજન વગરનું ગણાય છે. વધુ માટે જુઓ પ્રો. જદુનાથ સરકારકૃત ઔરંગઝેબના સમયનો ઇતિહાસ પુસ્તક બીજું, પાનાં, ૮૮–૮૯.**

**દારા શિકોહનો પરાજય ને નાશ**—આગ્રા લીધા પછી ઔરંગઝેબ દારા પાછળ થયો. દારા દિલ્હીથી લાહોર નાસી ગયો. ત્યાં પણ ઔરંગઝેબે તેની પૂઠ પકડી. નિરાધાર દારા સિંધ વાટે અમદાવાદ ગયો. સુભાગ્યે ગુજરાતના સુબાએ તેને આવકાર અને મદદ આપ્યાં. જશવંતસિંહે મદદ આપવાનું વચન આપ્યું એટલે દારા અજમેર ગયો. ત્યાં આગળ ઇ.સ. ૧૬૫૯ના માર્ચમાં ઔરંગઝેબના લશ્કર સાથે ત્રણ દિવસ ભયંકર યુદ્ધ થયું. દારા હારી ગયો. વળી પાછો તે અમદાવાદ ને ભુજ ગયો. પણ ક્યાંય આશરો ન મળતાં છેવટે ઇરાન જવાનો ઇરાદો કર્યો. પણ તેની બેગમે તેને એટલે છેટે જવા દીધો નહિ તેથી કાબુલ જવાનો નિર્ણય કરી ઝમીનદાર મલિક જીવણને આશરે ગયો. તે હરામખોર અને લુચ્ચા માણસે ગરીબ દારાને તેના શત્રુઓને સ્વાધીન કર્યો. દિલ્હીમાં ઔરંગઝેબે દારાને ગંદી હાથણી ઉપર સવારી કરાવી બજારમાં ફેરવ્યો. દિલ્હીના લોકો ઉશ્કેરાઈ ગયા. તેથી દારા ઇસ્લામનો ને રાજ્યનો શત્રુ છે એ આરોપ ઉપર તેનો વધ કરવામાં આવ્યો, ઇ. સ. ૧૬૬૦, ઓગસ્ટ. વૈરબુદ્ધિવાળા, ક્રૂર ને લાગણી વગરના ઔરંગઝેબે દારાના શબને રાજધાનીમાં ફેરવી કોઈ જાતના સંસ્કાર કર્યો વગર દાટવાનો હુકમ કર્યો. દારાનો મોટો પુત્ર સુલેમાન શિકોહ હરદ્વાર તરફથી પંજાબ જતો હતો ત્યારે શ્રીનગરના દરબારમાંથી તેને કેદ કરવામાં આવ્યો ને પછી ગ્વાલિયરના કિલ્લામાં તેને ઝેર પાઈ મારી નાંખવામાં આવ્યો. મે, ઇ. સ. ૧૬૬૨.

**શુજાનો પરાજય ને નાશ**—ઇ. સ. ૧૬૫૯માં દારાએ પોતાના પુત્ર સુલેમાન શિકોહ, જયસિંહ ને દિલીરખાંને શુજા સામે મોકલ્યા હતા. ઇ. સ. ૧૬૫૮ના ફેબ્રુઆરિમાં તેઓએ કાશી પાસે શુજાના લશ્કર ઉપર ઓચિંતો છાપો માર્યો. શુજા બહાર નાસી ગયો. દરમ્યાન જશવંતસિંહનો પરાજય થતાં સુલેમાન શિકોહ બાપની કુમકે જવા પાછો ફર્યો. ઔરંગઝેબ પાદશાહ થયો એટલે તેણે શુજાને મેળવી લેવા પ્રયાસ કર્યો પણ શુજા બેવકૂફ નહોતો. તેને ઔરંગઝેબનો જરાય ભરોસો નહોતો. તેથી તકનો લાભ લઈ તુરતજ તે પશ્ચિમ તરફ ધસી આવ્યો. ઔરંગઝેબ ને તેની વચ્ચે કોરા આગળ યુદ્ધ થયું; શુજા હારી ગયો. વઝીર મીર

જુમલાએ હવે તેની પૂઠ પકડી એટલે તે ગંગા નદીને પેલે પાર ચાલ્યો ગયો. તેની પાસે યુરોપિઅન અમલદારોવાળું જબરદસ્ત તોપખાનું અને અને નૌકાસૈન્ય હતાં. તેમની મદદથી તેણે થોડા વખત માટે તો મીર જુમલાને હંફાવ્યો. એ વખતે ઔરંગઝેબનો મોટો પુત્ર સુલતાન મહમ્મદ દગો કરી શુજાના પક્ષમાં ભળી ગયો. પણ ઔરંગઝેબે મીર જુમલાને . મે.ક લ્યાં કરી તેથી શુજા ઢાકા તરફ નાસી ગયો. ત્યાં તેને મદદ ન મળી એટલે ફિરંગીઓની મદદથી તે આરાકાન નાસી ગયો; ઇ. સ. ૧૬૬૦. ત્યાર પછી તેનું શું ભવિષ્ય થયું તેની હકીકત કોઈએ આપી નથી. ઔરંગઝેબે પોતાના બેવફા પુત્ર સુલતાન મહમ્મદને કેદ કર્યો ને તે કેદખાનામાંજ મરી ગયો.

**ઔરંગઝેબનો બીજો રાજ્યાભિષેક**—બાપને ને પુત્રને કેદ કર્યા; બે ભાઈઓને ને એક ભત્રીજાને મારી નાંખ્યા; એક ભાઈને હિંદમાંથી કાઢી મૂક્યો; એટલે ઔરંગઝેબ નિર્ભય બન્યો ને ઇ. સ. ૧૬૫૯ના જુનમાં પોતે પૂર ભભકાથી બીજી વાર તખ્તનશીન થયો. શાહજહાંના અમલનો અંત આવ્યો. હવે આપણે તે અમલનાં લક્ષણો તપાસીએ.

**સુન્ની શાહજહાં**—અકબરે અને જહાંગીરે હિંદુ ધર્મ તરફ સમાન ભાવ રાખ્યો હતો. શાહજહાંએ એ ધોરણમાં ઘણો ફેરફાર કરી નાંખ્યો. બુંદેલ રાજા ઝુઝારસિંહના કુટુંબીઓને ને ઝનાનાને તેણે પરાણે મુસલમાન બનાવ્યાં હતાં તે આપણે ઉપર જોઈ ગયા છીએ. અકબરના વખતથી મોગલ સામ્રાજ્યમાં ઇરાણી રીત મુજબ દિવસવાર ગણવામાં આવતાં. શાહજહાંએ હવે ઇસ્લામી ઢબ મુજબ ગણત્રી કરવાનો હુકમ કર્યો. નવાં મંદિરો બાંધવાની તેણે મનાઈ કરી અને હિંદુઓને ને ખ્રિસ્તીઓને તેણે સતાવ્યા પણ ખરા. રજપુત રાજાઓને મોટી નોકરી ઉપર રાખવાથી તે વિરુદ્ધ હતો. પાદશાહ થયા પછી તેણે એશઆરામમાં રહેવા માંડયું. છતાં તેના રાજ્યની સમૃદ્ધિ અઢળક હતી. આ સમૃદ્ધિ ઉપરથીજ એક અનુમાન થઈ શકે છે ને તે એ છે કે તે વખતે આપણો દેશ ઘણો આબાદ હોવો જોઈએ. ઘણા લાંબા કાળ સુધી ગરીબ પ્રજાને ચૂસીને એટલું નાણું કદિ

ભેગું થઈ શકે નહિ. તે એકંદર ઉદાર, માયાળુ અને બાહોશ પાદશાહ થઈ ગયો. શાહજહાં રાજ્યની તિજોરીમાં પુષ્કળ નાણું ભેગું કરી શક્યો હતો.

**શાહજહાંનો ભભકો**—શાહજહાં પોતે કળાનો શોખીન હતો. તેથી તેણે ઇ. સ. ૧૬૩૧માં મૃત્યુ પામેલી પોતાની બેગમ અર્જુમંદબાનુ બેગમ અથવા મુમતાઝ મહાલની યાદગીરી કાયમ રાખવા આગ્રા મુકામે જમના નદી ઉપર આરસનો **તાજમહેલ** બંધાવ્યો. સ્થાપત્યના પંડિતો "આરસનું સ્વપ્ન" કહી તેની પ્રશંસા કરે છે.* તાજને બાંધતાં ૨૨ વર્ષ લાગ્યાં હતાં ને તે માટે ઇટલિ જેટલેથી દૂર દૂરના કારીગરો રોકવામાં આવ્યા હતા. શાહજહાંએ જુના દિલ્હી પાસે નવું શહેર વસાવ્યું ને તેને



દિવાને આમ

* "It is a dream in marble or tear transformed into a stone formed by Titans and finished by jewellers." તાજને મયૂરાસન–તખ્ત–ઇ–તૌસ–વિષે વધારે માહિતી માટે લેખકનું પુસ્તક History of Mogul Rule in India જોવું.

**શાહજહાનાબાદ**નું નામ આપ્યું. ત્યાં તેણે **દિવાને આમ** ને **દિવાને ખાસ** બાંધ્યાં. દિવાને ખાસની કચેરીની કમાનો ઉપર એવો લેખ લખવામાં આવ્યો છે કે-"**જો પૃથ્વી ઉપર કયાંય પણ સ્વર્ગ હોય તો તે અહિં છે ને અહિંજ છે.**" ખચખચતા હીરામાણેક ને મોતીથી શણગારેલું એક નવું તખ્ત કરાવ્યું. તેનો ઘાટ મોર જેવો હોવાથી તે મયૂરાસન કહેવાય છે. દિલ્હીમાં શાહજહાંએ મોટી મસ્જીદ બંધાવી. શાહજહાં ચિત્રકામનો ઘણો શોખીન હતો. એમ કહેવાય છે કે તેના દરબારના ચિતારાઓ ખીસકોલીના એકજ વાળની પીછીથી ચિત્ર ઉપર રંગ પૂરી શકતા. તેણે જમના નદીની જુની નહેર સમી કરાવી ખેતીને સુધારી. તેના વખતમાં અકબરના ને નૂરજહાંના સારા અમલનું પરિણામ સ્પષ્ટ દેખાવા લાગ્યું. શાહજહાંનો વઝીર સાદુલ્લાખાં ઘણોજ ડાહ્યો ને નિપુણ મુત્સદ્દી હતો.



દિવાને ખાસ

**શાહજહાંનું છેવટ**—જુવાનીમાં શાહજહાં વિષયી હતો તેથી કેટલાકો એમ કહે છે કે આગ્રાના કિલ્લામાં કેદી તરીકે પણ તેણે તે હલકી ટેવનો ત્યાગ કર્યો નહોતો. આ વાત ખોટી છે. કેદી તરીકે શાહજહાંએ ઔરંગઝેબનાં બધાં અપમાનો ધીરજથી સહન કર્યાં અને પોતાની ઉત્તર અવસ્થા ખુદાની બંદગીમાં ગાળી. માવજત કરવા તેની વિદુષી બેટી જહાન્ આરા તેની પાસે રહેતી. ઔરંગઝેબે તેના ઉપર પાકો પહેરો રાખ્યો હતો. તે ઇ. સ. ૧૬૬૬ના જાનેવારિની ૨૨મી તારીખે મરી ગયો. ઔરંગઝેબે બાપના શબને પાદશાહી સંસ્કાર કરાવવા જેટલો પણ વિવેક કર્યો નહિ. મરતી વખતે શાહજહાંએ ઔરંગઝેબને માફી આપી હતી પણ ઔરંગઝેબ ભૂતકાળ ભૂલી જાય એવો ઉદાર મનનો નહોતો.

**યુરોપના પ્રવાસીઓ**—શાહજહાંના વખતમાં **પિટર મુંડી** નામનો અંગ્રેજ ઇ. સ. ૧૬૨૯માં આવેલો. તેણે ગુજરાતના દુષ્કાળનું સારૂં ચિત્ર આપ્યું છે. **બર્નિઅર** નામનો ફ્રેંચ ડૉક્તર દારા પાસે રહેતો. તેણે શાહઝાદાઓના યુદ્ધનું અને દારાની નાસભાગનું વર્ણન આપ્યું છે. **ટેવર્નિઅર** નામના બીજા ફ્રેંચ પ્રવાસીએ પણ સારૂં ચિત્ર આપ્યું છે. તે એટલે સુધી કહે છે કે શાહજહાં પોતાની પ્રજાને પુત્રવત્ પાળતો. ઇટલિનો પ્રવાસી **મનૂકી** મોગલોના તોપખાનામાં નોકર હતો. તેનું લખાણ પણ એ વખતનો ઇતિહાસ સમજવા બહુ ઉપકારક થઈ પડે છે.

**સાર**—શાહજહાંએ ગાદીએ આવતાં વારજ ખાનજહાં લોદીનો બળવો દાબી દીધો. પછી તેણે બુંદેલાઓને, ફિરંગીઓને અને બાગલાણ ને નાના તિબેટના રાજાઓને તાબે કર્યાં. અહમદનગરના રાજ્યને મોગલાઇમાં ભેળવી દેવામાં આવ્યું. ઔરંગઝેબ બિજાપુર ને ગોવળકોંડા પણ જિતી લેવાની તૈયારીમાં હતો પણ શાહજહાંએ તેમ કરતાં તેને અટકાવ્યો. પાદશાહે ગોવળકોંડાના અમીર મીર જુમલાને વઝીરાત આપી. શાહજહાંના વખતમાં ઇરાનના શાહે કંદહાર લઈ લીધું. ઇ. સ. ૧૬૫૭–૫૮માં પાદશાહ માંદો પડયો તેથી તેના ચાર પુત્રો વચ્ચે યુદ્ધો થયાં; તેમાં દારાનાં લશ્કરોને ઔરંગઝેબે ને મુરાદે હરાવ્યાં તેથી દારા નાસી ગયો; પણ છેવટે જીવણ

બક્ષ નામના માણસના દગાથી પકડાઈ ગયો. કપટી ઔરંગઝેબે તેને મારી નંખાવ્યો. સુલેમાન શિકોહે ને જયસિંહ રાજાએ શાહઝાદા શુજાને હરાવ્યો. શુજા બંગાળા ને પછી આસામ નાસી ગયો. ઔરંગઝેબ તેને પકડી શક્યો નહિ. સુલેમાન શિકોહ અને મુરાદનાં પણ ઔરંગઝેબે ખુન કરાવ્યાં. પછી તે પાદશાહ થયો.

શાહજહાંએ અકબરના ધોરણનો ત્યાગ કર્યો ને હિંદુઓને સતાવવા માંડ્યા.

પાદશાહ કળાનો ઘણો શોખીન હતો. તાજમહેલ, મયૂરાસન, વગેરે તેણે તૈયાર કરાવ્યાં. તેણે શાહજહાનાબાદ વસાવ્યું. બર્નિઅર વગેરે યૂરોપીય પ્રવાસીઓ આ વખતે હિંદ આવી ગયા.

**પ્રશ્નો**—(૧) ખાનજહાં લોદીના બંડને વર્ણવો. (૨) મોગલોએ અહમદનગર કેવી રીતે કબજામાં લીધું ? (૩) ફિરંગીઓ પાદશાહ સામે શા માટે લડ્યા ? (૪) કંદહાર ને બદક્ષાન જિતવા મોગલોએ કેવા પ્રયત્નો

---

## (૧) શાહજહાંના સેનાપતિ ખાનખાનાં આસફખાંએ મરણ વખતે મૂકેલી મીલકતની નોંધ.

**હિજરીના ઇ. સ. ૧૦૫૧ના વર્ષના શાબાનની ૧૭મી તારીખે યમીનુદ્દૌલા આસફખાં ખાનખાનાં મરી ગયો. પાદશાહ (શાહજહાં) ને તે વાતની બાતમી મળી ત્યારે તે ઘણો દીલગીર થયો અને સેનાપતિના શબને જહાંગીર પાદશાહની કબરની પશ્ચિમ બાજૂએ દાટવું ને તે ઉપર ઘુમ્મટ કરવો, એવું પોતે ફરમાવ્યું. આસફખાંની જાત મનસબ ૯૦૦૦ની હતી. તેની બીજી મનસબનો ૧૬ કરોડ અને ૨૦ લાખ દામનો પગાર થતો. તેમાંથી તેને ૫૦ લાખની બચત રહેતી. × × × લાહોરમાં તેણે ભવ્ય ઘર બંધાવ્યું હતું ને તે ઉપર ૨૦ લાખ ખર્ચ્યાં હતા. મરણ વખતે તેની પાસે ૨॥ કરોડ રૂપીઆ જેટલી મીલકત હતી—રૂ. ૩૦ લાખનું જવાહીર; ૪૨ લાખની કિંમતનું અશરફી નાણું; ૧॥ કરોડ રોકડ રૂપીઆ; રૂ. ૩૦ લાખનો સોના ચાંદીનો અને પરચુરણ રૂ. ૨૩ લાખનો માલ.**

**અબ્દુલ હમીદ લાહોરીએ લખેલા "પાદશાહનામા" ઉપરથી. ઇલિઅટ, પુસ્તક સાતમું, પાનાં ૬૮-૬૯.**

ક્યાં ? (૫) ભાઇઓનાં યુદ્ધોનું વર્ણન કરો. (૬) શાહજહાંના ચાર શાહઝાદાઓનાં ચરિતો આપો. (૭) "શાહજહાંના અમલમાં હિંદ ઘણું

---

## (૨) મયૂરાસન

The Great Mogul has seven magnificent thrones, one wholly covered with diamonds, the others with rubies, emeralds and pearls.

The principal throne, which is placed in the hall of the first court, is nearly of the form and size of our camp-beds; that is to say, it is about 6 feet long and 4 wide. Upon the four feet, which are very massive, and from 20 to 25 inches high, are fixed the four bars, which support the base of the throne, and upon these bars are, ranged twelve columns, which sustain the canopy on three sides, there not being any on that which faces the court. Both the feet and the bars, which are more 18 inches long, are covered with gold inlaid and enriched with numerous diamonds, rubies and emeralds. In the middle of each bar there is a large Badakshani ruby...with four emeralds round it, which forms a cross. Next in succession, from one side to the other along the length of the bars there are similar crosses, arranged so that in one the ruby is the middle of four emeralds, and in another, the emerald is in the middle and the four rubies surround it × ×. The intervals between the rubies and the emeralds are covered with diamonds. × ×. There are also in some parts pearls set in gold and upon one of the longer sides of the throne, there are four steps to ascend it. × × × I counted the × × rubies × × and there are about 108. × × × As for the emeralds × × × I counted

આબાદ હતો" એ વાત સાચી છે? (૮) શાહજહાં પુત્ર તરીકે, પાદશાહ તરીકે ને બાપ તરીકે કેવી રીતે વર્ત્યો તે જણાવો.

---

116. × × The underside of the canopy is covered with diamonds and pearls, with a fringe of pearls all round, and above the canopy, which is a quadrangular-shaped dome, there is to be seen a peacock with elevated tail made of blue sapphires and other colured stones, the body being of gold inlaid with precious stones having a large ruby in front of the breast, from whence hangs pear-shaped pearl × × ×. On both sides of the peacock, there is a large bouquet of the same height as the bird, and consisting of many kinds of flowers made of gold inlaid with precious stones. On the side of the throne which is opposite the court, there is to be a jewel, consisting of a diamond × × with rubies and emeralds round it. and when the king is seated, he has this jewel in full view. But that which in my opinion is the most costly thing about this magnificent throne is, that twelve columns supporting the canopy are surrounded with beautiful rows of pearls, which are round and of fine water. × × At four feet distance from the throne there are fixed, on either side, two umbrellas, the sticks of which for 7 or 8 feet in height, are covered with diamonds, rubies and pearls. The umbrellas are of red velvet and are embroidered and fringed all round with pearls. × × × Those who keep the accounts × × have assured me that (the cost of) this amounts to one thousand and seventy lacs of rupees (£ 12,037,500, one rupee being equal to 2s. 3d.)

Tavernier's *Travels*, Vol. I P.P. 381; 385.

## પ્રકરણ ૧૧મું

# જુના ધોરણનો ત્યાગ ને અવનતિનાં બીજો.

## ઔરંગઝેબ, ઇ. સ. ૧૬૫૮-૧૭૦૭.

**ઔરંગઝેબના અમલના બે વિભાગ**—ઔરંગઝેબના અમલના બે વિભાગો થઈ શકે છે. (૧) ઇ. સ. ૧૬૫૮–૧૬૮૧. આ વખત દરમ્યાન પાદશાહે ઉત્તર હિંદમાં રહી શત્રુઓને હરાવ્યા. (૨) ઇ. સ. ૧૬૮૧–૧૭૦૭. આ વખતે પાદશાહ દક્ષિણમાં રહ્યો અને બિજાપુર, ગોવળકોંડા ને પછી મરાઠાઓ સાથે લડયો. બીજા વિભાગમાં ઉત્તર હિંદનો તમામ કારભાર ઢીલો થઈ ગયો અને રજપુતો, સિખો ને બુંદેલાઓ મોગલો સામે ઉઠયા.



ઔરંગઝેબ

**કુચબિહાર અને આસામ**—ઇ. સ. ૧૬૫૮માં કુચબિહારના રાજાએ મોગલ સરહદ ઉપર ચડાઈ કરી ને આસામના રાજાએ ગૌહતી લઈ લીધું. તેથી ઔરંગઝેબે મીર જુમલાને તેમની સામે મોકલ્યો. તેણે કુચબિહાર ને આસામ જિતી લીધાં પણ પાણી લાગવાથી તે ૧૬૬૩માં મરી ગયો. આસામીઓ હવે મોગલો સામે થયા, તેથી મોગલોને તેમનો દેશ છોડી દેવો પડયો. કુચબિહાર પણ સ્વતંત્ર થઈ ગયું; ઇ. સ. ૧૬૬૧–૭૯.

**સાતગાંવનો કબજો**—સાતગાંવ આરાકાનના રાજાના કબજામાં હતું. તેણે પૂર્વ બંગાળાનાં કેટલાંક પરગણાંઓ પણ સર કરી લીધાં હતાં

ને આરાકાનના અખાતમાં હબશી અને ફિરંગી ચાંચીઆઓ મોગલ પ્રજાને ને વેપારીઓને બહુજ ત્રાસ આપતા હતા. શુજા આરાકાન નાસી ગયો હતો તેથી તેની પૂઠ પકડવાની પણ જરૂર હતી. એ કારણોથી ઔરંગઝેબે સાતગાંવ સર કરવા વિચાર કર્યો. બંગાળાના સુબા ને પાદશાહના મામા શાયસ્તાખાંએ ફિરંગીઓને પોતાની નોકરીમાં લીધા, પછી સાતગાંવમાંથી એક મોટો કાફલો તૈયાર કર્યો ને આરાકાનીઓને હાંકી કાઢ્યા, જાનેવારિ, ૧૬૬૬. પૂર્વ બંગાળાના લોકો ચાંચીઆના ત્રાસથી છુટા થયા.

**સરહદ ઉપરના પઠાણો**—ઇ. સ. ૧૬૬૭માં પેશાવરથી અટક સુધીના બધા પઠાણોએ મોગલો સામે બંડ કર્યું. પાદશાહ પોતે રાવળપિંડી ગયો. અફઘાનો સાથે તેણે સામ, દામ, દંડ, ભેદ, વગેરે વાપરી સુલેહ કરી. પઠાણો સામે થએલા હોવાથી તેમને પાદશાહ રજપુતસ્તાન અથવા મહારાષ્ટ્રમાં નોકરી ઉપર મોકલી શક્યો નહિ.

**હિંદુઓ સામે પાદશાહના દસ્તૂરો**—અકબરે અને જહાંગીરે હિંદુસ્તાનની તમામ પ્રજાઓ ઉપર જ્ઞાતિ, ધર્મ કે કોઈ ભેદભાવ વગર રાજ્ય કર્યું હતું. શાહજહાંના વખતમાં આ ધોરણથી વિનપાત થયો તે આપણે ઉપર જોઈ ગયા. ઔરંગઝેબ બાપથી ઘણો આગળ ગયો. ધીમે ધીમે તેણે હિંદુ ને મુસલમાન પ્રજાના મનમાં એવી પ્રતીતિ ઉત્પન્ન કરી કે મોગલાઈ માત્ર સુન્ની મુસલમાનો માટે સરજાઈ છે અને બીજા પંથના લોકોનો તેની કીર્તિ કે ભવ્યતા ઉપર કોઇ જાતનો હક્ક નથી. જ્યારે તે દખ્ખણ ને ગુજરાતમાં સુબો હતો ત્યારે તેણે સોલાપુર, અમદાવાદ, સોમનાથ, વગેરે સ્થળોએ જુનાં મંદિરોનો ઉદ્ધાર થતો અટકાવ્યો હતો અને નવાં મંદિરો બાંધવા વિરુદ્ધ મનાઈહુકમો કાઢ્યા હતા. ગાદીએ આવ્યા પછી તેણે આખા રાજ્ય માટે આવા હુકમો બહાર પાડ્યા. તેણે "કાફર" લોકોની બધી નિશાળો બંધ કરાવી. મથુરામાં બુંદેલ રાજા વીરસિંહદેવે રૂ. ૩૩ લાખના ખર્ચે કેશવમંદિર બંધાવ્યું હતું તે પાદશાહે તોડી નાંખ્યું ને ત્યાં મસજીદ બાંધી. મથુરાનું જુનું નામ કાઢી નાંખી તેને "ઇસ્લામાબાદ" નામ આપવામાં આવ્યું. મંદિરો તોડવા માટે ને ઇસ્લામના કાનુનો પ્રમાણે લોકો વર્તે છે કે કેમ તેની તપાસ રાખવા

માટે પાદશાહે આખા મહારાજ્યમાં ખાસ અમલદારો નીમ્યા. ઇ. સ. ૧૬૭૯માં ઝઝીયાવેરો તાજો કરવામાં આવ્યો. દિલ્હીની હિંદુ પ્રજાએ પાદશાહ પાસે દાદ માંગી ત્યારે તેમના ઉપર છુટા હાથીઓ છોડી દેવાનો હુકમ કરવામાં આવ્યો. મુસલમાનોને જકાતમાંથી માફી આપવામાં આવી. નોકરીમાંથી હિંદુઓને બાતલ કરવામાં આવ્યા. જે હિંદુઓ મુસલમાન થાય તેમને નોકરીમાં પસંદગી આપવાનો હુકમ કરવામાં આવ્યો. રજપુતો સિવાય બધા હિંદુઓને પાલખીમાં બેસવાની મનાઈ કરવામાં આવી. હિંદુઓના મેળા, તહેવારો, વગેરે ઉપર પણ સખ્ત બંદોબસ્ત રાખવામાં આવ્યો ને દીવાળી ઉજવવાની પણ મનાઈ કરવામાં આવી. શિવાજીએ ઝઝીયાવેરા વિરુદ્ધ ઔરંગઝેબને સખ્ત કાગળ લખ્યો પણ પાદશાહે તેના ઉપર જરા પણ લક્ષ આપ્યું નહિ.

**ઔરંગઝેબ એક ચુસ્ત ને અંધ સુન્ની તરીકે**—ઔરંગઝેબ માત્ર હિંદુઓ ઉપરજ કડક નહોતો. સુન્ની પંથ સિવાયના બીજા મુસલમાનો ઉપર પણ તે તેટલોજ કડક હતો. ગાદીએ આવ્યા પછી તેણે કેટલાક વેરાઓ કાઢી નાંખ્યા તે સિવાય બીજી રાહતો પ્રજાને આપી નહોતી. તેણે સિક્કાઓ ઉપર કુરાનનાં વાક્યો પાડવાની મનાઈ કરી. ઈરાણી ઢબ મુજબ નૌરોઝનો ઉત્સવ મોગલ પાદશાહો અત્યાર સુધી કરતા હતા તે હવે બંધ થયું. દરબારમાં સંગીત, નૃત્ય, વગેરેની બંધી થઈ. દિલ્હીના સંગીતના એક હજાર ઉસ્તાદો સંગીતની નનામીઓ તૈયાર કરી મસ્જીદ પાસેથી લઈ જતા હતા ત્યારે તેઓ સંગીતને પૂરૂં દફન કરે એવી પાદશાહે ટોળ કરી. ઔરંગઝેબે જોષીઓને પણ સતાવેલા, કારણ કે જ્યોતિષને તે વ્હેમ ગણતો. પાદશાહે દરબારમાં પાન, અત્તર, ગુલાબ, રેશમ, વગેરે શોખની ચીજોના વપરાશની બંધી કરી. તેણે કેટલાક સુફીઓ, શિયાઓ ને ખ્રિસ્તીઓને ધર્મના નામે દેહાંતદંડ આપ્યો. વોરા લોકોના ગુરુ સૈય્યદ કુત્બુદ્દીનને અમદાવાદ મુકામે સાતસો વોરાઓ સાથે શિક્ષા કરવામાં આવી હતી.

**ધર્માંધતાની પ્રત્યક્ષ અસરો**—ઔરંગઝેબે પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે હિંદુઓને સતાવવા માંડયું તેનું ફળ એ આવ્યું કે આખા રાજ્યના

હિંદુઓ તેની સામે ખળભળી ઉઠયા અને કેટલાએકોએ બંડો પણ કર્યાં. પહેલાં મથુરા ને આગ્રાનાં પરગણાંઓના હિંદુ ખેડુત જાટ લોકો ગોકળ નામના ઝમીનદારની સરદારી નીચે પાદશાહ સામે ઉઠયા. તેમના સરદાર જાટ ચુડામણે પાછળથી ભરતપુરનું સંસ્થાન વસાવ્યું. સત્નામી અથવા મુંડીઆ પંથના લોકો ઇ. સ. ૧૬૭૨માં પાદશાહ સામે થયા. મોટા મોટા સરદારો તેમની સામે જવા હિંમત ધરતા નહોતા. છેવટે ખુદ પાદશાહે પોતાના હસ્તાક્ષરથી લખેલી પ્રાર્થનાઓ લશ્કરમાં વ્હેંચી ને સત્નામીઓને દાબી દેવામાં આવ્યા. ઔરંગઝેબે દારા શિકોહના મિત્ર સિખ ગુરુના વારસ ગુરુ હરકૃષ્ણને ગાદીએ આવતાં વિઘ્નો ઉત્પન્ન કર્યાં અને બીજા સિખ ગુરુ ગોવિંદસિંહે આ કારણથી સિખોને સિપાઇઓ બનાવ્યા અને મોગલો ને મુસલમાનો સામે યુદ્ધ કરવા ઉશ્કેર્યાં. ઇ. સ. ૧૭૦૮માં તે મરી ગયો ત્યાંસુધી સિખોએ ઔરંગઝેબ સામે લઢ્યાં કર્યું. બુંદેલાઓ પણ ઉશ્કેરાઈ ગયા. તેમના સરદાર વીર છત્રસાલે ઔરંગઝેબના મૃત્યુ પછી પન્નાનું સંસ્થાન વસાવ્યું ને બીજા પેશવા બાજીરાવને બુંદેલખંડમાં બોલાવી ત્યાંથી મુસલમાનોને હાંકી કઢાવ્યા. ઔરંગઝેબની ધર્માંધતાથી રજપુતો પણ વિરુદ્ધ થઈ ગયા ને મારવાડ ને મેવાડમાં તેને મોટાં મોટાં લશ્કરો રોકવાં પડ્યાં.

**રજપુતો સાથે લઢાઈઓ. મારવાડ ખાલસા**—મારવાડ અથવા જોધપુરના મહારાજા જશવંતસિંહે દારાના પક્ષકાર તરીકે ઔરંગઝેબ સામે યુદ્ધ કર્યું હતું. તે શુજા સાથે પણ ખુટી ગયો હતો અને તેણે દારાને મદદ આપવાનું વચન આપ્યું હતું. આ બધી બાબતો કપટી ઔરંગઝેબ ભૂલી જાય તેવો નહોતો. તે સિવાય પોતાની નવી રાજ્યનીતિથી રજપુતો વિરુદ્ધ પડે તે ચોક્કસ હતું અને જોધપુરનું રાજ્ય રજપુતસ્તાનમાં આગેવાન ગણાતું હોવાથી તે પાદશાહને હમેશાં ખુંચ્યા કરતું હતું. જોધપુર જો હાથમાં આવે તો સિસોદિઆનો મેવાડ મુસલમાની સત્તાથી ઘેરાઈ જાય અને સિંધ તથા ગુજરાત જવાના માર્ગો મોગલોને માટે હમેશાં ખુલ્લા થઈ જાય. પાદશાહને રાઠોડ મુલક જિતી લેવાનું બ્હાનું એકદમ મળી આવ્યું. મહારાજા જશવંતસિંહ ઇ. સ. ૧૬૭૮માં જામરૂદ

મુકામે મરી ગયો. મારવાડની ગાદીનો વારસ મર્હુમ મહારાજાના મોટા ભાઈ અમરસિંહનો પૌત્ર ઇંદ્રસિંહ હતો; પણ તેને ગાદી નહિ આપતાં પાદશાહે મારવાડ દેશ ઇ. સ. ૧૬૭૯માં ખાલસા કર્યો ને હિંદુઓ ઉપર જુલમ ગુજારવા માંડ્યો. દરમ્યાન લાહોર મુકામે જશવંતસિંહની વિધવાએ અજિતસિંહને જન્મ આપ્યો એટલે ઔરંગઝેબે ઇંદ્રસિંહને પોતાનો વારસો સંભાળવા જોધપુર મોકલ્યો ને અજિતના હક્કને સ્વીકારવા ના પાડી તેને દિલ્હી કેદ રાખવાનો હુકમ કર્યો એટલુંજ નહિ પણ એમ કહ્યું કે જો તે મુસલમાન થાય તો તેને તેનો તમામ વારસો પાછો મળે. બિચારા રાઠોડો ગભરાઈ ગયા.

**વીર દુર્ગાદાસ**—એ વખતે જશવંતસિંહના પ્રધાનના પુત્ર વીર દુર્ગાદાસે અજિતને ને મારવાડની આર્ય સંસ્કૃતિને બચાવવાનું બીડું ઝડપ્યું. તે શૂર, એકવચની, વફાદાર, રાજકારણમાં નિપુણ, ઉદાર અને નિડર રજપુત હતો. ભવિષ્યમાં તેણે શાહઝાદા અકબરને સંભાજીના દરબારમાં પહોચાડ્યો, અને અકબરની પુત્રીને મુસ્લીમ શાહઝાદીને છાજતી કેળવણી આપી તેના શિયળને દેહ સુધી સાચવ્યું. એવા પરમ ભક્ત ને બહાદુર યોદ્ધાને પાદશાહે ધર્મના ખોટા આવેશમાં શત્રુ બનાવી દીધો. દુર્ગાદાસે બહાદુરીથી અને અક્કલથી અજિત અને તેની મા મહારાણીને આબુ મોકલી આપ્યાં. પાદશાહે હવે એક ગોવાળણના છોકરાને અજિતસિંહ તરીકે દિલ્હીમાં મોટો કરવા માંડ્યો, ઈંદ્રસિંહને પદભ્રષ્ટ કરવામાં આવ્યો ને બધો મારવાડ મોગલોને હાથ ગયો. રાઠોડો પાદશાહ સામે ઉઠ્યા.

**ઉદેપુરના મહારાણા રાજસિંહ ઉપર ચડાઈ ને મેવાડ ખાલસા**—મોગલોના મારવાડના કબજાથી ને પાદશાહની બદલાએલી નીતિથી ઉદેપુરનો દરબાર ગભરાયો. અજિતસિંહ મેવાડનો ભાણેજ થતો હતો. તેથી મેવાડે ઔરંગઝેબ સામે લડાઈ જાહેર કરી. મોગલોએ ઉદેપુર સર કર્યું. રાણો અરવલ્લીના ડુંગરોમાં નાસી ગયો. રાઠોડોએ અને સિસોદિઆઓએ મોગલોને ઘણાજ હેરાન કર્યા. પાદશાહે પોતાના ત્રણ પુત્રો, આઝમ, મુઆઝમ ને અકબરને રજપુતસ્તાનમાં રાખ્યા; ઇ. સ. ૧૬૮૦.

**અકબરનું બંડ**—ઔરંગઝેબનો સૌથી નાનો ને વ્હાલો પુત્ર સુલતાન મહમ્મદ અકબર આ વેળા ૨૩ વર્ષનો હતો. તે રજપુતો આગળ ફાવતો નહોતો તેથી પાદશાહ તેને વારંવાર ઠપકો આપતો. અકબરને માઠું લાગ્યું. ઉદેપુરનો રાણો રાજસિંહ અને તેના મરણ પછી રાણો જયસિંહ ને દુર્ગાદાસ તેની સાથે ખાનગી પત્રવ્યવહાર ચલાવતા હતા. અકબર ભોળવાઈ ગયો, ને રજપુતો સાથે ભળી ગયો. રજપુતોએ અકબરને પાદશાહ બનાવ્યો અને અજમેર પાસે છાવણી નાંખી પડી રહેલા ઔરંગઝેબ ઉપર ચડાઈ કરી તેને પદભ્રષ્ટ ને કેદ કરવાની મદદ આપવા વચન આપ્યું, ઇ. સ. ૧૬૮૧.

**અકબરનું રાયગઢ ભાગી જવું, ઔરંગઝેબનું કપટ**—અકબર અજમેર પાસે આવ્યો ત્યારે પાદશાહે શાહઝાદાને એક ભેદી કાગળ લખ્યો કે "તેણે રજપુતોને ભોળવ્યા તે ઠીક કર્યું. લડાઈ વખતે તેમને મોખરે રાખવા એટલે તેમને તુરતજ હલાલ કરી નંખાય." આ કાગળ તેણે ઇરાદાપૂર્વક દુર્ગાદાસના હાથમાં જવા દીધો. રજપુતો ગભરાયા. તેમને શાહઝાદા ઉપર શક પડયો. હવે તેઓ રાતોરાત નાઠા. બીજે દિવસે સવારે અકબર જાગીને જુએ છે તો ૭૦,૦૦૦નું સૈન્ય વીખરાઈ ગયું છે અને પોતે ૩૫૦ માણસો સાથે એકલો રણ ઉપર પડયો છે, તે પણ હવે રજપુતો પાસે નાસી ગયો. રજપુતસ્તાનમાં તેની સલામતી નહિ રહી શકે તેમ લાગવાથી ઇ. સ. ૧૬૮૧માં દુર્ગાદાસે બંડખોર શાહઝાદાને રાયગઢમાં રાજા સંભાજીના દરબારમાં પહોંચાડી દીધો; પણ દખ્ખણમાં અકબરને જરાય ગમ્યું નહિ, મરાઠાઓએ તેને કશી મદદ આપી નહિ; તેથી તે નિરાશ થઈ ઇ. સ. ૧૬૮૬માં ઇરાન જવા ઉપડી ગયો ને ત્યાંજ મરી ગયો.

**મેવાડ સાથે સંધિ**—હવે મહારાણા જયસિંહને યુદ્ધનો કંટાળો આવ્યો તેથી તેણે સુલેહ કરીને ઝઝીયા વેરા પેટે કેટલીક જમીન કાઢી આપી. પાદશાહે તેને મેવાડ પ્રાંત સુપ્રત કર્યો. ઇ. સ. ૧૬૮૧.

**રજપુત વિગ્રહની અસરો**—ઔરંગઝેબે આ રજપુતલડાઈમાં માણસો, પૈસો, આબરૂ, બધું ખોયું. દખ્ખણના મરાઠાઓ સામે લડવાને

માટે તેની પાસેનાં સાધનો દિનપ્રતિદિન ઓછાં થતાં ગયાં. હાડા, ચૌહાણ, વગેરે રજપુતો વિરુદ્ધ થઈ બેઠા. માળવા, બુંદેલખંડ, દખ્ખણ ને ગુજરાત જવાના રસ્તાઓની સલામતી નાશ પામી અને તેના મરણ પછી રજપુતોએ મરાઠાઓ સાથે સંધિ કરી મુસલમાની સત્તાનો નાશ કરાવ્યો.

**મારવાડીઓ અને મોગલો**—મેવાડ સાથે પાદશાહે સંધિ કરી પણ રાઠોડોએ તેના મરણ સૂધી મોગલોને હંફાવ્યા કર્યું. દુર્ગાદાસે અકબરની એક બેટી ને એક પુત્રને પાદશાહને સુપ્રત કર્યાં ને અજિતસિંહે પાદશાહને મારવાડનો થોડોક ભાગ આપ્યો, પણ ઔરંગઝેબે દુર્ગાદાસને મારવા માટે ઉપાયો લેવા માંડયા તેથી ફરીથી લડાઈ શરૂ થઈ. ઠેઠ ઇ. સ. ૧૭૦૯માં અજિતસિંહ જોધપુર મેળવી શક્યો. વીર દુર્ગાદાસના જીવનનો હેતુ સફળ થયો. ત્રીસ વર્ષનું મારવાડનું યુદ્ધ ઔરંગઝેબની હઠીલાઈ ને સંકુચિત દૃષ્ટિ સાબીત કરી આપે છે.

**હુગલીના અંગ્રેજો**—ઇ. સ. ૧૬૮૬માં હુગલી મુકામે અંગ્રેજોએ મોગલો સામે શસ્ત્ર સજ્યાં, કારણ કે બંગાળાના અમલદારો તેમની પાસેથી જબરદસ્તીથી વધારે વેરાઓ ને જગાતો માંગતા હતા. તે સિવાય સુરતના અંગ્રેજો શિવાજી ને તેના મરાઠાઓ સાથે ખટપટ કરતા માલુમ પડયા હતા. લડાઈ ચાર વર્ષ ચાલી. મોગલો પાસે નૌકાબલ નહોતું તેથી તેઓ બહુ ફાવ્યા નહિ. છેવટે ઇ. સ. ૧૬૯૦માં સંધિ થઈ.

**દખ્ખણ**—ઉપરનાં પૃષ્ઠોમાં આપણે ઔરંગઝેબના વખતમાં ઉત્તર હિંદુસ્તાનની રાજકીય પરિસ્થિતિનું અવલોકન કરી ગયા. હવે નીચે આપણે દક્ષિણનાં રાજ્યો સાથેનો તેનો વ્યવહાર તપાસશું. એ વેળા દખ્ખણમાં ત્રણ સત્તાઓ હતી. (૧) બિજાપુર (૨) ગોવળકોંડા (૩) શિવાજી ને તેના પછી સંભાજી તથા રાજારામ.

**ઔરંગઝેબ અને શિવાજી**—આ વખતે શિવાજીએ કોંકણમાં પોતાની સત્તા ઠીક જમાવી હતી, તેને જુન્નર ને અહમદનગર આગળ મોગલો સાથે પણ લડવાનો પ્રસંગ આવ્યો હતો. તેથી ઇ. સ. ૧૬૫૯ માં ઔરંગઝેબે શાયસ્તાખાંને દખ્ખણના સુબા તરીકે નીમી શિવાજીને સજા કરવા હુકમ કર્યો.

**શાયસ્તાખાંની હાર**—ઇ. સ. ૧૬૬૦માં શાયસ્તાખાંએ પૂના ને ઉત્તર કોંકણ સર કર્યા ને પૂનામાં શિવાજી જે ઘરમાં જન્મ્યો હતો તેજ ઘરમાં તે પોતાના કુટુંબ સાથે રહેવા ગયો. પણ ઇ. સ. ૧૬૬૩ના રમઝાનની એક રાત્રે શિવાજીએ સિંહગઢના કિલ્લામાંથી થોડાંએક માણસો સાથે રાત્રે એક વરઘોડામાં ભળી જઈ સુબાના ઘર ઉપર ઓચિંતો છાપો માર્યો. નાસભાગમાં નવાબની આંગળી કપાઈ ગઈ, ને તે પોતે માંડ માંડ ઔરંગાબાદ નાસી છુટયો. પૂનાથી થોડેજ છેટે રાજા જશવંતસિંહ મોટા લશ્કર સાથે છાવણી નાંખી પડયો હતો પણ શિવાજી તેનાથી છટકી ગયો.

**સુરતની લુટ**—ઔરંગઝેબ શિવાજીને પૂના ને અહમદનગર આગળ મહાત કરવાની તૈયારી કરતો હતો; તેથી શિવાજીએ હિંદુસ્તાન અને એશિઆના સૌથી તાલેવર બંદર ને મોગલાઈના નાક સુરતને પાંચ દિવસ સૂધી પેટભર લુટયું. સુરતનો કિલ્લેદાર સુરતીઓનો બચાવ કરી શકયો નહિ. વીરજી વોરા વગેરે સુરતના ત્રણ જબરા આસામીઓને શિવાજીએ ખૂબ લુટયા. માત્ર અંગ્રેજો અને વલંદાઓએ શહેરનો બચાવ કર્યો. શિવાજી સુરતની લુટથી એક કરોડ રૂપીઆથી વધારે રકમ સિંહગઢ ખેંચી ગયો. ઇતિહાસકારો એમ કહે છે કે આ લુટમાં શિવાજી સોનું, ચાંદી, જવાહીર, હીરા, મોતી ને માણેકજ માંગતો; જાનેવારિ, ઇ. સ. ૧૬૬૪.

**મીરઝા રાજા જયસિંહની સવારી**—સુરત લુટાયાની ખબર પડી એટલે પાદશાહ ઘણોજ ગુસ્સે થયો. તેણે પોતાના બાહોશ સરદાર, પંડિત ને મુત્સદ્દી રાજા જયસિંહને દખ્ખણની સુબાગીરી ઉપર નીમ્યો. તેણે પહેલાં તો શિવાજીના જુના દુશ્મનોને પોતાના પક્ષમાં લઈ લીધા, ને પછી કોંકણના કિલ્લાઓ લઈ લીધા. આ વખતે શિવાજીના પ્રભુ સરદાર મુરાર બાજી દેશપાંડેએ અતુલ પરાક્રમ કરી સ્વામિકૃત્ય કરતાં પોતાના પ્રાણ આપ્યા. શિવાજી શરણ થયો ને બન્ને વચ્ચે કરાર થયો, ઇ. સ. ૧૬૬૫.

**પુરંદરનું તહ**—આ તહથી શિવાજીએ ચાર લાખના ઉત્પન્ન જેટલો પ્રદેશ ને ત્રેવીસ કિલ્લાઓ પાદશાહને આપ્યા અને પાદશાહે

તેને રાયગઢ ને બીજા અગિયાર કિલ્લાઓ પાછા આપ્યા. શિવાજીનો પુત્ર સંભાજી મોગલ દરબારમાં જાય, બિજાપુર ઉપર સવારી કરતી વેળા મરાઠાઓએ મોગલોને મદદ કરવી અને કોંકણનો થોડોક ભાગ શિવાજીને બિજાપુર પાસેથી અપાવવો, એ આ તહની બીજી શરતો હતી. ઇ. સ. ૧૬૬૫.

**શિવાજી આગ્રામાં**—જયસિંહે શિવાજીને આગ્રા જવા આગ્રહ કર્યો તેથી શિવાજી અષ્ટપ્રધાનની સંમતિ લઈ અને કારભારની બધી વ્યવસ્થા કરી સંભાજી સાથે આગ્રા ગયો. જયસિંહે તેને અભયવચન આપ્યું હતું અને તે માટે પોતાના પુત્ર રામસિંહને તેની પાસે રાખ્યો હતો. પણ આગ્રામાં પાદશાહે શિવાજીનું ઘટતું માન ન કર્યું એટલુંજ નહિ પણ બાપદીકરાને પાકી ચોકી નીચે રાખ્યા. ત્રણ મહિના શિવાજીએ આવી રીતે કાઢ્યા. પછી તેણે મંદવાડનો ડોળ કર્યો ને બ્રાહ્મણોને મીઠાઈ વ્હેંચવા માંડી. એક દિવસ મીઠાઈના ખાલી ટોપલાઓમાં બેસી બાપદીકરો આગ્રાથી નાસી છુટયા. સંભાજીને મથુરાં રાખી શિવાજી બાવાને વેષે મથુરા, પ્રયાગ, કાશી, ગયા, પુરી, વગેરે સ્થળોએ જાત્રા કરતો ઇ. સ. ૧૬૬૬ની આખરે રાયગઢ પહોંચી ગયો. પાદશાહે હવે પુરંદરનું તહ માન્ય રાખ્યું અને શિવાજીને રાજાનો ઇલ્કાબ આપ્યો.

**શિવાજી મિત્ર તરીકે**—દરમ્યાન શિવાજી મોગલો સાથે રહી બિજાપુરીઓ સામે લડયો, પાદશાહે ખુશ થઈ સંભાજીને બરાડ પ્રાંતમાં જાગીર આપી, ઇ. સ. ૧૬૬૬–૭૦.

**શિવાજી સાથે પાછી લડાઇ**—પણ મોગલો ને શિવાજી વચ્ચેની આ મિત્રતા માત્ર કૃત્રિમજ હતી. ઔરંગઝેબે તેની વિરુદ્ધ કપટ રમવા માંડયું. શિવાજીએ હિંદુઓ વિરુદ્ધના દસ્તૂરો સામે વાંધો ઉઠાવ્યો તેથી બંને પક્ષો વચ્ચે પાછું યુદ્ધ શરૂ થયું. આ વખતે તાનાજી માલસુરે નામના એક સરદારે પોતાનો જીવ આપી કોંડાણાનો કિલ્લો સર કર્યો. રાયગઢ મુકામે તેની ખબર પડતાં શિવાજી બોલી ઉઠયો—"ગઢ આવ્યો પણ સિંહ ગયો" ને શૂરા સરદારની યાદગીરી રાખવા કોટને સિંહગઢનું નામ આપ્યું, ઇ. સ. ૧૬૭૦. બીજા કિલ્લાઓ પણ મરાઠાઓએ જિતી લીધા ને અહમદનગર સુધી લુટફાટ ચલાવી. શાહઝાદા મુઆઝમ ને

સરદાર દિલીરખાં વચ્ચે અણબનાવ હોવાથી મોગલ સૈન્ય કાંઈ બચાવ કરી શક્યું નહિ. શિવાજીએ આ અણબનાવનો પૂરો લાભ લીધો, ઈ. સ. ૧૬૭૦–૭૬.

**સુરતની બીજી લુટ**—મોગલ સરદારોની બેદરકારીનો લાભ લઈ શિવાજીએ ઈ. સ. ૧૬૭૦માં સુરત શહેરને બીજી વાર ત્રણ દિવસ સુધી લુટયું ને તે ૬૬ લાખ રૂપીઆનો માલ લેતો ગયો. આ બે લુટોથી બંદરના વેપારનો સદંતર નાશ થઈ ગયો.

**વધતા જતા મરાઠાઓના દરોડા**—મોગલોની નબળાઈ જોઈ હવે મરાઠાઓ ખાનદેશ, બાગલાણ, બરાડ, નાસિક, દક્ષિણ મહારાષ્ટ્ર, વગેરે પ્રદેશોમાં ચોથ ઉઘરાવવા લાગ્યા, ને મોગલ પ્રાંતોની સરહદ ઉપર આવી ગયા. સુરતના લોકો શિવાજી જીવ્યો ત્યાંસુધી દરરોજ તેના નામ-માત્રથી બ્હીતા ને જરાક ડર લાગતાં બહારગામ ચાલ્યા જતા. ઈ. સ. ૧૬૭૪ના જુનમાં શિવાજીનો રાજ્યાભિષેક થયો. ઈ. સ. ૧૬૭૭માં ગોવળકોંડા સાથે સુલેહ કરી તેણે કર્ણાટક ઉપર સવારી કરી અને શાહજીની બધી જાગીર સંભાળી.

**શિવાજીનું મૃત્યુ**—દરમ્યાન મોગલો ને મરાઠાઓ વચ્ચે નાની મોટી લડાઇઓ ચાલ્યાંજ કરતી હતી. વચમાં પુત્ર સંભાજી મોગલો સાથે ખુટી ગયો પણ ખરો. શિવાજી ઈ. સ. ૧૬૮૦ના એપ્રિલની ૫મી તારીખે મરી ગયો. થોડા વખત માટે રાજારામ ગાદી ઉપર રહ્યો પણ પાછળથી સંભાજીએ ગાદી લીધી.

**રાજા સંભાજીનો વધ ને મહારાષ્ટ્ર ખાલસા**—સંભાજીના ગાદીએ આવ્યા પછી તુરતજ મરાઠાઓએ બુર્હાનપુરનો સમૃદ્ધ કિલ્લો ત્રણ દિવસ સુધી મનમાનતી રીતે લુટયો. હવે શાહઝાદો અકબર બંડ કરી રાયગઢ આવ્યો. પણ સંભાજી આ પરિસ્થિતિનો લાભ લઈ શકયો નહિ. તે વ્યભિચારી, ક્રૂર, સ્વચ્છંદી, ઉતાવળીઓ, અભિમાની અને વ્હેમી હતો. તેણે મોગલો સામે પ્રચંડ યુદ્ધ કરવાને બદલે સિદ્દી અને ફિરંગીઓ સાથે લડાઈ કરવામાં

વખત કાઢી નાંખ્યો. અકબરના બંડથી પાદશાહ પોતે ઈ. સ. ૧૬૮૧ના નવ્હેંબરમાં મોટા લશ્કર સાથે બુર્હાનપુર આવ્યો ને સંભાજીના રાજ્ય ઉપર પોતાના ત્રણ બેટા ને બીજા સરદારોને મોટાં લશ્કરો સહિત મોકલ્યા. તેમણે સંભાજીના મોટા મોટા અમલદારોને લાંચ રૂશવતો આપી ફોડયા. તેઓ સંભાજીની બે સ્ત્રીઓને ને એક પુત્રીને કેદ કરી ઉપાડી ગયા. ઔરંગઝેબે બિજાપુર ને ગોવળકોંડા ખાલસા કર્યાં એટલે દખ્ખણનું આખું મોગલ સૈન્ય મરાઠાઓ ઉપર તુટી પડયું. મુકર્રબખાં નામના મોગલ સરદારે ચોક્કસ બાતમી મેળવી રાજા સંભાજી ને તેના મિત્ર કવિકુલેશને સંગમેશ્વર આગળ પકડી બહાદુરગઢ મુકામે પાદશાહ પાસે ખડા કર્યાં. મોગલ છાવણીમાં તેમના ઉપર અપમાનોની વૃષ્ટિ વરસાવવામાં આવી. સંભાજીને મુસલમાન થવાનું કહેવામાં આવતાં તેણે પાદશાહને ને પયગંબરને ગાળો ભાંડી ને પાદશાહની બેટી લગ્નમાં માંગી. ઔરંગઝેબના કાઝીઓએ બંનેને દેહાંતદંડની શિક્ષા ફરમાવી ને ઈ. સ. ૧૬૮૯ના માર્ચ માસમાં ભીમા નદી ઉપર કોરગાંવ મુકામે રાજા અને તેના બ્રાહ્મણ મંત્રીને ઘાતકી રીતે મારી નાંખવામાં આવ્યા. મોગલોએ એક મરાઠાના દગાથી રાયગઢ લીધું ને શાહૂ સહિત ત્રણેય મરાઠા રાજાઓનાં કુટુંબોને કેદ કર્યાં; પણ રાજારામ સંન્યાસીને વેષે જિંજી નાસી ગયો. હવે આપણે બિજાપુર ને ગોવળકોંડા તરફ નજર કરીએ.

**બિજાપુર ને મોગલો, બિજાપુર ઉપર મીરઝા રાજા જયસિંહની સવારી**—અલી આદિલશાહે મોગલ પાદશાહને ખંડણી નિયમસર ભરી નહોતી. તેમ ઈ. સ. ૧૬૫૭ના કરાર પ્રમાણે તેણે નિઝામશાહી કોંકણ પ્રાંત પાદશાહને સ્વાધીન કર્યો નહોતો, ને સાયસ્તાખાં ને જયસિંહની શિવાજી ઉપરની સવારી વખતે મોગલો સામે ખટપટ કરી હતી. ઔરંગઝેબ ચુસ્ત સુન્ની હતો. બહમની સુલતાનો શિયા હતા. વળી અકબરના સમયથી મોગલોને આખો દખ્ખણ કબજે કરવાનું મન હતું એટલે તકનો લાભ લઈ મીરઝા રાજા જયસિંહે બિજાપુર સંસ્થાન ઉપર સવારી કરી. તે નિષ્ફળ થયો તેથી ઔરંગઝેબે નાખુશ થઈ જયસિંહને પાછો બોલાવ્યો, પણ તે રસ્તામાંજ મરી ગયો, ઈ. સ. ૧૬૬૭.

**બીજી સવારી**—અલી આદિલ ઇ. સ. ૧૬૭૨માં મરી ગયો. તેનો ચાર વર્ષનો પુત્ર સિકંદર ગાદીએ બેઠો તેથી રાજ્યનો કારભાર વઝીરોના હાથમાં ગયો. બિજાપુર મુકામે અફઘાન, હબસી, સૈય્યદ અને હિંદુઓ, એવા ચાર પક્ષો હતા અને તેમની વચ્ચે હવે સત્તા માટે ખટપટો થવા લાગી. ઔરંગઝેબે ખટપટોનો લાભ લેવા દખ્ખણના સુબાઓને આજ્ઞા કરી. ઇ. સ. ૧૬૭૬થી ૧૬૮૦ સૂધી બંને પક્ષો વચ્ચે લડાઈ ચાલુ રહી. મોગલોએ કેટલાંક પરગણાં ખાલસા કર્યાં. અલી આદિલની બ્હેન પાદશાહબેગમને ઔરંગઝેબના એક પુત્ર વેરે પરણાવવામાં આવી. પણ મોગલોથી બિજાપુર કબજે થઈ શક્યું નહિ.

**છેલ્લી સવારી**—અકબરના બંડ પછી ઔરંગઝેબ પોતે દખ્ખણ આવ્યો. મરાઠાઓ સામે બિજાપુર સંસ્થાને તેને કોઈ જાતની મદદ ન આપી. તેથી તેણે બિજાપુરનો નાશ કરવા નિર્ણય કર્યો, ઇ. સ. ૧૬૮૪ થી શાહઝાદા આઝમે તે ખાન–ઈ–જહાંએ જુદાં જુદાં બિજાપુરી ગામો લેવા માંડયાં. ઇ. સ. ૧૬૮૫ના એપ્રિલમાં બિજાપુરને પણ ઘેરો ઘાલવામાં આવ્યો.

**બિજાપુર સંસ્થાન ખાલસા**—બુઝાતી આદિલશાહીને સંભાજીએ અને કુત્બશાહે મદદો મોકલી પણ બિજાપુરનું હવે આવી બન્યું હતું. તે સંસ્થાનના સરદારો પરસ્પર લઢી મરતા હતા. સુલતાન સગીર વયનો હતો. મોગલો વફાદાર અમલદારોને પણ લાંચ આપી ફોડતા હતા; છતાં બિજાપુરીઓએ રાજધાનીનો ૧૭ માસ સૂધી બહાદુરીથી બચાવ કર્યો. છેવટે કંટાળી જઈ તેમણે શહેર શાહઝાદા આઝમને સોંપી દીધું. સિકંદર સુલતાનને દૌલતાબાદ મોકલી દેવામાં આવ્યો. તે સતારા મુકામે મરી ગયો. સપ્ટેંબર, ઇ. સ. ૧૬૮૬.

**કુત્બશાહી ઉપર સવારી. હૈદરાબાદની લુંટ**—ગોવળકોંડાનો નમાલો સુલતાન અબ્દુલ્લા કુત્બશાહ ઇ. સ. ૧૬૭૨માં મરી ગયો એટલે તેનો બીજો જમાઈ અબુલ હસન તખ્ત ઉપર આવ્યો. તે મર્હુમ સુલતાનના જેવોજ નાલાયક હતો. તેથી રાજની લગામ મદન નામના એક

બ્રાહ્મણના હાથમાં આવી. તેણે બિજાપુર અને મરાઠાઓની સાથે રહી મોગલોના હુમલાઓ સામે ગાદીનો બચાવ કર્યો પણ ગોવળકોંડાની સલ્તનતની પડતી શરૂ થઈ ચૂકી હતી. બિજાપુર રાજ્ય માફક તે પણ હવે અંદરથી સડી ગયું હતું. પાદશાહને ગોવળકોંડા જેવી સમૃદ્ધ સલ્તનતને જિતવાનો ઠેઠ ઇ. સ. ૧૬૫૬થી મોહ લાગ્યો હતો. પ્રધાને મોગલોને ખંડણી નિયમસર ભરી નહોતી. તેણે બિજાપુર, શિવાજી ને સંભાજીને મદદ કરી મોગલોના કેટલાક પ્રાંતો પચાવી પાડ્યા હતા. મીર જુમલાની કર્ણાટકની જાગીર ગોવળકોંડાના સુલતાને હજુ પોતાનાજ કબજામાં રાખી હતી. તેથી ઇ. સ. ૧૬૮૫માં પાદશાહે શાહઝાદા શાહઆલમને મોટા લશ્કર સાથે મોકલ્યો. તેણે હૈદરાબાદ સર કર્યું. અબુલ હસન ગોવળકોંડા નાસી ગયો. ત્યાં ખટપટને પરિણામે બ્રાહ્મણ વઝીર મદન અને તેના કુટુંબનાં ખુન કરવામાં આવ્યાં. ત્યાર પછી મોગલોને રૂ. એક કરોડનો દંડ ભરી અને બે પરગણાં આપી સુલતાને સલાહ કરી ને પોતે હૈદરાબાદ પાછો આવ્યો, ઇ. સ. ૧૬૮૬.

**ગોવળકોંડાનો ઘેરો, કુત્બશાહીનો નાશ**—ઇ. સ. ૧૬૮૬ના સપ્ટેંબર માસમાં ઔરંગઝેબે બિજાપુર સર કરી તે સંસ્થાનને ખાલસા કર્યું એટલે તેણે તુરતજ કુત્બશાહ સામે શાહઆલમને મોકલ્યો. તેણે વળી હૈદરાબાદ લીધું. વળી સુલતાન ગોવળકોંડા નાસી ગયો. પાદશાહના કેટલાક શિયા ને સુન્ની અમલદારો ગોવળકોંડાના રાજ્યને ખાલસા કરવા વિરુદ્ધ હતા. શાહઆલમ પોતે તેજ વિચારનો હતો. પણ ઔરંઝેબે તે શાહઝાદાને સાત વર્ષ સુધી કેદ રાખ્યો ને બીજા અમલદારોને નોકરીમાંથી બાતલ કર્યા. હવે ગોવળકોંડાને ઘેરો ઘાલવામાં આવ્યો. પણ કોટ ઘણો મજબુત હતો તેથી મોગલો ફાવી શક્યા નહિ. છેવટે એક અફઘાનના દગાથી ઇ. સ. ૧૬૮૭ના સપ્ટેંબર માસમાં ગોવળકોંડાના દરવાજાઓ ઉઘડી ગયા. અબુલ હસનને દૌલતાબાદ મોકલી દેવામાં આવ્યો ને કુત્બશાહી ખાલસા કરવામાં આવી. ઔરંગઝેબના હાથમાં કરોડો રૂપીઆની મીલકત સાથે લગભગ ત્રણ કરોડ રૂપીઆની આમદાનીવાળું રાજ્ય આવ્યું.

**મોગલાઇનો અવધિ**—સંભાજી પડયો; આદિલશાહી ને કુત્બશાહી ડૂબી; ઔરંગઝેબ આખા હિંદનો પાદશાહ થયો. પણ સંભાજીના ક્રૂર વધથી મરાઠાઓ છંછેડાઈ ગયા હતા. તેઓ હવે આખા દખ્ખણમાં ાગલોને સતાવવા લાગ્યા. પરિણામે પાદશાહ બધી બાજી હારી બેઠો.

**દખ્ખણ**—રાજારામ જિંજી નાસી ગયો હતો તેથી ઔરંગઝેબને હજુ ત્રણ મુદ્દાઓ સિદ્ધ કરવાના હતા. (૧) બિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યોના મુલકોનો બંદોબસ્ત કરવો. (૨) જિંજી મુકામે રાજારામની સત્તાને તોડી પાડવી. (૩) મહારાષ્ટ્રના દખ્ખણીઓને મોગલોને સતાવતાં અટકાવવા. તે પહેલો મુદ્દો પાર પાડી શકયો પણ બીજા બે મુદ્દાઓ પાર પાડી શકયો નહિ, કારણ કે સંભાજીના ક્રૂર વધ પછી તમામ મરાઠી પ્રજા મોગલો સામે ઉઠી.

**મોગલો સામે મરાઠી રાષ્ટ્રીય સંગ્રામ. ઔરંગઝેબની નિષ્ફળતા, મૃત્યુ.** આ સંગ્રામની ટૂંકી રૂપરેખાજ આપવાની જરૂર છે. મોગલોએ જિંજીને ઘેરો ઘાલ્યો તે આઠ વર્ષ રહ્યો. સરદાર ઝુલફિકારખાં રાજારામના દરબાર સાથે વાટાઘાટ ચલાવતો હતો. છેવટે ઇ. સ. ૧૬૯૮ ના જાનેવારિમાં જિંજી શરણ થયું પણ રાજારામ મહારાષ્ટ્ર ભાગી ગયો. દરમ્યાન મરાઠી કિલ્લાઓ સર કરતાં મોગલોને ઘણી મુશ્કેલી નડવા લાગી. સંતાજી ઘોરપડે, ધના જાધવ, નીમા સિંધિઆ, વગેરે મરાઠી સરદારો ચોતરફ લુટફાટ કરવા લાગ્યા અને ઠેઠ માળવા ને ગુજરાતમાં જઈ મોગલોને ત્રાસ આપવા લાગ્યા. તેમણે એક વાર તો બે મ્હોટા મોગલ સરદારોને કેદ કર્યાં. રાજારામ ૧૭૦૦માં મરી ગયો એટલે તેની વિધવા તારાબાઈ કારભાર કરવા લાગી. તેણે ઔરંગઝેબને સુલેહ માટે અરજ કરી પણ પાદશાહે ના પાડી. તેથી યુદ્ધ ચાલુ રહ્યું. ઔરંગઝેબે પૂર્વમાં કર્ણાટક પ્રાંત ખાલસા કર્યો ને કોંકણના ને મહારાષ્ટ્રના કિલ્લાઓ, એક પછી એક, સર કરવા માંડયા પણ તેમાં તેની ઘણી ખુવારી થઈ. તેથી પાદશાહે દિલ્હી જવા નિશ્ચય કર્યો. ઇ. સ. ૧૭૦૬ના જાનેવારિમાં તે અહમદનગર આવ્યો. પણ પોતાનો કાળ પાસે આવ્યો છે એમ તેને

લાગવા માંડ્યું તેથી તે આગળ ગયો નહિ. ઇ. સ. ૧૭૦૭ના માર્ચની ત્રીજી તારીખે તે મરી ગયો. મરતી વેળા તેની આંગળીઓ માળાના પારા ઉપર હતી ને ઓઠ ઉપર કલીમાનો પાઠ ચાલતો હતો. પાદશાહની અભિલાષા એ હતી કે શુક્રવારના પવિત્ર દિવસે મોત આવે; થયું પણ તેમજ.

**દક્ષિણમાં ઔરંગઝેબ કેમ નિષ્ફળ ગયો?**—આવી રીતે ઔરંગઝેબના જીવનનો હેતુ નિષ્ફળ ગયો. અહીં તેનાં કારણો આપવાની જરૂર છે. પ્રથમ તો ઔરંગઝેબનું લશ્કર પોતાના વતનથી ઘણે દૂર લડતું હતું ને પાદશાહ પાસે ૨૫ વર્ષના આ મહાભારત સંગ્રામ માટે આવશ્યક સાધનો ખુટી ગયાં હતાં. મરાઠાઓની લડવાની યુક્તિઓએ પણ પાદશાહી લશ્કરોને હંફાવી દીધાં. તેઓ ખુલ્લા મેદાનમાં કદિ લડતા નહિ. મોગલોને દાણોપાણી બંધ કરીને તેમનોજ દેશ લુટી, તેઓ આખા પ્રદેશને વેરાન કરી નાંખતા ને અચાનક શત્રુ ઉપર છાપાઓ મારી, સામસામા યુદ્ધથી છટકી જતા. બિજાપુર ને ગોવળકોંડાનાં હારેલાં લશ્કરોના ઘણા સિપાઈઓ પણ મરાઠી સેનામાં ભળ્યા ને એવી રીતે મોગલોને વધારે કનડગત કરવા લાગ્યા. ઔરંગઝેબનો સંગ્રામ આખા દખ્ખણ ઉપર ચાલતો હતો; નર્મદાથી તે ઠેઠ જિંજી સુધી ને મદ્રાસથી તે ઠેઠ કોંકણના દેશ સુધી તેને શત્રુઓ સામે લડાઈઓ કરવી પડતી. આ પ્રદેશ મોગલોનો જાણીતો નહોતો; મરાઠાઓને ને ખાલસા થએલી બહમની સલ્તનતનાં માણસોને આ તમામ પ્રદેશ પરિચિત હતો. તેમનું તો તે વતન હતું. પાદશાહ પોતે હવે ઘરડો થઈ ગયો હતો. તેના સરદારો અંદર અંદર કલેશ કરતા ને દક્ષિણના લાંબા, દારુણ ને નિષ્ફળ પ્રયાસથી કંટાળી ગયા હતા. પોતાના ખુદ શાહજ઼ાદાઓનો ને મોટા મોટા સરદારોનો પણ પાદશાહને ભરોસો નહોતો. એ કારણથી કોઈ મન દઈને કામ કરતું નહિ. આવી પરિસ્થિતિનું પરિણામ શૂન્ય આવે તેમાં કાંઈ નવાઈ નહોતી. એજ બાબત નીચેના વિચારોથી વળી વિશેષ સ્પષ્ટ થશે.

**દખ્ખણના મહાભારત યુદ્ધની અસરો**—ઔરંગઝેબે ઇ. સ. ૧૬૮૧–૧૭૦૭ એટલે ૨૫ વર્ષ સુધી દખ્ખણમાં મહાભારત સંગ્રામ કર્યો

પણ તેથી તેના રાજ્યની પાયમાલી થઈ. આખો દખ્ખણ વેરાન થઈ ગયો. મરાઠાઓ જોર ઉપર આવી ગયા. ખેતી, કારભાર, ભાંગી પડયાં. દુષ્કાળ, રોગચાળો, લુટફાટ અને લશ્કરની હીલચાલોથી ખેડુતોનાં ને વેપારીઓનાં મન ઊંચાં થઈ ગયાં. ઉત્તર હિંદુસ્તાનનો કારભાર ઢીલો થઈ ગયો. બંગાળા સિવાય બીજા પ્રાંતોનું વસુલ આવતું બંધ થઈ ગયું. માળવા ને બુંદેલખંડના રસ્તાઓ લુટારાઓની કનડગતથી સલામતી વગરના થઈ ગયા. યુદ્ધોમાં લાખો માણસો ને ઢોરોની ખુવારી થઈ. **શાહ રસ્તાઓ શાહ રણ જેવા થઈ ગયા.** હુન્નરઉદ્યોગો નાશ પામ્યા. કળા, સાહિત્ય વગેરેને કશું ઉત્તેજન મળી શક્યું નહિ. ખુદ પાદશાહના દરબારમાં સત્તા માટે મોટી ખટપટો ઉભી થઈ. જુના ને અનુભવી સરદારો ને મનસબદારો લડાઈમાં ખપી ગયા. તેને બદલે પાદશાહની આસપાસ ખુશામતખોર અને સ્વાર્થી સરદારો એકઠા થયા. પાદશાહને નાણાંની મોટી ખોટ જણાવા લાગી. અકબરે, જહાંગીરે અને શાહજહાંએ ભેગો કરેલો ઘણો ખજાનો ખુટી ગયો. ઘણી રજપુત કોમ લડાઈમાં ખપી ગઈ. હિંદુસ્તાનમાં જાટ, બુંદેલા, અને સિખો સામે લડાઈ કરવા જેટલાં માણસો મળવાં હવે મુશ્કેલ થઈ પડયાં. પચીસ વર્ષનાં અસ્ખલિત યુદ્ધોથી લોકો કંટાળી ગયા. ઘણા મોગલ સિપાઈઓ સ્વદેશ પોતાના કુટુંબને મળી પણ શક્યા નહિ ને પાદશાહની માફક તેમણે પોતાની જિંદગી દખ્ખણમાંજ પૂરી કરી. દખ્ખણરૂપી વેરાન રણમાં મોગલાઈનું પાણી ચુસાઈ ગયું.

**ઔરંગઝેબની ભૂલ ક્યાં થઈ?**—ઘણાખરા ઇતિહાસલેખકો ઔરંગઝેબના દખ્ખણના કારભારને વખોડી ગયા છે કે ઔરંગઝેબ બિજાપુર અને ગોવળકોંડાનાં સંસ્થાનોને જીવતાં રહેવા દીધાં હોત અને તેમની મદદથી શિવાજીની ઉગતી સત્તાને તોડી પાડી હોત તો મોગલાઈનો વિનાશ મોડો થાત અને મરાઠાઓ જોર ઉપર આવી જાત નહિ. પણ આ માન્યતા દોષથી ભરેલી છે. પહેલાં તો બિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્યો નિર્બળ થઈ ગયાં હતાં. તેમનામાં મોગલોને મરાઠાઓ વિરુદ્ધ

મદદ આપવાની સત્તા રહીજ નહોતી. બીજું, દખ્ખણનાં મુસલમાની સંસ્થાનોનો ખરો દુશ્મન શિવાજી નહિ પણ ઔરંગઝેબ હતો અને તેઓ કદિ પણ શિવાજી વિરુદ્ધ એકસંપી કરી શકત નહિ. આ બે બહમની સંસ્થાનોનો વ્હેલો મોડો નાશ નિર્મિતજ હતો કારણ કે તેઓ ઘણાંજ નબળાં થઈ ગયાં હતાં. જો મોગલોએ તેમને જિતી લીધાં ન હોત તો મરાઠાઓ તેમને ગળી જાત. ઔરંગઝેબને મરાઠાઓ સાથે ગમે તે પ્રકારે સંગ્રામ કર્યા વિના છુટકોજ નહોતો. ઔરંગઝેબની ભૂલ મરાઠાઓ સાથે તે જે પ્રકારે લડયો તેમાં થઈ. એ ભૂલ સર્વસામાન્ય ભૂલ હતી. તેવીજ ભૂલ તેણે મેવાડમાં ને મારવાડમાં કરી. શિવાજીની સાથે તે દગો રમ્યો એટલે મરાઠાઓને તેનો વિશ્વાસ રહ્યો નહિ. સંભાજીનો ક્રૂર રીતે વધ થવાથી મરાઠાઓ મરણીઆ થયા. બિજાપુર ને ગોવળકોંડા જિતી સંભાજીને બંદિઓ બનાવી જો ઔરંગઝેબ દિલ્હી પાછો ગયો હોત તો હિંદુસ્તાનના ઢીલા પડી ગએલા કારભારને વ્યવસ્થિત કરી શકત અને મોગલાઈનો પાયો વધારે સાબુત કરી શકત. પણ ઔરંગઝેબને રાજ્યલોભ લાગ્યો હતો. ઉત્તરમાં મેવાડ ને મારવાડ, અને દખ્ખણમાં મહારાષ્ટ્ર અને કર્ણાટક, તેને મોગલાઈમાં ભેળવી દેવાં હતાં. મોગલાઈની સત્તાને તે અવિચળ માનતો હતો. દખ્ખણની પ્રતિરોધક ને બચાવ કરવાની શક્તિની તેને ખબર નહોતી. એ અજ્ઞાની દશામાં મોગલાઈના વિનાશનું બીજ છુપાઈ રહ્યું હતું. એક દૃષ્ટિએ, ઔરંગઝેબે એ મુસલમાની સત્તાને તોડી તે ઠીક થયું, કારણ કે હવેથી દખ્ખણમાં મોગલ સુબાઓ આવતા ગયા. નિઝામ-ઉલ-મુલ્કે મરાઠાઓની સામે સત્તા જમાવી ને ઠેઠ દક્ષિણમાં પણ નાના મોટા મુસલમાન સરદારો ભવિષ્યમાં સ્વતંત્ર થઈ શક્યા. એ બધાએ મરાઠાઓને દખ્ખણમાં સાર્વભૌમ થતા અટકાવ્યા.

**ઔરંગઝેબના ગુણદોષ : તેના અમલની સમીક્ષા**—ઉપરનાં પૃષ્ઠોમાં આપણે ઔરંગઝેબનો કારભાર તપાસી ગયા. તેના મુખ્ય દોષો પણ આપણે જોઈ ગયા. પણ એ દોષો માટે પાદશાહ પોતેજ જવાબદાર હતો

તેથી તેના ગુણદોષનો પણ આપણે ખ્યાલ કરવાની જરૂર છે. ઔરંગઝેબ ચુસ્ત સુન્ની હતો. તેનું જીવન તદ્દન સરલ હતું. તેની બધી ટેવો નિયમિત હતી. તેની હિંમત અપાર હતી. ટાઢ, તડકો, વર્ષાદ, વગેરે ઋતુઓના ઢંગો સહન કરવાની તેનામાં અજબ શક્તિ હતી. યુદ્ધમાં તે શૂર હતો. સરદારી ને સિપાઈગીરી તે પૂરી જાણતો. રાજકારણમાં પણ તે એટલોજ ચતુર હતો. કર્તવ્યબુદ્ધિમાં તેના જેવો રાજ્યકર્તા ભાગ્યેજ મળી શકશે. કારભારની ઝીણામાં ઝીણી બાબત પણ તેના ખ્યાલ બહાર નહોતી. રાજ્યનો પૈસો તે કદી ઉડાવતો નહિ. તે કુરાન હાથે લખતો ને પોતે જે ટોપીઓ બનાવતો તેના વેચાણમાંથી તે ગુજરાન ચલાવતો. ઈસ્લામના બધા કાયદાઓનું તેણે એકીકરણ કરાવ્યું. તે કદિ મીજાજ ખોતો નહિ. તે મોટો પંડિત હતો. હરામખોરોને તે સખ્ત સજા કરતો. વિષયવાસના તેને જરાપણ સ્પર્શી શકતી નહિ. પણ તેનામાં જેટલા ગુણો હતા તેનાથી વધારે દોષો હતા. તે કપટી હતો. તેની વૈરબુદ્ધિ રોજ સતેજ રહેતી. પોતાનાં બાપ, ભાઈઓ, ભત્રીજાઓ ને બેટાબેટીઓનો એક પણ અપરાધ તેણે માફ કર્યો નથી. બે પુત્રને તેણે કેદ કર્યા; એક પુત્ર ને એક પુત્રી કેદખાનામાંજ મરી ગયાં. તે ક્રૂર હતો. સંભાજી, દારા, વગેરેનો વધ કરતી વેળા તેણે અક્ષમ્ય ક્રૂરતા બતાવી છે. તે દુરાગ્રહી હતો. પોતાના મોટા અમલદારોનો પણ તેને પૂરો ભરોસો નહોતો. તેથી દખ્ખણનો કારભાર તમામ બગડી ગયો. દરબારમાં તેણે જુદા જુદા પક્ષોને લડાવી માર્યા. તે ધર્માંધ હતો. તેથી હિંદુઓ, સિખો ને શિયાઓ તેની વિરુદ્ધ ગયા. ધર્માંધતા તે ઔરંગઝેબનો મોટો દોષ હતો. તેથી તેણે પોતાનું જીવન ધૂળ કર્યું. તેની માન્યતા પ્રમાણે મોગલાઈ એટલે સુન્ની મુસલમાનોનું રાજ્ય; તેમાં હિંદુઓ કે શિયાઓ માટે કોઈ સ્થાન ન હોવું જોઈએ. આવી બુદ્ધિ માટે ઔરંગઝેબનો અમલ અક્ષમ્ય ગણાશે. હિંદુસ્તાનની પંચરંગી પ્રજાના રાજ્યકર્તાએ ધર્માંધ બુદ્ધિથી વિમુખ રહેવું જોઇએ. મુસલમાન ઇતિહાસલેખકો તેની પ્રશંસા કરી ગયા છે પણ આ દૃષ્ટિએ તે પ્રશંસા વાસ્તવિક કહી શકાય નહિ. એવી ગેરવ્યાજબી બુદ્ધિને પરિણામે અકબરે બાંધેલી, જહાંગીરે ટકાવી રાખેલી અને શાહજહાંએ

ભવ્ય કરેલી મોગલાઈની ઈમારત ટૂંક મુદ્દતમાં હચમચવા લાગી ને પછી એકદમ તુટી પડી. ઔરંગઝેબ પોતાના વડવાઓએ હિંદની પ્રજાઓનાં મનમાં ઉત્પન્ન કરેલી સામ્રાજ્યની ભાવના ટકાવી શક્યો નહિ. મરતી વખતે તે વસીયતનામું કરી ગયો પણ તે પ્રમાણે કોઈ વર્ત્યું નહિ.

**ઇટલિનો પ્રવાસી ગેમેલિ કેરેરિ**—ઇ. સ. ૧૬૯૫માં આ પ્રવાસીએ દખ્ખણમાં પાદશાહની મુલાકાત લીધી હતી.

**સાર**—ઔરંગઝેબે આસામ, કુચબિહાર, મેવાડ, મારવાડ, સાતગાંવ, બિજાપુર, ગોવળકોંડા, ને મહારાષ્ટ્ર જિતી લીધાં. મોગલ સામ્રાજ્ય હવે અવધિએ પહોંચ્યું. પણ તેણે હિંદુઓને ઘણા સતાવ્યા; તેમના ઉપર ઝઝીયાવેરો નાંખ્યો; તેમને રાજ્યની નોકરીમાંથી બાતલ કર્યા; તેથી સતનામીઓ, સિખો, રજપુતો ને મરાઠાઓ તેની સામા થયા. તેના પુત્ર અકબરે બંડ કર્યું ને તે મહારાષ્ટ્રમાં સંભાજી પાસે નાસી ગયો. તેથી પાદશાહ દખ્ખણમાં ગયો. ત્યાં તેણે ૨૫ વર્ષો સુધી લડાઈઓ કર્યા કરી. ત્યાંજ તે મરી ગયો.

ઔરંગઝેબે શિયાઓને પણ હેરાન કર્યા. તે એક ચુસ્ત સુન્ની પાદશાહ હતો. મેવાડ, મારવાડ ને મહારાષ્ટ્રના હિંદુઓ પાદશાહી સામે બંડમાં ઉઠયા. ઉત્તર હિંદનો કારભાર ઢીલો થઇ ગયો; નાણું ખુટી ગયું; લોકો ગરીબ થઇ ગયા; જુના ને અનુભવી અમલદારો મરી ગયા. રાજ્યતંત્ર નબળું પડી ગયું. મોગલાઈની પડતીનાં બીજ ઔરંગઝેબે વાવ્યાં.

**પ્રશ્નો**—ઔરંગઝેબના અમલના મુખ્ય વિભાગોનું વિવેચન કરો. (૨) ઔરંગઝેબનું ચારિત્ર વર્ણવો. (૩) ઔરંગઝેબના દિગ્વિજયનો ખ્યાલ આપો. (૪) ઔરંગઝેબે દખ્ખણની રાજ્યનીતિમાં ક્યાં ભૂલો કરી? (૫) શિવાજી ને મોગલાઈના સંબંધનું ઐતિહાસિક ચિત્ર આપો. (૬) ઔરંગઝેબે હિંદુઓની સાથે કેવું વર્તન રાખ્યું? તેનું ફળ કેવું આવ્યું? (૭) ઔરંગઝેબની દખ્ખણની નીતિનાં પરિણામો જણાવો. (૮) નીચેની બાબતો ઉપર ટૂંક નોંધ લખો. વીર દુર્ગાદાસ; રાજા જયસિંહ; મીર જુમલા; સતનામીઓ; અજિતસિંહ, રાજસિંહ; શાયસ્તખાં; સુરત.

# પ્રકરણ ૧૨મું

## બૂઝાતી મોગલાઈ, ઇ. સ. ૧૭૦૭-૧૭૧૯.

**બહાદુરશાહ, ઇ. સ. ૧૭૦૭-૧૭૧૨. ઔરંગઝેબના શાહઝાદાઓ વચ્ચે યુદ્ધ**—ઔરંગઝેબનો મોટો પુત્ર સુલતાન મહમ્મદ કેદમાંજ મરી ગયો હતો. ચોથો પુત્ર બંડખોર અકબર ઇરાનમાં મરી ગયો હતો. મુઆઝમ અથવા શાહઆલમ બાપના મરણ વખતે લાહોર ને કાબુલનો સુબો હતો. તે હવે બહાદુરશાહ પાદશાહ તરીકે જાહેર થયો ને આગ્રામાં દાખલ થયો. બીજા પુત્ર આઝમે પણ પાદશાહી જાહેર કરી. પણ તે ચંબલ નદી આગળ લડતાં માર્યો ગયો. છેલ્લો પુત્ર કામ-

---

**નોંધ—ઔરંગઝેબનું વસીયતનામું**—હું દુનિયામાં ખાલી હાથે આવ્યો હતો અને ખાલી હાથે હું તે છોડી ચાલ્યો જાઉં છું. (૨) મારા શાહઝાદાઓમાંથી જે કોઈ આખી સલ્તનતનો ધણી થાય તેણે મહમ્મદ કામબક્ષ (નાનો પુત્ર)ને કનેડવો નહિ. (૩) કામબક્ષે દક્ષણમાં બિજાપુર ને હૈદરાબાદના બે સુબાઓથી સંતોષ માનવો. (૪) અમીર-ઉલ-ઉમરાવ-આસાદખાંથી વધારે સારો વઝીર બીજે ક્યાંય નહિ મળે. (૫) મારા બધા નોકરોએ મહમ્મદ આઝમશાહને વફાદાર રહેવું. (૬) મારા પુત્રોમાંથી જે કોઈ પાદશાહ થાય તેણે મારા કુટુંબનાં માણસોને હેરાન કરવાં નહિ. (૭) રાજ્યનો હિસ્સો મેં મારા પુત્રો વચ્ચે આગળ ઉપર વ્હેંચી આપ્યો છે. તે વ્હેંચણી જો તેમને અનુકૂળ થશે તો રાજ્યમાં તોફાન કે લડાઈ નહિ થાય. (૮) રાજ્યમાં દિલ્હી અને આગ્રા એ બે મુખ્ય જગ્યાઓ છે. જે કોઈ શાહઝાદાને આગ્રા મળે તેણે તેને લગતા દક્ષણના, માળવાના ને ગુજરાતના સુબાઓ પણ લેવા. (૯) જે શાહઝાદાને દિલ્હી મળે તેણે કાબુલ ને બીજા સુબાઓ લેવા. (૧૦) હું ખાલી હાથે આવ્યો હતો અને ખાલી હાથે જાઉં છું. મારા શબ પાછળ કોઈ જાતનો પાદશાહી દમદમાટ કરવો નહિ. વફાદાર નોકર હામિદુદ્દીને મારા શબની વ્યવસ્થા કરવી. તેણે શબને શાહ ઝૈનુદ્દીનની જગ્યા ઉપર લઈ જવું ને ત્યાં એક દરવેશની કબર જેવી કબર કરવી. મારા પુત્રોએ ત્યાં કોઈ જાતનો સ્મરણસ્તંભ કરવો નહિ. (૧૧) મારા ખાનગી ખજાનામાં રૂા. ૫૭૩૮૨ છે. તેમાંથી રૂા. ૧૦૦૦ મારા શબને દફનાવતી વખતે ગરીબોને આપવા. (આ વસીયતનામું પાદશાહની પથારીના ઓશિકા નીચેથી મળી આવ્યું હતું.)

બક્ષ બિજાપુરનો સુબો હતો તેણે પાદશાહી જાહેર કરી. હૈદરાબાદ પાસે બહાદુરશાહ સામે લડતાં તે પણ માર્યો ગયો. ઇ. સ. ૧૭૦૭–૮.

**રજપુતો ને સિખો સામે યુદ્ધ**—જોધપુરના મહારાજા અજિતસિંહે, જયપુરના મહારાજા જયસિંહે અને મેવાડના રાણા અમરસિંહે પાદશાહી સ્વીકારવાની ના પાડી એટલે બહાદુરશાહે તેમના ઉપર સવારી કરી. સિખ ગુરુ બંદાએ સરહિંદ પરગણામાં ઘણા મોગલ ગામોને સર કર્યાં હતા તેથી બહાદુરશાહે સિખો ઉપર ચડાઈ કરી, ને બંદાનો લોહગઢ નામનો કિલ્લો સર કર્યો. આ વખતે રજપુત રાજાઓએ પુષ્કરના પવિત્ર સરોવર આગળ પરસ્પર સોગન લઈ કરાર કર્યો કે મોગલોને રજપુતસ્તાનમાંથી કાઢવા ને યોગ્ય સમયે દખ્ખણના મરાઠાઓને ઉત્તર હિંદમાં પણ મદદ કરવી. ઔરંગઝેબની રાજનીતિનું આ પરિણામ હતું.

**બહાદુરશાહ**—બહાદુરશાહ લાહોર મુકામે ઇ. સ. ૧૭૧૨ના જાનેવારિમાં મરી ગયો. મુસલમાન ઇતિહાસકારો બહાદુરશાહને શાહ-ઈ-બેખબર–બેદરકાર પાદશાહ કહી ગયા છે. તે ઘણોજ ઉદાર, માયાળુ, વિદ્વાન્ અને નિયમિત ને શિયા પંથનો પક્ષપાતી હતો. એકંદર તેના અમલમાં પાદશાહીની આબરૂ ટકી રહી. ડચ લોકોએ પોતાના પ્રતિનિધિઓ બહાદુરશાહના દરબારમાં મોકલ્યા હતા.

**જહાંદારશાહ**—બહાદુરશાહને ચાર પુત્રો હતા. (૧) જહાંદારશાહ (૨) અઝીમ, (૩) રફિ–ઉશ–શાન (૪) જહાનશાહ. તેમની વચ્ચે હવે ગાદી માટે લડાઈ થઈ. તેમાં ઝુલફીકારખાંની મદદથી જહાંદારશાહને ફત્તેહ મળી ને બીજાઓ માર્યા ગયા તેથી જહાંદાર ગાદીએ આવ્યો. ઇ. સ. ૧૭૧૨, માર્ચ.

જહાંદારશાહ પાદશાહ નાનપણમાં બહાદુર ને હોશિયાર હતો; પણ હવે તે ઉડાઉ, વ્યભિચારી, બંધાણી, ક્રૂર ને તકરારી થઇ ગયો હતો. દરબારમાં તેની રખાત લાલકુંવરનું ચાલતું હતું તેથી તેના અમલનો એકદમ અંત આવ્યો.

**ફર્રુખસિયરનું બંડ**—શાહઝાદા અઝીમનો પુત્ર ફર્રુખસિયર

પોતાના બાપના મરણ વખતે **પાટણમાં** હતો. તે હવે પોતાની રજપુત માના કહેવાથી બાપનું વેર વાળવા તૈયાર થયો. હુસેન અલીખાં ને હસન અલીખાં અથવા અબ્દુલ્લાખાં નામના સૈય્યદ ભાઈઓ, છબીલરામ નાગર ને તેના ભત્રીજા ગીરધરલાલ તેની મદદે ચડયા. ફર્રુખે શાહઝાદા આઝિઝ-ઉદ્-દીનને ને પાદશાહને હરાવ્યા ને પોતે ગાદીએ આવ્યો. તેણે જહાંદારને ને ઝુલફિકારખાંને મારી નંખાવ્યા. જાનેવારિ, ઇ. સ. ૧૭૧૩. સૈયદોએ જોધપુરના મહારાજા અજીતસિંહને હરાવી તેની પુત્રી ઇંદ્રકુમારીનું પાદશાહ સાથે લગ્ન નક્કી કર્યું ને ઇ. સ. ૧૭૧૬માં સિખ ગુરુ બંદાને ને તેના ચેલાઓને હરાવી ઘાતકી રીતે મારી નંખાવ્યા.

**સૈય્યદ ભાઇએ:**—સૈય્યદોના વડવાઓ ઈરાકથી પતીઆલા પાસેના પ્રદેશમાં આવ્યા ને ત્યાર પછી મીરત પાસે રહેવા ગયા. અકબરના વખતથી તેઓ મોગલ સૈન્યને મોખરે લડતા. મોટા ભાઈ અબ્દુલ્લાખાં હસને દખ્ખણમાં ને રજપુતસ્તાનમાં નોકરી કરી હતી. હુસેને પણ ઉત્તરમાં નોકરી કરી હતી. હુસેન મોટા ભાઈ કરતાં હાથનો વધારે ઉદાર હતો ને રાજકારણ વધારે સમજતો. અબદુલ્લા પૈસાનો લોભી લંપટ ને મિજાજી હતો.

**ફર્રુખસિયર ને સૈય્યદો વચ્ચે અણબનાવ**—ફર્રુખસિયર ગાદીએ આવ્યો એટલે તેણે કેટલાક દરબારીઓને ઘાતકી શિક્ષા કરી. સૈય્યદ બીરાદરોને આ વાત પસંદ પડી નહિ. સરકારી નોકરી ઉપર નિમણોકો કરવામાં પણ બંનેને ફાવ્યું નહિ. વળી પાદશાહ પોતે અવિશ્વાસુ, કૃતઘ્ની અને આવડત વગરનો હતો. અબ્દુલ્લાખાં લોભી પ્રકૃતિનો હોવાથી તે લાંચ લેવા લાગ્યો, તેથી સૈય્યદોનો કારભાર અણમાનીતો થઈ પડયો; વળી ઈરાણીઓ અને તુરાણીઓ તેમની વિરુદ્ધ હતા. કેટલાકને એવો શક પડવા લાગ્યો કે બંને ભાઇઓ ગાદી પચાવી પાડવા માગે છે. તેઓ અધિકારથી અંધ થઈ ગયા. મરાઠાઓ ઉપર ને હિંદુઓ ઉપર તેમનો પક્ષપાત હતો. આ કારણોથી પાદશાહની સાથે તેમને અણબનાવ થયો. પાદશાહ અને તેના પક્ષકારો સૈય્યદ ભાઈઓને છુટા પાડી તેમનો નાશ

કરવા મોટાં કાવતરાં કરવા લાગ્યા, અબ્દુલ્લાને તેમણે રજપુતસ્તાનમાં મોકલ્યો ને ઇ. સ. ૧૭૧૫માં હુસેન અલીખાંને દખ્ખણ મોકલ્યો. તેજ વખતે રજપુતસ્તાન, દખ્ખણ ને ગુજરાતના સરદારોને બંને ભાઈઓની સામે થવાની સૂચના કરવામાં આવી. પણ આ કાવતરૂં પકડાઈ ગયું. અબ્દુલ્લાએ અજિતસિંહ ને ચુડામણ જાટ સાથે સુલેહ કરી. હુસેન અલીખાં ને ગુજરાતનો સુબો દાઉદખાં પન્ની ઇ. સ. ૧૭૧૫માં બુર્હાનપુર પાસે સામા થયા. લડાઈમાં દાઉદ માર્યો ગયો. હુસેને પોતાના ભાઇને સાવચેત રહેવા કહેવરાવ્યું. પોતે પણ ઉત્તર તરફ જવા નિશ્ચય કર્યો. બાળાજી વિશ્વનાથ પેશવા ને બીજા મરાઠી સરદારોએ તેને મદદ આપી. તેઓ બધા દિલ્હી ગયા. ત્યાં ફર્રુખનો વધ કરવામાં આવ્યો. એપ્રિલ, ઇ. સ. ૧૭૧૯. પાદશાહનો સસરો મહારાજા અજિતસિંહ આ કાવતરામાં સામેલ હતો.

**બે નામના પાદશાહો**—ફર્રુખ પછી સૈય્યદ ભાઈઓએ રફિ-ઉશ્-શાનના બીજા પુત્ર રફિ-ઉદ્-દર્જાતને ગાદી આપી. પણ સૈય્યદ ભાઈઓ બહુજ ખરાબ રીતે વર્તતા હોવાથી તેણે ગાદીનું રાજીનામું આપ્યું ને એક અઠવાડીઆમાં ક્ષયથી તે મરી ગયો. તેના પછી તેનો મોટો ભાઈ રફિ-ઉદ્-દૌલા ગાદીએ આવ્યો. તે પણ ક્ષયથી ત્રણ માસમાં ગુજરી ગયો એટલે સૈય્યદ ભાઈઓએ બહાદુરશાહના પુત્ર જહાનશાહના પુત્રને ગાદી આપી. નવા પાદશાહે મહમ્મદશાહનું નામ ધારણ કર્યું.

**ઝઝીયા માફ**—રફિ-ઉદ્-દર્જાતના વખતમાં ઝઝીયા વેરો રદ કરવામાં આવ્યો.

**ફર્રુખસિયરે અંગ્રેજોને આપેલું ફરમાન**—ઇ. સ. ૧૭૧૫માં બંગાળાના અંગ્રેજોએ મોગલ પાદશાહ પાસે કેટલાક વેપારના હક્કો મેળવવા બે એલચીઓને મોકલ્યા. તેજ વખતે ડૉ. હૅમિલ્ટને પાદશાહને મંદવાડમાંથી સાજો કર્યો હતો એટલે એલચીઓનું સ્વાગત સારી રીતે કરવામાં આવ્યું ને ઇ. સ. ૧૭૧૭માં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને એક ફરમાન આપવામાં આવ્યું. એ ફરમાનથી કંપનિને મદ્રાસ પાસે કેટલીક

જમીન મળી ને સુરત ને હુગલીનાં બંદરો આગળ જતા આવતા તેમના માલ ઉપરનું દાણ માફ થયું. હૅમિલ્ટને અંગ્રેજોની કરેલી સેવાનું વર્ણન હવે અસત્ય માનવામાં આવે છે.

**મરાઠાઓને સ્વરાજ્ય, ચોથ ને સરદેશમુખીના હક્કો**—પેશવા બાલાજી વિશ્વનાથ અને મરાઠી સરદારો હુસેન અલીખાંની મદદે દિલ્હી ગયા હતા: તેથી રફિ–ઉદ્–દર્જાત ગાદીએ આવ્યો ત્યારે સૈય્યદ ભાઈ-ઓએ તેમને સ્વરાજ્ય, ચૌથાઈ અને સરદેશમુખીની સનદો આપી. પહેલી સનદથી શિવાજીએ જિતેલા મુલકો ઉપર શાહૂ સ્વતંત્ર રાજા થયો, બીજી સનદથી ૭ મોગલ સુબાઓના ઉત્પન્નનો ચોથો ભાગ ને ત્રીજી સનદથી દસમો ભાગ મરાઠાઓને મળ્યો. તે બદલ મરાઠાઓએ ૧૫૦૦૦ માણસનું લસ્કર રાખી મોગલ સુબાઓનું રક્ષણ કરવાનું વચન આપ્યું. ૭ સુબાઓ એટલે ખાનદેશ, બરાડ, હૈદરાબાદ, બિદર, બિજાપુર ને કર્ણાટકના પ્રદેશો.

**સાર**—બહાદુરશાહ, જહાંદારશાહ, ને ફર્રુખસિયરના વખતમાં મહારાષ્ટ્રમાં શાહૂ રાજા ને રજપુસ્તાનમાં જોધપુર તથા જયપુરના રાજાઓ સ્વતંત્રપણે વર્તવા લાગ્યા. બહાદુરશાહે ભાઈઓને હરાવી ગાદી લીધી હતી. તેના મરણ પછી જહાંદારશાહે પણ તેજ પ્રમાણે કર્યું. જહાંદારના ભાઈ અઝીમનાં પુત્ર ફર્રુખસિયરે પાદશાહને મારી ગાદી લીધી. ફર્રુખને સૈય્યદ-ભાઈઓની અને નાગર છબીલરામ તથા તેના કુટુંબની મદદ હતી. નવો પાદશાહ કૃતઘ્ની હતો. દરબારમાં સૈય્યદો વિરુદ્ધ મોગલો તથા તુર્કો ખટ-પટ કરતા હતા તેથી સૈય્યદોએ બાળાજી પેશવાની મદદથી પોતાના શત્રુ-ઓનો પરાજય કર્યો, પાદશાહનું ખુન કર્યું અને બે મોગલ શાહઝાદાઓને એક પછી એક ગાદીએ બેસાડયા. તેઓ મરણ પામ્યા તેથી છેવટે મહ-મ્મદશાહ ગાદીએ આવ્યો. નિઝામ–ઉલ–મુલ્ક આ વખતે પ્રસિદ્ધિમાં આવ્યો. ફર્રુખસિયરે અંગ્રેજોને કેટલાક હક્કો આપ્યા.

**પ્રશ્નો**—(૧) સૈય્યદ ભાઇઓનો ઇતિહાસ આપો. (૨) મહમ્મદશાહ ગાદીએ કેવી રીતે આવી શક્યો ? (૩) નિઝામ–ઉલ–મુલ્કનો વૃત્તાંત આપો.

## પ્રકરણ ૧૩મું

# મોગલાઈનો અસ્તકાળ. મહમ્મદશાહ, ઇ. સ. ૧૭૧૯–૧૭૪૮.

**મહમ્મદશાહ**—મહમ્મદશાહ ગાદીએ આવ્યો ત્યારે ૧૭ વર્ષનો હતો. રાજકારભારમાં તે જરાય લક્ષ આપતો નહિ. તે પોતાનો તમામ વખત ઠઠ્ઠામશ્કરીમાં અને શાહનામા ને મહાભારત વાચવામાં ગાળતો. તેથી તેના દરબારમાં સ્ત્રીઓ, ખ્વાજાઓ અને ખુશામતીઆઓનું ચલણ થયું ને મોગલાઇ ડૂબી ગઈ.

**સૈય્યદ ભાઈઓનો દખ્ખણ ને માળવામાં પરાજય**- સૈય્યદ ભાઈઓ પોતાની વગથી ઘણાજ છકી ગયા હતા તેથી નિઝામ-ઉલ-મુલ્ક ને તેના મોગલો તેમની સામે થયા. નિઝામને માળવાનો સુબો બનાવવામાં આવ્યો હતો પણ તેને દખ્ખણમાં સ્વતંત્ર સત્તા સ્થાપવી હતી તેથી માળવા નહિ જતાં તે દખ્ખણ તરફ ચાલ્યો ગયો. માળવામાં દિલાવરખાં દિલ્હીથી ખાનગી સૂચના પ્રમાણે સામો થયો પણ ખાંડવા આગળ માર્યો ગયો. સૈય્યદનો ભત્રીજો આલમઅલીખાં પણ સામો થયો. પણ બાલાપુર પાસે માર્યો ગયો. આવી રીતે સૈય્યદ ભાઈઓ માળવામાં ને દખ્ખણમાં હારી ગયા; ઇ. સ. ૧૭૨૦.

**હુસેન અલીખાંનું ખુન**—પોતાના પક્ષકારોની હારથી સૈય્યદ બીરાદરો ગભરાઈ ગયા ને તેમણે પાદશાહને સાથે લઈ દખ્ખણ તરફ કુચ કરવા તૈયારી કરી. રસ્તામાં પાદશાહે અને સૈય્યદ ભાઈઓના શત્રુ-ઓએ તેમનો નાશ કરવા કાવતરૂં કર્યું. પહેલવહેલાં છાવણીમાંજ હુસેન અલીખાંનું ખુન કરવામાં આવ્યું, ઇ. સ. ૧૭૨૦.

**હસન અબ્દુલ્લાખાં સૈય્યદનો પરાજય ને નાશ**—આ વખતે અબ્દુલ્લાખાં દિલ્હી હતો. તેણે પોતાના ભાઈના ખુનની ખબર પડતાંજ એક બીજા મોગલ શાહઝાદાને ગાદી આપી. પણ પાદશાહ સામે લડાઈ થતાં અબ્દુલ્લાનો પરાજય થયો ને તેને કેદ કરવામાં આવ્યો. બે વર્ષ

પછી દુશ્મનોએ તેનું ખુન કરાવ્યું. નિઝામને હવે વઝીરાત આપવામાં આવી. ઇ. સ. ૧૭૨૦.

**નિઝામ-ઉલ-મુલ્કની વઝીરાત**—મહમ્મદશાહને નિઝામનો જરા પણ ભરોસો નહોતો. નિઝામને રાજ્યકારભારનો બંદોબસ્ત કરવો હતો. ઔરંગઝેબના ધોરણ પ્રમાણે કારભાર ચાલવો જોઈએ એવો તેનો મત હતો. પાદશાહ અને તેના ખુશામતીઆઓને આ બાબત પસંદ નહોતી. તેઓ વઝીર વિરુદ્ધ ખટપટ કરવા મંડ્યા. એ કારણથી કંટાળી નિઝામ ઇ. સ. ૧૭૨૪માં દખ્ખણ ચાલ્યો ગયો.

**નિઝામ દખ્ખણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપે છે**—નિઝામ જ્યારે દખ્ખણ ગયો ત્યારે ત્યાંના સુબા મુબારિઝખાંને પાદશાહે પોતાની ટેવ પ્રમાણે નિઝામની સામે થવા આજ્ઞા કરી. પણ મુબારિઝખાં નિઝામ સાથે લડતાં સકરખેર્ડા પાસે માર્યો ગયો. આ યુદ્ધ પછી નિઝામે દખ્ખણમાં સ્વતંત્ર સુબા તરીકે વર્તવું શરૂ કર્યું. અલબત, ઠેઠ સૂધી તેણે સુબાગીરી પાદશાહને નામેજ કરી; પણ વસ્તુતઃ તે તદ્દન સ્વતંત્ર હતો.

**નિઝામ-ઉલ-મુલ્ક**—નિઝામનું મૂળ નામ કમરુદ્દીન હતું. તેના વડવાઓ બોખારાના વતનીઓ હતા. તેનો બાપ મીર શિહાબુદ્દીન ઔરંઝેબના દરબારમાં મોટો સરદાર હતો ને તેની મા સાદુલ્લાંખાંની બેટી થતી હતી. નિઝામનો જન્મ ઇ. સ. ૧૬૭૧માં થયો હતો. ઔરંગઝેબે ચીન કલિચખાંનો ખિતાબ ને ફર્રુખે તેને નિઝામ-ઉલ-મુલ્કનો ખિતાબ આપ્યા હતા. પણ ઇરાણી વઝીર ઝુલફિકારખાં મોગલોનો વિરોધી હોવાથી નિઝામને દખ્ખણમાથી ઉત્તર હિંદમાં રાખવામાં આવ્યો હતો. તે બુદ્ધિમાન્, શૂર, ચતુર, ઉદાર, મનસ્વી અને દયાળુ હતો. નકામી લડાઈ તે કરતો નહિ. લોકો સાથે તે પ્રેમભાવથી વર્તતો.

**સરબુલંદખાં ને ગુજરાતમાં મરાઠી સત્તાની સ્થાપના**—બાલાજી વિશ્વનાથને ચૌથાઈ ને સરદેશમુખીની સનદો દિલ્હીપતિએ લખી આપી ત્યાર પછી ખંડેરાવ દાભાડેએ ને પિલાજી ગાયકવાડે સુરત ઉપર સવારી કરી અને સોનગઢ મુકામે કાયમનું થાણું કર્યું. તેથી પાદશાહે

ઇ. સ. ૧૭૨૩માં મરાઠાઓને મહાત કરવા સરબુલંદખાંને અહમદાબાદમાં સુબેદાર નીમ્યો. નિઝામ પણ વચમાં ગુજરાતનો સુબો હતો તેથી તેના દિવાન ને સરબુલંદના દિવાન વચ્ચે ગુજરાતના હવાલા સંબંધી તકરાર થઈ અને તેમાં મરાઠાઓ વચ્ચે પડયા. પરિણામે મહી નદીની બંને બાજૂના મુલકો ઉપર ચોથાઈ ઉઘરાવવા મરાઠી લશ્કરો દર વર્ષે ગુજરાતમાં આવવા લાગ્યાં. પિલાજી ગાયકવાડ, કંઠાજી કદંબ અને ત્ર્યંબકરાવ દાભાડે, એ મુખ્ય મરાઠી સરદારો હતા. ધીમે ધીમે પિલાજી ગાયકવાડે અને તેના પછી તેના શૂર ને ચતુર પુત્ર દામાજી ગાયકવાડે આખા ગુજરાતમાં ને કાઠિયાવાડમાં પોતાની આણ ફેરવી ને પ્રાંતના કેટલાક મોગલ અમલદારોએ પાલણપુર, રાંધણપુર ને જુનાગઢ મુકામે દિલ્હીથી સ્વતંત્ર થઈ ગાયકવાડની સત્તા નીચે આવવા કબુલ કર્યું. આવી રીતે કાળક્રમે મોગલો ગુજરાત ખોઈ બેઠા.

**માળવામાં મરાઠી સત્તાની સ્થાપના. નાગર સુબેદારો ગિરધરલાલ ને દયારામ. નંદલાલ ચૌધરી ને રાજા જયસિંહની મરાઠાઓને મદદ**—મરાઠી લશ્કરો ઇ. સ. ૧૬૯૦ની સાલથી વારંવાર માળવા ઉપર ચડી આવતાં હતાં. ઇ. સ. ૧૭૨૧માં નાગર મુત્સદ્દી સરદાર ગિરધરલાલ માળવાનો સુબેદાર થયો. તેનો કારભાર ઘણો કડક હતો તેથી ઘણા જાગીરદારો વિરુદ્ધ પડયા. જયપુરનો મહારાજા સવાઈ જયસિંહ ગિરધરલાલનો દ્વેષી હતો અને નિઝામ–ઉલ–મુલ્કની વઝીરાત તેને પસંદ નહોતી, કારણ કે તે વઝીર ઔરંગઝેબના ધોરણ મુજબ વર્તવા માંગતો હતો. ઈંદોરનો પ્રખ્યાત ગોડ બ્રાહ્મણ ચોધરી નંદલાલ ને જયસિંહ મરાઠાઓ સાથે ભળી ગયા ને ધર્મને નામે* તેમણે માળવામાંથી મોગલ સત્તાનું જડમૂળ કાઢી નાંખ્યું. મલ્હારરાવ હોળકર, ઉદાજી પવાર, રાણોજી શિંદે, વગેરે ઈંદોર, ધાર, ને ગ્વાલિયર મુકામે સ્થિર થયા. બાજીરાવ પેશવાના ભાઈ ચિમાજી આપ્પાએ રાજા ગિરધરલાલને ઇ. સ. ૧૭૨૪માં સારંગપુર આગળ હરાવ્યો. રાજા બહાદુર માર્યો ગયો. તેની

---

* મરાઠી વિભાગમાં આ દગાના ઉદાહરણ તરીકે એક કાગળ આપ્યો છે.

પછી જયસિંહ ને તેનો પિત્રાઈ દયારામ માળવાના સુબાઓ થયા. જયસિંહ મરાઠાઓ સાથે મળેલોજ હતો. દયારામે નંદલાલ ચૌધરીને મદદ માટે કેટલીએ આજીજી કરી પણ તેમાં કાંઈ વળ્યું નહિ. માળવાના તમામ હિંદુઓ વિરુદ્ધ થઈ ગયા હતા. તેથી ઇ. સ. ૧૭૩૧માં જ્યારે બાજીરાવ પેશવા માળવા ઉપર ચડી આવ્યો ત્યારે મોગલ સૈન્યની તમામ હીલચાલની ખબર ખુટેલા જાગીરદાર નંદલાલ ચૌધરી તરફથી મળી ગઈ ને નાગર સુબો દયારામ માર્યો ગયો. ત્યાર પછી મહમ્મદ બંગશ સુબો થયો. દિલ્હીથી મદદ ન મળતાં તેણે પણ મરાઠાઓ સાથે સુલેહ કરી. ઇ. સ. ૧૭૩૫–૩૬માં જયસિંહની બીજી વારની સુબાગીરી વખતે મોગલો આખો માળવા ખોઈ બેઠા. બાજીરાવ પેશવાના પુત્ર બાળાજી પેશવાએ માળવા ઉપર સવારીઓ કરવી ચાલુ રાખી તેથી ઇ. સ. ૧૭૪૩માં પાદશાહે તેને માળવાનો સુબેદાર બનાવ્યો. આવી રીતે મરાઠાઓ માળવામાં હમેશ માટે ઘુસી ગયા ને રજપુત રાજાઓ સાથે કરારો કરી ઉત્તર હિંદમાં મોગલાઈને વધારે નબળી કરવા લાગ્યા. ઉત્તર હિંદમાં જે મરાઠી કુટુંબો આવ્યાં તેમાં, પવાર, શિંદે ને હોળકરનાં કુટુંબોએ સૌથી વિશેષ ખ્યાતિ મેળવી.

**બુંદેલખંડમાં મરાઠી સત્તાની જમાવટ. રાજા છત્રસાલ, સુબેદાર મહમ્મદ બંગશ ને બાજીરાવ પેશવા**—શાહજહાંના વખતથી મોગલો અને બુંદેલ રાજાઓ વચ્ચે અણબનાવ થયો હતો. ઝુઝારસિંહના કુંવરનો પક્ષ ચંપતરાય નામના બુંદેલ વીર નરે લીધો. ઔરંગઝેબ સાથે તેને તકરાર થતાં તે મોગલોને સતાવવા લાગ્યો. તેની સ્ત્રી પણ તેના જેટલીજ બહાદુર હતી. તેના મરી ગયા પછી તેના પુત્ર છત્રસાલે માત્ર ૧૧ વર્ષનીજ ઉમરે બાપની જવાબદારી સ્વીકારી. તે હોશિયાર હતો અને પાદશાહની દખ્ખણમાં ગેરહાજરીનો લાભ લઈને બુંદેલાઓની આગેવાની સ્વીકારી તે મોગલ સૈન્યનો પરાજય કરવા લાગ્યો. ઇ. સ. ૧૭૨૭થી ૧૭૨૯ સુધી અલ્લાહાબાદના સુબા મહમ્મદ બંગશે છત્રસાલને ખૂબ કનડગત કરી તેથી છત્રસાલે બાજીરાવ પેશવાની મદદ

માંગી. તેણે બંગશના સરદારને હરાવ્યો. છત્રસાલ ઇ. સ. ૧૭૩૧માં મરતી વેળા બાજીરાવ પેશવાને પુત્રવત્ માની ઝાંસી, સાગર, સિરોજ વગેરે પ્રદેશો આપતો ગયો. તેમનું વાર્ષિક ઉત્પન્ન રૂ. ૩૩ લાખ હતું અને તે પ્રદેશો અલ્લાહાબાદ ને આગ્રાની પાસે હોવાથી મરાઠા લોકો મોગલાઈને આંગણે આવી ગયા.*

**મરાઠાઓ દિલ્હી આગળ**—બાજીરાવ પેશવાને માળવા ને ગુજરાતની ચૌથાઈ માટે સનદ જોઈતી હતી તેથી તે ઇ. સ. ૧૭૩૭માં દુવાબમાં મ્હોટા લશ્કર સાથે દાખલ થયો પણ પાદશાહનું લશ્કર નજીકમાં હોવાથી પાછો હઠી ગયો.

**નિઝામની વઝીરાત**—મરાઠાઓ ગુજરાત, માળવા, રજપુતસ્તાન, બુંદેલખંડ અને ઠેઠ દુવાબ સુધી આવી પહોંચેલા હોવાથી અને દરબારમાં કોઈ હોશિયાર સલાહકાર ન મળવાથી પાદશાહે નિઝામને દખ્ખણથી વઝીરાત ઉપર ફરી બોલાવ્યો ને તેને આસફઝાનો ખિતાબ આપ્યો. બાજીરાવે તુરતજ હિંદુસ્તાન ઉપર ફરી સવારી કરી તેથી નિઝામને એકદમ નર્મદા તરફ આવવું પડયું.

**ભોપાળનો ઘેરો ને સિરોંજનો કરાર**—મોગલ સૈન્ય ભોપાળમાં આવ્યું ત્યારે બાજીરાવે તેને ઘેરો ઘાલ્યો. નિઝામને વઝીરાતનો જરાપણ મોહ નહોતો. બુઝાતી મોગલાઈને તે બચાવી શકે એમ નહોતું. તેથી સિરોંજ પાસે દુરાઇસરાઈ આગળ તેણે બાજીરાવની સાથે કરાર કર્યો કે બાજીરાવ ચંબલ ને નર્મદા નદીની વચ્ચેના પ્રદેશમાં કુલ અધિકાર ભોગવે ને ૫૦ લાખ રૂપીઆ લડાઈના દંડ બદલ પાદશાહ મરાઠાઓને આપે. બાજીરાવની સાથે તો સમાધાની થઈ; પણ દરમ્યાન વાયવ્ય કોણ ઉપર એક પરદેશી શત્રુ આવી ચડયો. નાદિરશાહે હિંદ ઉપર સવારી કરી.

---

*** બાજીરાવે છત્રસાલને બંગશથી બચાવ્યો તે કામને તે વખતના હિંદુ લેખકો ગજેંદ્રમોક્ષની સાથે સરખાવી ગયા છે. " જો ગત ગ્રહ ગજેંદ્રકી સો ગત ભઈ હે આજ, બાજી જાત બુંદેલાકી રખો બાજી લાજ. " જુઓ, પારસનીસકૃત મરાઠાઓનાં પરાક્રમો, પા. ૬૫.**

**નાદિરશાહની સવારી** **નાદિરશાહ**—નાદિરનું મૂળ નામ અલીકુલી હતું. તેનો બાપ ઘેટાનાં ચામડાંની ટોપીઓ બનાવી



નાદિરશાહ

ગુજરાન ચલાવતો. ઇરાનના શાહ તહમાસ્પની નોકરીમાં અલીકુલીએ ખ્યાતિ મેળવી ને તેને બાપીકી ગાદી મેળવવા મદદ કરી. પોતાના રાજાના મરણ પછી તેનો વારસ સગીર હોવાથી અલીકુલી અથવા નાદિર રાજ્યકારભાર ચલાવવા લાગ્યો. સગીર શાહ તુરતજ મરી ગયો તેથી ઇ. સ. ૧૭૩૬માં નાદિર ઇરાનનો શાહ બન્યો.

**નાદિરશાહની સવારી**—મહમ્મદશાહની સરકારે નાદિરના શત્રુઓને પોતાના મુલકમાં આવવા દીધા હતા ને નાદિરે જ્યારે ગાદી લીધી

ત્યારે તે માટે મુબારકબાદીનો સંદેશો તેને મોકલ્યો નહોતો, તેથી નાદિર હિંદ ઉપર ચડી આવ્યો. વળી સાદતખાં ને નિઝામ જેવા ઈરાણી ને મોગલ અમલદારોએ હિંદુસ્તાનીઓ ને મરાઠાઓનો પરાજય કરાવવા પરદેશી નાદિરને હિંદ બોલાવ્યો. નાદિરના લશ્કરે કાબુલ, લાહોર, ને સરહિંદના પ્રાંતો કબજે કર્યાં ને બેસુમાર લુટ ચલાવી. પછી કર્નાલ આગળ નાદિરે મોગલ સૈન્યને ઇ. સ. ૧૭૩૯ના ફેબ્રુઆરિ માસમાં હરાવ્યું. તેણે રૂ. ૫૦ લાખ પાદશાહ પાસે માંગ્યા ને નિઝામને બક્ષી બનાવ્યો. અદેખાઈથી સાદતખાંએ ખટપટ કરી ને નાદિરને વધારે માંગવા ઉશ્કેર્યો. તેથી નાદરે દિલ્હીનો કબજો લીધો ને પોતાના નામની આણ ફેરવી. દરમ્યાન, દિલ્હીના કેટલાક મહોલ્લાઓમાં એવી ગપ ઉડી કે શાહનું ખુન કરવામાં આવ્યું છે. તુરતજ શહેરના મવાલીઓએ ઈરાણી સિપાઈઓની બે રોજ સુધી કતલ ચલાવી. નાદિર આ બનાવથી છંછેડાઈ ગયો ને ગુન્હેગાર મહોલ્લાવાળાઓની કતલ કરવા તેણે હુકમ આપ્યો. કતલ આખા શહેરમાં સર્વસામાન્ય થઈ પડી ને પાંચ કલાક ચાલી. કેટલાક લેખકો આ કતલની અતિશયોક્તિ કરી ગયા છે, છતાં એકંદર ૨૦,૦૦૦ માણસો ઈરાણીઓના ભોગ થઈ પડ્યા. બે માસ સુધી શાહ દિલ્હીમાં રહ્યો ને તે મુદ્દતમાં તે કોહિનૂર, મયૂરાસન ને બીજી એટલી અખુટ દોલત ખેંચી ગયો કે ઈરાન જતાં તેણે પોતાની પ્રજા પાસેથી ત્રણ વર્ષ સુધી તો કોઈ કર વસુલ કર્યો નહિ અને ૧૮ મહિનાનો પગાર પોતાના સિપાઈઓને બક્ષીસમાં આપ્યો.

**નાદિરશાહની સવારીનાં પરિણામો**—નાદિરશાહે મહમ્મદશાહને દિલ્હીની ગાદી પાછી આપી. તે બદલ પાદશાહે તેને કાશ્મીર, સિંધ ને અફઘાનીસ્તાનના સુબાઓ સુપ્રત કર્યાં ને તે સિવાય બીજી કેટલીક જમીન પણ આપી. ઇ. સ. ૧૭૪૭માં નાદિરનું ખુન થયું પણ તેના પછી અહમદશાહ અબ્દાલીએ કાબુલ, કંદહાર, સિંધ ને કાશ્મીર હાથ કર્યાં એટલે પશ્ચિમ તરફથી હમેશને માટે મોગલોને ડર રહેવા લાગ્યો. મોગલાઈનું પોગળ હવે ખુલ્લું થઈ ગયું. તેનો ખજાનો બધો લુટાઈ ગયો. ઈરાણીઓ ને તુરાણીઓ મોગલાઈની નોકરીમાં આવતા બંધ થઈ ગયા. હિંદુસ્તાનના

મુસલમાનોમાં પરદેશીઓની મદદ વગર મોગલાઈના શત્રુઓને હંફાવવાની સત્તા રહી નહોતી. એ કારણોથી પાદશાહી તુરતજ ડૂબી ગઈ.

**બંગાળા ઉપર મરાઠી હુમલાઓ ને ઓરિસ્સામાં મરાઠી રાજ્યની સ્થાપના**—બંગાળામાં મુર્શીદ કુલીખાં ૨૫ વર્ષ સુધી કીર્તિવંત કારભાર કરી ૧૭૨૫માં મરી ગયો. તેના પછી શુજા-ઉદ્-દૌલત સુબેદાર થયો. તે ઇ. સ. ૧૭૩૯માં મરી ગયો એટલે અલી વર્દીખાં સુબો થયો. તે પાદશાહથી સ્વતંત્ર રીતે વર્તતો હતો. તેણે ઓરિસ્સામાંથી મીર હબીબ નામના અમલદારને હરાવી કાઢી મૂક્યો, તેથી મીરે બરાડના મરાઠી સેનાપતિ રઘુજી ભોંસલે ને તેના અમાત્ય ભાસ્કરપંત કોલ્હાટકરની મદદ માંગી. હવે મરાઠાઓ વારંવાર ઓરિસ્સા, બિહાર ને બંગાળા ઉપર જવા લાગ્યા. મરાઠાઓથી ડરી જઈ અંગ્રેજ વેપારીઓએ પોતાનું રક્ષણ કરવા હુગલી આગળ એક ખાઈ તૈયાર કરાવી. આ હુમલાઓથી કંટાળી જઈ મુર્શીદ કુલીએ ભોંસલેને કટક ને બાલેશ્વરના પ્રાંતો આપ્યા ને બંગાળા ને બિહારની ચૌથાઈ માંડી આપી, ઇ. સ. ૧૭૪૧-૫૧.

**અહમદશાહ અબ્દાલી. પહેલી સવારી**—અબ્દાલીનો જન્મ ઇ. સ. ૧૭૨૪ને સુમારે થયો હતો. પહેલેથીજ શૂર ને ચાલાક હોઈ તેણે નાદિરશાહનું ધ્યાન ખેંચ્યું ને હિંદની સવારીમાં તે શાહની સાથે હતો. નાદિરશાહના ખુન પછી તેણે કંદહાર ને ગઝની લઈ લીધાં. અબ્દાલીને બદલે તેણે હવે દુરાણીની અટક ધારણ કરીને નાદિરે જિતેલા પ્રાંતો પાછા મેળવવા તેણે હિંદ ઉપર ઇ. સ. ૧૭૪૮માં સવારી કરી; પણ શાહઝાદા અહમદે તેને સરહિંદ આગળ હરાવ્યો તેથી તે પાછો ચાલ્યો ગયો, ઇ. સ. ૧૭૪૮.

**મહમ્મદશાહનું મૃત્યુ, ૧૭૪૮**—આવી રીતે મોટું સામ્રાજ્ય બોળી મહમ્મદશાહ ઇ. સ. ૧૭૪૮ના એપ્રિલમાં મરી ગયો. તેના ગુણદોષ વિષે કાંઈ ખાસ નોંધ લેવાની જરૂર નથી. તેના પછી તેનો પુત્ર **અહમદશાહ** ગાદીએ આવ્યો.

**સાર**—સૈય્યદ ભાઇઓ મદોન્મત્ત થઈ જતાં તેમનો નાશ કરવામાં આવ્યો. મહમ્મદશાહના વખતમાં મરાઠાઓને ૭ સુબા ઉપર ચોથ ને

સરદેશમુખી ઉઘરાવવા ને "સ્વરાજ્ય"ના મુલકો ઉપર સ્વતંત્ર રાજ્ય કરવાના હક્કો મળ્યા. બીજા બાજીરાવ પેશવાએ ગુજરાત, માળવા ને બુંદેલખંડ ઉપર સવારીઓ કરી. ગુજરાતમાં મોગલ સુબેદારોએ તેમને ચોથ લખી આપી. ગાયકવાડ કુટુંબની સ્થાપના આ વખતમાં થઈ. બુંદેલખંડમાં બાજીરાવે છત્રસાલ રાજાને મહમ્મદ બંગશથી બચાવ્યો. માળવા મરાઠાઓના હાથમાં આવ્યું. શિંદે, હોળકર, પવાર, વગેરે મરાઠી કુટુંબો આ વખતમાં ઉત્તર હિંદમાં ઘુસ્યાં. પેશવાને ઝાંસી આગળ મોટો મુલક મળ્યો. બાજીરાવ કેઠ દિલ્હી ને આગ્રા સુધી જઈ ચડયો હતો. દખ્ખણમાં નિઝામે આ વખતે સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તે બાજીરાવ પાસે હારી ગયો તેથી દખ્ખણમાં સ્વતંત્રપણે પોતે વર્તે તેટલી શરતે તેણે મરાઠાઓને ઉત્તરમાં જવા દેવાનું વચન આપ્યું. નાદિરશાહે દિલ્હી સર કરી મોગલાઈને ડગાવી દીધી. પાદશાહે શાહને સિંધ, કાબુલ, કાશ્મીર, વગેરે પ્રાંતો લખી આપ્યા. બાજીરાવ પેશવાના મરણ પછી બાળાજી બાજીરાવ પેશવાએ માળવા, બરાડ ને ઝાંસીમાં કાયમ વ્યવસ્થા કરી ને ભોંસલેએ કટક ને બાલેશ્વર કબજે લેવા પ્રયત્ન કરવા માંડ્યા.

**પ્રશ્નો**—(૧) મોગલાઈના અસ્તકાળનું ઐતિહાસિક ચિત્ર આપો. (૨) નાદિરશાહની સવારીનાં કારણો ને પરિણામો જણાવો. (૩) ગિરધરલાલ દયારામ, છત્રસાલ, ને નંદલાલ ચૌદરી વિષે જે જાણતા હો તે લખો.

## પ્રકરણ ૧૪મું
## સમાપ્ત થતી મોગલાઈ; મરાઠાઓ દિલ્હીમાં; પાદશાહીનો નાશ, ઇ. સ. ૧૭૪૮–૧૮૫૮.

**અહમદશાહ. ઇ. સ. ૧૭૪૮–૧૭૫૪**—મહમ્મદ શાહ પછી તેનો પુત્ર અહમદશાહ પાદશાહ થયો પણ તે નમાલો ને બીન અનુભવી હોવાથી રાજ્ય કારભારની તમામ લગામ તેની મા ને તેના માનીતાઓના હાથમાં ગઈ.

**અબ્દાલીની બીજી સવારી**—અહમદશાહ દુર્રાણીએ હિંદ ઉપર બીજી સવારી કરી ગુજરાત, પેશાવર, વગેરે પરગણાં હાથ કર્યા. ઇ. સ. ૧૭૪૯.

**અયોધ્યા ને રોહિલખંડ સ્વતંત્ર**—અહમદશાહના વખતમાં વઝીર સાદતખાંનો ભાણેજ સફદરજંગ અયોધ્યા પ્રાંતના સુબા તરીકે, ને દિલ્હી ને અયોધ્યા વચ્ચે રોહિલ્લા લોકો જુદા જુદા સરદારો નીચે, સ્વતંત્ર થઈ ગયા.

**અબ્દાલીની ત્રીજી સવારી**—અબ્દાલી ત્રીજી વાર ૧૭૫૧માં રોહિલ્લા વગેરે મરાઠાઓના શત્રુઓના નિમંત્રણે પંજાબ ઉપર ચઢી આવ્યો. પંજાબનો સુબો તેની સામો થયો, પણ હારી જતાં તેણે તેને લાહોર પ્રાંત આપી રવાના કર્યો. આ વેળા અબ્દાલીએ સિંધ ને મુલતાનના પ્રાંતો પણ કબજે કર્યા. ઇ. સ. ૧૭૫૧–૫૨.

**મરાઠાઓ રોહિલખંડ ને દુઆબમાં**—રોહિલ્લાઓ ઘણા ફાટી ગએલા હોવાથી વઝીર સફદરજંગે મરાઠી સરદારો જય્યાપા શિંદે ને મલ્હારરાવ હોળકરને મદદે બોલાવ્યા ને રજપુતસ્તાન, સિંધ, પંજાબ ને રોહિલખંડની ચૌથાઈની સનદો* તેમને માંડી આપી. રોહિલ્લાઓએ વઝીરને મોટો દંડ આપવા કહેવરાવ્યું પણ વઝીરે તે દંડ મરાઠી સરદારોને ભરવાનું સૂચવ્યું તેથી દંડ વસુલ કરવાને બ્હાને મરાઠી સૈન્યો વારંવાર રોહિલખંડ ને દુવાબ ઉપર તુટી પડવા લાગ્યાં. મરાઠાઓએ વઝીરને કાઢી મૂકવા પાદશાહને મદદ કરી. સફદરજંગ કંટાળી અયોધ્યાનો સુબો થયો ને નિઝામના પુત્ર ઘાઝીઉદ્દીનનો પુત્ર મીર શિહાબુદ્દીન હવે વઝીર થયો. ઇ. સ. ૧૭૫૧–૫૪.

**અહમદશાહ પદભ્રષ્ટ**—પાદશાહ અને તેની મા આ નવા વઝીર વિરુદ્ધ ખટપટ કરતાં હોવાથી તેણે મરાઠાઓને બોલાવી બંનેને કેદ કર્યા ને જહાંદારશાહના પુત્ર આઝીઝ–ઉદ્–દીનને બીજા આલમગીરનું નામ આપી ગાદી આપી, ઇ. સ. ૧૭૫૪, જુન.

**બીજો આલમગીર, વઝીરાત માટે ખટપટ**—બીજો આલમગીર પાદશાહ વૃદ્ધ ને નમાલો હતો તેથી રાજ્યતંત્ર યુવાન્ વઝીર મીર શિહાબુદ્દીનના હાથમાં આવ્યું. મર્હુમ પાદશાહ મહમ્મદશાહની વિધવા જબરી ખટપટી સ્ત્રી હતી, ને રોહિલા સરદાર નજીબખાં વઝીરાત ઉપર નજર કરતો હતો. તેથી તેમની વચ્ચે અણબનાવ થયો.

---

* **આ સનદની નકલ પરિશિષ્ટમાં આપી છે. પાણીપતનું ભયંકર પ્રકરણ અહીંથી શરૂ થયું.**

**રાઘોબા દુવાબમાં**—હવે યુવાન્ વઝીરે રોહિલ્લાઓનો પરાજય કરાવવા માટે પેશવા બાળાજી બાજીરાવને અરજ કરી. તે પેશવાને દુવાબનાં હિંદુ યાત્રાનાં સ્થળો કબજે કરવાં હતાં તેથી તેણે પોતાના ઓગણીસ વર્ષના નાનાભાઈ રાઘોબાને રજપુતસ્તાનમાંથી દુવાબ સર કરવા મોકલ્યો. રાઘોબાએ રોહિલ્લાઓને કાઢી મૂક્યા પણ પૂરતો બંદોબસ્ત કર્યાં સિવાય તે પૂના પાછો ગયો. ઇ. સ. ૧૭૫૪–૫૫.*

**અબ્દાલીની ચોથી સવારી, પંજાબનું નુકસાન**—દુવાબમાં મરાઠાઓ આવ્યા; રોહિલ્લાઓ પરાજિત થયા; એટલે ઇ. સ. ૧૭૫૬ની શરૂઆતમાં યુવાન્ વઝીરે પંજાબનો કારભાર પોતાના હાથમાં લીધો, ને ત્યાં પોતાના પક્ષકારને નીમ્યો. રોહિલ્લાઓએ હવે વળી મરાઠાઓ ને તેમના મિત્ર વઝીરને મ્હાત કરવા પરદેશી દુરાંણીને બોલાવ્યો. તે કાબુલીએ લાહોર, દિલ્હી ને મથુરા ખૂબ લૂટયાં. પંજાબમાં પોતાનાં થાણાં મૂક્યાં. નજીબને વઝીરાત આપી. એ મોગલ શાહઝાદીઓને પોતાના ને પુત્ર તીમૂરના ઝનાનામાં લીધી ને પછી તે સ્વદેશ ગયો. આવી રીતે રોહિલ્લા નજીબખાંએ લાહોર પ્રાંત પરદેશીઓના હાથમાં જવા દીધો. ઇ. સ. ૧૭૫૬–૫૭.

**મરાઠાઓ પંજાબમાં**—હવે વઝીર મીર શિહાબુદ્દીને ફરીથી મરાઠાઓને નિમંત્રણ કર્યું. રાઘોબા ઉત્તર હિંદ આવ્યો. મરાઠાઓએ દિલ્હી સર કર્યું. પછી રાઘોબાએ પંજાબમાંથી બધાં અફઘાન થાણાંઓને ઉઠાડી મૂક્યાં ને પોતે ઠેઠ અટક સુધી ચાલ્યો ગયો. મરાઠી આકાંક્ષા પાર પડી. "મરાઠી ઘોડાં" સિંધુ નદીનાં પાણી પીતાં થયાં. સારા હિંદુસ્તાન ઉપર મરાઠી ભગવો ઝંડો ફરકતો થયો. પંજાબની જીતથી રાઘોબા **રાઘો ભરારી**ના નામથી ઓળખાવા લાગ્યો. મરાઠાઓએ પરદેશી કાબુલીઓને દેશ બહાર નસાડી મૂક્યા. ઇ. સ. ૧૭૫૭–૫૮.

**અબ્દાલીની પાંચમી સવારી**—ઉત્તર હિંદની આવી સ્થિતિથી

---

* આ વખતે રાઘોબાએ ચાનો અનુભવ લીધો હોય એમ જણાય છે. એક ઠેકાણે તે લખે છે:—चहा घ्यावयाची प्याले, उत्तम, लवकर न तापेत असे, दोन पाठवून द्यावे. એટલે ચાહ પીવાનાં સારામાં સારા ન તપે એવા, બે પ્યાલા મોકલી આપજો.

ને ખાસ પોતાનો પ્રિય પંજાબ હાથથી ગએલો જોઈ, અહમદ અબ્દાલી છંછેડાઈ ગયો. નજીબખાંએ તેને ફરી હિંદ આવવા નિમંત્રણ મોકલ્યું. તેથી ઇ. સ. ૧૭૫૯માં તે પાંચમી વાર હિંદ ઉપર ચડી આવ્યો. આ વખતે તેણે મરાઠી સૈન્ય સાથે યુદ્ધ કરવાનો પ્રથમથીજ નિશ્ચય કર્યો હતો. પંજાબમાંથી તેણે બધા મોગલો ને મરાઠાઓને હાંકી કાઢયા ને પોતે દિલ્હીમાં દાખલ થયો.

**પાદશાહનું ખુન**—દરમ્યાન આલમગીર પાદશાહ વઝીર વિરુદ્ધ ખટપટ કરતાં પકડાઈ ગયો તેથી તેણે તેનું ૧૭૫૯ના નવેંબરમાં ખુન કરાવ્યું ને એક મોગલ શાહઝાદાને શાહજહાંનું નામ આપી ગાદીએ બેસાડયો પણ તેણે જરાય રાજ્ય કર્યું નહિ, કારણ કે અબ્દાલી દિલ્હી આવી ગયો ને પૂર્વમાં શાહઝાદા અલી ગુહરે શાહઆલમનું નામ ધારણ ૧૭૬૦ની આખરે પાદશાહી જાહેર કરી.

**પાણીપતનું ઘનઘોર યુદ્ધ ને મરાઠાઓનો ભયંકર પરાજય.*** મરાઠાઓ પંજાબમાંથી ખસી ગયા ને પછી દિલ્હી ને દુવાબમાં દાખલ થયા. અબ્દાલી પણ દુવાબમાં આવ્યો. પહેલાં ૧૭૬૦ના જાનેવારિમાં બદૌનના ઘાટ આગળ દત્તાજી શિંદે મારો ગયો. બીજાં નાનાં મરાઠી લશ્કરો પણ અબ્દાલી આગળ પાછાં હઠી ગયાં. તેથી દખ્ખણથી પેશવાએ પોતાના મિત્રાઈ સદાશિવરાવ ભાઉને ને મોટા પુત્ર વિશ્વાસરાવને ૧૭૬૦ના માર્ચ માસમાં મોટું તોપખાનું ને જબરૂં લશ્કર આપી ઉત્તર તરફ રવાના કર્યા. તેમણે દિલ્હી સર કર્યું ને ગેરહાજર પાદશાહ શાહઆલમના પુત્ર જવાન બખ્તને કારભાર સોંપ્યો. પછી તેઓ અબ્દાલી સામે યુદ્ધ કરવા કુંજપુર ને પાણીપત તરફ રવાના થયા. પહેલાં તો અબ્દાલીનો પરાજય થયો પણ તે કુશળ સરદાર હતો તેથી તેણે પાણીપતના મેદાનમાં મોરચા નાંખીને પડેલા મરાઠી સૈન્યને ત્રણે બાજૂથી ઘેરી લીધું ને તેનાં દાણોપાણી ને શ્વાસચારો બંધ કર્યાં. સુલેહને માટે વાટાઘાટ ચાલી; પણ અહમદશાહ મરાઠી સરદારોને માત્ર બનાવતોજ હતો. મરાઠી સૈન્યમાં દુષ્કાળ વર્તવા

---

* અબ્દાલી વિષે દુ. આ. તિવારીનું પદ અહીં આપ્યું છે—દાઢીકે રખને વાલે, કાબુલ કંદહારવાલે, ખાંડેસે લઢનેવાલે, જંગસે ન હટનેવાલે! સૂં સૂં સણણણ આણોંકી, બરસાત બરસનેવાલે.

લાગ્યો. "ઘડો હવે ભરાઈ ગયો છે; પાણીનું એક ટીપું વધારે માય તેમ નથી", એવા ઉદ્દગારો ભાઉએ કાઢવા માંડ્યા. ઇ. સ. ૧૭૬૧માં મકર-સંક્રાંતિનો ઉત્સવ કરી બીજે દિવસે એટલે જાનેવારિની ૧૪મી તારીખે ભાઉએ મરાઠી રીત પ્રમાણે લડતાં લડતાં દુર્રાણીના લશ્કરને ભેદી પેલે પાર જવા નિશ્ચય કરી, યુદ્ધનો આરંભ કરવા હુકમ કર્યો. સવારથી તે ઠેઠ બપોર સુધી મરાઠી સૈનિકોએ ને તોપોએ અફઘાનો ને રોહિલ્લાઓનો જબરો સંહાર કર્યો પણ પછી તમામ સૈન્ય થાકી ગયું. વિશ્વાસરાવને ગોળી લાગતાં તે હાથીના હોદ્દા ઉપર મરી ગયો. સદાશિવરાવ ભાઉ એકદમ આવેશમાં આવી ગયો, શત્રુઓ ઉપર તુટી પડયો ને પછી અદૃશ્ય થઈ ગયો. ભાઉએ બધું સૈન્ય લડાઈમાં રોકયું હતું; પણ અબ્દાલીએ પોતાના ખાસ લશ્કરને (જે હજુ સુધી આરામ લેતું હતું) એકદમ મરાઠાઓ ઉપર તુટી પડવા આજ્ઞા કરી. મરાઠી સૈન્ય હવે છિન્નભિન્ન થઈ ગયું. ઘણા માર્યા ગયા. કેટલાએક નાસી છુટયા. ઘણાં ખાનદાન સ્ત્રીપુરુષો પરદેશમાં ગુલામીમાં વેચાયાં. અહમદશાહ દુર્રાણીના લશ્કરનો પણ ઘણો ઘાણ નીકળી ગયો. મુખ્યત્વે રોહિલ્લાઓ ઘણા માર્યા ગયા. દિલ્હીના એક મરાઠી સરદાર પાસે સારો ખજાનો ને મોટું લશ્કર હતાં; છતાં તે પણ નાહિંમત થઈ નાસી ગયો. દામાજી ગાયકવાડ, મહાદજી શિંદે ને મલ્હારરાવ હોળકર ભાગી છૂટ્યા. મરાઠી તોપખાનાનો સરદાર ઇબ્રાહીમખાં ગાર્દી, જંકાજી શિંદે વગેરે મોટા મોટા સરદારોનો નાશ થયો. પેશવા પોતે બીજું મોટું લશ્કર લઈ ચંબલ નદી સુધી આવ્યો હતો પણ પછી તે એક વેપારીના કાગળ ઉપરથી પરાજય થયો જાણી પાછો હટયો. કાગળમાં એમ લખ્યું હતું કે બે મોતીનો નાશ થયો છે; સત્તાવીસ સોના મહોરો ગુમ થઈ છે ને રૂપા તથા ત્રાંબાના નાણાના નુકસાનનો તો અંદાજ થઈ શકે તેમ નથી. અબ્દાલી દિલ્હી ત્રણ માસ સુધી રહી સ્વદેશ પહોંચ્યો. તેણે પંજાબ ઉપર કેટલીક વાર સવારીઓ કરી. પણ ૧૭૭૩માં તે મરી ગયો તે પછી પંજાબમાં સિખોના પરાક્રમથી એક સ્વતંત્ર સત્તા ઉપસ્થિત થઈ.*

---

* ઇ. સ. ૧૭૬૧ પછી કોઈ કાબુલી લશ્કર દિલ્હી સુધી આવ્યું નથી.

**શાહઆલમ**—શાહઆલમના વખતમાં મોગલાઈ તદ્દન ડૂબી ગઈ. અંગ્રેજોએ ઇ. સ. ૧૭૫૭માં પ્લાસિના યુદ્ધમાં બંગાળાના નવાબ સિરાજ–ઉદ્–દૌલાને હરાવ્યો ને બંગાળા હાથ કર્યો. શાહઆલમ પોતે ઇ. સ. ૧૭૬૪માં બકસર પાસે અંગ્રેજો આગળ હારી ગયો એટલે બંગાળા, બિહાર, ને ઓરિસ્સાની દિવાની તેણે કંપનિને માંડી આપી. ત્યાર પછી તે અલ્લાહાબાદ રહેવા લાગ્યો; કારણ કે દિલ્હીમાં તેના દુશ્મનોનું જોર હતું. તે વારંવાર અંગ્રેજોને મદદ માટે વિનવણી કરતો પણ તેઓ ના પાડતા. છેવટે મરાઠી મદદથી તે ઇ. સ. ૧૭૭૧ના ડિસેંબરમાં મહાદજી શિંદેની મદદથી દિલ્હી આવી શક્યો. એવી રીતે ફરી દુવાબમાં ને મોગલ રાજધાનીમાં મરાઠી સત્તાની સ્થાપના થઈ. શિંદેની ગેરહાજરીમાં ઇ. સ. ૧૭૮૮માં ગુલામ કાદિર નામના ઉમરાવે પાદશાહની આંખો ફોડી નાંખી પણ મહાદજીએ આવી પાદશાહને બચાવ્યો ને ખુની ઉમરાવને ભગાડી મૂક્યો. મહાદજીના મરણ પછી આંધળો પાદશાહ દૌલતરાવ શિંદેના રક્ષણ નીચે આવ્યો. વસઈના તહ પછી શિંદે ને કંપનિ વચ્ચે યુદ્ધ થયું તેથી દિલ્હી ને આગ્રા અંગ્રેજોના કબજામાં ગયાં, એટલે અંધ મોગલ પાદશાહ અંગ્રેજોને શરણ ગયો. તે ઇ. સ. ૧૮૦૬માં મરી ગયો.

**અકબર બીજો**—શાહઆલમ પછી તેના પુત્ર અકબરે પાદશાહનું નામ ધારણ કર્યું; પણ વસ્તુતઃ તે કંપનિના વર્ષાસન ઉપરજ રહેતો. તે ઇ. સ. ૧૮૩૭માં મરી ગયો.

**મહમ્મદ બહાદુરશાહ**—અકબર પછી તેનો પુત્ર બીજો બહાદુરશાહ મોગલ પાદશાહ થયો. ઇ. સ. ૧૮૫૭માં સિપાઈઓના બળવા વખતે બંડખોરોએ દિલ્હી લઈ તેનો અમલ ચાલુ કર્યો એટલે જ્યારે બળવો ખલાસ થયો ત્યારે તે નિર્દોષ પાદશાહને રંગૂન મોકલી દેવામાં આવ્યો. ત્યાં તે ઇ. સ. ૧૮૬૨માં મરી ગયો. તેના બે નિર્દોષ વંશજોને કૅપ્ટન હૉડ્સને હુમાયુંની કબર પાસે ગોળીબહાર કર્યાં. એવી રીતે મોગલાઈનો નાશ થયો.*

* "In brothers' blood did Aurangzib mount to the throne and in the blood of his children's children did the royal name pass away from his race". Sarkar, II, 220.

**સાર**—અહમદશાહ પાદશાહ નમાલો હોવાથી વઝીરાત માટે ખટપટ થવા લાગી. અયોધ્યામાં સફદરજંગ સ્વતંત્ર થયો. તે જ્યારે વઝીર હતો ત્યારે રોહિલ્લા સરદારોને તાબે કરવા તેણે મરાઠાઓને બોલાવ્યા ને તેમને પંજાબ, સિંધ, રોહિલખંડ, ને રજપુતસ્તાનની ચોથાઈ માંડી આપી. મરાઠાઓ હવે દિલ્હી પંજાબ ને અયોધ્યામાં દાખલ થયા. તેઓ બિહાર ને બંગાળા ઉપર પણ સવારીઓ કરવા લાગ્યા. ભોંસલેએ કટક અને બાલેશ્વરના પ્રાંતો બંગાળાના સુબેદાર પાસેથી પડાવ્યા. અહમદશાહ અબ્દાલીએ લાહોર, સરહિંદ ને મુલતાનના પ્રાંતો દબાવવા માંડયા ને હિંદ ઉપર તે વારંવાર ચઢી આવવા લાગ્યો. નજીબખાં રોહિલ્લો આ ખટપટમાં મુખ્ય પુરુષ હતો. તેણે મરાઠાઓને પંજાબમાંથી ને રોહિલખંડમાંથી કાઢી મૂકવા બીજા તુર્કો ને મોગલો સાથે ખટપટ કરવા માંડી. અબ્દાલી ફરી ચડી આવ્યો. તેણે ઇ. સ. ૧૭૬૧માં મરાઠાઓને પાણીપત મુકામે હરાવ્યા. પણ મરાઠાઓ છ વર્ષ પછી પાછા દિલ્હી આગળ આવી પુગ્યા. બંગાળા, બિહાર ને ઓરિસ્સા અંગ્રેજોએ હાથ કર્યાં. પાદશાહ શાહઆલમ બકસર આગળ સને ૧૭૬૪માં હાર પામ્યો એટલે તેણે તે પ્રાંતોની દિવાની કંપનિને લખી આપી. શાહઆલમના વખતમાં મહાદજી શિંદેએ ફરી દિલ્હી મુકામે મરાઠી સત્તા સ્થાપી. સને ૧૮૦૩માં અંગ્રેજોએ વસઈના તહ પછી ભોંસલે ને શિંદેને હરાવ્યા એટલે દિલ્હી ને આગ્રા તેમના હાથમાં ગયાં. અયોધ્યાના નવાબ વઝીર શુજા–ઉદ્દૌલા પાસેથી તેઓએ રોહિલખંડ ને ગોરખપુર કબજે કર્યાં. આવી રીતે મોગલાઈનો અંત આવ્યો. શાહઆલમ પછી બે પાદશાહો થયા. તેઓ અંગ્રેજોના આશ્રિત હતા. બહાદુરશાહને સને ૧૮૫૮ના સિપાઈઓના બળવા પછી પદભ્રષ્ટ કરવામાં આવ્યો.

**પ્રશ્નો**—(૧) અહમદશાહ અબ્દાલીની સવારીઓ ને તેનાં પરિણામોનું વર્ણન આપો. (૨) પાણીપતના યુદ્ધની પૂર્વપીઠિકા લખો; તેનાં પરિણામો જણાવો. (૩) શાહઆલમના વખતની મોગલાઈની પરિસ્થિતિનો ખ્યાલ આપો. (૪) અંગ્રેજો ને મોગલાઈનો સંબંધ જણાવો.

# પરિશિષ્ટ

## મોગલ વંશના પાદશાહોનાં નામો

(૧) બાબર, ૧૫૨૬-૧૫૩૦.

(૨) હુમાયું, ૧૫૩૦-૪૦.    કામરાન    મીરઝા અસ્કરી    હિંદાલ

(૩) અકબર, ૧૫૫૬-૧૬૦૫.    મીરઝા હકીમ

(૪) જહાંગીર, ૧૬૦૫-૨૭.    દાનિયાલ    મુરાદ

ખુશરૂ    (૫) શાહજહાં, ૧૬૨૮-૫૮,    શહરિયાર    પરવીઝ

દારા    શુજા    (૬) ઔરંગઝેબ, ૧૬૫૮-૧૭૦૭.    મુરાદ

મહમ્મદ સુલતાન    (૭) બહાદુરશાહ, ૧૭૦૭-૧૭૧૨    આઝમ    અકબર    કામબક્ષ

(૮) જહાંદારશાહ, ૧૭૧૨-૧૭૧૩.    આઝીમશાહ    રફિ-ઉશ્-શાન    જહાન્‌શાહ

(૯) ફર્રૂખસિયર, ૧૭૧૩-૧૯.

(૧૨) મહમ્મદશાહ, ૧૭૧૯-૪૮.

(૧૪) આઝિઝઉદ્દીન કે આલમગીર બીજો, ૧૭૫૪-૫૯.    (૧૦) રફિઉદ્દૌલત, ૧૭૧૯.    (૧૧) રફિઉદ્દર્જાત, ૧૭૧૯.

મહમ્મદ ઇબ્રાહીમ, ૧૭૨૦,    (૧૩) અહમદશાહ, ૧૭૪૮-૫૪.

(૧૫) શાહઆલમ, ૧૭૬૦-૧૮૦૬.

(૧૬) અકબર બીજો, ૧૮૦૬-૩૫.

(૧૭) બહાદુરશાહ બીજો, ૧૮૩૫-૫૮.

# પ્રકરણ ૧૫મું
## સિંહાવલોકન.

**મોગલાઈના વિનાશનાં કારણો**—(૧) અકબરે જે વિશાળ અને દીર્ઘદૃષ્ટિવાળી સામ્રાજ્યની યોજના તૈયાર કરી હતી તેનો ઔરંગઝેબે એકદમ ત્યાગ કર્યો તે મોગલાઈના વિનાશનું મુખ્ય કારણ હતું. એ કારણનું સવિસ્તર અવલોકન આપણે ઉપર કરી ગયા છીએ. (૨) દરેક શહેનશાહના મરણ પછી ગાદી માટે ભાઈઓ વચ્ચે યુદ્ધો થતાં તેમાં ઘણા અમીરો ને ઉમરાવોનો નાશ થતો. (૩) શહેનશાહતના જુદા જુદા પ્રાંતોમાં અમીરો ને મનસબદારો સત્તા માટે પરસ્પર લડતા. તેથી પરદેશીઓ ને મરાઠાઓ સાથે લડવા માટે સારા સરદારો ને ચોક્કસ સલાહકારોની સંખ્યા ઘટી ગઈ. (૪) બુંદેલાઓ, રજપુતો, સિખો, દખ્ખણીઓ, ને પઠાણોએ જુદી જુદી સ્વતંત્ર સત્તાઓ સ્થાપી, એટલે દિલ્હીપતિનો ખાસ પક્ષ કરી કોઇ લડવા બહાર પડયું નહિ. (૫) મોગલાઈની અમીરાત ઘણીજ નબળી હતી. બીજા દેશોમાં અમીરો આમવર્ગની આગેવાની કરી પ્રજાનું ભલું કરવા તત્પર રહે છે અને તે ગુણ પેઢીઘરપેઢી ચાલતો આવે છે. જુની અમીરાત નવી અમીરાતમાં સમાઈ જાય છે ને રાજા ને પ્રજા વચ્ચે સાંકળરૂપે રહી બંનેનું કલ્યાણ સાધી શકે છે. મોગલાઇની અમીરાતમાં આવો સહજ ગુણ નહોતો. એકાદ પેઢી માટે મોગલ મનસબદારો યુદ્ધ-કળામાં, રાજકારણમાં, કારભારમાં અને સાહિત્ય વગેરે વિષયોમાં આગળ પડતા. પણ પાછળથી તેઓ નબળા પડી જતા. તેમની જગ્યાએ બીજા મનસબદારો થતા નહિ અને તેથી પાદશાહોને હમેશાં ઇરાન, તુર્કીસ્તાન ને ઇરાકની પ્રજાઓ ઉપર આધાર રાખવો પડતો. મોગલ પાદશાહો હિંદુઓનો ઝાઝો વિશ્વાસ રાખતા નહિ. માત્ર અકબર ને જહાંગીર અપવાદ રૂપે હતા. તેથી જ્યારે ઔરંગઝેબના મરણ પછી સિંધુ નદીને પેલે પારથી પરદેશી મુસલમાનો હિંદમાં આવતા અટક્યા અને હિંદુઓને પાદશાહી નોકરીમાં રાખવાની મનાઈ કરવામાં આવી ત્યારે ખરી મોગલ અમીરાત નષ્ટ થઇ ગઈ અને તેથી છેવટે સલ્તનતનો લોપ થઈ ગયો. (૬)

ઔરંગઝેબ પોતાના કાગળોમાં ઘણીવાર એમ લખી ગયો છે કે પોતાને ચાલાક, પ્રમાણિક ને બુદ્ધિવાળા અમલદારો મળી શકતા નથી. (૭) ઔરંગઝેબ પછીના મોગલ પાદશાહો ઘણાજ નબળા થયા. તેઓ પોતાના શાહઝાદાઓને દરબારમાંજ રાખતા ને કદિ પણ તેમને નોકરી ઉપર કે રણસંગ્રામમાં મોકલતા નહિ. પરિણામે ટીલાતોમાં રાજ્યની લગામ સાચવવાની શક્તિ આવીજ નહિ. તેઓ વિષયલંપટ થયા. સારા ઉમરાવો સ્વતંત્ર થયા અને સામ્રાજ્યના પાયા ઢીલા થયા. (૮) મોગલ સૈન્ય પ્રથમથીજ નબળું હતું. મોગલો પાસે સારૂં તોપખાનું હતુંજ નહિ. તે માટે તેમને યૂરોપિઅનોનો ને તુર્કોનો આશરો લેવો પડતો. મોગલો પાસે સારી આરમાર પણ નહોતી. તેથી તેઓ નાદિરશાહ, ને અંગ્રેજો પાસે હારી ગયા. (૯) મોગલ દરબારમાં તુરાણી, ઇરાણી, અફ્ઘાન ને હિંદુસ્તાની, એવા ચાર પક્ષો હતા. પહેલા ત્રણ પક્ષો હમેશ ફાવી જતા, કારણ કે મોટી મોટી જગ્યાઓ તેમના હાથમાં હતી. નાદિરશાહ ને અહમદશાહને બોલાવનાર આ લોકો હતા. તેઓ ફાવી પણ જાત પણ મરાઠાઓ ને સિખોનું જોર વધી ગયું હતું તેથી છેવટે પરદેશી મુસલમાનો સત્તા માટેની ખટપટમાં પાછા પડયા ને પાદશાહી ડૂબી ગઈ. (૧૦) મોગલ પાદશાહોએ દેશનાં સાહિત્ય ને કળા માટે સારા પ્રયાસો કર્યાં પણ તેમના દરબારીઓ પરદેશી હોવાથી તુર્કી ને ફારસી સાહિત્યનો તેમને વધારે મોહ હતો. પરિણામ એ આવ્યું કે હિંદના મધ્યમ વર્ગના ને ગરીબ મુસલમાનો આ સાહિત્યથી અજ્ઞાન રહ્યા. હિંદુઓ તો તેમના પુરાતન સંસ્કૃત ને અર્વાચીન પ્રાકૃત સાહિત્યથી વાકેફ રહી શકતા. મુસલમાનોને તે સાહિત્ય હરામ હોવાથી તેમનું જીવન નીરસ થઈ ગયું.

**મોગલાઈની સેવાઓ**—મોગલાઈથી આખા હિંદમાં મોટું પરિવર્તન થઈ ગયું. એક ઉર્દુ ને ફારસી ભાષા, એક જાતનો પોશાક, એકજ જાતની રાજ્યવ્યવસ્થા, એકજ ઇતિહાસ, એકજ મ્હેસુલી બંદોબસ્ત, એ બધાં મોગલાઈનાં લક્ષણો હજુ આપણે અનુભવીએ છીએ. મરાઠી રાજ્યમાં પણ એ બધાંનો સત્કાર કરવામાં આવ્યો હતો. મોગલાઈના વખતમાં આપણે, અફ્ઘાનો, ઇરાણીઓ ને તુર્કો સાથે નિકટ સંબંધમાં આવ્યા.

મોગલ પાદશાહ અકબર ને જહાંગીરના વખતમાં ધર્મસહિષ્ણુતાનું ધોરણ રાખવામાં આવ્યું, તેથી હિંદુઓ અને મુસલમાનો પરસ્પર ઓછા સંકોચથી મળવા લાગ્યા. સુફીઓ, કબીરપંથીઓ, નાનકપંથીઓ, બધા સાથે રહી ધર્મનો બોધ લોકોને આપવા લાગ્યા અને તેથી બંને પ્રજાનો વિરોધ ઓછો થયો. આપણી પ્રાકૃત ભાષાઓમાં તુર્કી, અરબી ને ફારસી શબ્દો દાખલ થયા. મોગલો પાસેથી યુદ્ધકળા, કોટનો બચાવ કરવાની કળા, મોટાં મોટાં લશ્કરોની સરદારી કરવાની કળા, એ બધું આપણે શિખી શક્યા. મોગલ પાદશાહોએ સુંદર મસ્જીદો ને મહેલો બાંધ્યાં તેથી આપણા સ્થાપત્યની સંપત્તિ ઘણીજ સમૃદ્ધ થઈ. ચિત્રકળા, બગીચાઓ, નવાં ફળફૂલનું વાવેતર, જાનવરની ઉછેર, પોશાક, વગેરે વિષયોમાં પણ આપણે આગળ કરતાં ઘણા આગળ આવ્યા. કારણ કે મોગલ પાદશાહોના દરબારોની સમૃદ્ધિથી અંજાઈ દેશપરદેશના નામાંકિત પ્રવાસીઓ આ વિષયોમાં પોતાના અનુભવનો લાભ આપણને આપતા. મોગલાઈના વખતમાં આપણો દેશ, ઇરાન, તુર્કીસ્તાન, અરબસ્તાન ને ઇરાકના લોકોના સહવાસમાં રહી શક્યો. અફઘાનીસ્તાન તે વખતે હિંદની પાદશાહીના તાબાનો મુલક હતો. આવી રીતે મધ્ય ને પશ્ચિમ એશિઆ સાથે આપણે તે વખતે સંસ્કૃતિમાં જોડાએલા હતા. સત્તરમા સૈકામાં મોગલ પાદશાહો દુનિયાના હાકેમોમાં સૌથી વધારે સંપત્તિવાળા અને શોખીન ગણાતા. મોગલાઈનો ઘેરાવો અશોક મહારાજાના સામ્રાજ્યના ઘેરાવા કરતાં પણ વધારે હતો. એના જેવું એકચક્રી રાજ્ય આપણા દેશને કદિ પણ પ્રાપ્ત થયું નહોતું. મોગલાઈ ડૂબતી હતી ત્યારે જે સરદારો ને નવજુવાનો સ્વતંત્ર થયા, તેમાંના ઘણાખરાનાં રાજ્યો હજુ પણ હયાત છે. તેઓના ઇલ્કાબ, વગેરે મોગલાઇના કાળથી પેઢીધરપેઢી હજુ ચાલ્યાં આવે છે. મોગલ પાદશાહો હિંદમાં રાજારજવાડાંઓ સાથેનો સંબંધ ધોરણ ઉપર લાવ્યા. એવી રીતે ઘણી બાબતોમાં આપણે મોગલાઇના ઋણી છીએ.

**સાર**—મોગલાઇ નાશ પામી તેનાં કારણોમાં ઔરંગઝેબે બદલેલું ધોરણ, મોગલ અમીરાતની, ને સને ૧૭૦૭ પછીના પાદશાહો ને શાહજાદાઓની નબળાઈ, અંગ્રેજો, મરાઠાઓ ને સિખોનું વધતું જોર, નાદિ-

શાહ અને અબ્દાલીની સવારીઓ, ને દરબારમાં જુદા જુદા પક્ષો વચ્ચે ખટપટ, એ મુખ્ય લેખી શકાય.

મોગલ પાદશાહોએ સાહિત્ય, કલા, સ્થાપત્ય, વગેરેને ઉત્તેજન આપ્યું. તેઓ બગીચાઓ ને ફળફૂલોની બાબતમાં નવા પ્રયોગો કરતા. આખા દેશમાં મોગલાઇથી એકચક્રી રાજ્ય, એકજ ઇતિહાસ, એકજ જાતનો વહિવટ, વગેરે દાખલ થઇ શક્યાં. મોગલ પાદશાહોએ દેશનાં બધાં રજવાડાંઓ સાથે અમુક ધોરણનો વ્યવહાર બાંધ્યો. આ મોગલાઈની મુખ્ય સેવાઓ ગણાય.

**પ્રશ્નો**—(૧) મોગલાઈના વિનાશનાં કારણો જણાવો. (૨) મોગલ પાદશાહોના વખતમાં હિંદની સંસ્કૃતિમાં જે ફેરફારો થયા તેનું ટૂંકું ચિત્ર આપો.

---

# વિભાગ ૬ટ્ઠો

## મહારાષ્ટ્રમાં "સ્વરાજ્ય"ની સ્થાપના ને મરાઠાઓનો દિગ્વિજય ને પરાજય.

## પ્રકરણ ૧લું

### મરાઠાઓનો ઉદય

**મરાઠી સત્તાનો ઉદય**—મરાઠી ઇતિહાસના ત્રણ ભાગ પાડી શકાય. (૧) મરાઠી સત્તાનો ઉદય, ઇ. સ. ૧૬૪૬–૧૭૦૭. (૨) મરાઠી સત્તાનો વિકાસ, ઇ. સ. ૧૭૦૭–૧૭૭૪. (૩) મરાઠી સત્તાનો અસ્ત, ઇ. સ. ૧૭૭૪–૧૮૧૮. બીજા લેખકો મરાઠી અસ્ત ઇ. સ. ૧૭૬૧ની પાણીપતની લડાઈથી શરૂ કરે છે; પણ તે મત અહીં સ્વીકારવામાં આવ્યો નથી. કારણો આગળ ઉપર જણાઈ આવશે.

**મરાઠી સત્તાના ઉદયનાં કારણો**—હિંદુસ્તાનના ઇતિહાસનું ખાસ લક્ષણ એ છે કે ઉત્તરની પ્રજાની સંસ્કૃતિ દક્ષિણની પ્રજાઓએ સ્વીકારી પોતાના જીવનમાં ઓતપ્રોત કરી લીધી છે, પણ ઉત્તરની સત્તા ઘણે ભાગે હમેશાં સ્વીકારી નથી અને જ્યારે જ્યારે ઉત્તર તરફથી દક્ષિણ જીતવા પ્રયત્નો કરવામાં આવ્યા છે ત્યારે દરેક વખતે દક્ષિણની પ્રજા-

ઓએ પોતાના સ્વાતંત્ર્યનો બચાવ કર્યો છે. દખ્ખણના આ પ્રતિરોધક સ્વભાવને મરાઠી સત્તાના ઉદયનું પહેલું ને ગુપ્ત કારણ લેખી શકાય. (૨) મહારાષ્ટ્રના કેટલાક ભાગનાં ને મુખ્યત્વે કોંકણનાં આબોહવા ઘણાં સારાં હોવાથી ત્યાંના લોકો મજબુત બાંધાના, ચતુર, ને બુદ્ધિવાળા છે. (૩) મહારાષ્ટ્ર ડુંગરાળ દેશ છે. શત્રુ વિરુદ્ધ તેનો સારો બચાવ થઈ શકે એમ છે. પરદેશીઓ ઝાઝા વખત પોતાનાં લશ્કરોને ત્યાં રોકી શકે એમ નથી. ઊંચા, મજબુત, ને કુદરતી રક્ષણવાળા કોટકિલ્લાઓ મહારાષ્ટ્રના દરેક ભાગમાં આવેલા છે. (૪) મહારાષ્ટ્રના ખેડુતો જમીનની માલીકી ભોગવનારા હોવાથી તેઓ શિવાજી જેવા સરદારની આગેવાની નીચે પરદેશીઓના જુલમ વિરુદ્ધ પોતાનું રક્ષણ કરવા તુરતજ તૈયાર થઈ ગયા. દખ્ખણની ગ્રામ્ય સંસ્થાઓ સ્વાતંત્ર્ય બુદ્ધિની પોષક નીવડી. (૫) દખ્ખણના સુલતાનો હિંદુઓને મોટી પાયરીઓ આપતા, કારણ કે દખ્ખણમાં બહારથી મોટી સંખ્યામાં મુસલમાનો આવી શકે તેમ નહોતું. રાજ્યવહિવટમાં ઘણા હિંદુઓએ નામાંકિત નોકરીઓ કરેલી. કેટલાક સુલતાનો હિંદુ સ્ત્રીઓ પરણેલા. જ્યારે સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો પ્રસંગ નજીક આવ્યો ત્યારે ઘાડગે, ઘોરપડે, શિર્કે, જાધવ, ભોંસલે, વગેરે ઘણાં અનુભવી ને વિખ્યાત કુટુંબો મહારાષ્ટ્રમાં રહેતાં હતાં. (૬) ૧૭મા સૈકામાં મહારાષ્ટ્રમાં સુધારાની પ્રવૃત્તિ ચાલી રહી હતી એ સૈકામાં તુકારામ ને રામદાસ જેવા મોટા મોટા સંતો મહારાષ્ટ્રમાં થઈ ગયા. તેઓ હિંદુઓની દયાજનક સ્થિતિથી પૂરતા વાકેફ હતા. તુકારામે શિવાજીને રામદાસ પાસે મંત્ર લેવા મોકલ્યો હતો. રામદાસે શિવાજીને મરાઠી લોકોને એકત્ર કરી "મહારાષ્ટ્રધર્મ"ની* વૃદ્ધિ કરવાનો ઉપદેશ આપ્યો. મહારાષ્ટ્રના કેટલાક સંતોએ લોકોને પ્રવૃત્તિધર્મમાં પ્રેર્યા. (૭) ૧૭મા સૈકાની પહેલી વીસીમાં ઘણાં મરાઠી કુટુંબો નિઝામશાહી, કુત્બશાહી ને આદિલશાહીમાં પ્રસિદ્ધિમાં આવી શક્યાં હતાં તેજ વખતે મોગલોએ દખ્ખણ ઉપર હુમલાઓ કરવા માંડ્યા. નિઝામશાહી અસ્ત થઈ. કુત્બશાહી ને આદિલશાહી પણ

---

* "મહારાષ્ટ્રધર્મ" એટલે દેવશાસ્ત્રાચાર, દેશાચાર, કુલાચાર ને જાત્યાચારનું રક્ષણ કરવું તે. ( રાજવાડે પ્રમાણે ).

અસ્ત થઈ જશે એમ લોકોને જણાવા લાગ્યું. ઔરંગઝેબનો અમલ હિંદુઓ સામે વળવા લાગ્યો. તેથી બધી અસ્તવ્યસ્ત પરિસ્થિતિઓને એકત્રિત કરી શિવાજી જેવા સમર્થ મુત્સદ્દી અને સરદારે મરાઠી પ્રજાઓને પોતાના ઝંડા નીચે લઈ મોગલોના અમલ વિરુદ્ધ સ્વતંત્ર સત્તા સ્થાપવાની હિંમત કરી ને રામદાસ સ્વામી જેવા સંતે તે સાહસને પુષ્ટિ આપી.

**રામદાસ સ્વામી**—રામદાસ સ્વામી જાતે દેશસ્થ બ્રાહ્મણ હતા. નાનપણથીજ તેઓ રામભક્ત હતા, તેથી તેમણે પોતાનું મૂળ નામ "નારાયણ" મૂકી દઈ "રામદાસ" નામ ધારણ કર્યું. સારા હિંદુસ્તાનમાં ફરી તેમણે દેશ, કાળ વગેરેનો પાકો અનુભવ લીધો ને પછી "દાસબોધ" નો સમર્થ ગ્રંથ લખ્યો. શિવાજીની કીર્ત જોઈ તેમણે બધા મહારાષ્ટ્રને રાષ્ટ્રકર્મમાં યોજ્યો. "જેટલા મરાઠા તેટલા બધાને એક કરવા ને "મહારાષ્ટ્રધર્મ"ની વૃદ્ધિ કરવી" એવો રાષ્ટ્રીય ઉદ્યોગ કરવાનો બોધ તેમણે લોકોને આપ્યો, ઇ. સ. ૧૬૦૮–૮૨.

**સાર**—મરાઠી સત્તાના ઇતિહાસના ત્રણ વિભાગો પાડી શકાય. (૧) ઇ. સ. ૧૬૪૬–૧૭૦૭. (૨) ઇ. સ. ૧૭૦૭–૧૭૭૪. (૩) ઇ. સ. ૧૭૭૪–૧૮૧૮. મરાઠી સત્તાના ઉદયનાં કારણોમાં (૧) ધર્મના સુધારકો (૨) બહમની સુલતાનોની રાજ્યવ્યવસ્થા (૩) મરાઠી વતનદારોનો રાજકીય વિષયોનો અનુભવ (૪) મહારાષ્ટ્રનાં આબોહવા અને (૫) શિવાજી છત્રપતિની બાહોશ આગેવાની, એ મુખ્ય ગણાવી શકાય.

**પ્રશ્નો**—(૧) મરાઠી સત્તાના ઇતિહાસના વિભાગ પાડો. (૨) મરાઠી સત્તાના ઉદયનાં કારણો આપો.

## પ્રકરણ ૨જું
## છત્રપતિ શિવાજી.

**પૂર્વપીઠિકા. શહાજી ભોંસલે**—ચિતોડના રાણા લક્ષ્મણસિંહનો એક વંશજ મુસલમાનોથી ત્રાસી દખ્ખણમાં આવ્યો, ને તેના પુત્રોએ મુસલમાની રાજ્યો નીચે નોકરી કરવા માંડી. તેમાંના એકનું નામ ભોંસાજી રાણા હતું તેથી કુટુંબનું નામ ભોંસલે પડયું. શિવાજી ચિતોડના

રાણા લક્ષ્મણસિંહના વંશનો હતો.* તેનો દાદો અહમદનગર ને બિજા-પુરનાં રાજ્યોનો સરદાર હતો ને બાપ શહાજી, લુખજી જાધવ નામના



શિવાજી

* રજપુત વિભાગમાં જણાવ્યા મુજબ ચિતોડનો વંશ વલ્લભીપુરથી ઉતરી આવ્યો છે, એટલે શિવાજીનો ને ગુજરાતનો પણ આ એક રાજકીય યોગ કહી શકાય.

મોટા જાગીરદારની દીકરી જીજાબાઈની વેરે પરણ્યો હતો. અહમદનગરના રાજ્યની છેલ્લી પળોમાં શહાજીએ સ્વતંત્ર સત્તા સ્થાપવાની જે કોશીશો કરેલી તે આપણે મોગલ વિભાગમાં જોઈ ગયા છીએ. નિઝામશાહે તેને પૂના ને સુપાની જાગીરો આપી હતી. નિઝામશાહીના નાશ પછી શહાજીએ બિજાપુર સંસ્થાનની નોકરી કરી અને કર્ણાટક, બંગલુર ને પાસેના પ્રાંતોમાં ને મહારાષ્ટ્રમાં ઈંદાપુર ને બારામતીનાં પરગણાઓમાં જાગીરો મેળવી.

**શિવાજીનું બચપણ**—શિવાજીનો જન્મ ઇ. સ. ૧૬૨૭માં એપ્રિલ, તા. ૧૭ ને શનિવારે જુન્નર કે શિવનેરીના કિલ્લામાં થયો હતો.* શહાજીને જીજાબાઈ ઉપર પ્રીતિ નહોતી, કારણ કે જીજાબાઈનો બાપ લુખજી જાધવ મોગલોનો પક્ષકાર હતો. શહાજી કર્ણાટક રહેતો. તેથી શિવાજી અને જીજાબાઈ મહારાષ્ટ્રની જાગીરમાંજ રહેવા લાગ્યાં. શિવાજી જીજાબાઈને સાક્ષાત્ ભવાનીરૂપ માનતો. જીજાબાઈ પોતે માની અને આગ્રહી સ્ત્રી હતી. તેની પાસે રહેવાથી ને જન્મથીજ દુઃખના દિવસો ગાળવાનો પ્રસંગ આવેલો હોવાથી તે સ્વતંત્ર મિજાજનો, સ્વાશ્રયી, સાહસિક ને ધૈર્યવાન્ થઈ શકયો. બાળ શિવાજીને "રામાયણ," "મહાભારત," વગેરે સાંભળવાનો ઘણોજ શોખ હતો. નાનપણમાં ઘોડે બેસતાં, તીર ફેંકતાં, ઊંચા ટેકરા ચડતાં ને તરવાર વગેરેનો ઉપયોગ કરતાં શીખ્યો. તેનો ગુરુ દાદાજી કોંડદેવ નામનો બ્રાહ્મણ શહાજીનો વિશ્વાસુ સુબેદાર હતો. તે પ્રમાણિક, અનુભવી, ધાર્મિક ને વૃદ્ધ બ્રાહ્મણ પાસે શિવાજીએ શિક્ષણ લીધું. શિવાજીને લખતાં વાંચતાં આવડતું નહોતું એમ ગ્રાંટ ડફ કહે છે, પણ તે મત માટે તેણે કોઈ પુરાવો રજુ કર્યો નથી. શિવાજી

---

*આ જન્મદિવસ સંબંધી ગરમાગરમ તકરાર ચાલે છે પણ જ્યાં સુધી તે તકરારનો અંત આવ્યો નથી ત્યાં સુધી જુની તારીખ આપવી ઉચિત છે. જેદે શકાવલિમાં "૧૫૩૦"ની સાલવાળો શક આપ્યો છે. પણ તેજ લખાણની ઉપર ને નીચેની નોંધમાં શકાવલિમાં ૧૫૩૦ પહેલાંની ને પછીની સાલો આપી છે. આ ઉપરથી એમ જણાય છે કે શકની નકલ કરનારની ભૂલ થઈ હશે.

મોટો થયો એટલે પોતાના બાપ શહાજીએ મોટા જાગીરદાર ને સુલતાન બનાવનાર તરીકે કામ કર્યું હતું તે ખ્યાલમાં રાખી તેણે સ્વતંત્ર સત્તા* સ્થાપવા પ્રયત્ન કરવા શરૂ કર્યાં, પોતાની આસપાસ વફાદાર, બહાદુર ને પ્રામાણિક માણસો એકઠાં કર્યાં ને બિજાપુર સંસ્થાનના મુલકો ઉપર હુમલાઓ કરવાનું શરૂ કર્યું.

**માવલ દેશ ખાલસા**—શિવાજીએ પ્રથમ તો બાર માવલ દેશના લોકોને પોતાના પક્ષમાં લીધા, "છત્રપતિ"ની પદવી ધારણ કરી સ્વતંત્ર મુદ્રાનો† ઉપયોગ કરવા માંડયો ને પૂના જિલ્લાની જાગીરમાં પોતાને નામે યોગ્ય બંદોબસ્ત કર્યો, ઇ. સ. ૧૬૩૮–૪૬.

**આદિલશાહી ઉપર આક્રમણ**—પૂના ને ઇંદાપુર તથા બારામતીની જાગીરો વચ્ચેનો પ્રદેશ આદિલશાહી સરહદમાં આવેલો હતો તે શિવાજીની સ્વતંત્ર સત્તા આડે આવતો હોવાથી તેનાં માણસોએ તોરણાકોટ ઇ. સ, ૧૬૪૬માં લઈ લીધો. શિવાજીએ તેની નજીક રાયગઢનો ગઢ બાંધ્યો. સુપા, સિંહગઢ, પુરંદર, ને કલ્યાણના ગઢો પણ શિવાજીના હાથમાં આવ્યા. હવે શિવાજીએ પોતાના બાપની પૂના ને ઇંદાપુરની જાગીરોને નવા કિલ્લાઓ લઈ શત્રુથી સલામત કરી. ઇ. સ. ૧૬૪૬–૪૮.

**શહાજી કેદ ને તેનો છુટકારો**—યુવાન્ શિવાજીનાં તોફાનોથી બિજાપુરની સરકારે શહાજીને પકડાવી બિજાપુરમાં કેદ કર્યો. શિવાજીએ બાપનો છુટકારો કરવા શાહજહાં પાદશાહના દખ્ખણના પ્રતિનિધિ

---

* ઇ. સ. ૧૬૪૫માં એટલે અઢાર વર્ષની ઉમ્મરે પોતાના મિત્ર દાદાજી નરસ પ્રભુને લખેલા કાગળમાં શિવાજી કહે છે કે " શ્રી રોહિરેશ્વરે મને યશ આપ્યો છે અને આગળ ઉપર હિંદવી સ્વરાજ્ય સ્થાપી તેઓજ મારા બધા મનોરથો પૂરા કરશે. "

† પોતાની મુદ્રાનો લેખ પણ તેણે એવોજ રાખ્યો હતો. **प्रतिपच्चंद्ररेखेव वार्धिष्णुर्विश्ववंदिता । शाहसूनोःशिवस्यैषा मुद्रा भद्राय राजते ॥ એટલે કે બીજના ચંદ્રની માફક હમેશાં વૃદ્ધિ પામતી, આખી દુનિયા જેને નમે છે તેવી, કલ્યાણ અર્થે, શહાજીના પુત્ર શિવની આ મુદ્રા છે. એમ કહેવાય છે કે આ મુદ્રા–સીલ–seal–શિવાજીએ મોરે કુટુંબ પાસેથી લીધેલી.**

શાહજાદા મુરાદને વિનતિ કરી પણ એટલામાં શહાજીના મિત્રોએ સુલતાન પર વગ લાવી તેને છોડાવ્યો, ઇ. સ. ૧૬૪૬–૪૮.

**જાવલીના સરદાર મોરે ને તેના કુટુંબીઓનો વધ**—બિજાપુરના સુલતાને બાજી શ્યામરાજ નામના સરદારને એકવાર શિવાજી ઉપર મોકલ્યો હતો ને તેને સતારા જીલ્લામાં જાવલીવાળા "ચંદ્રરાવ"નો ખીતાબ ધરાવનાર સરદાર મોરેએ આશ્રય આપ્યો હતો. તે શિવાજીએ યાદ રાખી લીધેલું. તેથી શિવાજીના અમલદારે જાવલીને સર કર્યું. પહેલાં તો મોરે શિવાજીને શરણ થયો. પણ અંદરથી શિવાજી સામે ખટપટ કરવા લાગ્યો તેથી તેની કન્યાનું માગું કરવાને બ્હાને શિવાજીએ પોતાનાં માણસોને જાવળી મોકલી તે સરદાર ને તેના કુટુંબનાં ખુન કરાવ્યાં ને જાવળીની જાગીર ને મોરેનું અખૂટ ધન ખાલસા કર્યાં. શિવાજીએ અહમદનગર ને નાસિકનાં પરગણામાં પણ એ વખતે લુટ ચલાવી. મોરેના વધનો બચાવ કરવાની કાંઈ જરૂર નથી. ઇ. સ. ૧૬૫૫–૫૬.

**અફઝલખાંનો વધ**—જાવળીના પ્રકરણ ઉપરથી બિજાપુરની સરકારે શિવાજીને મારવા નિશ્ચય કરી એક સરદાર અફઝલખાંને છત્રપતિ ઉપર રવાના કર્યો. ખાને શિવાજીના મોટા ભાઈ સંભાજીનું કર્ણાટકમાં ખુન કરાવ્યું હતું. સવારી વખતે તેણે તુળજાપુર ને પંઢરપુરનાં હિંદુ દેવળોને તોડી નાંખ્યાં. તેથી શિવાજી ગુસ્સે થયો. ખાનનો વિચાર શિવાજીને મેળાપ કરતી વેળા મારી નાંખવાનો કે જીવતો પકડવાનો હતો. તેથી મેળાપ માટે તેણે પોતાના વકીલને શિવાજી પાસે મોકલ્યો. શિવાજીએ વખત વિચારી લડવું પસંદ ન કરતાં સુલેહ કરવા હા પાડી અને પોતાના વકીલને ખાન આગળ મોકલ્યો. મહાબળેશ્વર નજીક પ્રતાપગઢ પાસે મુલાકાત થઈ. શિવાજી દગો સમજી ગયો હતો તેથી તેણે બખ્તર, વાઘનખ, ભવાની તલવાર, બિછવા વગેરે સાધનો, બચાવ માટે ને સામો ઘા કરવા, સાથેજ લીધાં હતાં. મુલાકાત કરતી વેળા ઉંચા અફઝલે ઠીંગણા શિવાજીને નીચે નમાવી મારવા યત્ન કીધો. તુરતજ શિવાજી ચેતી ગયો ને પોતાના વાઘનખથી સુબેદારને ઘાયલ કર્યો. તાનાજીએ

તેના પ્રાણ લીધા. પછી ગુપ્ત રહેલું મરાઠી સૈન્ય આદિલશાહી લશ્કર ઉપર તૂટી પડયું. આ વેળા મરાઠાઓના હાથમાં પુષ્કળ લુટ આવી. નવ્હેંબર, ઇ. સ. ૧૬૫૯. હવે શિવાજીએ કોલ્હાપુર પ્રાંત સર કર્યો ને તે ઠેઠ બિજાપુર સુધી ચાલ્યો ગયો.

**બાજી પ્રભુનું અદ્દભુત પરાક્રમ:**—એકવાર શિવાજી પન્હાળાના કોટમાં હતો ત્યારે બિજાપુરી લશ્કરે તેને ઘેરો ઘાલ્યો. કોટનો બચાવ થઇ શકે એમ નહોતું તેથી એક મધરાતે શિવાજી છાનોમાનો પાસેના વિશાળગઢના કિલ્લામાં ભાગી ગયો. શત્રુઓ તેની પાછળ પડયા પણ રસ્તામાં એક ખીણમાં તેના સરદાર બાજી પ્રભુએ બહાદુર બચાવ કર્યો ને જ્યારે તોપના અવાજથી ખબર પડી કે શિવાજી સલામત વિશાળગઢ પહોંચી ગયો છે ત્યારેજ પરાક્રમી સરદારના પ્રાણ ગયા. જ્યાં આવા નોકરો હોય ત્યાંજ સ્વરાજ્ય મળી શકે છે.

**બિજાપુર સાથે તહ**—ઇ. સ. ૧૬૬૦. આટલા બધા પ્રયત્નો વિફળ ગયા એટલે શહાજી માર્ફત સુલતાને શિવાજી સાથે તહ કર્યું ને સર કરેલો પ્રદેશ તેની પાસે રહેવા દીધો. શહાજી બે વર્ષ પછી મરી ગયો. તહ પછી બાપના મરણ સુધી શિવાજી બિજાપુર સામે લડયો નહિ, ઇ. સ. ૧૬૬૦–૬૨.

**મોગલો ને શિવાજી**—આ પ્રસંગ ઔરંગઝેબના અમલમાં આવી ગયો છે એટલે અહીં તેનું વર્ણન કરવું નકામું છે. શાયસ્તાખાં અને જયસિંહ સાથે યુદ્ધ, પુરંદરનું તહ, સુરતની બે વાર લુંટો, આગ્રાનો પ્રવાસ, બાગલાણનો કબજો, બરાડ તથા ખાનદેશ ઉપરના હુમલાઓ તથા બિજાપુર સામે લડાઇ, એટલી હકીકત આ વિષયોમાં સમાઇ જાય છે. ઇ. સ. ૧૬૬૦–૭૨.

**શિવાજીનો રાજ્યાભિષેક, સ્વરાજ્યની સિદ્ધિ**—ખુદ પાદશાહે શિવાજીને રાજાનો ઇલ્કાબ આપ્યો હતો. બિજાપુર ને મોગલાઇ તેની સામે લડતાં થાકી ગયાં હતાં. મોગલાઇના કેટલાક પ્રાંતો ઉપર તે ચૌથાઇ ઉઘરાવતો હતો એટલે સ્વરાજ્યની સ્થાપના તો થઇ ચૂકી હતી. તે

જાહેર કરવા માત્ર હિંદુ વિધિ પ્રમાણે રાજા શિવાજીનો રાજ્યાભિષેક થવાનીજ જરૂર હતી. તેથી કાશીના એક વિખ્યાત બ્રાહ્મણે શિવાજી ક્ષત્રિય છે એમ જાહેર કર્યું ને ઇ. સ. ૧૬૭૪ના જુન માસમાં રાયગઢ મુકામે તેના રાજ્યાભિષેકનો મહોત્સવ ઉજવવામાં આવ્યો. આ વખતે શિવાજીએ રામદાસ સ્વામીના સ્મરણમાં ભગવા ઝંડાને વાવટા તરીકે રાખ્યો, કારભારમાં સંસ્કૃત શબ્દો વાપરવાનો ચાલ દાખલ કર્યો ને રાજ્યાભિષેકના દિવસથીજ જુદો શક શરૂ કર્યો. તે હવેથી છત્રપતિ શિવાજી મહારાજ "ગોબ્રાહ્મણપ્રતિપાલક," "સ્વધર્મસંરક્ષક," "સ્વરાષ્ટ્રસંવર્ધક," વગેરે નામોથી ઓળખાવા લાગ્યો.

**પશ્ચિમ કિનારા ઉપર હુમલો**—જંજિરાનો સિદ્દી હાકેમ શિવાજીના કોંકણ પ્રાંતને વેરાન કરતો ને તેને બિજાપુર ને મોગલોની મદદ હતી. વળી કોંકણનાં બંદરો ઉપર તે વેળા મોટો વેપાર ચાલતો. તેથી શિવાજીએ જંજિરાનો કોટ લેવા ઘણા યત્નો કર્યા, પણ મરણ સુધી તે ફાવી શક્યો નહિ.

**બિજાપુરનો કર્ણાટકી પ્રદેશ ખાલસા**—શિવાજીએ બિજાપુર સંસ્થાનની અવ્યવસ્થાનો લાભ લઈ તેનો કૃષ્ણા ને તુંગભદ્રા વચ્ચેનો ઘણો મુલક જિતી લઈ આદિલશાહીને મદદ પણ કરી. ઇ. સ. ૧૬૭૩–૭૬.

**કર્ણાટક ખાલસા**—શહાજીએ કર્ણાટકની જાગીર ઉપર પુત્ર વ્યંકોજીને રાખ્યો હતો. શિવાજીએ તેમાં ભાગ માંગ્યો. વ્યંકોજીથી શહાજીના કેટલાક અમલદારો રીસાઈ રાયગઢ આવ્યા હતા. તેઓ કર્ણાટકને મોગલોના હાથમાં જતો અટકાવવા શિવાજીને આગ્રહ કરતા હતા. શિવાજીને એટલુંજ જોઈતું હતું. તેણે મોગલો સાથે ને ગોવળકોંડા ને બિજાપુરનાં સંસ્થાનો સાથે સુલેહ કરી. પછી તે પૂર્વ કર્ણાટક જઈ ચડ્યો. તેણે જિંજી, તાંજોર, ધારવાડ, વગેરે લીધાં. વ્યંકોજીએ શિવાજીના આશ્રિત રહેવાનું કબુલ રાખ્યું. આવી રીતે શહાજીએ દક્ષિણમાં મેળવેલી જાગીરો ઉપર પણ શિવાજીએ પોતાનો અમલ ચાલુ કર્યો.

**સંભાજીનું બંડ**—શિવાજીનો મોટો પુત્ર સંભાજી વ્યભિચારી હતો

તેથી છત્રપતિએ તેને એક વાર શિક્ષા કરી. બાપથી રીસાઈ સંભાજી મોગલોને જઈ મળ્યો; પણ એકાદ વર્ષ પછી પાછો આવ્યો. શિવાજીએ તેને પન્હાળામાં કેદ રાખ્યો. ઇ. સ. ૧૬૭૮–૭૯.

**શિવાજીનું મૃત્યુ, ઇ. સ. ૧૬૮૦**—સંભાજીના બંડ પછી છત્રપતિ બહુજ ઉદાસીન રહેવા લાગ્યો. પુત્રો રાજારામ ને સંભાજી વચ્ચે ગાદી માટે ખટપટ થશે એ બીક તેને લાગવા લાગી. ઇ. સ. ૧૬૮૦ના એપ્રિલની પાંચમી તારીખે એ પરાક્રમી પુરુષ ટૂંકી માંદગી ભોગવી મરી ગયો. તેનાજ વખતમાં મરાઠાઓ અને મોગલો વચ્ચેનું ત્રીસ વર્ષનું યુદ્ધ શરૂ થઈ ચૂક્યું હતું.

**શિવાજીની યોગ્યતા**—આપણા દેશના ઇતિહાસમાં જે પરાક્રમી પુરુષો થઈ ગયા તેમાં શિવાજી પ્રથમ પંક્તિમાં આવે છે. શિવાજી વર્ણે ગોરો, કદે ઠીંગણો ને દેખાવે ભરાઉ અને રૂવાબદાર હતો. મુસલમાની ઇતિહાસલેખકો તેને ડુંગરાઉ ઉંદર કહી ગયા છે. અંગ્રેજ લેખકો તેને લુટારો કહી ગયા છે. પણ આ વર્ણન યથાર્થ નથી તે નિર્વિવાદ છે. તે લોકોત્તર પુરુષ થઈ ગયો. એક જાગીરદારના પુત્રમાંથી તે મોટો રાષ્ટ્ર-સ્થાપક થઈ શક્યો. દક્ષિણ ને ઉત્તરના હિંદુઓને તેણે બતાવી આપ્યું કે સ્વરાજ્ય મેળવવાની શક્તિ હિંદુઓમાં હજુ રહી શકી છે. શિવાજી મોટો સરદાર હતો; કોઈકજ પ્રસંગ વખતે તેણે હાર ખાધી હશે તે જબરો કાવાબાજ હતો. દેશ, કાળને સમજી તે કામ લેતો. અલબત્ત, તે દગો રમ્યો હશે; પણ તેથી તેની કીર્ત કાંઈ ઝાંખી થતી નથી, કારણ કે તે સંત નહિ પણ રાજ્યનો સ્થાપક હતો. નિરાશ્રિતોને તે આશ્રય આપતો. ગોબ્રાહ્મણપ્રતિપાલકનું નામ તેણે ખોટું ધારણ કર્યું નહોતું. તે પ્રતિભાશાળી હતો. અષ્ટપ્રધાનમંડળ, આરમાર, કિલ્લેબંદી ને કારભાર માટે સંસ્કૃત શબ્દોની રચના, એ ઉપરથી તેની અસીમ પ્રતિભા જણાઈ આવે છે. હિંદુ ને મુસલમાનોને તે સરખા ગણતો. મહારાષ્ટ્રના સંરક્ષણ માટે તે આખું જીવન લડ્યો પણ તેણે ઇસ્લામી સંસ્થાઓનું ખંડન કર્યું નહોતું. સ્ત્રીઓને ને નિરાધાર બાળકોને તેણે કદિ હેરાન કર્યાં નહોતાં. રાજકારણ

તે પૂરૂં સમજતો. ધર્મ ઉપર તેને અતુલ શ્રદ્ધા હતી. તે હરામખોરોને સજા કરતો તો લાયકોને માન આપી તેમની કદર પણ એટલીજ કરતો. તેના પુત્રના વધ પછી વીસ વર્ષ સૂધી મરાઠી પ્રજા શત્રુ સામે ટક્કર ઝીલી શકી તેજ શિવાજીની શક્તિઓને સાબીત કરી આપે છે. શિવાજીને કુલ સાત સ્ત્રીઓ હતી; પણ તે લગ્નો રાજકીય કારણોને લઈને તેને કરવાં પડ્યાં હતાં. તેનું ચારિત્ર ઘણુંજ ઉચ્ચ હતું.* તે તદ્દન નિર્વ્યસની હતો. તેનો ખોરાક ઘણોજ સાદો હતો ને તેનું જીવન બહુજ નિયમિત હતું. લશ્કરમાં તે નિયમ સારી પેઠે સાચવી શકતો. કારભારમાં તે ઘણો કુશળ હતો. શિવાજી સાહસમાં બાબરથી, પ્રતિભા ને ધર્મસહિષ્ણુતામાં અકબરથી, ડહાપણુમાં શાહજહાંથી, કારભાર કરવાની શક્તિમાં ને યુદ્ધકળામાં શેરશાહથી, ને રાજકારણમાં કૌટિલ્યથી પણ ચડી જાય છે. આખા હિંદમાં "હિંદુપાદશાહી" સ્થાપવાનો તેનો વિચાર હોય એમ સિદ્ધ થઈ શકતું નથી.

**અષ્ટપ્રધાનમંડળની વ્યવસ્થા**—નવા રાજ્યનો કારભાર ચલાવવા માટે શિવાજીએ ચાલુ પદ્ધતિનો ત્યાગ કરી આર્ય નીતિશાસ્ત્રના ઉપદેશ પ્રમાણે એક પ્રધાનમંડળ ઉભું કર્યું. આ પ્રધાનમંડળ નીચે પ્રમાણે વર્ણવી શકાય:

| ફારસી નામ. | સંસ્કૃત નામ. | કર્તવ્ય. |
|---|---|---|
| ૧ પેશવા, | પંત પ્રધાન. | મુખ્ય દિવાનગીરી. |
| ૨ મુઝમુદાર, | પંત અમાત્ય. | મુલકી વસુલ, ને હીસાબ. |
| ૩ સુરનીસ, | પંત સચિવ. | દફ્તરની સંભાળ. |
| ૪ વાકનીસ, | મંત્રી. | ખાનગી કારભાર. |
| ૫ ડબીર, | સુમંત. | પરરાજ્ય સાથેનો સંબંધ. |
| ૬ સરનૌબત, | સેનાપતિ. | લશ્કરની સંભાળ. |
| ૭ — | ન્યાયાધીશ. | ન્યાય કરવો. |
| ૮ — | પંડિતરાવ. | શાસ્ત્રાર્થ ને દાનધર્મ. |

* કલ્યાણના સુબેદારની પુત્રી તરફ શિવાજીનું વર્તન કેટલું આદર્શ રૂપ છે ?

આ આઠ પ્રધાનોની સંસ્થા ઉભી કરવામાં છત્રપતિનો મુદ્દો એ હતો કે રાજ્યનો કારભાર પોતાની ગેરહાજરીમાં પણ ચલાવી શકાય. પ્રધાનોની નીમણોકો છત્રપતિ પોતે કરતો. દરેક પ્રધાન છત્રપતિનેજ જવાબદાર રહેતો. પંડિતરાવ ને ન્યાયાધીશ સિવાયના પ્રધાનો લડાઈ કરવા પણ જતા.

**સ્વરાજ્ય ને મોગલાઈ**—છત્રપતિએ મેળવેલો દેશ **સ્વરાજ્ય** કહેવાતો. જે મુલક ઉપર છત્રપતિ ચૌથાઈ કે સરદેશમુખી ઉઘરાવતો તે ભાગ **મોગલાઇ** કહેવાતો. શિવાજીનું સ્વરાજ્ય ઉત્તરમાં ધરમપુર સુધી, દક્ષિણમાં બેંગલોર સુધી, પશ્ચિમમાં કોંકણ પટ્ટી સુધી ને પૂર્વમાં ધારવાડ સુધી હતું. તે બરાડ, ખાનદેશ તથા અહમદનગરના જિલ્લા ઉપર ચૌથાઈ ને સરદેશમુખી ઉઘરાવતો. આખા સામ્રાજ્યને સુબાઓમાં વ્હેંચી નાંખવામાં આવ્યું હતું. દરેક સુબા ઉપર એકેક **સુબેદાર** વહિવટ કરતો. તેની નીચે **કમાવીસદાર, પાટિલ, કુળકર્ણી,** વગેરે જિલ્લાના, તાલુકાના ને ગામના અમલદારો હતા. દરેક ખાતા માટે જુદા અમલદારો હતા. "સ્વરાજ્ય"ના કિલ્લાઓ માટે શિવાજીએ ખાસ બંદોબસ્ત કર્યો હતો. દરેક કિલ્લામાં બચાવનું કામ મરાઠા **હવાલદારને, કારખાનીસનું** કામ પ્રભુને, ને ઉત્પન્ન વસુલ કરવાનું કામ બ્રાહ્મણ **સબનીસને** આપવામાં આવતું. નોકરીમાં બ્રાહ્મણ, પ્રભુ, મરાઠાઓ, મુસલમાનો, બધાને રાખવામાં આવતા. જુના કિલ્લાઓને શિવાજીએ દુરસ્ત કર્યાં ને ઘણા નવા કોટો પણ બાંધ્યા. એવા કુલ ત્રણસો કિલ્લાઓ "સ્વરાજ્ય"માં હતા. બધા કિલ્લાઓ અન્ન, જળ, ને દારૂગોળાથી સમૃદ્ધ રાખવામાં આવતા. ખેડુતો પાસેથી શિવાજી ઉત્પન્નનો $\frac{2}{5}$ ભાગ રોકડમાં અથવા ભાગબટાઇના ધોરણ ઉપર વસુલ કરતો. નોકરોને તે રોકડ પગાર આપતો. જાગીરદારોની સંસ્થા શિવાજીને બીલકુલ ગમતી નહિ. શિવાજીના વખતની નોકરી વંશપરંપરાના ધોરણ ઉપર નહોતી. જમીનનું ઉત્પન્ન વસુલ કરવા તેણે જમીનદારોને કે તાલુકદારોને કદિ નીમ્યા નહિ. શિવાજી મોટો ખજાનો ભેગો કરતો ગયો.

**લશ્કર ને આરમાર**—શિવાજીના લશ્કરના બે વિભાગો પાડી શકાય:-

(૧) ઘોડેસવાર (૨) પાયદળ, ને તેની વ્યવસ્થા નીચે પ્રમાણે કહી શકાય.

**પાયદળ**—૧૦ સિપાઈ ઉપર ૧ નાયક. ૫૦ સિપાઇ ઉપર ૧ હવાલદાર. ૧૦૦ સિપાઈ ઉપર ૧ જુમલેદાર. ૧૦૦૦ સિપાઈ ઉપર એક હજારી. ૫૦૦૦ સિપાઈ ઉપર સરનૌબત.

**ઘોડેસવાર**—૨૫ સવારો ઉપર ૧ હવાલદાર. ૧૨૫ સવારો ઉપર ૧ જુમલેદાર. ૧૨૫૦ સવારો ઉપર ૧ સુબેદાર. ૧૨૫૦૦ સવારો ઉપર ૧ પંચહજારી અમલદાર. ઘોડેસવારોના બે વિભાગ પાડવામાં આવ્યા હતા. (૧) **બારગીર,** એટલે સરકારના પોતાના નોકરો (૨) પોતાનાજ ઘોડાઓ સાથે **શિલેદારો.** આખા લશ્કરમાં જાસુસો, વણઝારાઓ, વગેરેની પૂરતી વ્યવસ્થા હતી. દશેરા પછી લશ્કર લડવા નીકળતું. ચોમાસામાં બધા પોતપોતાને વતન જઈ રહેતા. આખી ફોજમાં સખ્ત નિયમ પાળવામાં આવતો. લુટ છત્રપતિને જતી. લુટમાંથી લશ્કરને બક્ષીસ આપવાનો અધિકાર છત્રપતિનો પોતાનોજ હતો. શિવાજી પાસે મોટી આરમાર હતી. તેનું બધું બાંધકામ કોંકણનાં બંદરોમાંજ થતું. શિવાજીના અમલદારોમાં કોઈ પરદેશી નહોતો.

**દક્ષિણા ખાતું, વિદ્યાદાન, શુદ્ધિ**—શિવાજીએ વિદ્યાના ઉત્તેજન માટે એક નોખું ખાતું ખોલ્યું હતું ને તેનો મુખ્ય ચાલક પંડિતરાવ હતો. તે બ્રાહ્મણોને દાન આપતો, મંદિરોનો ઉદ્ધાર કરતો ને વિદ્વાનોને આશ્રય આપતો. શિવાજીના વખતથી લોકો ફારસી કરતાં મરાઠીનો વધારે ઉપયોગ કરતા થયા. શિવાજી શુદ્ધિને પણ અનુમોદન આપતો. બજાજી નિંબાળકર નામનો મરાઠી સરદાર જાગીરના લોભે મુસલમાન થઇ આદિલશાહની બેટી પરણ્યો. તેને પસ્તાવો થતાં શિવાજીએ પોતાની દીકરી તેના મોટા દીકરા વેરે પરણાવી ને આખું કુટુંબ હિંદુ સમાજમાં પાછું આવ્યું.

**શિવાજીની રાષ્ટ્રિય ચળવળ**—શિવાજીએ મહારાષ્ટ્રમાં સ્વરાજ્ય સ્થાપ્યું તેની અસર માત્ર દખ્ખણમાંજ નહિ પણ ઉત્તર હિંદ ઉપર પણ થઇ. ત્યાંના હિંદુઓને પણ હિંમત આવી ને સિખો, બુંદેલાઓ ને રજપુતો ઔરંગઝેબના એકપક્ષી કારભાર સામે થયા. તે ભાવનાની અસર હજુ

પણ ચાલુ છે. મહારાષ્ટ્રનો અત્યારનો રાષ્ટ્રિયપથી શિવાજીના પ્રવૃત્તિ-માર્ગનોજ પક્ષપાતી છે.

**સાર**—શિવાજી ઉદેપુરના રાણાનો વંશજ હતો. તેના એક વડવાના નામ ઉપરથી વંશ ભોંસલેનો વંશ કહેવાયો. શિવાજીનો બાપ શહાજી અહમદનગર ને બિજાપુરનાં રાજ્યોમાં વગવાળો સરદાર ગણાતો. પૂના પાસે અને મ્હૈસુરમાં તેને નોકરી બદલ જાગીરો મળેલી. શિવાજીની મા શહાજીની અણમાનીતી હતી તેથી પૂનાની જાગીર આગળ તેઓ રહેતાં. દાદાજી કોંડદેવ નામના બ્રાહ્મણ નોકરે શિવાજીને યોગ્ય તાલીમ આપી. ઓગણીસમે વર્ષે શિવાજીએ માવલીઓને જિતવાનું શરૂ કર્યું ને પોતાની બાપીકી જાગીરોની વચ્ચે આવેલો બિજાપુરી પ્રદેશ તેણે કબજે કર્યો. પછી તેણે જાવળીના મોરેનો ને અફઝલખાનનો વધ કર્યો ને ઠેઠ કૃષ્ણા સુધી લુટ ચલાવી. મોગલો સાથે પણ શિવાજીએ યુદ્ધો કર્યાં. તેણે બે વાર સુરત લુટયું ને શાયસ્તાખાંને હરાવ્યો; પણ જયસિંહ પાસે હારી જતાં પુરંદરનું તહ કર્યું ને પછી બાગલાણનો કબજો લીધો. ઇ. સ. ૧૬૭૪માં શિવાજીનો રાજ્યાભિષેક થયો. પછી તેણે કર્ણાટક ને તાંજોર સર કર્યાં. પુત્ર સંભાજીના બંડ પછી તે ઇ. સ. ૧૬૮૦માં મરી ગયો. શિવાજીમાં રાજ્યના ઉત્પાદકને યોગ્ય બધા ગુણો હતા. તેણે "અષ્ટપ્રધાન"ની વ્યવસ્થા કરી.* "સ્વરાજ્ય" અને "ચોથાઇ"નો ચાલ શરૂ કર્યો, સ્વરાજ્યની મુલ્કી ને લશ્કરી વ્યવસ્થા કરી ને "મહારાષ્ટ્રમાં રાષ્ટ્રિય ભાવનાને ઉત્પન્ન કરી.

**પ્રશ્નો**—(૧) શિવાજીના રાજ્યના વિકાસનો ઇતિહાસ કહો. (૨) શિવાજીનું રાજ્યતંત્ર કેવું હતું? તેના ગુણદોષ વર્ણવો.

## પ્રકરણ ૩જું

## મરાઠાઓ ને મોગલો, ઇ. સ. ૧૬૮૧-૧૭૦૭.

**સંભાજી, ઇ. સ. ૧૬૮૧-૧૬૮૯**—સંભાજી શિવાજીનો મોટો પુત્ર થાય. તેની મા ગુજરી ગઈ હતી. રાજારામ શિવાજીનો બીજો દીકરો થાય. તેની મા જીવતી હતી. સંભાજી બાપના મરણ વખતે પન્હાળામાં

---

* અંગ્રેજી પ્રધાનમંડળ સાથે તેમની તુલના કરવી એ અતિશયોક્તિ છે.

કેદ ભોગવતો હતો. રાજારામ રાયગઢ હાજર હતો. તેથી પહેલાં તે ગાદી ઉપર આવી શક્યો. પણ પાછળથી સંભાજીને ખબર પડતાં તેણે રાયગઢનો કબજો કર્યો, રાજારામના પક્ષકારોને મારી નંખાવ્યા, ને પછી ઇ. સ. ૧૬૮૧ના ફેબ્રુઆરિમાં ગાદી લીધી.

**કલુષ**—ગાદીએ આવ્યા પછી સંભાજીએ એક ઉત્તરહિંદના બ્રાહ્મણને પોતાનો પ્રધાન બનાવ્યો. આ કનોજી બ્રાહ્મણ ભોંસલે કુટુંબનો પ્રયાગનો ગોર થાય. જ્યારે શિવાજી આગ્રાથી નાસી છુટયો ત્યારે તેણે સંભાજીને આ કુટુંબ પાસે રાખ્યો. તે ગંજેરી, લંપટ, પણ મીઠા બોલો ને પરદેશી હોવાથી છત્રપતિને ગમી ગયો અને તેના મત મુજબ રાજ્યકારભાર ચલાવવા લાગ્યો. તે "કવિકુલેશ" કહેવાતો હોવાથી મરાઠાઓ તેને " કલુષ " (પાપ)ના નામથી ઓળખવા લાગ્યા.*

**સંભાજી ને મોગલો**—શાહજાદો અકબર પોતાના બાપ સામે બંડ કરી વીર દુર્ગાદાસની મદદથી રાયગઢ સંભાજીના આશ્રયે કેમ આવ્યો અને ઔરંગઝેબે ખુદ દખ્ખણમાં આવી સંભાજીના વધ સુધી મરાઠાઓ સામે તેવી રીતે લડાઈ ચલાવી તે બધું આપણે તે પાદશાહના અમલનો ઇતિહાસ વિચારતી વખતે જોઈ ગયા છીએ. ઇ. સ. ૧૬૭૭માં શરૂ થએલો મરાઠાઓ ને મોગલો વચ્ચેનો મહાભારત સંગ્રામ પાદશાહના મરણ સુધી એટલે ત્રીસ વર્ષ સુધી ચાલ્યો. પણ સંભાજીને માત્ર મોગલો સાથેજ ઝગડો કરવાનો નહોતો. તે અંગ્રેજો, ફિરંગીઓ, ને સિદ્દી સાથે પણ લડયો.

**પશ્ચિમ કિનારા માટે સંભાજીની ચળવળ**—શિવાજીની માફક સંભાજીએ પણ જંજિરાના સિદ્દીઓ સામે યુદ્ધ કર્યું ને ફિરંગીઓને પણ તેણે દમણ, થાણા ને ઠેઠ ગોવા સુધી સતાવ્યા, કારણ કે તે લોકો મરાઠી પ્રજાને ને વેપારીઓને ઘણી પીડા આપતા ને મોગલોને મદદ

---

* કલુષમાંથી અંગ્રેજી Kalusha થયું તેમાંથી તરજુમીઉં લખાણ "કલુશા" (?) થયું. અજાણ્યો વાંચક તેને વાણીઓ ધારે તો જરા પણ ખોટું નથી! વિદ્યાર્થી અવસ્થામાં આ લેખકને હમેશાં નવાઇ લાગતી કે બ્રાહ્મણ કલુશા કેમ કહેવાયો ?

આપતા. પણ પાદશાહનાં લશ્કરોએ બિજાપુર ને ગોવળકોંડા સર કર્યાં પછી મહારાષ્ટ્ર ઉપર ચઢાઈઓ કરવા માંડી તેથી સંભાજીથી આ દિશામાં ઝાઝું થઈ શક્યું નહિ.

**સંભાજીના ગુણદોષ**—સંભાજી શિવાજી જેવોજ શૂર, પરાક્રમી, નિડર અને માની હતો પણ તેનામાં સમયસૂચકતા નહોતી. બધા શત્રુઓ સાથે એકી સાથે લડી તેણે રાજ્યની સંપત્તિ ખરચી નાંખી. તે ઉતાવળીઓ, ક્રૂર, વ્હેમી, વિષયલંપટ અને વ્યસની હતો. રાજ્યના ધુરંધર મુત્સદ્દીઓનો તેણે પહેલેથીજ તિરસ્કાર કર્યો તેથી છેવટે તેને અપયશ મળ્યો. રાજ્યની વ્યવસ્થા કરવામાં તેણે ઝાઝું લક્ષ આપ્યું નહિ. પણ સંભાજી તદ્દન નાલાયક નહોતો. મરણ સમયે તેણે ધૈર્ય બતાવ્યું. આખો અમલ તેણે ઔરંગઝેબ જેવા મોટા દુશ્મન સાથે લડવામાં વીતાડયો. ગેરવ્યાજબી ક્રૂરતા માટે તેને પાછળથી પસ્તાવો થતો અને ઘણી વાર તે ઉદારતા પણ બતાવી શકતો. જો બાપના જેટલી તેનામાં આવડત હોત તો તે પરાક્રમી થઈ શકત. મરણ સમયે સંભાજીની ઉમ્મર ૩૨ વર્ષની હતી.

**રાજારામ**—રાજારામ ગાદીએ આવ્યો ત્યારે વીસ વર્ષનો હતો પણ રાયગઢ તુરતજ મોગલોએ લીધું ને સંભાજીનો પુત્ર શાહૂ ને તેની મા તથા બીજાં કેટલાંક માણસો મોગલોના હાથમાં પડ્યાં. રાજારામ મંત્રિમંડળની સલાહથી ભિખારી વેશે જિંજી નાસી ગયો. તેણે મહારાષ્ટ્રનો કારભાર હવે હકુમતપંચ રામચંદ્ર બાવડેકર નામના એક વફાદાર ને બાહોશ પ્રધાનને સોંપ્યો. તેણે પોતાની જવાબદારી ઉપર ખાનદેશ, ગુજરાત, માળવા, બિજાપુર, વગેરે પ્રાંતો ઉપર સવારીઓ મોકલી. જિંજી મુકામે પણ રામરાજાએ મોટી જાગીરો આપી નાના મોટા સરદારોને મોગલો સામે મોકલ્યા ને ઠેઠ ઇ. સ. ૧૬૯૮ સુધી જિંજીનો બચાવ કર્યો. જિંજી પડયા પછી તે મહારાષ્ટ્ર પાછો આવ્યો ને ખાનદેશ, બરાડ, બાગલાણ, વગેરે પ્રાંતોમાં તેણે લુટ ચલાવી.

**રાજારામનો કારભાર**—આવી રીતે સંભાજીના વધ પછી તે ઠેઠ ઇ. સ. ૧૭૦૦ સુધી રાજારામે શાહૂની ગેરહાજરીમાં છત્રપતિપદ ધારણ કરી, મોટા હોદ્દાઓ ઉત્પન્ન કરી, લાયક સરદારોને મોગલાઈમાં મોટી

મોટી જાગીરો આપી, મરાઠી પ્રજાને શત્રુ વિરુદ્ધ લડવા ઉત્તેજન આપ્યાં કર્યું. આવું ધોરણ છત્રપતિએ જો ન રાખ્યું હોત તો પાદશાહ મરાઠી સરદારોને પોતાના પક્ષમાં લઈ પ્રજાના તમામ ઉત્સાહનો ભંગ કરી નાંખત, કારણ કે તે વેળા આખો મહારાષ્ટ્ર મોગલોના હાથમાં આવી ગયો હતો. છત્રપતિ તો માત્ર નામધારી રાજા હતો. રાજારામ નિર્બળ, વ્યસની ને રૂવાબ વિનાનો હતો પણ તે વિશ્વાસુ, કદર કરનારો, ને સ્વાર્થત્યાગી હોવાથી લોકોને તેના ઉપર ભરોસો બેઠો અને અઢાર વર્ષ સુધી મરાઠાઓએ મોગલોને હંફાવ્યાં કર્યું. તેણે સતારા મુકામે પોતાની રાજધાની કરી. ઈ. સ. ૧૭૦૦ના માર્ચ માસમાં તે મરી ગયો.

તેના વખતમાં સંતાજી ઘોરપડે ને ધન્ના જાદવ નામના બે શૂરા સરદારો પ્રસિદ્ધિમાં આવ્યા. તેમનાં અદ્‌ભુત પરાક્રમોથી મરાઠી લશ્કરોમાં પારાવાર હિંમત આવી. મોગલ સિપાઈઓ તો તેમનાં નામ માત્રથી બ્હીતા.

**સગીર શિવાજી, તારાબાઈનો કારભાર**—રાજારામનો પહેલો પુત્ર શિવાજી છત્રપતિના મરણ વખતે દસ વર્ષનો હતો ને બીજો પુત્ર સંભાજી ત્રણ વર્ષનો હતો. બંને વચ્ચે ગાદી માટે ખટપટ ચાલી પણ છેવટે શિવાજી ગાદીએ આવ્યો. તે સગીર વયનો હોવાથી કારભાર તેની પ્રસિદ્ધ મા તારાબાઈ મોહિતે કરવા લાગી. આ બાઈ માની, બહુજ સ્વાર્થી, ઉદ્યોગી અને ખટપટી ને રાજ્યવહિવટ કરવામાં ઘણીજ કુશળ હતી. સેનાપતિઓ, પ્રધાનો, વગેરેની તે પોતે નીમણોકો કરતી. લડાઈ ક્યાં ક્યાં કરવી, આક્રમણો કયા કયા મોગલ પ્રાંતો ઉપર લઈ જવાં, દેશની આબાદી કેમ વધારવી, એ બધું તે યુક્તિપૂર્વક તપાસતી. તેણે પોતાની બુદ્ધિથી ને અનુભવી સરદારો ને પ્રધાનોની મદદથી પાદશાહ ઔરંગઝેબને થકવી દીધો. ઔરંગઝેબ ઈ. સ. ૧૭૦૭માં મરી ગયો ત્યારે થોડા વખત પછી શાહૂ છુટો થયો. મરાઠી ઇતિહાસનો પહેલો વિભાગ અહીં સમાપ્ત થાય છે; ઈ. સ. ૧૭૦૦–૧૭૦૭.

**સાર**—સંભાજીએ મોગલો સામે ને ફિરંગીઓ સામે મુખ્યત્વે યુદ્ધો કર્યા. તે બાપના જેવો શૂર હતો પણ તેનામાં શિવાજીના જેવી આવડત નહોતી. અકબર શાહઝાદાના બંડની તક તેણે ગુમાવી. ઔરં-

ગઝેબે તેનો ક્રૂર રીતે વધ કર્યો. તેનું કુટુંબ પણ કેદ પકડાયું. રાજારામે જિંજી જઈ કારભાર કરવા માંડયો. મરાઠાઓએ આખા દખ્ખણમાં ને બરાડ, ખાનદેશ ને માળવામાં સવારીઓ મોકલી. રાજારામના મરણ પછી પુત્રને નામે તેની વિધવા તારાબાઈએ બાહોશીથી રાજ્ય કર્યું.

**પ્રશ્નો**—(૧) સંભાજીના ગુણદોષ આપો. (૨) કલુષ કોણ હતો? (૩) રાજારામ અને તારાબાઈના કારભારનું વિવેચન કરો. (૪) મોગલો ને મરાઠાઓ ૧૬૮૦ થી ૧૬૮૯ ને ૧૬૮૯ થી ૧૭૦૭ સૂધી કેવી રીતે લડયા? (૫) ધના જાધવ ને સંતાજી ઘોરપડે વિષે શું જાણો છો?

## પ્રકરણ ૪થું

## "સ્વરાજ્ય"ની સ્થાપના ને બાળાજી વિશ્વનાથ, ઈ. સ. ૧૭૦૭-૧૭૨૦.

**"અજાતશત્રુ" રાજા શાહુ**—સંભાજીના પુત્ર શિવાજી ઉર્ફે શાહૂને રાયગઢ મુકામે તેની મા સહિત ઝુલફિકારખાંએ કેદ કર્યો હતો. તે ઔરંગઝેબ સાથે છાવણીમાં રહેતો. ઔરંગઝેબની પુત્રી ઝેબુનનિસાએ આ નિરાધાર મરાઠી રાજકુટુંબની સારી માવજત રાખી. શાહૂ રાજા પાદશાહનો માનીતો બન્યો. ઔરંગઝેબનો એવો વિચાર હતો કે રાજારામ ને તેના મરણ પછી તારાબાઈના પુત્ર શિવાજી અને શાહૂ વચ્ચે ખટપટ કરાવી મરાઠી સત્તાને નબળી પાડી નાંખવી. પણ તેમાં તે ફાવ્યો નહિ. તે મરી ગયો. તેનો પુત્ર અઝીમશાહ ગાદી માટે પોતાના મોટા ભાઈ શાહઆલમ સામે લડવા ઉત્તર તરફ જતો હતો ત્યારે તેણે જયસિંહ ને ઝુલફિકારખાં જેવા અનુભવી સરદારોની સલાહથી રાજા શાહૂને ભોપાળ પાસે છોડી મૂક્યો. શાહૂએ મહારાષ્ટ્ર આવી સામ, દામ, દંડ ને ભેદ વાપરી તારાબાઈનો પક્ષ ઢીલો કર્યો ને સાતારા કબજે કરી તેજ સ્થળે પોતાની રાજધાની નક્કી કરી. તારાબાઈ લડતાં થાકી ગઈ તેથી કોલ્હાપુર ચાલી ગઈ, ને ત્યાં સંભાજી કોલ્હાપુરના મહારાજા તરીકે ગાદીએ બેઠો. આવી રીતે શાહૂના આવવાથી મરાઠી સત્તાના બે ભાગો પડી ગયા—(૧) સાતારા (૨) કોલ્હાપુર.

**નબળા છત્રપતિઓ**—શાહૂએ ઇ. સ. ૧૭૧૩માં બાળાજી વિશ્વનાથ ભટ્ટને પેશવાઈ આપી તે વખતથી પેશવાનું કુટુંબ આગળ આવ્યું. શાહૂનો અમલ પહેલા પેશવા બાળાજી વિશ્વનાથ, બીજા પેશવા બાજીરાવ અને ત્રીજા પેશવા બાળાજી બાજીરાવની કારકીર્દીમાં સમાઈ જાય છે. તેના મરણ પછી છત્રપતિઓ તદ્દન નબળા થઈ ગયા તેથી હવેથી પેશવાઓનો કારભાર આપવામાં આવશે. શાહૂ ઇ. સ. ૧૭૪૯ના ડિસેંબરમાં મરી ગયો.

**બાળાજી વિશ્વનાથ પેશવા. પૂર્વ ચરિત**—બાળાજી વિશ્વનાથને જ્યારે પેશવાઈ મળી ત્યારે તેની ઉમર ૫૩ વર્ષની હતી. તે મૂળ શ્રીવર્ધનનો હતો અને તેના વડવાઓ તે ગામની દેશમુખી અથવા દેસાઈગીરી કરતા. બાળાજીના પિતાએ ને દાદાએ શિવાજીની નોકરી કરેલી. સિદ્દીના ત્રાસથી તેના કુટુંબીઓ છત્રપતિની સરહદમાં આવ્યા ને બાળાજીને વસુલાત, જગાત, લશ્કર, વગેરે ખાતામાં નોકરી મળી. તેણે કમાવીસદારી, સુબેદારી ને બક્ષીગીરી કરી હતી એમ પણ જણાય છે. ઇ. સ. ૧૭૧૩માં લાયકાત જોઈ શાહૂએ તેને પેશવાઈ આપી. બાળાજીએ શાહૂ માટે સેના ઉભી કરી તેથી તેને સેનાકર્તાનો ખિતાબ મળ્યો. ઉપરાંત શાહૂએ બાળાજીને માળવા, ખાનદેશ ને કર્ણાટકમાં મરાઠી સત્તા સ્થાપવાની રજા આપી.

**"સ્વરાજ્ય"માં શત્રુઓનો નાશ**—શાહૂ પાસે પૂના ને સાતારા વચ્ચેનોજ મુલક હતો તેથી પહેલાં તો બાળાજી વિશ્વનાથે તારાબાઈના પક્ષકારોને હરાવી શાહૂના રાજ્યને પોતાનાજ શત્રુઓથી સલામત કર્યું ને આખા મહારાષ્ટ્રમાં નવા રાજા શાહૂની આણ ફેરવી.

**મોગલો પાસેથી મળેલા હકકો**—સને ૧૭૦૭ પછી મોગલો ઉત્તર તરફ રવાના થયા ત્યારે દક્ષિણનો સુબેદાર મરાઠાઓનો પક્ષકાર હતો ને ૭ સુબાઓની ચૌથાઈ ને સરદેશમુખી મોગલ અમલદારો વસુલ કરી છત્રપતિને ભરપાઈ કરે તેવો કરાર લખી આપવાની ઇચ્છા રાખતો હતો. પણ જ્યાં સુધી શાહુ અને તારાબાઈ લડતાં બંધ ન થાય ત્યાં સુધી એવી યોજના કરવી નહિ એમ તેને દિલ્હીના વઝીરની આજ્ઞા થતાં તે કાંઈ કરી શકયો નહિ. ઇ. સ. ૧૭૧૩માં નિઝામ–ઉલ–મુલ્ક

સુબેદાર તરીકે આવ્યો. તેણે શાહૂ વિરુદ્ધ કોલ્હાપુરના સંભાજી રાજાનો પક્ષ લીધો. ઇ. સ. ૧૭૧૫માં તેનો શત્રુ હુસેન અલીખાં સૈય્યદ દખ્ખણનો સુબેદાર થયો. પાદશાહ ફર્રુખસિયર આ વખતે સૈય્યદોનો નાશ કરવા પ્રયત્ન કરતો હતો તેથી નવા સુબેદારે શાહૂ રાજાનો પક્ષ સ્વીકાર્યો ને પોતાના ભાઈ અબ્દુલ્લાના બોલાવવાથી ઇ. સ. ૧૭૧૮માં જ્યારે તે દિલ્હી જવા ઉપડયો ત્યારે પેશવા અને બીજા મરાઠી સરદારો પણ મોટાં લશ્કર લઈ તેની સાથે ગયા. ત્યાં ફર્રુખસિયર પદભ્રષ્ટ થયો ને મરાઠાઓને ત્રણ સનદો મળી.

**પાદશાહ તરફથી મળેલી ત્રણ સનદો***—આ ત્રણ સનદો પ્રમાણે (૧) શિવાજીના વખતમાં જેટલા મુલક ઉપર મરાઠી સત્તા હતી તે તમામ મુલક એટલે "સ્વરાજ્ય"નો મુલક ને (૨) ખાનદેશ, ગોંદવન, બરાડ, હૈદરાબાદ ને કર્ણાટકમાં મરાઠાઓએ મેળવેલો મુલક, શાહૂને મળ્યો. (૩) દખ્ખણના છ સુબાઓ, બિદર, બરાડ, ખાનદેશ, હૈદરાબાદ, બિજાપુર અને કર્ણાટક ઉપર શાહૂ પોતે પોતાના અમલદારો રાખી ચૌથાઈ ને સરદેશમુખી પણ ઉઘરાવે. (૪) આ હક્કો બદલ શાહૂ રાજાએ ૧૫૦૦૦ માણસો રાખી દખ્ખણમાં મોગલ સત્તાનો બચાવ કરવા ને દસ લાખ રૂપીયાની વાર્ષિક ખંડણી ભરવા કબૂલ્યું. ઉપરાંત શાહૂએ કોલ્હાપુરના છત્રપતિને સંતાપવો નહિ ને (૫) પાદશાહે શાહૂની મા વગેરેને દખ્ખણ પાછાં જવા દેવાં, એ બીજી શરતો હતી.

આ હક્કોથી શાહૂ પાદશાહનો ખંડિઓ રાજા બન્યો પણ બીજાં રાજ્યોની અપેક્ષાએ તે સ્વતંત્ર થયો. વળી મરાઠાઓને દખ્ખણમાં અગત્યના હક્કો મળ્યા. એ હક્કો બજાવવા તેમના સરદારો દખ્ખણના સુબાઓમાં જવા માંડ્યા ત્યારે મોગલ અમલદારો તેમની વિરુદ્ધ પડ્યા એટલે તેઓ ઉત્તરના મોગલ પ્રાંતો ઉપર જવા માંડ્યા.

**ચૌથાઈ ને સરદેશમુખીનો અર્થ**—"સ્વરાજ્ય"નો અર્થ ઉપર આવી ગયો છે. છ સુબાઓનું ઉત્પન્ન કાગળ ઉપર રૂ. અઢાર કરોડનું અંકાતું. તેમાંથી ચૌથાઈ એટલે ૨૫ ટકા ને સરદેશમુખી એટલે ૧૦ ટકા એટલે કુલ ૩૫ ટકા શાહૂને મળે ને બાકીનું ઉત્પન્ન મોગલો રાખે;

---

* ગ્રાંટ ડફે આ સનદો અસલમાં જોઈ હતી.

ચૌથાઈ ને સરદેશમુખી મોગલ અમલદારો નહિ પણ મરાઠી અમલદારો ઉઘરાવે; એ હક્ક બદલ છત્રપતિ મોગલાઈનો બચાવ કરે; એ ચૌથાઈ ને સરદેશમુખીનું ખરું સ્વરૂપ છે.

**ચૌથાઈ ને સરદેશમુખીની વાટણી. સરંજામી પદ્ધતિ**—ચૌથાઈ ને સરદેશમુખી મરાઠી અમલદારોને વસુલ કરવાની હતી તેથી બાળાજી પેશવાએ તે સંબંધી ઘણી અગત્યની ગોઠવણ કરી. એ ગોઠવણથી આખા હિંદમાં મરાઠી સત્તાની જમાવટ થઈ તેથી અહીં તેનું સામાન્ય સ્વરૂપ આપવામાં આવ્યું છે. સરદેશમુખી છત્રપતિ પોતેજ ભોગવતો. તે વસુલ કરવા અધિકારીઓની નીમણોક પણ છત્રપતિ પોતેજ કરતો. ચૌથાઈ ને સ્વરાજ્યનું ઉત્પન્ન રાજ્ય માટે જમા થતું. તેમાંથી થોડોક ભાગ છત્રપતિ પોતે પોતાના ખર્ચ માટે લેતો. બાકીના ભાગો તે જુદા જુદા સરદારો વચ્ચે વ્હેંચી આપતો. આ મુદ્દા પ્રમાણે પેશવા ખાનદેશમાં, સેનાપતિ દાભાડે બાગલાણ ને ગુજરાતમાં, ને સેનાસાહેબ ભોંસલે બરાડમાં, ચૌથાઈ ઉઘરાવવા લાગ્યા. બીજા સરદારોને કોંકણ, કર્ણાટક, વગેરે ભાગોમાં ચોક્કસ હિસ્સાઓ આપવામાં આવ્યા. દરેક સરદારને પોતાને આપેલા મુલકમાં મુલ્કી ને લશ્કરી વહિવટ કરવો પડતો, હિસાબ છત્રપતિને નિયમસર મોકલવો પડતો, ને દેવસ્થાન, જાગીર, વગેરે કાયમ રાખવાં પડતાં. પરરાજ્યો સાથે છત્રપતિને પેશવાની પરવાનગી સિવાય કોઈ વ્યવહાર કરવાની છુટ નહોતી. જ્યારે છત્રપતિ ને પેશવાઓ નબળા થયા ત્યારે જુદા જુદા સરદારો બળવાન્ થઈ પડ્યા ને શિંદે, હોળકર, ગાયકવાડ, સચિવ, પ્રતિનિધિ, વગેરે સ્વચ્છંદથી વર્તવા લાગ્યા. સરદારી વંશાનુગત થઈ ગઈ તેથી પણ મરાઠી સત્તા નબળી થઈ ગઈ પણ શરૂઆતમાં સરંજામી પદ્ધતિથી મરાઠી સત્તાનો ઘણો વિસ્તાર થયો.

**બાળાજીનું મૃત્યુ. તેની યોગ્યતા**—પેશવા દિલ્હીથી પાછો આવ્યો કે તુરતજ મરી ગયો, એપ્રિલ, ૧૭૨૦. તે મોટો મુત્સદ્દી હતો ને હિસાબી ને મ્હેસુલી ખાતામાં ઘણો કુશળ હતો. પણ તેનામાં દીર્ઘ દૃષ્ટિ નહોતી. જો તે દીર્ઘદૃષ્ટા હોત તો સરંજામી પદ્ધતિનો વિકાસ કરી મરાઠી સત્તાના વિનાશનાં બીજ વાવી ગયો હોત નહિ. શાહૂ પોતે પાદશાહના ખંડિયા

રાજા તરીકે રહેવા માંગતો હતો. બાળાજીને સ્વતંત્ર સત્તા સ્થાપવી હતી. પણ તે શાહૂ વિરુદ્ધ ગયો નહિ. પહેલી પેશવાઈ દરમ્યાન શાહૂ પોતે રાજ્યકારભાર જોતો તેથી બધા દોષોને માટે પેશવાનેજ જવાબદાર ગણવો યોગ્ય નથી. બાળાજી ચિત્પાવન બ્રાહ્મણ હતો તેથી તેના વખતથી કોંકણસ્થ બ્રાહ્મણો આગળ આવ્યા ને મરાઠાઓ ને દેશસ્થો પાછળ રહી ગયા.

**સાર**—મોગલોએ સંભાજીના પુત્ર શાહૂને છુટો કર્યો. તેણે તારાબાઈને હરાવી રાજ્ય સંભાળ્યું. શાહૂ રાજા "અજાતશત્રુ" રાજા કહેવાઈ ગયો, એવો તે ભાગ્યશાળી ને ઉદાર દિલવાળો હતો. તેના વખતમાં પેશવાઓ સત્તા ઉપર આવ્યા.

પહેલા પેશવા બાળાજી વિશ્વનાથે પેશવા થયા અગાઉ બીજી નાની મોટી જગ્યાઓ ઉપર કામ કર્યું હતું. તેણે શાહૂના શત્રુઓનો પરાજય કર્યો, છત્રપતિ માટે લશ્કર તૈયાર કર્યું અને દિલ્હી જઈ સૈય્યદોની સત્તા સ્થાપી શાહૂ માટે "સ્વરાજ્ય"ની ને ૬ સુબાઓ માટે ચૌથાઈ ને સરદેશમુખીની ત્રણ સનદો પાદશાહ પાસેથી લીધી. તેણે આ સનદોનો વહિવટ કરવા સરંજામી વ્યવસ્થા દાખલ કરી.

**પ્રશ્નો**—(૧) શાહૂએ પોતાની સત્તા કેમ જમાવી? (૨) બાળાજી વિશ્વનાથનું ચરિત્ર આપો. (૩) "ચૌથાઈ," "સરદેશમુખી," "સ્વરાજ્ય," ને "સરંજામી વ્યવસ્થા," એટલે શું?

## પ્રકરણ ૫મું

## મરાઠી સામ્રાજ્યનો વિકાસ, ઇ. સ. ૧૭૨૦–૧૭૪૦.

**પહેલો બાજીરાવ પેશવા, ઇ. સ. ૧૭૨૦–૧૭૪૦**—બાળાજી પછી તેનો મોટો પુત્ર બાજીરાવ બાવીસમે વર્ષે પેશવા થયો. બાજીરાવ મુખ્યત્વે યોદ્ધોજ હતો. બીજા સંસ્કારો તેના ઉપર પડી શક્યા નહોતા. તે વિષયલંપટ હતો. મસ્તાનીના રૂપમાં તે મોહ પામી ગયો ને મરણ સુધી તે મુસલમાન બાઈ તેની સાથેજ રહી. પોતાની સ્ત્રી ને પોતાનાં છોકરાં પ્રત્યે તે બેદરકાર રહ્યો. તેમની બધી દેખરેખ તેનો નાનો ભાઈ

ચિમાજી રાખતો. બાજીરાવ ઉતાવળીઓ હોવાથી શાહૂને તેનો પૂરતો ભરોસો નહોતો પણ તેના નાના ભાઈ ચિમાજીએ ને ગુરુ બ્રહ્મેન્દ્રસ્વામીએ છત્રપતિ આગળ પેશવાના પક્ષને કેઠ સુધી સતેજ રાખ્યો તેથી બાજીરાવ ઉત્તર હિંદમાં મરાઠી સત્તા સ્થાપી શકયો. એ વખતે શાહૂના દરબારમાં બે પક્ષો હતાઃ—(૧) શ્રીનિવાસરાવ પ્રતિનિધિનો દખ્ખણી પક્ષ. (૨) પેશવાનો હિંદુસ્તાની પક્ષ. એક પક્ષ એમ સમજતો કે પ્રથમ દખ્ખણમાં નિઝામશાહીનો પરાજય કરી શાહૂએ હિંદુસ્તાન લેવો. બીજો પક્ષ એમ કહેતો કે પાદશાહીને દિલ્હીમાં તોડવી એટલે આપોઆપ સુબેદારો મરાઠી સત્તા નીચે આવી જશે. "ઝાડનું થડ કાપી નાંખો એટલે ડાળીઓ એની મેળે નીચે પડશે." એક વાર ભર દરબારમાં બંને પક્ષો વચ્ચે વાદ થયો. શાહૂ રાજાએ બાજીરાવના પક્ષને અનુમોદન આપ્યું ને બાજીરાવને ઉદ્દેશીને કહ્યું કે "તું તારા બાપથી પણ સવાઈ થઈશ અને આપણો ભગવો ઝંડો કેઠ હિમાલય પર્વત સુધી સ્થાપીશ." પણ બાજીરાવનો ખરો પ્રતિસ્પર્ધી પ્રતિનિધિ નહિ પણ નિઝામ હતો.

***નિઝામ ને મરાઠાઓ**—નિઝામ-ઉલ-મુલ્કે ૧૭૨૦માં ખાંડવાની લડાઈમાં સૈય્યદોના પક્ષકાર દીલાવરઅલીને ને પછી બાલાપુર મુકામે તેમના ભત્રીજા આલમઅલીને હરાવી માર્યા. પછી બંને સૈય્યદોનો પણ નાશ થયો ને થોડા વખતમાં દિલ્હી મુકામે તેનો પક્ષ જોરમાં આવ્યો. તેથી દક્ષિણમાં નિઝામે શાહૂ વિરુદ્ધ કપટ રમવાનું શરૂ કર્યું. પહેલાં તો મરાઠા અમલદારોને ચૌથાઈ ઉઘરાવતા તેણે બંધ કર્યા. પછી કોલ્હાપુરવાળા સંભાજી રાજાને તેણે પોતાના પક્ષમાં લીધો. પણ મરાઠાઓથી હારી જવાથી તે શાંત થયો. દરમ્યાન મહમ્મદશાહે ૧૭૨૨માં નિઝામને વઝીરાત આપી ને દખ્ખણમાં મુબારિઝખાં સુબેદારી ઉપર આવ્યો. પણ નિઝામે તેને સકરખેડાંની લડાઈમાં માર્યો તેથી પાછી જુની ખટપટ દખ્ખણમાં શરૂ થઈ. નિઝામે કર્ણાટક પણ પોતાને તાબે કરવા પ્રયત્નો કરવા માંડયા. તે કારણોથી બાજીરાવે ગુજરાત ને માળવા ઉપર ચડાઈ કરી. નિઝામ

---

* આ વિષયનું વર્ણન મોગલ વિભાગમાં મહમ્મદશાહના અમલમાં સવિસ્તર કરવામાં આવ્યું છે.

સાથેની આ લડાઈ ઠેઠ બાજીરાવના મરણ સુધી ચાલી. ૧૭૨૮માં બાજીરાવે નિઝામને હરાવ્યો એટલે નિઝામે તહ લખી આપ્યું. મરાઠાઓને આગળની ત્રણ સનદો મુજબ છ સુબાઓની ચૌથાઈ ને સરદેશમુખી પોતાના અમલદારો મારફત ઉઘરાવવાની પરવાનગી મળી ને નિઝામે સંભાજીનો પક્ષ છોડી દીધો. પણ દખ્ખણની ખટપટથી પરવારતાં નિઝામે બાજીરાવને માળવા ને ગુજરાતમાં સતાવવાની ખટપટ શરૂ કરી. ભોપાળ પાસે તે હારી ગયો એટલે ઇ. સ. ૧૭૩૮માં મરાઠાઓ ગુજરાતમાં ને માળવામાં પણ નિર્ભય બન્યા.

**શાહુ ને સંભાજી,** શાહૂ ને કોલ્હાપુરના રાજા સંભાજી વચ્ચે તકરારો ચાલ્યા કરતી હતી તે હવે બંધ થઈ ને બંને ભાઇઓ વચ્ચે ઈ. સ. ૧૭૩૧માં સંધિ થઈ. તે વખતથી કોલ્હાપુરનું રાજ્ય હિંદુસ્તાનની ખટપટથી વિમુખ રહ્યું. આજ કારણથી તે હજુ સુધી ટકી શક્યું છે.

**ગુજરાતમાં દાભાડેની હાર અને ગાયકવાડના રાજ્યની સ્થાપના**—પૂના પાસે તળેગાંવનો એક પટેલ દાભાડે કુટુંબનો આદિપુરુષ થાય. શિવાજી ને સંભાજીના વખતમાં તેનું કુટુંબ પ્રસિદ્ધિમાં આવ્યું. રાજારામે તેને તળેગાંવ ઇનામમાં આપ્યું. તેના પૌત્ર ખંડેરાવને "સેનાખાસખેલ" બનાવ્યો ને સેનાપતિની જગ્યા આપી. આ ખંડેરાવે ગુજરાત પ્રાંતમાંથી મોગલોને કાઢી મૂકવાનું બીડું ઝડપ્યું. તેનો પુત્ર ત્ર્યંબકરાવ દાભાડે ને પિલાજી ગાયકવાડ મોગલો સાથે રહી પેશવા વિરુદ્ધ ખટપટ કરતા. તેમણે ગુજરાતના કારભારમાં પેશવાઓની દરમ્યાનગીરી સ્વીકારવાની ના પાડી. ઇ. સ. ૧૭૨૯માં પેશવાના ભાઈ ચિમાજી આપ્પાએ ગુજરાત ઉપર સવારી કરી સુબેદાર સરબુલંદખાં પાસેથી ચૌથાઈ લખાવી લીધી. દાભાડે ચીડાઈ ગયો. શાહૂએ તેને શિક્ષા કરવા બાજીરાવને મોકલ્યો. ડભોઈ આગળ ઇ. સ. ૧૭૩૧માં ત્ર્યંબકરાવ દાભાડે ને બાજીરાવ વચ્ચે લડાઈ થઈ. ત્ર્યંબકરાવ પોતે માર્યો ગયો. શાહૂએ હવે સમાધાન કર્યું કે ગુજરાતનો કારભાર સેનાપતિએ ને ગાયકવાડે પેશવાની દેખરેખ નીચે ચલાવવો. પણ નવો સેનાપતિ દાભાડે નમાલો હોવાથી પિલાજી ગાયકવાડ ગુજરાતમાં બળવાન્ થયો. મહારાજા શાહૂએ તેને "**સેનાખાસ-**

ખેલ" બનાવ્યો. હજુ પણ ગાયકવાડ સરકાર આ ઇલ્કાબ ધારણ કરે છે.

**જંજિરાના સિદ્દીઓ**—જંજીરાના સિદ્દીએ પેશવાના ને શાહૂ રાજાના* ગુરુ બ્રહ્મેંદ્રસ્વામીને હેરાન કર્યાં ને પરશુરામના દેવાલયનો નાશ કર્યો. સિદ્દીનો પરાજય કરવા મરાઠાઓ તો હમેશ આતુરજ હતા. સ્વામીનું ને દેવળ તોડવાનું તો માત્ર બ્હાનુંજ મળ્યું. તેથી જંજિરામાં ગાદી માટે ખટપટ થઈ તેમાં મરાઠાઓ વચમાં પડ્યા. પણ મરાઠાઓમાં કુસંપ હોવાથી ને સિદ્દીને અંગ્રેજ, ફિરંગી ને મોગલોની મદદ હોવાથી, તેનો પૂરો પરાભવ થઈ શક્યો નહિ.

**ફિરંગીઓ સામે લડાઈ ને વસઇનો કબજો**—મરાઠાઓને પશ્ચિમ કિનારા ઉપર પોતાનો સંપૂર્ણ હક્ક સાબુત કરવો હતો. આ વખતે વસઈ, થાણા, દમણ ને ગોવામાં ફિરંગીઓનું ઘણું જોર હતું; ગોવાના ગવર્નરે એક મરાઠી સરદારને ધાર્મિક ન્યાયાધીશો—" Inquisition "—આગળ ખડો કર્યો ને જાગીર ખાલસા કરી. એ સરદારે બાજીરાવની મદદ માંગી. ફિરંગીઓ પેશવા વિરુદ્ધ તો હતાજ. વસઈના ગવર્નરે બાજીરાવનું અપમાન કર્યું. તેથી મરાઠાઓએ થાણા ને સાષ્ટી સર કર્યાં ને ૧૭૩૯ના મેમાં ચિમાજી આપ્પાએ વસઈ ઘોર સંગ્રામ પછી પડાવી લીધું. આ લડાઈમાં મરાઠાઓને મોટો દારૂગોળો, ઘણોજ ખજાનો ને વિશાળ મુલક મળ્યાં+

---

* બ્રહ્મેંદ્રસ્વામી પાસે ઘણું નાણું હતું તે નાણા ઉપર પેશવાની સવારીઓ નભતી. ધાવડશી પાસે તેમણે મઠ બાંધ્યો હતો ને ત્યાં પરશુરામના દેવળની સ્થાપના કરી હતી.

+ બ્રહ્મેંદ્રસ્વામીને લખેલા એક કાગળમાં ચિમાજીએ વસઇના વિજયને રામચંદ્રજી અને વાનરોએ કરેલા લંકાના વિજય સાથે સરખાવ્યો છે: "ज्यां प्रकारें वानराकरनी लंका घेवविली, त्या प्रकारें हे गोष्ठ झालि... जे सेवक हे पराक्रम पाहत असतील, त्यांचे जन्म धन्य आहेत. जे कामास आले (મરી ગયા) त्यांनी तो हा लोक व परलोक साधिला × × सारांश, हे ततूंद × × या समयांत हे हिंमत, हे गोष्ठ, मनींही कल्पवत नाहीं. हीं कर्में ईश्वर समान आहे. અર્થ—વાનરોએ લંકા લીધી તેવીજ વાત અહીં બની. જેઓએ આ પરાક્રમ જોયું તેમનો જન્મ ધન્ય થયો. જેઓ લડાઇમાં

**નાસિરજંગનો પરાજય**—નાદિરશાહની સવારી વખતે નિઝામ પોતે ઉત્તર હિંદમાં હતો. તે કરાર મુજબ વર્તતો નહોતો તેથી બાજીરાવે ને ચિમાજીએ તેના પુત્ર નાસિરજંગ ઉપર સવારી કરી. નાસિરજંગ હારી ગયો એટલે પેશવાને કેટલોક મુલક આપી તેણે કરાર મુજબ વર્તવા વચન આપ્યું,

**ગુજરાત, માળવા, બુંદેલખંડ, દિલ્હી, વગેરે**—બાજીરાવે માળવા ને બુંદેલખંડમાં મરાઠી સત્તા કેવી રીતે સ્થાપી તથા ગુજરાત ને કાઠિઆવાડમાં મરાઠાઓ કેમ આવી શકયા તે મોગલ વિભાગમાં જણાવી દીધુંછે.

**બાજીરાવ ને નાદિરશાહ**—નાદિરશાહની સવારી વખતે બાજી-રાવનો વિચાર એવો હતો કે પરસ્પર બધી તકરારો મૂકી દઈ સામાન્ય પરદેશી શત્રુને મહાત કરવો. પણ નિઝામ ને તેના પક્ષની ખટપટથી તે કાંઈ કરી શકયો નહિ.

**નાગપુરના ભોંસલેઓ**—નાગપુરના રાજાના વડવા પરસોજી ભોંસલેએ શિવાજી, સંભાજી, ને રાજારામના વખતમાં નોકરી કરેલી ને રાજારામે તેને સેનાસાહેબ સુબાનો ખિતાબ આપી બરાડ મોકલ્યો. તેના વંશજે નાગપુર તાબે કરી ત્યાં રાજધાની કરી ને ગોંદવન, ઓરિસ્સા, કટક, બંગાળા ને બિહારના પ્રાંતો ઉપર ચડાઈઓ કરવા માંડી. તેમને ને પેશવાઓને બીલકુલ બનતું નહિ કારણ કે ભોંસલેઓ છત્રપતિઓના કુટુંબીઓ હતા.

**વડોદરાના ગાયકવાડો**—નંદાજી નામના ભેરવગઢના કિલ્લેદારે એક વાર એક મુસલમાન કસાઈની પાસેથી ગાયોનો બચાવ કર્યો. તે વખતે ગાયોએ કોટના કવાડ–દ્વાર–માં આશરો લીધો તેથી નંદાજીએ ગાયકવાડનું નામ ધારણ કર્યું. નંદાજીના વંશજ પિલાજીએ ખંડેરાવ દાભાડે નીચે ગુજરાતમાં ખ્યાતિ મેળવીને ગુજરાતમાં ગાયકવાડની ગાદી સ્થાપી સોનાગઢમાં રાજધાની કરી. પણ તેના મરણ પછી તેના ભાઈએ વડોદરા

---

**મરી ગયા તેઓએ તો આ લોકને પરલોક બંને સાધ્યાં. ટૂંકામાં આ સમયમાં આવી હિંમત, આવાં પરાક્રમ, કલ્પનામાં પણ ન આવી શકે. આવાં કર્મો ઇશ્વરસમાન છે.**

લઈ ત્યાં ગાદી ફેરવી. ઇ. સ. ૧૭૩૨.

**ઈંદોરના હોળકરો**—હોળકરના વંશજો જાતે ધનગર હતા, ને હોળ નામના ગામમાં રહેતા તેથી "હોળકરો" કહેવાયા. હોળકર મલ્હારરાવનો બાપ હોળગાંવનો ચૌધરી અથવા ચૌગુલે હતો. તે મલ્હારને ત્રણ વર્ષનો મૂકી મરી ગયો તેથી તેની મા ખાનદેશમાં પોતાના ભાઈ પાસે રહેવા ગઈ. મામા સાથે મલ્હારરાવ પણ સિપાઇગીરી કરવા લાગ્યો. બાજીરાવની નીચે માળવા ને ઉત્તર હિંદમાં વિખ્યાતિ પામ્યો. ઈંદોરના હોળકર મહારાજાના વંશનો તે મુખ્ય પુરુષ થાય.

**ગ્વાલિયરના શિંદેઓ અથવા સિંધિઆઓ**—શિંદેઓ મૂળ સૈંદ્રક રજપુત કહેવાતા બહમની સુલતાનોના વખતમાં સાતારાના એક ગામની તેઓ પાટિલગીરી કરતા. રાણોજી શિંદેનો બાપ બાળાજી વિશ્વનાથ પેશવાનો પહરી હતો. બાજીરાવના લશ્કરમાં રાણોજી પોતે પેશવાના જોડા સાચવતો. એ ગ્વાલિયરના સિંધિઆમહારાજાની ગાદીનો સ્થાપક થાય.

**બાજીરાવ પેશવાનું મરણ. તેના કારભાર ઉપર કેટલીક ટીકાઓ**—બાજીરાવ પેશવા ઇ. સ. ૧૭૪૦માં નર્મદા કાંઠે મરી ગયો. બાજીરાવ વિષે કેટલુંક વિવેચન આપણે ઉપર કરી ગયા છીએ. તે તીખા સ્વભાવનો હતો કારભાર કરવામાં અને હિસાબી કામકાજમાં તે સમજતો નહિ. માળવા, ગુજરાત ને બુંદેલખંડનાં પ્રકરણોમાં તેણે ઘણોજ ભાગ આપ્યો. કર્ણાટક ઉપર તેણે જોઇતું લક્ષ આપ્યું નહિ. શાહૂના દરબારીઓને તે કદિ પ્રસન્ન કરી શકયો નહોતો. કેટલાએક લેખકો તેને માત્ર લુટારૂઓનો સરદાર કહી વગોવે છે પણ તે વર્ણન બરાબર નથી કારણ કે તે વખતે મરાઠાઓ એવી રીતેજ લડતા. બાજીરાવે ઘણી લડાઈઓ કરી પણ તેણે કોઈ વાર પોતાની પ્રજાપર ત્રાસ વર્તાવ્યો નહોતો. માત્ર શિંદે ને હોળકરજ બાજીરાવને ચહાતા. તેણે તાબે કરેલા મુલકોના કારભારની વ્યવસ્થા કરી નહિ. લશ્કરની વ્યવસ્થામાં પણ તેણે કાંઈ સુધારો કર્યો નહિ. તેને તો રાજ્યનો વિસ્તાર જેમ બને તેમ વધારવો હતો. પરિણામે રાજકારણમાં પ્રતિસ્પર્ધી નિઝામ આગળ બાજીરાવ તદ્દન ઝાંખો પડી જાય છે. બાજીરાવના કારભારનો એક ગુણ અહીં યાદ રાખવાની

જરૂર છે. તેને મન બ્રાહ્મણો ને બ્રાહ્મણેતરો, બધા સરખા હતા ને તેના અમલ દરમ્યાન મરાઠી કુટુંબો સારી પ્રસિદ્ધિમાં આવી શક્યાં. મુસલમાનો પણ બાજીરાવને ચાહતા. મસ્તાની* ઉપરના બાજીરાવના મોહ વિષે આગળ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. મસ્તાનીથી થએલા પોતાના પુત્રને તેણે હિંદુ સમાજમાં દાખલ કરાવવા ઘણી મહેનત કરી હતી. પૂનામાં બાજીરાવે શનવારવાડો બંધાવ્યો.

**સાર**—બાજીરાવ પેશવાએ મરાઠી સરદારોને ગુજરાત, માળવા, બુંદેલખંડ ને ઠેઠ દિલ્હી સુધી મોકલ્યા. મરાઠાઓએ જયપુરના રાજા ને એકવાર માળવાના સુબા જયસિંહની મિત્રતા કરી ને માળવદેશ લીધો. બુંદેલ રાજા છત્રસાલને મદદ આપી બાજીરાવે મોગલ સરદાર બંગશને બુંદેલખંડમાંથી કાઢી મૂક્યો; છત્રસાલે પેશવાને ઝાંસી, કાલ્પી વગેરે પ્રદેશો આપ્યા. દાભાડે અને ગાયકવાડે ગુજરાતમાં ચૌથાઇ અને સરદેશમુખી ઉઘરાવવા માંડી. નિઝામ બાજીરાવથી હારી ગયો તેથી તેણે ઉત્તરમાં ખટપટ બંધ કરી. બાજીરાવે કર્ણાટક ઉપર પૂરતું લક્ષ આપ્યું નહિ. પેશવાના ભાઈ ચિમાજી આપ્પાએ ફિરંગીઓ પાસેથી વસઈ લીધું. કોલ્હાપુર રાજ્યનો ફડચો થતાં તે હવે નિર્દોષ બની ગયું. બાજીરાવ તેના પુત્ર બાળાજી (નાના સાહેબ) જેટલો બાહોશ નહોતો.

**પ્રશ્નો**—(૧) બાજીરાવ પેશવાના વખતમાં મરાઠી સત્તાનો વિકાસ કેવી રીતે થયો? (૨) બાજીરાવની યોગ્યતા ઉપર તમારા વિચારો આપો. (૩) બ્રહ્મેંદ્રસ્વામી, ચિમાજી આપ્પા, મસ્તાની, અને પિલાજી ગાયકવાડ વિષે જે જાણતા હો તે લખો.

## પ્રકરણ ૬ઠ્ઠું

## સામ્રાજ્યની સ્થાપના ને પાણીપતનું યુદ્ધ,

### ઇ. સ. ૧૭૪૦–૧૭૬૧.

**ત્રીજો પેશવા નાના સાહેબ અથવા બાળાજી બાજીરાવ, ઇ. સ. ૧૭૪૦–૧૭૬૧**—બાજીરાવ પેશવાને બે પુત્રો હતા. (૧) બાળાજી (૨) રઘુનાથરાવ અથવા રાઘોબા. બાળાજીની વિરુદ્ધ રઘૂજી ભોંસલે અને

* બુંદેલ રાજા છત્રસાલે બાજીરાવને મસ્તાની આપી હતી.

બીજાઓ હતા પણ શાહૂને તેના કુટુંબ ઉપર વિશ્વાસ અને પ્રીતિ હોવાથી બાળાજીનેજ પેશવાઈ મળી. એ વખતે તેની ઉમર માત્ર ૧૯ વર્ષનીજ હતી. બાળાજીના કારભારના બે વિભાગો થઈ શકે:-(૧) ૧૭૪૦-૧૭૪૯ એટલે શાહૂના મરણ સુધી (૨) ૧૭૫૦-૧૭૬૧. આ વખતે શાહૂનો દત્તક રાજારામ ત્રણ વર્ષ છત્રપતિ રહ્યો, તે બાળાજીએ સ્વતંત્રપણે કારભાર કર્યો.

**માળવા ને બુંદેલખંડની કાયમ વ્યવસ્થા**—પાદશાહે બાજીરાવને માળવાની સુબેદારી માટે વચનો તો આપ્યાં હતાં પણ નિઝામ, મરાઠાઓ માળવામાં કાયમ પેસી જાય તેની વિરુદ્ધ હતો. તેથી બાળાજીએ માળવા ઉપર સવારીઓ મોકલી. આ વખતે માળવામાં અંબેરનો રાજા જયસિંહ સુબેદાર હતો. તે બાજીરાવનો મિત્ર હતો. તેની મદદથી માળવામાં મરાઠાઓ ઘુસ્યા. બાળાજીએ માળવા, ગુજરાત ને બુંદેલખંડના કારભાર માટે કાયમ વ્યવસ્થા કરી અને પવાર, શિંદે ને હોળકરના જુદા જુદા ભાગો પણ નક્કી કર્યાં.

**બાળાજી અને રઘૂજી ભોંસલે**—નાગપુરવાળો રઘૂજી ભોંસલે બાહોશ સરદાર હતો. તે પેશવાનો પ્રતિપક્ષી હતો ને કર્ણાટક, બંગાળા ને બિહાર ઉપર હુમલાઓ કરી ઘણોજ પૈસાદાર થયો હતો. તેની સામે બંગાળાના સુબા અલીવર્દીખાંએ ને પાદશાહે પેશવાની મદદ માંગી. તેથી બાળાજી ઉત્તરે ઠેઠ મુર્શીદાબાદ સુધી લશ્કર લઈ ગયો. રઘૂજી યુદ્ધકળામાં પેશવાથી ચડી જાય તેવો હતો. પણ પેશવા રાજ્યખટપટમાં તેને હઠાવે એવો હતો. અંતે શાહૂ વચ્ચે પડ્યો ને બંને વચ્ચે સમાધાન થયું. આ કરારથી રઘૂજી ભોંસલે બંગાળા, બિહાર, બરાડ અને ઓરિસ્સા સંબંધી સ્વતંત્ર થયો અને હિંદુસ્તાનની ખટપટોમાં દરમ્યાન ન થવાનું તેણે પેશવાને વચન આપ્યું.

**કર્ણાટકનું પ્રકરણ**—વાચકને યાદ હશે કે તાંજોરમાં પણ મરાઠી રાજ્ય હતું. બાળાજીના વખતમાં ત્યાંના રાજા ઉપર નિઝામના કર્ણાટકના નવાબે સવારી કરી તેથી તેણે પોતાના ભાયાત શાહૂની મદદ માંગી; શાહૂએ રઘૂજીને મોકલ્યો. તેણે નવાબના જમાઈ ચંદાસાહેબને કેદ કરી સાતારા મોકલી આપ્યો, ઇ. સ. ૧૭૪૦-૧૭૪૧. ચંદાસાહેબના કુટુંબને

પોંદિચેરિના ફ્રેંચ ગવર્નર દુમાએ આશરો આપ્યો હતો તેથી રઘુજીએ તેના ઉપર પણ ચડાઈ કરી પણ ચતુર ને બાહોશ દુમાએ રંગીલા મરાઠી સરદારને ફ્રેંચ દારૂથી સંતોષી પાછો કાઢ્યો. નિઝામે બીજી વાર કર્ણાટક ઉપર નવાબ અન્વરુદ્દીનને મોકલ્યો. તેથી શાહૂએ ચિમાજી આપ્પાના પુત્ર સદાશિવરાવ ભાઉને કર્ણાટક મોકલ્યો ને તેણે તે તરફનાં નાનાં મોટાં રાજ્યો પાસેથી ખંડણી ઉઘરાવી.

**પેશવા અને હૈદરાબાદ સંસ્થાન**—ઇ. સ. ૧૭૪૮માં નિઝામ મરી ગયો. તે પછી બીજો કર્ણાટક વિગ્રહ થયો. પરિણામે હૈદરાબાદ મુકામે દુપ્લે ને બુસ્સિની વગ ઘણીજ વધી પડી. મુઝફ્ફરજંગ ને પછી સલાબતજંગ દખ્ખણની સુબેદારી ઉપર આવ્યા. તેઓ ફ્રેંચોના પક્ષકારો હતા. આ વખતે નિઝામ અને મરાઠાઓ વચ્ચે વારંવાર યુદ્ધો થતાં કારણ કે દખ્ખણના છ સુબાઓની ચૌથાઈ ને સરદેશમુખીની તકરારો હતો રોજ ચાલુ હતી. પેશવાનો વિચાર એવો હતો કે બુસ્સિને ને ફ્રેંચોને પોતાના પક્ષમાં કે નોકરીમાં લઈ નિઝામીને ડૂબાવવી. પણ બુસ્સિ વફાદાર નોકર હતો તેથી પેશવા આ ખટપટમાં ફાવ્યો નહિ. તેની બીજી ખટપટ એ હતી કે હૈદરાબાદની ગાદી નિઝામના મોટા પુત્ર વઝીર ગ્યાસિઉદ્દીનને અપાવવી. પણ ૧૭૫૨માં તેને ઝેર દઈને મારી નાંખવામાં આવ્યો એટલે આ વિષયમાં પણ બાળાજી ફાવી શક્યો નહિ. હવે તેણે નિઝામના બીજા પુત્ર નિઝામઅલીનો પક્ષ લીધો; પણ ગાદીએ આવી તેણે પણ પોતાના બાપનું ધોરણ પસંદ કર્યું અને તે મરાઠાઓની વિરુદ્ધ વર્તવા લાગ્યો.

**ઉદ્ગીરનું યુદ્ધ**—ઉપર કહ્યું તેમ મરાઠાઓ અને નિઝામ વચ્ચે લડાઈઓ વારંવાર થયાંજ કરતી. મરાઠાઓએ અહમદનગરના કિલ્લેદારને લાંચ આપી તે શહેર સર કર્યું ને પછી સદાશિવરાવ ભાઉએ નિઝામઅલીને ને તેના ભાઈ બસાલતને ઉદ્ગીર આગળ ઇ. સ. ૧૭૬૦ના જાનેવારિમાં સખ્ત હરાવ્યા. નિઝામે લાચાર થઈ મરાઠાઓને રૂ. ૬૨ લાખના ઉત્પન્ન જેટલો પ્રદેશ આપ્યો ને સુલેહ કરી. આ વિજયથી અસીરગઢ, બુર્હાનપુર, દૌલતાબાદ, બિજાપુર ને અહમદનગરના પ્રાંતો મરાઠાઓના કબજામાં આવ્યા.

**બાળાજી અને ગાયકવાડ**—ગુજરાતની ચૌથાઈ માટે પેશવા બાજીરાવ અને ત્ર્યંબકરાવ દાભાડે વચ્ચે ચાલેલી તકરારો વિષે આપણે ઉપર કેટલુંક વિવેચન કરી ગયા છીએ. ડભોઈની લડાઈમાં ત્ર્યંબકરાવ માર્યો ગયો એટલે તેનો ભાઈ સેનાપતિ થયો; પણ તે નમાલો હતો તેથી ગુજરાતમાં પિલાજી ગાયકવાડ ને તેનો પુત્ર દમાજી જોર ઉપર આવતા ગયા. તેમની સાથે પણ જુની તકરારો તો કાયમજ રહી. દાભાડેની મા પ્રતાપી સ્ત્રી હતી. તેણે તારાબાઈ સાથે પેશવા વિરુદ્ધ ખટપટ કરી. દમાજી પોતે દખ્ખણમાં મોટું ગુજરાતી સૈન્ય લઈ ઉતરી પડયો. પણ તેની હાર થવાથી તેણે ગુજરાતની ચૌથાઈ સંબંધી પેશવાના મનનું સમાધાન કર્યું. પેશવાએ પણ ગુજરાતમાંથી મોગલોને નસાડી મૂકવામાં મદદ આપવાનું વચન આપ્યું. આ સમાધાન પછી દમાજી સેનાખાસખેલ થયો ને ગુજરાત ને કાઠિયાવાડમાં મરાઠાઓએ કાયમ કાબુ મેળવ્યો. ઠેઠ સૂધી દમાજી પેશવાનો પરમ મિત્ર થઈ રહ્યો. ઇ. સ. ૧૭૪૮–૫૩.

**આંગ્રેનો પરાજય; પેશવાની ગંભીર ભૂલ**—કોંકણમાં તુળાજી આંગ્રે તારાબાઈ અને રામરાજાનો પક્ષ કરતો હતો તેથી અંગ્રેજોની મદદથી બાળાજીએ તુળાજીનો પરાજય કર્યો, ઇ. સ. ૧૭૫૫. ઇ. સ. ૧૭૫૬માં વૉટસને ને કલાઈવે વિજયદુર્ગ સર કર્યું ને તુળાજીને કેદ કરવામાં આવ્યો. બાજીરાવના વખતમાં મરાઠાઓએ વસઈ કબજે કરી ફિરંગીઓને હરાવ્યા ને હવે તેમણે આંગ્રેને હરાવ્યો તેથી મુંબઈમાં અંગ્રેજો ફાવી ગયા. વીસ વર્ષ પછી તેઓ મુંબઈ ઇલાકામાં રાઘોબાનો પક્ષ લઈ મરાઠાઓ સામે લડયા, એ ઉપર દૃષ્ટિ રાખતાં બાળાજી પેશવાએ આંગ્રેનો નાશ કરવામાં ભૂલજ કરી તે કહેવું બરોબર છે.

**પેશવાઈ માટે બાળાજીના વંશમાં કાયમની સનદ**—શાહૂ અપુત્ર હતો. પેશવાનો એવો વિચાર હતો કે શાહૂ કોલ્હાપુરના રાજા સંભાજીને દત્તક લે ને તેને ગાદીનો વારસ ઠરાવે, કે જેથી બંને રાજ્યો એકત્ર થાય ને તારાબાઈની ખટપટ સમૂળગી ટળી જાય. પણ શાહૂને સંભાજી ગમતો નહોતો. શાહૂની સ્ત્રી સકવારબાઇનો વિચાર મુધોજી ભોંસલેને દત્તક લઈ પેશવાની સત્તાનો નાશ કરવાનો હતો. શાહૂએ ઇ.

સ. ૧૭૪૭માં થોડી વાર તો પેશવાને નોકરીથી ફારક પણ કરેલો, પણ તે જગ્યા કોઈ લઈ શકે તેમ ન હોવાથી ફરીથી તેને પેશવાઈ આપી ને તે હોદ્દો તેના વંશમાં કાયમ રહે એવો બંદોબસ્ત કરવામાં આવ્યો. હવે શાહૂએ તારાબાઈના પુત્ર શિવાજીના પુત્ર રામરાજાને વારસ તરીકે સ્વીકાર્યો. શાહૂ રાજા ઈ. સ. ૧૭૪૯ના ડિસેંબરમાં મરી ગયો.

**શાહૂનો કારભાર**—શાહૂના વખતમાં મરાઠી સત્તા સ્વતંત્ર બની ને ઉત્તર હિંદમાં ફેલાઈ. મોગલ છાવણીમાં રહી તે મોજશોખી થઈ ગયો હતો પણ તે કાંઈ નમાલો નહોતો. હરામખોરોને સજા કરવામાં અને લાયકની યોગ્ય કદર કરવામાં તે કદિ ચૂકતો નહિ. મીરજની સવારી વખતેજ તે લડવા બહાર નીકળેલો પણ તે બીકણ કે આળસુ નહોતો. બધા અમલદારો તેનાથી ડરતા. રાજ્યકારભારમાં તે પૂરતું લક્ષ આપતો. તેનામાં એક પણ દુર્વ્યસન નહોતું. મોગલાઈથી સ્વતંત્ર થવા તે ઇચ્છતો નહિ, કારણ કે ઔરંગઝેબની છાવણીમાં તેનો સારો સત્કાર થએલો—એટલો બધો તે કૃતજ્ઞ હતો. તે જુની પરિસ્થિતિનો નાશ કરવાની વિરુદ્ધ હતો. બ્રાહ્મણો ને બ્રાહ્મણેતરો, બધાને તે એક સરખા ગણતો. કુટુંબીઓ ઉપર તે ઘણીજ પ્રીતિ રાખતો ને અમલદારો, સરદારો, ને પ્રજાને પુત્રવત્ રાખતો. તે ફારસી, સંસ્કૃત ને મરાઠી ભાષાઓ સારી પેઠે જાણતો. સાતારા તેના વખતમાં મોટું વિદ્યાધામ થયું. શાહુએ સાતારા બહાર શાહૂનગરની સ્થાપના કરી. મરાઠી બખ્ખરકારો* તેને "અજાતશત્રુ મહારાજ" કહી ગયા છે.

---

* जशी काशी तसें सातारा पुणें [illegible] झालें. नीति न्यायें करून प्रजाचें पालनपोषन केलें. गरीब अनाथाचे ठायीं बहुत दया करून त्यांचे दुःख परिहार करावें, रयतेंस उपद्रव काही मात्र नाहीं, पर्जन्यवृष्टि यथाकाल होउन पृथ्वीनें धान्यपीक बहुत द्यावें असे सुभिक्ष झालें. એટલે કે, કાશી માફક પૂનાસાતારા વિદ્યાનાં ધામ બન્યાં. (શાહૂએ) નીતિ-ન્યાયથી પ્રજાને પાળી. ગરીબ ને અનાથો ઉપર દયા કરી તેમનું દુઃખ દૂર કર્યું. તેના રાજ્યમાં રૈયતને કશો ઉપદ્રવ નહોતો. મેઘરાજા ઋતુસર આવતા. અનાજ સારૂં નીપજતું. બધે લીલા લ્હેર વર્તી રહ્યાં હતાં.

## બાળાજીનો ઉત્તર કારભાર. ઉત્તર હિંદમાં મરાઠી સત્તાનો

* નોંધ—સને ૧૭૫૦ની સનદનો વહિવટ કરતાં મરાઠાઓ પૂર્વમાં ઠેઠ ગયાની પેલે પાર ને પશ્ચિમમાં ઠેઠ અટક સુધી પહોંચી ગયા હતા ને તેમણે એક વાર તો રોહિલખંડ, દુવાબ અને આખો પંજાબ પણ સર કર્યા હતા.

**વિકાસ, ૧૭૫૦-૧૭૬૧**—દુવાબ, રોહિલખંડ, રજપુતસ્તાન, બંગાળા, બિહાર, ઓરિસ્સા, અને પંજાબમાં મરાઠાઓ કેવી રીતે આગળ આવ્યા ને પછી પાણીપતના સંગ્રામમાં તેઓ કેમ પરાજય પામ્યા તે આપણે મોગલ વિભાગમાં જોયું છે. આ વખતે રાઘોબા, શિંદે ને હોળકરે માર-વાડ ને અંબેરમાં ખટપટ કરી મરાઠાઓ વિરુદ્ધ એક સબળ પક્ષ ઉભો કર્યો તેથી રજપુતો પહેલાં જેમ મોગલો વિરુદ્ધ થઈ ગયા હતા તેમ હવે મરાઠાઓ વિરુદ્ધ થઈ ગયા.

**રામરાજા છત્રપતિ, તારાબાઈ ને પેશવા**—રામરાજાએ બધો કારભાર પેશવાને આપી દીધો તેથી તારાબાઈ નાખુશ થઈ ગઈ. ૧૭૫૦-માં તે વૃદ્ધ પણ ચતુર બાઈએ ચંપાષષ્ઠીને દિવસે રામરાજાને જમવાને બહાને પોતાની પાસે બોલાવી સાતારાના કિલ્લામાં કેદ કર્યો. હવે પેશવા પૂનામાં રહી સ્વતંત્રપણે કારભાર કરવા લાગ્યો. છત્રપતિઓ ઇતિહાસથી અદશ્ય થઇ ગયા અને પેશવાઓજ કુલ સત્તા ઉપર આવી ગયા. તારા-બાઈ પોતે પાણીપતના યુદ્ધ પછી તુરતજ મરી ગઈ. જ્યાં સુધી તે જીવી ત્યાં સુધી પેશવા તરફ તેણે ક્ષમાબુદ્ધિ કદી દર્શાવી નહિ. પાણીપતના પરા-જયથી પણ તે ખિન્ન ન થતાં, ઉલટી હર્ષઘેલી થઈ ગઈ; એટલી તે સ્વાર્થી હતી. બાળાજી ઇ. સ. ૧૭૬૧ના જુનમાં ક્ષયથી મરી ગયો.

**બાળાજીના ગુણદોષ: તેનો કારભાર**—બાળાજી મુત્સદ્દી હતો. બાજીરાવના જેવી તેનામાં સિપાઈગીરી નહોતી. તે માત્ર રાજકીય હેતુ સાધવા માટેજ લશ્કર સાથે રહેતો; લડવા માટે નહિ. હિસાબ, મ્હેસુલ, રાજકરણ, અને ખટપટમાં તે એક્કો હતો. તે વિષયલંપટ હતો પણ તેથી તે રાજકારણથી વિમુખ રહેતો નહિ. તમામ મરાઠી સરદારો તેનાથી ડરતા. તે ઝેરીલો હતો. ઇ. સ. ૧૭૫૦ પછી તે ઉત્તર તરફ ગયોજ નહિ. ઉપરાંત આંગ્રેની કોંકણી સત્તાનો નાશ કરવામાં તેણે મોટી ભૂલ કરી. આ બે અપવાદો બાદ કરતાં રાજકીય પરિસ્થિતિ ઉપર તેનું લક્ષ ઉત્તમ રીતે રહી શકતું. બાળાજીનો વિચાર એવો હતો કે મરાઠાઓએ કાશી, પ્રયાગ, અયોધ્યા, બુદ્ધગયા, હરદ્વાર, વગેરે હિંદુઓનાં પવિત્ર સ્થળોને કબજે લેવો, અયોધ્યાના નવાબ-વઝીરને બિહારમાં કાંઈક હિસ્સો આપવો

અંગ્રેજોને બંગાળામાંથી ને કોંકણમાંથી કાઢી મૂકવા, ને રોહિલ્લાઓનો નાશ કરી પાદશાહને મરાઠી રક્ષણ નીચે લેવો. પણ રાઘોબાની બીન અનુભવી સરદારીથી આ આકાંક્ષા ફળીભૂત થઈ નહિ. બાળાજી પેશવાએ પૂના પાસે પર્વતની ટેકરી ઉપર સારો રાજમહેલ બંધાવ્યો ને પૂનાને મરાઠી રાજ્યની રાજધાની બનાવ્યું. યૂરોપિઅન પદ્ધતિ પ્રમાણે દારૂખાનાનો ઉપયોગ કરવાની તેણેજ શરૂઆત કરી ને મરાઠાઓને તે યુદ્ધકળામાં કેળવણી આપવાની તેણે પહેલ કરી. એ કામમાં તેના પિત્રાઈ સદાશિવરાવ ભાઉએ ઇબ્રાહીમખાં ગાર્દીને નોકરી ઉપર રાખી લીધો. બાળાજીએ મ્હેસુલનો સારો બંદોબસ્ત કરાવ્યો.

**સદાશિવરાવ ભાઉ**—આ વીર પુરૂષ બાજીરાવના ભાઈ ચિમાજી આપ્પાનો પુત્ર થાય. ન્હાની ઉમરે તેણે કર્ણાટકની સવારી કરી ખ્યાતિ મેળવેલી. ઉદ્દગીરના વિજયમાં તે સેનાપતિ હતો. પાણીપતના સંગ્રામમાં તે માર્યો ગયો. ફ્રેંચો ને અંગ્રેજોના તોપખાનાથી તે મુગ્ધ થઈ ગયો હતો ને તેથી ઇબ્રાહીમખાં ગાર્દીની નોકરી તેણેજ નોંધાવેલી. ભાઉ હિસાબના કામકાજમાં ઘણો બાહોશ હતો.

**પાણીપતના યુદ્ધ ઉપર કેટલોક ઉપસંહાર**—પાણીપતના મેદાન ઉપર મરાઠી સૈન્યનો નાશ થયો તેની જવાબદારી માત્ર એક સદાશિવરાવ ભાઉને શિર નહોતી. પ્રથમ, રાઘોબાએ રોહિલખંડ ને પ્રયાગ, વગેરે કબજે કરેલા દેશનો કાંઈ બંદોબસ્ત કર્યો નહિ. બીજું શિંદે ને હોળકર જયપુર ને મારવાડની ખટપટમાં જુદા પડી કામ કરવા લાગ્યા. તેમણે રજપુત રાજાઓને વિરુદ્ધ કર્યાં, તેથી પાણીપત વખતે મરાઠાઓને જાટ સિવાય બીજા હિંદુસ્તાનીઓએ મદદ કરી નહિ. યુદ્ધક્ષેત્ર ઉપર મરાઠાઓ ઉતાવળીઆ ને મરણીઆ થઈ ગયા. આ કારણોથી પાણીપત ઉપર તેમનો પરાજય થયો. છતાં આપણે એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે મરાઠાઓ ખરા હિંદીઓ તરીકે પરદેશી સાથે લડયા, જ્યારે નજીબખાં, શુજા, વગેરે મુસલમાનો શત્રુઓ તરફ, રહી લડયા. પહેલાં એમ માનવામાં આવતું કે પાણીપતની હારથી મરાઠી સત્તાનો નાશ થયો. પણ આ માન્યતા ભૂલભરેલી છે. અલબત, પાણીપતની હારથી થોડાંએક

વર્ષો સુધી મરાઠી સત્તા દુવાબ આગળથી ખસી ગઈ. તેમ છ
રજપુતસ્તાન, માળવા, ગુજરાત ને બુંદેલખંડમાં મરાઠાઓ આગળ
જેવાજ જોરદાર રહ્યા ને માધવરાવ પેશવાના વખતમાં તેઓ પાછા દિલ
ને આગ્રા આગળ પણ વગ ધરાવતા થયા.

**સાર**—નાનાસાહેબ ઊર્ફે બાળાજી બાજીરાવ પેશવાના વખત
મરાઠાઓ માળવા, ગુજરાત, રજપુતસ્તાન, બુંદેલખંડ, બરાડ, ઓરિસ્સ
ને કર્ણાટકમાં સાર્વભૌમ બન્યા; તેઓ દિલ્હી ને રોહિલખંડમાં પગ પેસા
કરવા ગયા; તેથી તેમની વિરુદ્ધ રોહિલ્લા નજીબે ખટપટ કરી; પાદશા
પોતે તેમનો રક્ષિત બન્યો: પરિણામે અબ્દાલી હિંદ ઉપર ચડી આવ્યે
મરાઠાઓ પાણીપતના ક્ષેત્ર ઉપર હારી ગયા. પણ તેથી કાંઈ તેઓ
બળ નરમ પડ્યું નહિ. આ વખતે પેશવાએ પેશવાઈ વંશપરંપરા શા
પાસે લખાવી લીધી. શાહૂનો દત્તક છત્રપતિ રાજારામ નબળો હતો તેથ
બાળાજી રાજ્યનો ધણી થઈ પડ્યો. પાણીપતના અરિષ્ટથી તે ખિન્ન થ
ગયો ને ક્ષયરોગથી ઇ. સ. ૧૭૬૧માં પૂના મુકામે મરી ગયો. બાળા
ચતુર મુત્સદ્દી, હિસાબ વગેરેમાં બાહોશ, પણ વિષયલંપટ હતો.

**પ્રશ્નો**—(૧) બાળાજીની ઉત્તર હિંદની રાજ્યનીતિનો ખ્યાલ આપે
(૨) શિંદે, હોળકર, ગાયકવાડ, વગેરે સરદારો ઉત્તરમાં કેવી રીતે વર્ત્યા
(૩) સદાશિવરાવ ભાઉએ નિઝામશાહીનો કેવી રીતે પરાજય કર્યો
(૪) બાળાજીએ આંગ્રે, ભોંસલે અને ગાયકવાડનું કેવી રીતે સમાધા
કર્યું? (૫) પાણીપતના યુદ્ધનાં કારણો ને પરિણામો જણાવો. (૬
બાળાજીની યોગ્યતા ઉપર તમારો અભિપ્રાય દર્શાવો. (૭) "ઉદ્‌ગીર,"
"ઇબ્રાહીમખાં ગાર્દી," "ભરારી," ને "તુળાજી આંગ્રે" એ ઉપ
ટૂંકી નોંધો લખો.

## પ્રકરણ ૭મું

## મરાઠાઓનો દિગ્વિજય ને કુસંપનો આરંભ અથવા પહેલો માધવરાવ પેશવા, ઇ. સ. ૧૭૬૧–૧૭૭૨.

**માધવરાવ પેશવા. કાકાભત્રીજા વચ્ચે અણબનાવ**—બાળાજી
બાજીરાવ પછી તેનો પુત્ર માધવરાવ પેશવા થયો. એ વખતે તેની ઉમર

માત્ર ૧૬ વર્ષનીજ હતી તેથી તેનો કાકો રઘુનાથરાવ અથવા રાઘોબા દાદાસાહેબ કારભાર કરવા લાગ્યો. રાઘોબાના મનમાં દગો હતો. તેને પોતાનેજ પેશવાઈ જોઈતી હતી. તેથી. તેથી કાકા ભત્રીજા વચ્ચે અણ-બનાવ થયો. રાઘોબા, પેશવાના શત્રુઓ ભોંસલે, નિઝામ, હૈદર સાથે મિત્રતા કરવા પણ તૈયાર થયો. તેણે માધવરાવને ઇ. સ. ૧૭૬૨માં કેદ કર્યો. પણ પેશવા કાકા કરતાં ઘણો ચાલાક હતો. નિઝામ, હૈદર ને ભોંસલેને તેણે મહાત કર્યાં, ઉત્તરના સરદારો શિંદે ને હોળકરને પોતાના પક્ષમાં લીધા ને પછી રાઘોબાને ૧૭૬૮માં હરાવી તેને નાસિક પાસે રહેવા ફરજ પાડી. આ ઘરકંકાસથી માધવરાવ ઉત્તર હિંદમાં ને દખ્ખણમાં પોતાની મનમાનતી બાજી રમી શક્યો નહિ.

**પેશવા ને નિઝામ**—પાણીપતના પરાજયનો ને પેશવાના ઘર કંકાસનો લાભ લઈ નિઝામે ઉદ્ગીરના યુદ્ધનું કલંક કાઢી નાંખવા પ્રયાસ કરવા માંડ્યા. તેણે જાનોજી ભોંસલેને પોતાના પક્ષમાં લીધો પણ ઇ. સ. ૧૭૬૩માં પેશવાએ નિઝામને હરાવ્યો એટલે તેણે સંધિ કરી. રાઘોબાએ પહેલાં સુપ્રત કરેલા બધા પ્રદેશો આપી દીધા ને જાનોજી ભોંસલેનો ને રાઘોબાનો પક્ષ છોડી દીધો. નિઝામ સાથેનો આ કરાર બત્રીસ વર્ષો સુધી ચાલ્યો. પેશવા પણ હવે સ્વતંત્ર થયો.

**પેશવા અને ભોંસલે**—જાનોજી ભોંસલે પેશવા વિરુદ્ધ ઘણી ખટપટ કરતો હતો. તેનો વિચાર એવો હતો કે ભોંસલેઓ શિવાજીના કુટુંબના હોઈ છત્રપતિની ગુમ થએલી સત્તા પોતે ભોગવવી અને પેશ-વાઈનો નાશ કરવો. જાનોજીએ નિઝામને મદદ કરી હતી ને કર્ણાટકની સવારી વખતે તે અલગ રહ્યો હતો તેથી નિઝામે જ્યારે તેના ઉપર ચડાઈ કરી ત્યારે પેશવાએ નિઝામને મદદ કરી ને જાનોજીના મુલક ઉપર સવારી કરી. જાનોજીએ સુલેહ કરી ને સરદાર તરીકે રહેવા કબુલ કર્યું. ઇ. સ. ૧૭૬૧–૬૯.

**માધવરાવ અને હૈદરઅલી**—માધવરાવના વખતમાં હૈદરઅલી જોર ઉપર આવ્યો. તેણે કૃષ્ણા ને તુંગભદ્રાની વચ્ચેના પ્રદેશોને પોતાના કબજામાં લેવાના પ્રયાસો કર્યા. આ પ્રદેશો શહાજીની જાગીરમાં હતા

ને ત્યાં મરાઠી સરદારોની હકુમત ચાલતી. વળી હૈદર રાઘોબાનો પક્ષકાર હતો. તેથી માધવરાવે તેના ઉપર પાંચ સવારીઓ કરી. પહેલી ચાર સવારીઓમાં તે પોતે હાજર હતો પણ પાંચમી સવારીમાં ખરાબ તબીઅતને લઇને તેણે ત્ર્યંબકરાવ મામા પેઠેને કામ સોંપ્યું. આ વખતે પટવર્ધન કુટુંબે પેશવાને ઘણીજ સારી મદદ કરી. લડાઇનો તમામ બોજો લગભગ તેમના ઉપરજ પડતો. પહેલી સવારીમાં (ઇ. સ. ૧૭૬૨) કાંઈ થઈ શક્યું નહિ. બીજી સવારીમાં (ઇ. સ. ૧૭૬૪) પેશવાએ હૈદરને હરાવ્યો ને સાવનુર ને ધારવાડ કબજે કર્યાં. તેથી ઇ. સ. ૧૭૬૫માં હૈદરે સુલેહ કરી, સાવનુર પેશવાને આપ્યું ને રૂ. ૩૨ લાખનો દંડ ભર્યો. ત્રીજી સવારીમાં (ઇ. સ. ૧૭૬૬–૬૭) હૈદરે પેશવાને રૂ. ૩૩ લાખનો દંડ ને કેટલાક મુલક આપ્યાં. પણ હૈદરે કાકાભત્રીજાના કજીઆનો લાભ લઈ ચોથીવાર પેશવાના મુલકો લઈ લીધા તેથી ઇ. સ. ૧૭૬૯માં માધવરાવે ફરી તેના ઉપર ચડાઈ કરી. મરાઠાઓએ હૈદરનો લગભગ તમામ મુલક લઈ લીધો. તેથી ઇ. સ. ૧૭૭૨માં શ્રીરંગપટ્ટણ પાસે તેણે સુલેહ કરી ને મરાઠાઓને શહાજીની બધી જાગીરો પાછી આપી દીધી.

**મરાઠાઓનો દિલ્હીમાં પુનઃ પ્રવેશ ને પાણીપતનું વેર**—મરાઠાઓના પાણીપતના પરાજય પછી દિલ્હી મુકામે જાટ રાજા સુરજમલ્લ ને તેનો પુત્ર જવાહીરસિંહ, ને રોહિલ્લા સરદાર નજીબઉદદૌલા વચ્ચે તકરારો ચાલ્યાં કરતી હતી. ઘર કંકાસથી માધવરાવ ઉત્તર તરફ ધ્યાન આપી શક્યો નહિ પણ કાકાથી સ્વતંત્ર થતાંજ તેણે બાપનું કામ હાથમાં લીધું.

ઇ. સ. ૧૭૬૬માં પેશવાએ રાઘોબાને ઉત્તર તરફ મોકલ્યો તે ખાસ કાંઈ ન કરતાં તુરતજ પાછો આવ્યો. તેથી ઇ. સ. ૧૭૬૯માં પેશવાએ તુકોજી હોળકરને ઉત્તર તરફ રવાના કર્યો. વિસાજી કૃષ્ણ બિનિવાલે ને મહાદજી શિંદે પણ આ સવારીમાં હાજર હતા. તેમણે ભરતપુરની ગાદીની તકરારમાં ભાગ લીધો ને જાટો પાસેથી ખંડણી વસુલ કરી. પછી તેઓએ રોહિલ્લાઓ ઉપર ચડાઈ કરી ને નજીબખાંનો પુત્ર ઝાબિતાખાંને ને ફરુંખાબાદના નવાબને હરાવ્યા ને તેમનો મુલક કબજે કર્યો. ત્યારપછી દિલ્હી

ર કરી ઇ. સ. ૧૭૭૧માં તેમણે અલ્લાહાબાદથી પાદશાહ શાહઆલમને
ાજધાનીમાં પાછો બોલાવી તખ્ત ઉપર બેસાર્યો. આવી રીતે પાણીપત
ખતનું બાકી રહેલું કામ માધવરાવે સમાપ્ત કર્યું.

**માધવરાવ પેશવાનું અકાળ મરણ**—માધવરાવ પેશવા ક્ષયના
ાગથી ૧૭૭૨ના નવ્હેંબરમાં ભરજુવાનીમાં મરી ગયો. તેના મરણથી×
ાણીપતના પરાજય કરતાં પણ મરાઠી સત્તાને વધારે નુકસાન થયું,
ારણ કે શિવાજી પછી મહારાષ્ટ્રમાં તેના જેવો બાહોશ રાજ્યકર્તા કોઈ
ણ થયો નહોતો. કર્ણાટકમાં ને ઉત્તર હિંદમાં તેના બાપ નાનાસાહેબ
ેશવાએ જે કામગીરી નહોતી કરી તે તેણે કરી બતાવી. માધવરાવ
પષ્ટવક્તા, શૂર, પ્રામાણિક, કડક ને કૃતજ્ઞ રાજ્યકર્તા થઈ ગયો. છત્ર-
તિનો તે યોગ્ય બંદોબસ્ત કરવા માંગતો હતો પણ રાઘોબાના વિરોધથી
ે કામ પોતે પાર પાડી શક્યો નહિ. ગાયકવાડ, શિંદે, હોળકર ને
ોંસલેની સરદારીનો પણ તેણે બંદોબસ્ત કર્યો. જો તે વધારે જીવ્યો
ોત તો મરાઠી સત્તા વિશેષ બળવાળી થઈ શકત. તેણે અંગ્રેજો પાસેથી
ંગાળા ને બિહાર, ને મુંબઈનો ટાપુ લેવાનો નિશ્ચય કરી રાખ્યો હતો.
ારમાર, તોપો ને દારૂખાનું બનાવવા માટેનાં કારખાનાંઓ, વગેરે માટે
ેણે બંદોબસ્ત પણ કર્યો હતો પણ પોતે ઝાઝું જીવ્યો નહિ તેથી તે
ધું અપૂર્ણ રહ્યું. માધવરાવે નવાં કુટુંબો ને નવાં માણસોને રાજ્યની
ાકરીમાં રાખ્યાં. નાના ફડનવીસ, અહલ્યાબાઈ, મહાદજી શિંદે, પટવર્ધનો,
ામશાસ્ત્રી પ્રભુણે, વગેરે વિખ્યાત વ્યક્તિઓ તેના અમલમાં પ્રકાશમાં
ાવી શકી. તે ગુણજ્ઞ પેશવા હતો. માધવરાવ ઘણોજ કડક હતો.
ોતાની માને પણ તે કારભારમાં વચ્ચે આવવા દેતો નહિ. મરતી વખતે
સીયતનામું કરી રાઘોબાનો તે બંદોબસ્ત કરતો ગયો પણ દુર્ભાગ્યે દાદાએ
ે પ્રમાણે વર્તવા ના પાડી.§

---

× ગ્રાંટ ડફની જ ઉક્તિ છે. "The plains of Panipat were not more fatal to the Maratha empire than the early end of this excellent prince."

§ એમ કહેવાય છે કે એક વાર રામશાસ્ત્રી માધવરાવ પેશવાને મળવા

**સાર**—માધવરાવ પેશવાએ પહેલાં કાકા રઘુનાથરાવને હરાવી પોતાની સત્તા દૃઢ કરી; પછી તેણે ભોંસલેનો પરાજય કરી મરાઠી સત્તાને મજબુત બનાવી ને નિઝામ ને હૈદરને હરાવી દખ્ખણમાં મરાઠાઓની ગુમ થએલી આબરૂ સંજીવન કરી. ઉત્તરમાં મરાઠાઓએ દિલ્હી જઈ પાદશાહને રક્ષણ આપ્યું અને રોહિલ્લાઓને હરાવ્યા. આવી રીતે ફરીથી મરાઠાઓએ દેશમાં દિગ્વિજય કર્યો. માધવરાવ ક્ષયથી મરી ગયો. તે કડક, લોકપ્રિય, શૂર અને પ્રામાણિક હતો.

**પ્રશ્નો**—(૧) માધવરાવે રાઘોબાને કેમ મહાત કર્યો? હૈદરઅલી ને (૨) મરાઠાઓ વચ્ચેના સંબંધનું વર્ણન આપો. (૩) મરાઠાઓએ ઉત્તર હિંદમાં પુનઃ દિગ્વિજય કર્યો તેનું વર્ણન આપો.

## પ્રકરણ ૮મું

## કુસંપનો ઉદય. પેશવા નારાયણરાવ, ઇ. સ. ૧૭૭૨-૧૭૭૩.

**નારાયણરાવ પેશવા. રાઘોબાનું કારસ્તાન**—માધવરાવ પછી તેનો ભાઈ નારાયણરાવ ૧૭ વર્ષની ઉમરે પેશવા થયો પણ તે સગીર હોવાથી રાજ્યનો કારભાર કાકો રાઘોબા (દાદા સાહેબ) કરવા લાગ્યો. રાઘોબાને પોતાને પેશવા થવું હતું તેથી શરૂઆતમાં તેણે હૈદર ને નિઝામ સાથે સંધિ કરી તેમના બધા મુલકો પાછા આપ્યા. પછી જાનોજી ભોંસલેના મરણને લઈને નાગપુરમાં સરદારી માટે ખટપટ ચાલતી હતી તેમાં રાઘોબાએ મુધોજી ભોંસલેનો પક્ષ લીધો. રાઘોબાનું ફિતુર પકડાઈ ગયું.

ગયા. પેશવા સંધ્યાદિ કર્મમાં રોકાયો હતો તેથી શાસ્ત્રીજી ચાલ્યા ગયા. બીજી વાર મળવા આવતાં તેમણે માધવરાવને સ્પષ્ટ કહી દીધું કે પેશવાઓ બ્રાહ્મણો તો માત્ર જન્મથી છે; કર્મથી તો તેઓ ક્ષત્રિય છે; તેથી સ્નાન સંધ્યાદિ અનુષ્ઠાનમાં તેમણે ઝાઝો વખત કાઢવો જોઇએ નહિ. પેશવાએ આ શિક્ષા શિરસાવંદ્ય ગણી ને તે વખતથી તે પ્રમાણે વર્તવા બંધાયો. જ્યાં આવા રાજપુરૂષો હોય ત્યાંજ રાજ્ય ટકી શકે છે. રામશાસ્ત્રીની કાશીની કારકીર્દી વિષે વાર્તા, જુઓ. આ લેખકનો નાનો ઇતિહાસ.

તેને ફરી કેદ કરવામાં આવ્યો. પરિણામ ઘણુંજ ભયંકર આવ્યું, ઇ. સ. ૧૭૭૨–૭૩.

*__પેશવાનું ખુન__—રાઘોબા ને તેની સ્ત્રી આનંદીબાઈ ખટપટી હતાં. તેઓને કેદથી છુટા થવું હતું. તેમાં ઘણાં નાંમાંકિત માણસોની તેમને મદદ હતી. પૂનામાં શનવારવાડામાં ગાર્દી લોકો (સિપાઈઓ)ના મુખીઓએ તેમને મદદ કરવા બીડું ઝડપ્યું. સંકેત એવો હતો કે રાઘોબાને મુક્ત કરવો ને નારાયણરાવને કેદ કરી દાદાને પેશવા ને મુખ્ય કારભારી બનાવવો. નારાયણરાવ પોતે ઉતાવળીઓ, ઉદ્ધત ને દુર્જન હતો તેથી તેની પેશવાઈ કોઈને ગમતી નહિ. ઇ. સ. ૧૭૭૩માં ગણપતિઉત્સવને છેલ્લે દિવસે ગાર્દી લોકોએ તોફાન કરી શનવારવાડામાં દાખલ થઈ પેશવાને પકડ્યો ને પછી તેને કાકા રાઘોબાની હાજરીમાં મારી નાંખ્યો. રાઘોબા પેશવા બન્યો.

__રાઘોબા પેશવા__—નારાયણરાવના ખુનથી મરાઠી ઇતિહાસ જુદી દિશામાં પ્રવેશ કરે છે. પહેલાં તો પૂનાના મુત્સદ્દીઓએ રાઘોબાને પેશવાઈ આપવા ના પાડી નહિ, કારણ કે પેશવાના કુટુંબમાં મોટો તેજ હતો ને પૂનાનું મંત્રિમંડળ રાજ્યવ્યવસ્થાથી બાળાજીના કુટુંબને તદ્દન વિમુખ કરવા જેટલી હિંમત કરે એમ નહોતું. પણ આ સ્થિતિ માત્ર ત્રણેક માસજ ચાલી. નારાયણરાવની સ્ત્રી ગંગાબાઈ ગર્ભવતી છે એ

---

* ખુનની બાબતમાં પ્રખ્યાત ન્યાયાધીશ રામશાસ્ત્રીએ તપાસ કરી બધો દોષ કાકા રાઘોબા ઉપર મૂકયો. ગ્રાંટ ડફ, ને પારસનીસ ને કિંકેડના કહેવા પ્રમાણે રાઘોબાના પક્ષકારોએ તો પેશવાને પકડવાનો ગાર્દીઓને હુકમ આપેલો પણ રાઘોબાની સ્ત્રી આનંદીબાઈએ કાગળના અક્ષરો ફેરવી નાંખ્યા ને તેથી પેશવાનું ખુન કરવામાં આવ્યું. રા. રા. ગોવિંદ સખારામ સરદેશાઈનો અભિપ્રાય એવો થાય છે કે આનંદીબાઈ આ બાબતમાં નિર્દોષ હતી ને ખરો ફેરફાર ગાર્દીના મુખીઓએજ કર્યો હોય એમ જણાય છે. સરદેશાઈનો અભિપ્રાય વધારે સપ્રમાણ છે. કાગળમાં પેશવાને પકડવો ધરાવે એમ લખેલું. ગાર્દીના મુખીઓએ ધ નો મ કરી દીધો ને 'મારવો' એવો અર્થ કરી પેશવાનું ખુન કર્યું.

ખબર પડતાંજ રાઘોબાની ગેરહાજરીનો લાભ લઈ નાના ફડનવીસ, ત્ર્યંબકરાવ મામા, હરિપંત ફડકે અને સખારામ બાપુ એ ચાર જણાઓએ કારભાર પોતાના હાથમાં લીધો, ગંગાબાઈને નામે અમલ કરવો શરૂ કર્યો ને બાઈને પુરંદર મોકલી આપી. આ ખટપટ વખતે રાઘોબા કર્ણાટકમાં હતો. ખબર પડતાં તે તુરતજ પાછો ફર્યો ને મંત્રિમંડળના લશ્કરને તેણે હરાવ્યું. એ લડાઈમાં ત્ર્યંબકરાવ મામા માર્યો ગયો. પણ દાદાને નાના ફડનવીસ ને તેના સહકારીઓની બીક લાગતી હતી, કારણ કે તેમણે નિઝામને, હૈદરને, ને ભોંસલેને પોતાના પક્ષમાં લીધા હતા. તેથી તે ઉત્તર હિંદ ભાગી ગયો. ત્યાં શિંદેએ ને હોળકરે તેને મદદ આપવા ના પાડી એટલે તે ગુજરાતમાં આવ્યો ને સુરત આગળ તેણે અંગ્રેજો સાથે કરાર કર્યો, માર્ચ, ઇ. સ. ૧૭૭૫.

**સાર**—પેશવા નારાયણરાવનું ખુન§ કાકા રાઘોબાની હાજરીમાં થયું. ત્યાર પછી થોડી મુદત માટે રાઘોબા મુખ્યપદે રહ્યો; પણ મર્હુમ પેશવાની વિધવા ગંગાબાઈએ સવાઈ માધવરાવને જન્મ આપ્યો એટલે નાના ફડનવીસ અને બીજાઓએ કારભાર હાથમાં લીધો. આ કારભારને બારભાઈનો કારભાર કહેવામાં આવે છે. રાઘોબાએ હૈદર ને નિઝામ સાથે ખટપટો કરવા માંડી પણ તેમાં તે ન ફાવ્યો તેથી તેણે અંગ્રેજો સાથે ખટપટ કરવી શરૂ કરી. પહેલા મરાઠી વિગ્રહનો એવી રીતે આરંભ થયો.

**પ્રશ્નો**—(૧) રાઘોબાનું નારાયણરાવ સામે કારસ્તાન થયું તેનો ખ્યાલ આપો. (૨) "બારભાઈ" એટલે?

---

§ નારાયણરાવની મા ગોપિકાબાઈ ઘણીજ બાહોશ ને માનીબાઈ હતી. મોટો પુત્ર વિશ્વાસ પાણીપતમાં ગયો; વચલો માધવરાવ ભરજુવાનીમાં ગયો; સૌથી નાનો નારાયણ ખુનીને હાથે અકાળ મરાયો; તેથી ગોપિકાબાઈ ખિન્ન થઈ સંસારથી નિવૃત્ત થઈ ને નાસીક પાસે પંચવટીમાં રહી ઘેરઘેર ભિક્ષા માંગી પોતાનું જીવન ગાળવા લાગી. મરાઠી ઇતિહાસમાં આવાં આવાં અનેક નરરત્નો ને નારીરત્નો જોવામાં આવે છે. ગુજરાતમાં તેમને વિષે જરા પણ ખબર નથી. શાળાઓમાં તો ક્યાંથી હોય?

# પ્રકરણ ૯મું

## મહારાષ્ટ્રની સત્તાનો અવધિ, અથવા સવાઈ માધવરાવ, ઇ. સ. ૧૭૭૪-૧૭૯૫.

**પેશવા સવાઈ માધવરાવનો જન્મ ને બારભાઈનો કારભાર**—પુરંદર મુકામે મર્હુમ પેશવાની સ્ત્રી ગંગાબાઈએ ઇ. સ. ૧૭૭૪માં પુત્રને જન્મ આપ્યો. તેનું નામ સવાઈ માધવરાવ રાખવામાં આવ્યું. સાતારાના છત્રપતિ રામરાજાએ તે બાળકને ૪૦મે દિવસે પેશવાઈનાં વસ્ત્રો આપ્યાં એટલે પૂનાના મંત્રિમંડળમાં ફરી ઉત્સાહ આવ્યો ને તેમણે નવા પેશવાને નામે કારભાર કરવો શરૂ કર્યો. એ કારભાર બારભાઈના કારભારથી ઓળખાય છે પણ તેનો મુખ્ય પ્રમુખ નાના ફડનવીસજ હતો. તેમાં બાર જણા તો કદિ હતાજ નહિ.

**પહેલો મરાઠી વિગ્રહ**—રઘુનાથરાવે અંગ્રેજોની મદદથી બારભાઈના કારભારને સંગ્રામમાં ઉતાર્યો તે આપણે અંગ્રેજી વિભાગમાં જોઈશું. તે સંગ્રામની સમાપ્તિ સાલબાઈના તહથી થઈ. એ વખતે નાના ફડનવીસ ને મહાદજી શિંદેના પ્રયાસોથી મરાઠાઓ અંગ્રેજોના રક્ષિત થતા બચ્યા.

**નાનાની મુશ્કેલીઓ**—નાના ફડનવીસના કારભારને માત્ર રાઘોબાનો ને અંગ્રેજોનોજ પરાભવ કરવાનો નહોતો. માધવરાવ પેશવાના વખતથી એક કનોજી બ્રાહ્મણ પોતે સદાશિવરાવ ભાઉને નામે બહાર પડ્યો હતો પણ ચોકશી કરી તેને દેહાંતદંડ આપવામાં આવ્યો. હૈદરે રાઘોબાનો પક્ષ લીધો પણ નિઝામને નાનાએ પોતાના પક્ષમાં રાખ્યો ને સખારામ બાપૂ, વગેરે રાઘોબાના પક્ષકારોને કેદ કરી શત્રુપક્ષને નબળો પાડી નાંખ્યો. રાઘોબા પોતે ૧૭૮૩ની આખરમાં મરી ગયો એટલે નાના મુખી થયો.

**નાના ફડનવીસની પૂર્વપીઠિકા**—મરાઠી ઇતિહાસના ઉત્તરાર્દ્ધ ભાગમાં ત્રીસ વર્ષ સુધી નાના ફડનવીસ રાજ્યતંત્રનો મુખ્ય ચાલક હતો એમ કહીએ તો કશી અતિશયોક્તિ નથી. આ પુરુષનું ખરૂં નામ બાળાજી જનાર્દન ભાનુ હતું ને તેનો જન્મ ઇ. સ. ૧૭૪૧માં થયો હતો. ભાનુ કુટુંબનો ને પેશવાના કુટુંબનો સંબંધ વંશાનુગત હોવાથી પહેલેથીજ

નાનાસાહેબને પેશ્વાના ત્રણેય ને મુખ્યત્વે પહેલા બે પુત્રો સાથે સારી પેઠે પરિચય હતો. કર્ણાટકની સવારીમાં ને પાણીપતની લડાઈમાં તે હાજર હતો. માધવરાવ પેશવાએ તેને ફડનીસી આપી ને જ્યારે પેશવા કર્ણાટક ગયો ત્યારે બધો કારભાર નાનાને સોંપતો ગયો. પણ ઠીક ન પડતાં નાનાએ તે જગ્યા છોડી દીધી. માધવરાવે તેને પોતાના મરણ સમયે વિશ્વાસમાં લીધો. ત્યારથી નારાયણરાવના વખતમાં ને તે પેશવાના ખુન પછી ઇ. સ. ૧૭૮૨ સૂધી, નાનાએ મરાઠી સત્તાને કેવી રીતે બચાવી તે ઉપર જણાવવામાં આવ્યું છે.

**ટિપુ સુલતાન ને નાના**—નાનાએ ઇ. સ. ૧૭૮૫માં ટિપુ ઉપર લશ્કર મોકલ્યું, કારણકે તેણે એક મરાઠી સરદાર ઉપર ચડાઈ કરી હતી. નિઝામે આ વખતે મરાઠાઓને મદદ કરી. ટિપુ હારી ગયો એટલે તેણે મરાઠાઓને કેટલોક મુલક આપ્યો ને રૂા. ૩૦ લાખનો દંડ ભર્યો. ઇ. સ. ૧૭૯૦માં લૉર્ડ કૉર્નવૉલિસે ટિપુ સામે લડાઈ જાહેર કરી ત્યારે નાનાએ અંગ્રેજોની મદદે લશ્કરો મોકલ્યાં ને ઇ. સ. ૧૭૯૩માં સુલેહ થઈ ત્યારે ટિપુએ મરાઠાઓને કૃષ્ણા ને તુંગભદ્રા વચ્ચેનો કેટલોક મુલક આપ્યો. આ વખતે મહાદજી શિંદે ઉદયમાં આવ્યો.

**મહાદજી શિંદેનો ઉદય**—રાણોજી શિંદે ઇ. સ. ૧૭૫૦માં મરી ગયો. તેના ત્રણ પુત્રો ને એક પૌત્ર પાણીપતની સવારીમાં ખપી ગયા અને ચોથો પુત્ર નાગોરના ઘેરા વખતે મરાયો. માત્ર એકજ પુત્ર મહાદજી (જન્મ લગભગ, ૧૭૨૧), શિંદે પાણીપતના મેદાનમાંથી ઘાયલ થઈ બચી ગયો, નહિતર શિંદેનું કુટુંબ નિર્વંશ જાત. પાણીપત પછી મહાદજી થોડા વખત માટે ઉત્તરમાંજ રહ્યો. રાઘોબા તેની વિરુદ્ધ હતો ને સરદારીનો હક્ક તેને આપતો નહોતો, એટલે તેણે માધવરાવ પેશવાનો પક્ષ લીધો. જ્યારે માધવરાવ દાદાથી સ્વતંત્ર થયો ત્યારે તેણે મહાદજીને શિંદેની સરદારીનો વારસ બનાવ્યો. દાદા રાઘોબા ને વિસાજી કૃષ્ણ સાથે તે ઉત્તર હિંદની સવારી વખતે હાજર હતો. ત્યાર પછી વાડગાંવના તહમાં તેણે અંગ્રેજોને બાંહેધરી આપી એટલે હેસ્ટિંગ્સને તેના ઉપર પક્ષપાત થયો. ઇ. સ. ૧૭૮૨માં સાલબાઈનો કરાર થયો ત્યારે મહાદજી શિંદે મુખ્ય મરાઠ

સરદાર ને મુત્સદ્દી તરીકે આગળ આવ્યો. પેશવાના ઉત્તર હિંદના તમામ હક્કોની જવાબદારી તેના ઉપર આવી. આ વેળા અંગ્રેજ તોપખાનું ને કવાયતી લશ્કર જોઈ તેણે દબૉયન ને પેરૉ નામના બે ફ્રેંચ અમલદારોને નોકરીમાં રાખી પશ્ચિમની ઢબ મુજબ મોટું લશ્કર તૈયાર કર્યું.

**ઉત્તર હિંદમાં શિંદેની અજબ કામગીરી**—નાના, દક્ષિણમાં બાળ પેશવાનો કારભાર કરતો હતો ત્યારે મહાદજી શિંદે હિંદુસ્તાનમાં રહી દિલ્હી ને આગ્રા મુકામે સ્વામિસેવા કરતો હતો. નારાયણરાવ પેશવાના ખુન પછી દુવાબ કે અંતર્વેદીમાંથી તમામ મરાઠી થાણાંને શત્રુઓએ ઉઠાડી મૂક્યાં. પાદશાહ પાસે પણ મરાઠી પક્ષનો તદ્દન નાશ થઇ ગયો અને અંગ્રેજોના પક્ષપાતી અફ્રસયબખાં ને તેના સાથીદારોનું જોર વધી ગયું. મહાદજીએ તેમના શત્રુઓને મદદ આપીને ઇ. સ. ૧૭૮૪માં ફરીથી પાદશાહ આગળ મરાઠી સત્તા સ્થાપી. પાદશાહે પેશવાને વકિલ-ઇ-મુતાલિક ને શિંદેને નાઇબ વકીલ બનાવ્યા. મહાદજીને આગ્રા ને દિલ્હીના પ્રાંતો શાહઆલમે લશ્કરના ખર્ચ પેટે માંડી આપ્યા ને આખા મહારાજ્યમાં ગોવધ વિરુદ્ધ ફરમાન કાઢી આપ્યું. હવે શિંદેએ રજપુતો પાસે ખંડણી ઉઘરાવવા માંડી તેથી તેઓ તેની સામા થયા, ઇ. સ. ૧૭૮૭માં લાલસોટ આગળ તે હારી ગયો. દરમ્યાન રોહિલ્લા સરદાર ઝબિતાખાંના પુત્ર ગુલામ કાદિરે શાહઆલમને પોતાના કબજામાં લીધો ને તેની આંખો ફોડી નાંખી; પણ મહાદજીએ ઇ. સ. ૧૭૮૯માં આ ક્રૂર સરદારને નસાડી મૂક્યો ને ગરીબ પાદશાહને મુસલમાન સરદારોના જુલમોથી બચાવ્યો. ત્યાર પછી શિંદેએ ફ્રેંચ દબૉયનની મદદથી જયપુર ને જોધપુરનાં સંસ્થાનોને હરાવ્યાં ને ત્રીજી વાર મરાઠાઓ હિંદુસ્તાનમાં પાદશાહની રાજધાનીમાં દાખલ થઈ તેને નામે અમલ કરતા થયા. પાણીપતનું વેર બીજી વાર વસુલ થયું.

**મહાદજી અને નાના**—મહાદજી સાલબાઈના કરાર પછી સ્વતંત્ર વર્તે છે એમ નાનાને સંશય પડતો હતો. તેણે તુકોજી, હોળકર, વગેરે મરાઠા સરદારોને ઉત્તર તરફ રવાના કર્યા. મહાદજીની સત્તા ઘણીજ વધી ગઈ હતી. શંકાશીલ નાના ઘણોજ ડરવા લાગ્યો. નિયમ મુજબ નાના મહાદજી પાસે ઉત્તરના કારભારનો હિસાબ માંગતો. શિંદે તેને ગણકારતો

જ નહોતો. નાનાને એમ લાગ્યું કે શિંદે પેશવાને કાઢી મૂકી છત્રપતિના અમલની પુનઃસ્થાપના કરી તેને નામે કારભાર ચલાવે પણ ખરો. આ વખતે શિંદે ને હોળકરનાં લશ્કરોની વચ્ચે યુદ્ધ થતાં હોળકર હારી ગયો. ઇ. સ. ૧૭૯૨. મહાદજી દખ્ખણમાં હતો તેથી નાના ગભરાયો. પણ છેવટે યુવાન્ પેશવા સવાઈ માધવરાવે વચમાં પડી સમાધાન કર્યું. તેણે કહ્યું કે તમો બંને તો મારા રાજ્યના સરખા સ્તંભરૂપ છો.

**પૂનાનો ભવ્ય સમારંભ**—વકીલ-ઈ-મુતાલિકનો પોશાક લઈ શિંદે ઇ. સ. ૧૭૯૨માં લશ્કર સાથે પૂના આવ્યો ને ભર દરબારમાં પેશવાએ પાદશાહના પોશાકનો ને તેણે આપેલા ખીતાબનો સાતારાના છત્રપતિની રજા મેળવી સ્વીકાર કર્યો. આવો ભવ્ય સમારંભ પૂનામાં કદિ પણ ઉજવાયો નહોતો. યુવાન્ પેશવા દિઙ્મૂઢજ થઈ ગયો.

**મહાદજીનું મૃત્યુ**—આ બધી હકીકતથી નાનાનો ગભરાટ તો વધી પડ્યો. પણ ઇ. સ. ૧૭૯૪માં શિંદે વનૌલી મુકામે મરી ગયો. તેના ભત્રીજા આણંદરાવનો પુત્ર દૌલતરાવ સરદારી ઉપર આવ્યો. પૂનાના તંત્રમાં વળી મોટા ફેરફારો થયા.

**મહાદજીની યોગ્યતા**—મહાદજી મોટો પુરૂષ થઈ ગયો. તે નાના સાહેબ પેશવા અને માધવરાવ પેશવાને પગલે ચાલનારો હતો. તેણે હિંદમાં એ બંને પેશવાઓનું કાર્ય પાર ઉતાર્યું. પશ્ચિમની વિદ્યા મુજબ હિંદીઓને યુદ્ધની તાલીમ આપવામાં પણ તેણે તેમનુંજ અનુકરણ કર્યું હતું. નાના સિપાઈગીરી કરી શકે એવો નહોતો; પેશવા સગીર વયનો હતો; તેથી મહાદજીએ ઉત્તરમાં મરાઠી સત્તાનો વિકાસ કર્યો. અંગ્રેજોના દરેક ધોરણથી તે વાકેફગાર હતો ને તેમના વિરુદ્ધજ તેણે પાદશાહનો પક્ષ લીધો હતો. અંગ્રેજોએ તેના માર્ગમાં ઝાઝાં વિઘ્નો નાંખ્યાં નહિ. મહાદજી દેવાદાર મરી ગયો. તે બહાદુર સિપાઈ ને સરદાર હતો. મહાદજીનું મન સમજી શકવા કોઈ પણ સમર્થ નહોતું. રાજકારણમાં તે નાનાથી પણ ચડી જતો. તે કદિ પોતાનો મિજાજ ખોતો નહિ. સ્વભાવે તે ઘણો આનંદી હતો. તે દેશકાળ પ્રમાણે વર્તતો. બધા લોકો તેને ચાહતા. મહાદજી હિસાબી કામકાજમાં કુશળ નહોતો. તે કારભાર પણ કરી

શકતો નહિ. તેના લશ્કરમાં કે રાજ્યમાં કોઈ વ્યવસ્થા નહોતી ને હમેશાં તે નાણાંભીડમાં રહેતો.

**ખર્ડાની લડાઈ**—ત્રીસ વર્ષો થયાં નિઝામ ને મરાઠાઓ વચ્ચે સુલેહ રહી હતી પણ બંનેના હિસાબ બાબતની તકરાર તો ચાલુજ હતી. એક વાર નિઝામના દિવાને ભર દરબારમાં નાનાના નામને ઉદ્દેશીને અક્ષમ્ય અપમાન કર્યું તેથી બંને વચ્ચે લડાઈ થઈ. નાનાએ બધા મરાઠી સરદારોને મદદે બોલાવ્યા, ઇ. સ. ૧૭૯૫માં નિઝામ ખર્ડા આગળ સખ્ત હાર ખાઈ બેઠો. તેણે રૂ. ત્રણ કરોડનો દંડ ભર્યો ને ભોંસલેને ને પેશવાને મોટો મુલક કાઢી આપ્યો. આ લડાઈથી ને શિંદેના ઉત્તરના દિગ્વિજયથી મરાઠી સત્તા અવધિએ આવી ગઈ. પણ એ અવધિજ તેના અંતનો સમારંભ ગણી શકાય.

**પેશવાનું મૃત્યુ**—યુવાન્ પેશવાની કેળવણી માટે નાનાએ ઘણો પરિશ્રમ કરી વ્યવસ્થા રાખી હતી પણ તે તેના બાપના જેવો ઉદ્ધત ને અવિચારી હતો.* વળી તે પણ ક્ષયની બીમારીથી પીડાતો હતો. રાઘોબાના પુત્ર બાજીરાવ સાથે તેને મિત્રતા થઈ હતી. નાનાને આ વાત પસંદ નહોતી. પેશવાને ગંભીર ને વૃદ્ધ નાનાની કામગીરી માફક આવતી નહોતી. ઇ. સ. ૧૭૯૫માં મહેલની અગાશીમાંથી મૂર્છા આવતાં તે પડી ગયો ને ત્રણ દિવસ પછી મરી ગયો. સવાઈ માધવરાવના મૃત્યુથી પેશવાઈ માટે વળી ખટપટ શરૂ થઈ ને ફરી અંગ્રેજો વચમાં આવ્યા. મરાઠી સત્તા નબળી હતી તેથી આ વાર તેઓ ફાવી ગયા.

**અહલ્યાબાઈ**— મલ્હારરાવ હોળકર ૭૨ વર્ષની વૃદ્ધ ઉમરે ઇ. સ. ૧૭૬૫માં મરી ગયો. તેનો પુત્ર ખંડેરાવ કુંભેરના ઘેરામાં માર્યો ગયો. તે વિધવા અહલ્યાબાઈ, એક પુત્ર ને પુત્રી મૂકતો ગયો હતો. મલ્હારરાવના મરણ પછી અહલ્યાબાઈ, પુત્રને નામે અમલ કરવા લાગી પણ પુત્ર માલેરાવ ગુજરી જતાં તેણે તુકોજીરાવ હોળકરને દત્તક લીધો, તેને સરદારી આપી ને

---

***બીજાં પુસ્તકોમાં સવાઈ માધવરાવ પેશવાના ચારિત્રની સ્તુતિ કરવામાં આવી છે. રા. સરદેશાઇની હસ્તલિખિત પ્રતમાં આ બાબતનો વીગતવાર પુરાવા સહિત ઈનકાર કરવામાં આવ્યો છે ને તેજ વિચાર અહીં દાખલ કરવામાં આવ્યો છે.વિશેષ (મરાઠી) રત્નાકરનો ૧૯૨૫ના ઑકટોબર માસના અંકનો લેખ વાંચવો.**

પોતે વહિવટ કરવા લાગી. અહલ્યાબાઈ ને મહાદજી શિંદે લગભગ સરખી ઉમરનાં થાય. વિધવા ને મરાઠા છતાં તે બાઈ ખુલ્લે મોઢે સફેદ વસ્ત્રમાં સજ્જ થઇ દરબાર ભરતી. તે સતી ને સાધ્વી તરીકે આખા હિંદુસ્તાનમાં હજી પણ પૂજાય છે. મહાદજી, ત્રણે પેશવાઓ, નાના, ભોંસલે, ને હૈદર ને ટિપુ સુલતાન પણ તેના તરફ પૂજ્યભાવ રાખતા. આ સાધ્વી સ્ત્રીએ ઘણી બાહોશીથી કારભાર કર્યો. રાજ્યમાં રહેતા ભીલોને તેણે કડક શિક્ષા કરી સુધાર્યા. પેશવા તરફ તે વફાદાર હતી. તેણે ઈંદોર શહેરને સારી રીતે સમૃદ્ધ કર્યું. કોઈ પણ દેશના ઇતિહાસમાં આવી સતી સાધ્વી સ્ત્રી હજુ સુધી રાજ્યકારભાર ઉપર જોવામાં આવી નથી. ઇ. સ. ૧૭૯૫માં તે મરી ગઈ.

**તુકોજી હોળકર**—અહલ્યાબાઇનો દત્તક તુકોજી હોળકર સરદારી કરતો. તે બાહોશ સિપાઇ હતો. હિંદુસ્તાનના રાજકારણમાં તેણે મલ્હારરાવનું ધોરણ સ્વીકારી રોહિલ્લાઓનો પક્ષ કર્યો તેથી શિંદે ને પેશવા મુશ્કેલીમાં આવ્યા. એકંદર તેણે વફાદારીથી કામ કરેલું. તે ઇ. સ. ૧૭૯૭માં મરી ગયો.

**મરાઠી સત્તાનું દુર્ભાગ્ય**—આવી રીતે ચાર પાંચ વર્ષોમાં રાજ્યના સ્તંભરૂપ મોટી મોટી વ્યક્તિઓ રંગભૂમિ ઉપરથી અદ્રશ્ય થઈ ગઈ. નાના પણ ઇ. સ. ૧૮૦૦માં મરી ગયો ને જેમ ખ્રિસ્ત સૈકો ખલાસ થયો તેમ મરાઠી રાજ્યના નાટકનો પણ પડદો પડયો.

**સાર**—બારભાઇના કારભાર પછી ધીમે ધીમે નાનાનું જોર વધી પડયું ને તે મરાઠી સામ્રાજ્યનો મુખી થયો. તેણે પહેલા મરાઠી વિગ્રહમાં અંગ્રેજોને ફાવવા દીધા નહિ; હૈદરને ને ટિપુને તેણે હરાવ્યા, અને નિઝામને ખર્ડા પાસે હરાવી મોટા પ્રાંતો સર કર્યા. સાલબાઇના તહથી પહેલા મરાઠી વિગ્રહનો અંત આવ્યો.

ઉત્તરમાં મહાદજી શિંદેએ રજપુત રાજાઓ ને પાદશાહ ઉપર પોતાની સત્તા બેસાડી અને પેશવાને તેણે શાહઆલમ પાસેથી ભભકાદાર ઇલ્કાબો અપાવ્યા. નાના ને શિંદે વચ્ચે પ્રતિસ્પર્ધા ચાલતી. નાના, શિંદેના મનને બરોબર સમજી શકતો નહિ. સાધ્વી અહલ્યાબાઈ આ વખતે ઈંદોર મુકામે રાજ્ય કરતી હતી. તેના જેવી રાજ્ય કરવાવાળી સ્ત્રી દુનિયાના ઇતિહાસમાં પણ મળવી દુર્લભ છે.

સવાઈ માધવરાવ ક્ષયરોગથી મરી ગયો. તે ખરાબ રાજ્યકર્તા નીવડત.

**પ્રશ્નો**—(૧) પહેલા મરાઠી વિગ્રહનાં કારણો ને પરિણામો જણાવો. (૨) મહાદજી શિંદેની કામગીરી ને તેના ગુણદોષ કહો. (૩) નાનાની પૂર્વપીઠિકા લખો; તેણે મરાઠી સત્તાનું રક્ષણ કેવી રીતે કર્યું? (૪) અહલ્યાબાઈ વિષે જે જાણતા હો તે લખો. (૫) ટિપુ ને મરાઠાઓ વચ્ચેનો સંબંધ જણાવો.

## પ્રકરણ ૧૦મું

## મરાઠાઓનો પરાજય ને અસ્ત.

**બીજો બાજીરાવ પેશવા**—બીજો બાજીરાવ પેશવા રાઘોબાનો ને આનંદીબાઈનો પુત્ર થાય. ન્હાનપણથી તે કેદી તરીકે રહ્યો હતો. સંસ્કૃતમાં, ધનુર્વિદ્યામાં, અશ્વવિદ્યામાં ને તરવારની બાજી રમવામાં તે એક્કો હતો. તેના જેવા મિષ્ટભાષી બહુ ઓછા હશે. પણ તે ખટપટી, ટૂંક નજરનો, લંપટ, તુચ્છ ને બીકણ હતો. આ અવગુણોથી તેણે પોતાની પ્રજાની સ્વતંત્રતાનો નાશ કર્યો ને દખ્ખણમાં કંપનિના રાજ્યને પેસવા દીધું.



બીજો બાજીરાવ પેશવા

**બાજીરાવ અને નાના**—નાના પ્રથમ તો બાજીરાવ વિરુદ્ધ હતો પણ જ્યારે દૌલતરાવે બાજીરાવને કેદ કર્યો ને તેના નાનાભાઈને પેશવા બનાવ્યો ત્યારે નાનાએ ખટપટ કરી આ યોજનાને ભાંગી નાંખી. બાજીરાવ ઈ. સ. ૧૭૯૬માં પેશવાઈ ઉપર આવ્યો. પણ તુરતજ બંને વચ્ચે અણબનાવ થયો. બાજીરાવે શિંદેની મદદથી નાનાને કેદ કરાવ્યો. પછી તેણે શિંદે વિરુદ્ધ ખટપટ કરવા માંડી તેથી દૌલતરાવે નાનાને મુક્ત કર્યો. છુટકારા પછી નાનાએ માત્ર થોડોજ કાળ સત્તા ભોગવી. ઈ. સ. ૧૮૦૦માં તે મરી ગયો.

**નાનાની યોગ્યતા**—આવી રીતે આ મહાન્ પુરુષનો અંત આવ્યો. નાનાનો સ્વભાવ એકદમ તપી જતો. તે ભાગ્યેજ પોતાથી હલકાં દરજ્જાના માણસો સાથે છુટથી મળતો. તે ઘણું થોડું બોલતો. લોકો તેની પાસે એકદમ જઈ શકતા નહિ. તેના વિશ્વાસુ માણસો પણ તેનાથી છેટે રહેતા. તે પાપભીરુ હતો. બીજાની નબળાઈનો તે લાભ લેતાં અચકાતો ને પોતાનું વચન હમેશાં પાળતો. વીસ વાર તો તેની જિંદગી લેવાના પ્રપંચો કરવામાં આવ્યા હતા. તે ઘણા જાસુસો રાખતો. નાના એમ ધારતો કે પોતાના વિના રાજ્ય કદિ ચાલશે નહિ. હજુ હિંદનું રાજ્યતંત્ર પૂનાથી ચાલવું જોઈએ એમ એ ધારતો. ઉત્તર હિંદ તરફ તેણે દુર્લક્ષ આપ્યું. નાના, મહાદજીની રાજ્યનીતિને કદિ સમજી શકયો નહિ. પેશવાનો ફડનીસ છતાં તેણે આખા



નાના ફડનવીસ

રાજ્યની સત્તા પોતાના હાથમાં લઈ લીધી. તેથી બીજા લોકો નાખુશ થયા. અપરાધ તે કદિ ભૂલી જતો નહિ. પેશવાના લશ્કર માટે તેણે કાંઈ કર્યું નહિ. અંગ્રેજો જેવા સમર્થ લોકો સાથે પેશવાઓને હવે હરીફાઈ કરવી પડશે, તે નાના સારી પેઠે સમજતો હતો છતાં તે માટે તેણે ખાસ ઉપાયો લીધા નહિ. ટૂંકામાં તે નવા જમાનાને ઓળખી શકયો નહિ. નાનાનું જીવન ઘણુંજ નિયમિત હતું. નાનો યુદ્ધ કરી જાણતો નહિ, નહિતર બાજીરાવને તે માંકડની માફક ચોળી નાંખત. તે બીકણ પણ ઉદાર, ધર્મનિષ્ઠ, વિદ્વાન્, કરકસરીઓ, દીર્ઘદૃષ્ટિવાળો, રાજકારણમાં ચતુર, ને મુશ્કેલીઓને દૂર કરવા યોગ્ય ઉપાયો લેવામાં ઘણોજ ચાલાક

હતો. નાના હિસાબી કામકાજમાં ઘણોજ બાહોશ હતો. તેની પાસે અઢળક ધન હતું તેથી તેને લોકો "નવકોટ નારાયણ" કહેતા. અંગ્રેજો પૂનામાં સત્તાવાન્ થાય તેથી તે વિરુદ્ધ હતો. તે જીવ્યો ત્યાંસૂધી કોઈ પણ એક લશ્કરી પક્ષ પૂનામાં સત્તા ઉપર આવી શક્યો નહિ. નાનાને સ્ત્રીજાતિ ઉપર બહુ મોહ હતો. તે એકંદર નવ સ્ત્રીઓ પરણ્યો હતો. સત્તાનો પણ તે લોભી હતો. ઉત્સાહી યુવકોને તે આગળ કરતાં ડરતો તેથીજ છેવટે તે સત્તા ખોઈ બેઠો. વસ્તુતઃ તે નસીબ સામેજ લડતો હતો કારણ કે મહાદજી શિંદે, અહલ્યાબાઈ, તુકોજી હોળકર, ને હરિપંત ફડકે જેવી વૃદ્ધ ને બાહોશ વ્યક્તિઓ મરણના પાશમાં સપડાઈ ગઈ હતી. બાજીરાવ જેવા યુવકો નાનાના ડહાપણને હસતા. નાના મરાઠી રાજ્યના સાડા ત્રણ શાણા પુરુષોમાંનો એક મુત્સદ્દી હતો.

**બાજીરાવ, જશવંતરાવ હોળકર ને વસઈનો કરાર**—નાનાના મૃત્યુ પછી બાજીરાવ પોતાના સરદારો સાથે તકરારો કરવાને દૌલતરાવ શિંદેનું જોર ઓછું કરવા પ્રયત્ન કરવા લાગ્યો ને દૌલતરાવ ને જશવંતરાવ હોળકરની પરસ્પર તકરારમાં તે દરમ્યાન થયો. વિઠોજી હોળકરને તેણે મારી નંખાવ્યો, જશવંતરાવની જાગીરો ખાલસા કરી, તેના ભત્રીજા ખંડેરાવને નજરકેદ રાખ્યો ને તેથી જશવંતરાવને દખ્ખણ આવવા ફરજ પાડી. પૂના આગળ ઇ. સ. ૧૮૦૨માં જશવંતે દૌલતના સૈન્યને હરાવ્યું, રાઘોબાના દત્તક અમૃતરાવને કારભારી બનાવ્યો ને તેના પુત્રને પેશવાઈ આપી, આ કારણથી બાજીરાવે વસઈ મુકામે ૧૮૦૨ના છેલ્લા દિવસે અંગ્રેજો સાથે કરાર કર્યો.

**ઈતિશ્રી**—વસઈ પછી મરાઠાઓની સત્તાનો સ્વતંત્ર ઇતિહાસ સમાપ્ત થાય છે. બાજીરાવ ૧૮૧૮માં ગાદી ખોઈ બેઠો ને બિથુર ગયો ને તેણે ત્યાંજ પોતાની જીંદગી પૂરી કરી.

**સિંહાવલોકન**—આવી રીતે શિવાજીએ ને પેશવાઓએ ઉભું કરેલું સામ્રાજ્ય હિંદના ઇતિહાસના પટ ઉપરથી વિલુપ્ત થઈ ગયું. મરાઠી સત્તાના ઉદય વખતે પ્રાચીન આર્ય સંસ્કૃતિ પ્રમાણે રાજ્ય ને સમાજની વ્યવસ્થા કરવામાં આવી હતી પણ પાછળથી જેમ જેમ મરાઠાઓ મુસ-

લમાનોના સંબંધમાં વધારે ને વધારે આવતા ગયા તેમ તેમ તેમણે તે વ્યવસ્થામાં મુસલમાની પરિભાષા વગેરે દાખલ કર્યાં. હિંદના ઇતિહાસમાં દખ્ખણના લોકોએ ઉત્તરમાં સામ્રાજ્ય ભોગવ્યાનો પહેલો દાખલો મરાઠાઓનોજ છે. ખુદ મહારાષ્ટ્રમાં મરાઠાઓનું તંત્ર સારૂં ચાલતું; લોકો સુખી હતા, દેશનું નાણું મહારાષ્ટ્રમાં તણાઈ આવતું; મરાઠી પ્રજામાં સિપાઇગીરી, મુત્સદ્દીગીરી ને વહીવટ કરવાની શક્તિ આ વખતે સારી રીતે વિકાસ પામી. પણ મરાઠાઓ મહારાષ્ટ્ર બહાર બીજા લોકો સાથે સંકોચથી રહેતા; તેમના પ્રાંતિકપણાથી તેમની સત્તાને વાંધો આવ્યો ને રજપુતો, મુસલમાનો, વગેરે બધા સાથે તેઓ ઘણાજ અપ્રિય થઈ પડ્યા. યુદ્ધકળામાં તેઓ અંગ્રેજોથી ઉતરતા હતા તેથી તેમની સાથે લડતાં તેઓ હારી ગયા. મરાઠાઓને મહારાષ્ટ્ર બહાર રાજ્યતંત્ર ચલાવતાં આવડ્યું નહિ. તેઓએ પોતાના સામ્રાજ્યમાં રસ્તાઓ, ભૂગોળ, કેળવણી, વિજ્ઞાન, નહેરકામો, કળાવિદ્યાનો, વેપાર, વગેરે તરફ જરાપણ લક્ષ આપ્યું નહિ. આ બાબતમાં તેઓ મોગલો ને અંગ્રેજોથી ઉતરે છે. મુંબઇમાં ને કલકત્તામાં અંગ્રેજ સરકાર આ વિષયો પર ખાસ લક્ષ આપતી હતી, તે મરાઠાઓએ કદિ વિચાર્યું નહિ. તેઓ મોગલો સામે ફાવ્યા પણ અંગ્રેજો સામે હટી ગયા. નાણાંનો વહીવટ કરવામાં મરાઠાઓ કેવળ નિષ્ફળ ગયા. મરાઠી સત્તા વિષે એક સારી બાબત ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે. મરાઠી રાજાઓ જુલ્મી કે ક્રૂર નહોતા. રાઘોબાએ એટલી એટલી ખટપટ કરી છતાં તેનો કે તેના કોઈ કુટુંબીનો એક વાળ પણ વાંકો થવા પામ્યો નહિ. મોગલ પાદશાહો પોતાનાજ કુટુંબીઓનાં ખુન કરતા. મરાઠી રાજ્યકર્તાઓમાં આ દોષ જરાય જોવામાં આવતો નથી. મહારાષ્ટ્રમાં બ્રાહ્મણ, બ્રાહ્મણેતર, ચિત્પાવન, કર્હાડા, દેશસ્થ, એ પક્ષો વચ્ચે હમેશાં ખટપટો ચાલતી. મરાઠી સત્તા પ્રજાકીય સત્તા કહી શકાય નહિ. મહારાષ્ટ્રનાં ઘણાં વગવાળાં કુટુંબો શત્રુઓ સાથે ભળી જતાં. છત્રપતિઓ ને પેશવાઓ સંસ્કૃત ને મરાઠી સાહિત્યને ખાસ ઉત્તેજન આપતા ને વેદ વગેરેનો અભ્યાસ મહારાષ્ટ્રમાં આ વેળા સારી રીતે થતો. અંગ્રેજો પહેલાં આખા હિંદની લગામ પોતાના હાથમાં હતી તે વાત સ્વાભાવિક રીતે મહારાષ્ટ્રના લોકો કદિ ભૂલી જશે નહિ. મહા-

રાષ્ટ્રનો સાંપ્રત રાષ્ટ્રિય પક્ષ આ લાગણીમાંથી ઉદ્ભવ પામ્યો છે. મરાઠી સામ્રાજ્યને લઈને હજુ પણ ગુજરાત, માળવા ને મધ્ય હિંદુસ્તાનમાં કેટલાંક મરાઠી રાજ્યો છે અને મદ્રાસ ઇલાકાના બાહોશ આગેવાનો ત્યાં વસેલાં મરાઠી કુટુંબોના વંશજો છે.*

**સાર**—પેશવા બાજીરાવ ને નાના વચ્ચે ખટપટ થતાં નાના પદભ્રષ્ટ થયો; થોડીક વાર માટે તે સત્તા ઉપર આવ્યો પણ ૧૮૦૦માં તે મરી ગયો. તેના મરણ પછી મરાઠી સત્તા એકદમ ક્ષીણ થઈ ગઈ. પેશવા ને હોળકર જશવંતરાવ વચ્ચે અણબનાવ થયો હતો. દૌલતરાવ શિંદે પૂના મુકામે જોરાવર હતો. તેથી જશવંતરાવે પેશવાને પૂનામાંથી નસાડી મૂક્યો. બાજીરાવે અંગ્રેજ સાથે વસઈનો કરાર કર્યો. ભોંસલેએ અને શિંદેએ કરાર માન્ય ન કર્યો તેથી બીજો મરાઠી વિગ્રહ થયો. તેમાં બંને હારી ગયા. ત્રીજા વિગ્રહમાં હોળકરે અંગ્રેજોને સતાવ્યા. પાછળથી સુલેહ થઈ. ૧૫ વર્ષો સુધી બાજીરાવ શાંત બેસી રહ્યો; પણ પછી વડોદરા ને પૂનાના દરબારો વચ્ચે તકરાર થતાં ગંગાધર શાસ્ત્રીનું ખુન થયું. ૧૮૧૮માં છેલ્લા મરાઠી વિગ્રહથી બાજીરાવ પદભ્રષ્ટ થયો; ભોંસલે, સિંધિઆ, ને હોળકર અંગ્રેજોના રક્ષિત બન્યા. આવી રીતે મરાઠી સત્તાનો લોપ થયો.

મરાઠાઓ "સ્વરાજ્ય"ના કારભારમાં યશસ્વી નીવડ્યા, પરરાજ્યો સાથેના સંબંધોમાં નહિ. તેઓએ હિંદુઓનું ગુપ્ત બળ દેખાડી આપ્યું. તેઓ કળા, વગેરેમાં કાંઈ કરી ગયા નથી.

---

* મરાઠાઓના પરાજયનાં સવિસ્તર કારણો માટે રા. રા. ગો. સ. સરદેસાઈના Main Currents of Maratha Historyનું છઠ્ઠું ભાષણ જુઓ.

**નોંધ**—(૧) ઔરંગઝેબે અને તેના પછી નિઝામ જેવા તેના મુત્સદ્દીઓએ અકબરના ઉદાર ધોરણને બદલ્યું. તેને પરિણામે ઉત્તરના રજપુત રાજાઓ દક્ષિણના મરાઠાઓ સાથે ભળી ગયા. તેનું ઉદાહરણ આપવા માટે નીચેનો કાગળ ખાસ વાંચવા યોગ્ય છે. કાગળ હિંદુસ્તાનીમાંજ આપ્યો છે. સમજતાં મુશ્કેલી નહિ પડે.

સિધિશ્રી ૧૦૮ મહારાવ નંદલાલજી પ્રધાન વ ભાઈજી ઠાકર નરહરદાસજી કાનુંગો, સ્વસ્થાન ઇંદોર. યોગશ્રી અમરગઢસુ મહારાજાધિરાજ શ્રીસવાઈ

પ્રશ્નો—નાનાની યોગ્યતા લખો. (૨) બાજીરાવ કેમ પદભ્રષ્ટ

---

જેસિંગજીકૃત પ્રણામ વાંચજો. અત્ર કુશલ તત્ર કુશલ. શ્રીજીકી કૃપાસુ ચાહિજેજી અપરંચ હકીકત એસીકે માલવેકી હકીકત આપકી તરફસું લિખિ આઈથી વો સબ માલૂમ હુવી. ઔર તા. ૨૯ રબિલાખરકા પત્ર રાજશ્રી બાજીરાવ બલ્લાલ પેશવા પ્રધાન દખનસુ લિખ્યો કી આપકે સંકલ્પસે માફિક તા. ૨૧કે રોજ ( તા. ૧૨–૧૦–૧૭૩૧ ) **માલવેમેં ફત્તે હુઈ, ઓર દયા બહાદુર સુબા રણમેં કામ આયા.** ઈસમેં રાવ સાહેબજી ઠાકર નરહરદાસજી વ મયારામજી વકીલ, ઈનને આપન તનમનધનસે ભાઈ બેટે સરદાર સુદામત દી, પરંતુ **માંડવ ઘાટપર પાદશાહકા સુબાને બંદોબસ્ત ઐસા કરા થા, કિ રસ્તેમેં તીન સુરંગ લગાઈથી, ઓર ફોજ પચીસ હજાર તૈયાર થી. ઘાટ ચઢતે મરેઠી ફોજ બહોતસે મરને લગી, ઓર જો જરાસે કદમ ઉપર ચઢે તો માંડવવાલે સુરંગ દાગે, તો કુલ ફોજ ગારદ હોવે. ઐસે મોકેપર રાવ સાહેબને ખબર દી, ઓર માંડવઘાટકા રસ્તા બદલ કર, દૂસરે રસ્તે ભેરોંઘાટસે ફોજ ચઢા લી, ઓર અપને ભાઈ બેટો વ સરદારોંકો ઘાટપર સુરંગમે ઉડાયે, ઓર મુકાબલમેં કટ ગયે, બહોતસી મદદ કરી કે ઉસકા હાલ લિખ નહીં શકતા.** ઐસા લિખા આયા સો આપકુ લિખતે હૈ, કિયે બાત અપને તપસીલવાર લિખી નહીં. **હજાર શાબાશ હૈ કે ફક્ત હમારા કોલકે ઉપર આપ સબ માલવે સરદાર રહકર, અપના ધર્મકા કલ્યાણ હોના, ઓર માલવેમેં ધરમકી વૃદ્ધિ હોના, યે વાત વિચારકર માલવેમેંસે મુસલમાનોકું નોપદ કિયે, ઓર ધર્મ કાયમ રખા, હમારા મનોરથ આપને પુરા કિયા; ઇસ બદલ હમને પેશવાકો લિખા હૈ કિ, આપકે મરજીકે માફીક માલવેકે સબ સરદારોકા બંદોબસ્ત અચ્છા હોગા.** જેસા તુમ ઈનકૂ બહાદરીસે લાયે હો, ઈસી માફક ઉનકા માલવેમેં જમાવ ડાલના; ઐસા ન હો કિ ઈનકે પાવ પહિલે સરીકે ઉઠ જાને; તીન વખત માલવેમેં આન કર પીછે ગયે કુછ મિલા નહીં, સો ઈસકા પૂરા વિચાર રખના, ઓર દૂરદેશ વિચાર સમજના; જુદા આપકુ લિખનેમેં આતા નહીં. આપ દાના સરદાર હો. તારીખ ૫ જમાદિલ અવ્વલ, સન ઈસન્ને સલસીન મયા અલફ ( તા. ૨૬–૧૦–૧૭૩૧ ). (વાચકના ખ્યાલ માટે મોટા અક્ષરો લેખકે મૂક્યા છે).

રા. રા. ગો. સ. સરદેસાઈના "મરાઠી રિયાસત, ઇ. સ. ૧૭૦૭-૧૭૪૦" માંથી ઉધ્ધૃત પાનાં, ૨૯૮-૯૯.

થયો ? (૩) મરાઠી સત્તા ઉપર કેટલીએક સમીક્ષા કરો.

**(૨) ઈ. સ. ૧૭૫૦ની સનદ—અહમદશાહ** પાદશાહે બાળાજી પેશવાના સરદારો, મલ્હારરાવ હોળકર તથા જયાજીરાવ શિંદે, એ બંનેને જે સનદથી ઉત્તર હિંદના સુબાઓનું ઉત્પન્ન માંડી આપ્યું તે ફારસી સનદનું મરાઠી ભાષાંતર શ્રીયુત વિશ્વનાથ કાશીનાથ રાજવાડેએ પોતાની "મરાઠાઓનાં ઇતિહાસનાં સાધનો" એ મરાઠી પુસ્તકાવલિના પહેલા ખંડમાં પહેલાં દસ પાનામાં આપ્યું છે. તેનો સરલ ગુજરાતી અનુવાદ નીચે આપવામાં આવ્યો છે. આ સનદની શરતોની બજાવણી કરવા જતાં મરાઠાઓ અબ્દાલી પાસે છક્કડ ખાઇ બેઠા, ઇ. સ. ૧૭૫૦-૧૭૬૧.

પ્રસ્તુત રાજશ્રી મલ્હારરાવ હોળકર અને પાદશાહના દોસ્ત વીર જયાજીરાવ શિંદની પાદશાહને એવી અર્જ છે કે અમે સરકારની સેવા ઉઠાવશું અને શત્રુ અબ્દાલી કે કોઇ રાજા કે ઝમીનદાર ગમે તે શત્રુ હશે તેને અમે ઠાર કરશું, આખી સલ્તનતનું ને ખુદ હુઝૂરનું કલ્યાણ થાય તેમ અમે વર્તશું ને હુઝૂરને નવાબ બહાદુર (વઝીર સફદરજંગ) વચ્ચે જેમ દોસ્તી રહે તેમ તજવીજ કરશું. સરકારના દોસ્તો તે અમારા દોસ્તો ને સરકારના દુશ્મનો તે અમારા પણ દુશ્મનો છે. અબ્દાલીને હરાવવા માટે રૂા ૫૦ લાખમાં અમને રૂા. ૩૦ લાખ મળ્યા છે. **મુલતાન, પંજાબ, ઠઠ્ઠા,** ને **બખ્ખરના સુબાઓની** ને **હિસાર, સંભળ, મુરાદાબાદ** અને **બદાઉનની ફોજદારીની ચોથાઇ** અમારાં **લશ્કરોના ખર્ચ બદલ માંડી આપવામાં આવી** છે. પવિત્ર **અજમેર, નારનોલ, સાંભર, અકબરાબાદ, મથુરા, વગેરેની ફોજદારી વગેરે અમોને માંડી આપવામાં આવી છે.** આ સુબાઓ ને પરગણાંઓનો અમે વહિવટ કરશું અને તેના બંડખોરો, વગેરેને શિક્ષા પહોંચાડશું. × × × × = પ્રદેશોમાં જે કોઈના અધિકારો હશે તેમને અમે હાનિ પહોંચાડશું નહિ. × × × તેમના ઉત્પન્નમાંથી હુઝૂરના બે હિસ્સા ને નવાબ બહાદુર કે વઝીર બહાદુરનો એક હિસ્સો, એમ ત્રણ હિસ્સા અમારે દેવાના ઠર્યા છે. તે પછી અમે અમારો ચોથો હિસ્સો લઇશું. તે પ્રદેશોમાં સરકારના કારકુનો ઝમીનદારો વગેરે પાસેથી જે ઉઘરાણું કરતા હશે તે વસુલ કરી અમે સરકારને ભરપાઇ કરશું. × × × આ બદલ, દીન, ધર્મ, મહાદેવજી અને ખંડેરાવજી દરમ્યાન છે.

પાદશાહે આ અર્જ ઉપરનાજ શબ્દોમાં સ્વીકારી હતી.

આ બંને નોંધો મોગલાઇનો ઇતિહાસ સમજતી વખતે ધ્યાનમાં રાખવાની છે.

## વંશાવળીઓ.

### (૧) શિવાજીનો વંશ



## (૨) નાગપુરના ભોંસલેઓ


મુધોજી
બાપુજી
(૧) પરસોજી
બિંબાજી
(૨) કાનોજી
(૩) રઘુજી, મૃત્યુ, ૧૭૫૫.
મુધોજી, મૃત્યુ, ૧૭૮૮.
(૪) જાનોજી, મૃત્યુ, ૧૭૭૧.
(૫) રઘુજી.
(૫) રઘુજી
વ્યંકોજી
(૬) પરસોજી
(૭) મુધોજી કે આપ્પા સાહેબ
(૮) રઘુજી

## (૩) પેશવાનું કુટુંબ.

- (૧) બાળાજી વિશ્વનાથ, ૧૭૧૪-૧૭૨૦.
  - (૨) બાજીરાવ, ૧૭૨૦-૧૭૪૦.
    - (૩) બાળાજી બાજીરાવ, ૧૭૪૦-૧૭૬૧.
      - વિશ્વાસરાવ, મૃત્યુ, ૧૭૬૧, પાણીપત ઉપર.
      - (૪) માધવરાવ, ૧૭૬૧-૭૨.
      - (૫) નારાયણરાવ, ૧૭૭૨-૭૩.
        - (૭) સવાઈ માધવરાવ, ૧૭૭૪-૯૫.
    - (૬) રઘુનાથરાવ,=આનંદીબાઈ, ૧૭૭૩-૭૪.
      - અમૃતરાવ
      - (૯) બીજો બાજીરાવ, ૧૭૯૬-૧૮૧૮.
        - ધોંડુપંત ઉર્ફે નાનાસાહેબ
      - (૮) ચિમાજી ૧૭૯૫-૯૬.
  - ચિમાજી આપ્પા
    - સદાશિવરાવ ભાઉ

## (૪) શિંદે કુટુંબ

(૧) રાણોજી, મૃત્યુ, ૧૭૫૦.




## (૫) હોળકર કુટુંબ

(૧) મલ્હારરાવ, ૧૬૯૩-૧૭૬૫.



(૬) ગાયકવાડનું કુટુંબ. ફક્ત રાજ્યકર્તા ગાયકવાડોજ અહીં જણાવ્યા છે.



# વિભાગ ૭મો

# યૂરોપિઅન વેપારીઓ

## પ્રકરણ ૧લું

## યૂરોપ અને હિંદ વચ્ચેનો વેપાર.

આપણા પ્રાચીન ને અર્વાચીન ઇતિહાસનું નિરીક્ષણ કરતી વખતે આપણે જોયું હતું કે તે વખતે હિંદ અને યૂરોપ વચ્ચે સારો વેપાર ચાલતો હતો. એ વેપારના માર્ગો નીચે પ્રમાણે કહી શકાય. (૧) સમુદ્રવાટે, અરબી ને રાતા સમુદ્રોથી ઍલેકઝૅંડ્રિઆ અને ત્યાંથી વ્હેનિસ, જિનોઆ, વગેરે ઇટલિનાં બંદરો વાટે. (૨) કંદહાર ને ઇરાન, ને ઇરાક થઈ એશિઆ માઈનોર અને પૅલેસ્ટાઇનનાં બંદરોથી ઇટલિ વાટે. (૩) કંદહાર, કાબુલ, બલ્ખ, સમરકંદ, આસ્ત્રાખાન, અને કૅસ્પિઅન સમુદ્ર વાટે (અ) સ્તંબુલ થઈને અથવા (બ) વૉલ્ગા નદી વાટે જર્મનિનાં ઉત્તર કાંઠાના બંદરે થઈને. અરબોએ ઇજિપ્ત સર કર્યું ત્યાર પછી તે ઠેઠ ઇ. સ. ૧૪૫૩ સુધી આ વેપાર પ્રથમ અરબો ને મૂરોના હાથમાં હતો. ઇ. સ. ૧૪૫૩માં તુર્કોએ સ્તંબુલ–કૉન્સ્ટૅન્ટિનોપલ સર કર્યું એટલે ઇટલિનાં બંદરોનો વેપાર નાશ પામ્યો અને યૂરોપની પ્રજાઓને હિંદ તરફનો બીજો જળમાર્ગ શોધવાની જરૂર પડી. પોર્ચુગલના લોકો એ વખતે ઘણા સાહસિક હતા. ઇ. સ. ૧૪૮૬–૮૭માં બૉર્થો લોમ્યુ દીઆસ, કેઇપ ઑવ ગુડ હોપની આ પાર સુધી આવી પહોંચ્યો. ઇ. સ. ૧૪૯૨માં કોલંબસ હિંદ માટે જળમાર્ગ ખોળવા જતાં અમેરિકા પહોંચ્યો. ઇ. સ. ૧૪૯૮માં વાસ્કો-દગામા કાલિકટ આવ્યો ને હિંદ અને યૂરોપ વચ્ચેનો વેપાર યૂરોપિઅનો માટે ખુલ્લો થયો.

**વેપારીઓ, વેપારની ચીજો ને બંદરો**—ગુજરાત વગેરેથી કાપડ, મલબાર વગેરે પ્રદેશોથી તજ, લવીંગ, એલચી, સુંઠ, વગેરે અને હીરાઓ, એટલાં વાનાં એ વખતે આપણા દેશથી દેશાવર ખાતે મોકલવામાં આવતાં. તે બદલ અરબો ને યૂરોપના વેપારીઓ આપણે ત્યાં સોનું, રૂપું,

ઘોડાઓ રેશમ, તાંબુ, કલાઈ, સીસું, પારો હાથીદાંત ને ચિત્રવિચિત્ર વસ્તુઓ લાવતા. સિંધનું દેવલબંદર, સુરત, ભરૂચ, ખંભાત, દમણ, દીવ, ઘોઘા, વસઈ, ડાભોલ, ચૌલ, ગોવા, ભાતકુલ, કોચીન, કાલીકટ, સાતગાંવ, વિઝાગાપટ્ટમ્, એ મુખ્ય બંદરો હતાં. મદ્રાસના ચેટ્ટીઓ, ગુજરાતના વણિકો, અરબો, ઈરાણીઓ, આર્મિનઅનો, ખત્રીઓ અને યાહુદીઓ એ મુખ્ય વેપારીઓ હતા. યૂરોપમાં જ્યારે રાંધવાની કળામાં ફેરફારો થયા ત્યારે ગરમ મસાલો ત્યાં ઓછો ખપવા લાગ્યો, તેથી આપણે ત્યાંથી યૂરોપિઅન વેપારીઓ કાપડ, ગળી, લાખ, ચોખા, ખાંડ, નવસાર, ઘઉં, વગેરે દેશાવર ચડાવવા લાગ્યા.

**સાર**—પહેલા યૂરોપ અને હિંદ વચ્ચે વેપાર કરવાના મુખ્ય ત્રણ માર્ગો હતા. ભૂમધ્ય સમુદ્રમાં ઈટલિનાં વ્હેનિસ, જિનોઆ, વગેરે બંદરો આ વેપારનાં મુખ્ય સ્થળો હતાં. તુર્કોએ સને ૧૪૫૩માં સ્તંબુલ લીધું એટલે એ માર્ગ બંધ થયો. પોર્ચુગલ, વગેરે દેશોના લોકોએ હવે હિંદ તરફ આવવાનો જળમાર્ગ શોધી કાઢ્યો. વાસ્કોદગામા કાલિકટ ઇ. સ. ૧૪૯૮માં આવ્યો. એ વખતે આપણે ગરમ મસાલો અને કાપડ દેશાવર મોકલતા અને તે બદલ સોનું, રૂપું, બીજી ધાતુઓ અને કુતૂહલની ચીજો, આપણા દેશમાં આવતાં. ગુજરાતીઓ, ચેટ્ટીઓ, ને અરબો, એ વેપારમાં મુખ્ય હતા.

**પ્રશ્નો**—(૧) હિંદ અને યૂરોપ વચ્ચેના વેપાર માટે મુખ્ય માર્ગો કયા કયા હતા? (૨) એ વેળા મુખ્ય કઈ ચીજોનો વેપાર ચાલતો? (૩) એ વેપાર કરવાવાળા મુખ્ય લોકો કોણ હતા?

## પ્રકરણ ૨જું

## ફિરંગી સત્તાનો વિકાસ ને નાશ

**વાસ્કોદગામા ને કાબ્રાલ**—વાસ્કોદગામા કાલિકટ આવ્યો ત્યારે પહેલાં તો ત્યાંનો ઝામોરિન* તેને અનુકૂળ થયો પણ અરબો ફિરંગીઓની વિરુદ્ધ થયા એટલે વાસ્કોદગામા ઇ. સ. ૧૪૯૯માં લિસ્બન પાછો ગયો

* ઝામોરિન=સમુદ્રરાય=દરિયાનો રાજા.

ઇ. સ. ૧૫૦૭માં બીજા ફિરંગી કાબ્રાલે કાલિકટમાં કોઠી નાંખી, એ વર્ષ પછી વાસ્કોદગામા ફરી હિંદ આવ્યો. એ વખતે તે કાલિકટના ઝામોરિન સામે લડયો અને કોચીન અને કાનનોરના રાજ્યકર્તાઓ સાથે તેણે મિત્રતા કરી. ફિરંગીઓને હવે પ્રતીતિ થઈ કે પશ્ચિમ હિંદનો વેપાર અરબો પાસેથી હાથ કરવા માટે લડાયક શક્તિની જરૂર છે. તેથી હવેથી તેઓએ અગત્યનાં મથકો પોતાને કબજે કરવાનો પ્રયાસ કરવા માંડયો. રોમના પોપે પોર્ચુગલના અને સ્પેઈનના રાજાઓ વચ્ચે નવા શોધાએલા પ્રદેશોની વ્હેંચણી કરી આપી એટલે આવી નીતિને ઉત્તેજન મળ્યું. એ વખતે બીજી યૂરોપીય પ્રજાઓ નબળી હતી તેથી ફિરંગીઓએ તકનો સારો લાભ લીધો.

**આલ્મેદા**—પોર્ચુગલના રાજાએ ઇ. સ. ૧૫૦૫માં ફ્રાંકિસ્ક દ આલ્મેદા નામના બાહોશ સરદારને હિંદ મોકલ્યો. તેણે પોતાના દેશના હિતનો બચાવ કરવા ખલાસીઓને કેળવ્યા, આફ્રિકાના કિનારા ઉપર ફિરંગી સત્તા સ્થાપી, કોચીનમાં રાજધાની કરી, લંકા સર કર્યું, દીવ પાસે ઇ. સ. ૧૫૦૯માં વ્હેનીસ, ઇજિપ્ત ને ગુજરાતના કાફલાઓને હરાવ્યા અને ઝામોરિનને નિયમમાં રાખ્યો. પણ પોર્ચુગલ હિંદમાં એક રાજ્ય સ્થાપે તે વિચારથી તે વિરુદ્ધ હતો.

**ઑાફૅાંસો દ આલ્બુકેર્ક**—આલ્મેદા પછી આલ્બુકેર્ક ગવર્નર તરીકે હિંદ આવ્યો, ઇ. સ. ૧૫૦૯. તેણે ફિરંગી સત્તાનું સૂત્ર ફેરવી નાંખ્યું. તેના મુખ્ય મુદ્દાઓ નીચે મુજબ હતા. (૧) વેપાર માટે મુખ્ય મથકો સ્થાપવાં ને ત્યાં ફિરંગીઓ અને દેશીઓનાં પરસ્પર લગ્નો કરાવી એ જગ્યાઓ ઉપર વસતિ કરાવવી. (૩) બચાવ માટે કોટ બાંધવા. (૪) પાડોશી રાજાઓને ફિરંગીઓના મિત્રો કે માંડલિક રાજાઓ બનાવવા. (૫) હાથ કરેલી જગ્યાએ નિશાળો, વગેરે સ્થાપી યોગ્ય વહિવટ માટે સંસ્થાઓ ઉભી કરવી. (૬) દેશીઓને કવાયત શિખવી સિપાઈઓ તરીકે તૈયાર કરવા. (૭) મૂર લોકોને હિંદી મહાસાગરમાંથી કાઢી મૂકવા અને હિંદનો તમામ દેશાવરનો વેપાર ફિરંગીઓના હાથમાં લેવો. (૮)

ફિરંગી સંસ્થાનોમાં વસતી પ્રજાઓને ગમે તે પ્રકારે ખ્રિસ્તી બનાવવી. આલ્બુકેર્ક કડક ગવર્હનર હતો. તે જરાપણ પાપભીરુ નહોતો. કાલિકટના ઝામોરિનને અને ઑર્મઝના ઈરાણી અમલદારને તેણે ઝેર સુદ્ધાં આપેલું. આવા અવગુણોથી સત્તાનો નાશજ થાય છે.

**ફિરંગી સામ્રાજ્ય**—આલ્બુકેર્કે ઇ. સ. ૧૫૧૦માં ગોવા લીધું. ઇ. સ. ૧૫૧૧માં તેણે મલાક્કા સર કર્યું અને તેથી તે તરફનો વેપાર એકહથ્થુ કર્યો. મલાક્કામાં આ વખતે ગુજરાતીઓ, ચીનાઓ, અરબો અને બંગાળીઓ વેપાર કરતા હતા. તુર્કોએ ને બિજાપુર તથા ઇજિપ્તનાં લશ્કરોએ ગોવાને ઘેરો ઘાલ્યો પણ ઇ. સ. ૧૫૧૨માં અલ્બુકેર્કે તેમને પાછાં હાંકી કાઢયાં. ઇ. સ. ૧૫૧૫માં ઇરાનના અખાતમાં તેણે ઑર્મઝનો ટાપુ લીધો. મલાયા, જાવા ને સુમાત્રાના ટાપુઓ ને દીવ અને એડન ઉપર પણ તેની નજર હતી. તેણે વિજયનગર, કોચીન અને બીજાં પાડોશી રાજ્યો સાથે સંધિ કરી ફિરંગીની સ્થિતિને મજબુત કરી. આલ્બુકેર્ક ઇ. સ. ૧૫૧૫માં મરી ગયો.

**આલ્બુકેર્ક પછી**—ફિરંગીઓ આલ્બુકેર્ક પછી ઝાઝા વખત માટે હિંદમાં સત્તા ભોગવી શક્યા નહિ. તેમણે દીવ, ખંભાત, વગેરે સ્થળો લીધાં અને બંગાળામાં પણ કોઠીઓ નાંખી. તેઓ જાવા, સુમાત્રા, જાપાન, ચીન અને તિબેટ સુધી જઈ ચડયા ને ત્યાં તેઓએ વેપાર તથા ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કર્યો. પણ ઇ. સ. ૧૫૬૪ પછી તેમની સત્તાનો લોપ થયો. ડચ લોકોએ કાનનોર, નેગાપટમ્, જાવા, મલાક્કા, લંકા, વગેરે લઈ લીધાં; અંગ્રેજોએ તેમને ખંભાત આગળ સખ્ત હરાવ્યા; શાહજહાંએ હુગલી લીધું; ઇરાનના શાહે ઑર્મઝનો ટાપુ લીધો, ફિરંગી સત્તાના નાશનાં કારણો નીચે આપ્યાં છે.

## પ્રકરણ ૩જું
## ફિરંગી સત્તા ઉપર વિચારો.

**ફિરંગીઓની સત્તાના નાશનાં કારણો**—(૧) ઇ. સ. ૧૫૮૦માં સ્પેઈને પોર્ચુગલ લીધું એટલે પોર્ચુગલના તમામ એશિઆઈ મુલકો સ્પેઈનના હાથમાં ગયા. સ્પેઈન અને ડચ લોકોને ત્રીસ વર્ષો સુધી આ વખત પછી

સંગ્રામ ચાલ્યો. ડચ લોકોએ પોતાના શત્રુઓના બધા એશિઆઈ મુલકો લેવા માંડયા તેમાં પોર્ચુગલનો મુલક પણ આવી ગયો. (૨) અંગ્રેજો અને ડચ લોકો સાથે હરીફાઈમાં ફિરંગીઓ ટકી શક્યા નહિ. (૩) ફિરંગીઓ બુદ્ધિબળમાં અને શારીરિક શક્તિમાં ખવાઈ ગયા હતા. (૪) તેઓ વેપાર અને ધર્મના ફેલાવામાં ઘણી ચિંતા બતાવતા. રાજકીય વિષયોને તેઓ ગૌણ લેખતા. આ તેમની ભૂલ હતી. (૫) હિંદમાં તેઓ પરાણે લોકોને ખ્રિસ્ત બનાવતા હતા. તે કારણોથી બહમની ને ગુજરાતી સુલતાનો, મોગલ પાદશાહો અને તેમના પોતાનાજ પ્રજાજનો સામે થયા. (૬) તેઓ ઘણાજ ક્રૂર હતા. ફિરંગી સરકારે ધાર્મિક વિવાદો સાંભળવા Inquisition નામની એક અદાલત સ્થાપી હતી. તે અદાલતનો ન્યાય ઘણો ક્રૂર અને એકપક્ષી હતો. (૭) ફિરંગી સંસ્થાનિકો ચારિત્રમાં ઘણાજ હલકા હતા. (૮) વિજયનગરના ઇતિહાસની* કથા લખનાર સેવેલના મત મુજબ ઇ. સ. ૧૫૬૫માં તાલીકોટા આગળ વિજયનગરના હિંદુ મહારાજ્યનો બહમની સુલતાનોએ વિનાશ કર્યો છે તે પણ ફિરંગીઓના નાશનું એક કારણ ગણી શકાય. કારણ કે તેથી તેમનો વેપાર ભાંગી પડયો. મુસલમાનો તેમના કટ્ટા શત્રુઓ હતા. (૯) મોગલાઈનો આર્થિક ઇતિહાસ લખનાર મોરલેંડ× બીજું કારણ પણ આપે છે. ફિરંગી સંસ્થાનિકો પાસે બચાવનાં સાધનો ઘણાંજ ઓછાં હતાં.

**ફિરંગી સત્તાની અસરો**—ફિરંગીઓએ હિંદ અને એશિઆમાં ઘણાં વર્ષો સુધી રાજ્ય ભોગવ્યું તેથી તેની અસરોનો આપણે અહીં અંદાજ કરવો જોઇએ. ફિરંગી ભાષાના ઘણા શબ્દો આપણી ગુજરાતી ભાષામાં જોવામાં આવે છે. એ વખતે અત્યારે અંગ્રેજી છે તેમ, ફિરંગી ભાષા આખા એશિઆમાં યૂરોપ સાથેના વ્યવહાર માટે વપરાતી. ફિરંગી પાદરીઓ મોગલ દરબારમાં રહેતા અને શાહઝાદાઓના શિક્ષકો તરીકે તેમને રાખવામાં આવતા. બંગાળા, બિજાપુર, ગોવળકોંડા, વગેરેના રાજ્યકર્તાઓ અને મોગલ પાદશાહો ફિરંગી તોપખાનું ખાસ વાપરતા. ફિરંગીઓ

* *The History of a forgotten Empire.*

× *India from Akbar to Aurangzeb.*

આપણા દેશમાં પ્રવાસી તરીકે આવી કેટલાંક ઉપયોગી અવલોકનો લખી ગયા છે, વૈદકના વિષયમાં પણ તેઓના આપણે ઋણી છીએ. તેઓએ પોતાના દેશનાં ફળફૂલો પશ્ચિમ હિંદમાં દાખલ કર્યાં. તે ફળોને તેમણેજ આપેલાં નામો હજુ પણ આપણે વાપરીએ છીએ. દીવ, દમણ ને ગોવામાં અત્યારે તેમનું રાજ્ય છે.

**સાર**—વાસ્કોદગામાએ ફિરંગીઓ માટે હિંદનો વેપાર ખુલ્લો કર્યો ને કાલિકટ, કોચીન, વગેરે સ્થળોએ તે વેપારનો વિકાસ કર્યો. આલ્બુકર્કે ગોવા, ઑર્મઝ, મલાક્કા, વગેરે સ્થળો લઈ તથા પાડોશી રાજ્યો સાથે મિત્રતા કરી પૂર્વમાં ફિરંગી સામ્રાજ્ય સ્થાપ્યું. તેના પછી ફિરંગીઓએ દીવ, દમણ, વગેરે લીધાં. પણ ડચ ને અંગ્રેજો જ્યારે બહાર પડયા ત્યારે ફિરંગીઓ પોતાની સત્તા ખોઈ બેઠા.

બીજા લોકોની હરીફાઈ, ધર્મનું ઝનુન, અને સ્પેઇનની પોર્ચુગલની જીત, એ ફિરંગી સત્તાના નાશનાં મુખ્ય કારણો ગણી શકાય.

ભાષા વગેરેમાં ફિરંગીઓ એશિઆ ને હિંદની સંસ્કૃતિને કેટલોક કાયમનો ઓપ આપતા ગયા છે.

**પ્રશ્નો**—(૧) ફિરંગી સત્તાના વિકાસનો ઇતિહાસ આપો. (૨) ફિરંગી સત્તાના નાશનાં કારણો જણાવો. (૩) ફિરંગી સત્તાથી હિંદની સંસ્કૃતિ ઉપર કઈ જાતની અસરો થઈ છે?

## પ્રકરણ ૪થું
## વલંદાઓ, ડેઇનો, ફ્રેંચો, ને અંગ્રેજો.

**વલંદાઓ**—ઇ. સ. ૧૬૦૨માં "સંયુક્ત ડચ કંપનિ–United Dutch Company"ની સ્થાપના થઈ. ડચ લોકોએ પોતાના શત્રુ સ્પેઇનના રાજાના મુલકો એક પછી એક પડાવવા માંડયા ને બટેવિઆ તેમની સત્તાનું કેંદ્રસ્થાન થયું. ઇ. સ. ૧૬૪૧માં તેઓએ મલાક્કા લીધું. લંકાનો ટાપુ પણ તેમના હાથમાં આવ્યો. તેમણે હિંદમાં મદ્રાસ આગળ પુલિકટ મુકામે ને પછી નેગાપટ્ટમ્, ચિનસુરા, સુરત, કોચીન, ભરૂચ, વગેરે સ્થળોએ કોઠીઓ નાંખી પણ વલંદા લોકો હિંદમાં બહુ બળવાન

થઇ શક્યા નહિ. તેમની નબળાઈ વખતે અંગ્રેજોએ વલંદા સત્તાનાં સ્થળોને પોતાને કબજે કર્યાં.

**ડેઇનો**—ઇ. સ. ૧૬૧૬માં ડેઇનોએ હિંદ સાથે વેપાર કરવા વેપારીઓનું એક મંડળ સ્થાપ્યું હતું અને ત્રાંકીબાર ને સિરામપોર મુકામે કોઠીઓ કરી હતી.

**ફ્રેંચો**—બીજી યૂરોપીય પ્રજાની માફક સત્તરમા સૈકાની શરૂઆતમાં ફ્રેંચોએ પણ હિંદ સાથે વેપાર કરવા વેપારીઓનું મંડળ ઉભું કર્યું. કૉલ્બર્ત Colbert નામના ચતુર મુત્સદ્દીના આશ્રય તળે ઇ. સ. ૧૬૬૪માં એક મંડળ ઉભું થયું. ડચ લોકોએ સાન થોમે–St. Thome–અને મસુલિપટ્ટમ્‌ની કોઠીઓમાંથી ફ્રેંચોને કાઢી મૂક્યા તેથી ઇ. સ. ૧૬૭૪માં માર્તિને પોંદિચેરિ વસાવ્યું. ઇ. સ. ૧૬૭૩માં ફ્રેંચોએ ચંદ્રનગર કોઠી નાંખી. સુરત, ભરૂચ, વગેરે સ્થળોએ તો સામાન્ય રીતે બધી યૂરોપીય પ્રજાઓની કોઠીઓ હતી. ઇ. સ. ૧૭૨૫માં ફ્રેંચોએ માહે વસાવ્યું ને ઇ. સ. ૧૭૩૯માં દુમા ( Dumas )એ તાંજોરના રાજા પાસેથી કારિકલ કબજે કરી ત્યાં ફ્રેંચ સંસ્થાન વસાવ્યું.

**ફ્રેંચ ગવ્હર્નરો; માર્તિન ને દુમા**—માર્તિન બાહોશ ફ્રેંચ ગવ્હર્નર હતો. તેના પછી દુમા આવ્યો, ઇ. સ. ૧૭૩૫–૧૭૪૧. તેણે કર્ણાટકના નવાબ સાથે મિત્રતા કરી, નવાબના જમાઈ ચંદા સાહેબના કુટુંબને મરાઠાઓના હુમલા વખતે પોંદિચેરિમાં આશ્રય આપ્યો ને રઘૂજી ભોંસલેને બહાદુરી ભરેલો જવાબ આપી ફ્રેંચોની કીર્તિ આખા હિંદમાં વધારી, ઇ. સ. ૧૭૪૦. આ બદલ મોગલ પાદશાહે દુમાને મનસબદાર ને નવાબ બનાવ્યો. દુમા પછી દુપ્લે ગવ્હર્નર થયો. માર્તિને અને દુમાએ ફ્રેંચ સંસ્થાનોને સમૃદ્ધ કર્યાં અને પોતાના દેશની કીર્તિને સારી રીતે વધારી.

**અંગ્રેજો ને ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ**—જ્યાં સુધી પોર્ચુગલ જોરમાં હતું ત્યાં સુધી યૂરોપની બીજી પ્રજાઓ હિંદના વેપારનો લાભ લઈ શકી નહિ. પહેલાં તો અંગ્રેજોનું લક્ષ ઉત્તર દિશા વાટે હિંદ તરફનો માર્ગ શોધવા ભણી વળ્યું. ઇલિઝબેથ રાણીના અમલ વખતે ડેઇક, વગેરે પ્રસિદ્ધ

દરિયાઈ પ્રવાસીઓએ એશિઆના પ્રદેશો જોયા. અંગ્રેજોએ સ્પેઇનના આર્માંદાનો પરાજય કર્યો ત્યારે તેમને હિંદમાં પોતાનું નસીબ અજમાવવાની તક આવી. ઇ. સ. ૧૬૦૦ના ડિસેંબરની છેલ્લી તારીખે રાણી ઇલિઝાબેથે લંડનના વેપારીઓના મંડળ અને તેમના ગવર્નરને હિંદી મહાસાગરમાં વેપાર કરવાનો તમામ અધિકાર આપ્યો ને બીજા અંગ્રેજોને તેનો વેપાર કરવાની બંધી કરવામાં આવી. આ મંડળના વેપારીઓએ પ્રથમ તો પોતાની સુવાંગ જવાબદારી ઉપર એશિઆ તરફ વહાણો મોકલવા માંડ્યાં, પણ ફિરંગીઓ અને ખાસ કરીને વલંદાઓ તેમની વિરુદ્ધ થયા; તેથી તેઓએ સંયુક્ત પ્રયત્નો કરવા શરૂ કર્યા. વલંદા લોકો મલાયા વગેરે ટાપુઓમાં ઘણું બળ ધરાવતા હતા તેથી અંગ્રેજોથી તે તરફ વેપાર થઈ શકે તેમ નહોતું. તેમણે ઇ. સ. ૧૬૧૧માં મસુલિપટ્ટમ્‌માં ને ઇ. સ. ૧૬૧૨માં સુરતમાં કોઠીઓ નાંખી. તેજ વર્ષમાં તેઓએ સાવલી પાસે ફિરંગીઓને હરાવ્યા ને ઑરમઝનો ટાપુ લીધો એટલે દરિયા ઉપર તેઓ નિર્ભય બન્યા. ઇ. સ. ૧૬૧૫માં સર થૉમસ રો જહાંગીર પાસે જેઇમ્સના એલચી તરીકે આવ્યો. અત્યાર સુધી અંગ્રેજો હિંદના વેપાર તરફ ખાસ લક્ષ આપતા નહોતા, પણ ઇ. સ. ૧૬૨૩માં અમ્બોયનાના ટાપુ ઉપર ડચ લોકોએ કેટલાએક અંગ્રેજ વેપારીઓ ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી તેમને દેહાંતદંડ આપ્યો. ત્યારે અંગ્રેજોએ હવે હિંદ તરફ લક્ષ પહોંચાડ્યું. તેઓએ બંગાળામાં આમાંગાંવ મુકામે કોઠી કરી; ઇ. સ. ૧૬૩૯માં ચંદ્રગિરિના રાજા પાસેથી મદ્રાસ અથવા ફૉર્ટ સેઇન્ટ જ્યોર્જ પટ્ટા ઉપર લીધું, ને ઇ. સ. ૧૬૫૦માં બંગાળામાં વેપાર કરવાના અને હુગલી અને કાસિમબઝારમાં કોઠીઓ કરવાના હક્કો મોગલ સુબા પાસેથી મેળવ્યા, ઇ. સ. ૧૬૬૯માં ચાર્લ્સે પોતાની રાણીને કરીઆવરમાં મળેલ મુંબઈનો ટાપુ કંપનિને દસ પૌંડનું વાર્ષિક ભાડું લેવાની શરતે આપી દીધો. ઇ. સ. ૧૬૯૦માં ચારનૉકે ફૉર્ટ વિલિયમ કે કલકત્તા વસાવ્યું. આજ અરસામાં કંપનિની પશ્ચિમ હિંદની કોઠીઓનું કેંદ્રસ્થાન સુરતને બદલે મુંબઈ થયું. ઈંગ્લંડમાં કંપનિના હરિફોએ ઇ. સ. ૧૬૮૯માં નવી કંપનિ કાઢી પણ ઇ. સ. ૧૭૦૨માં બંને સંસ્થાઓ એકત્રિત થઈ.

**કંપનિની સત્તાઓ**—કંપનિની વહીવટી સત્તાના વિકાસના ઇતિહાસનું નિરીક્ષણ કરવાની ખાસ જરૂર છે. કંપનિને પહેલો પટ્ટો માત્ર પંદર વર્ષ માટેજ આપવામાં આવ્યો હતો. તેમાં કંપનિને દસ્તૂરો કાઢવાની, સજા કરવાના ને સુવાંગ વેપાર કરવાના અધિકારો આપવામાં આવ્યા હતા. રાજા જેઈમ્સે આ પટ્ટાને કાયમ કરી આપ્યો. રાજા બીજા ચાર્લ્સે કંપનિને ન્યાય કરવાની, અમલદારો નીમવાની, સુલેહ અને લડાઈ કરવાની ને કોટ બાંધવાની સત્તાઓ આપી. મુંબઈના પટ્ટામાં કંપનિને એક રાજ્યસત્તાધારી સંસ્થાના જેવા કેટલાક હક્કો આપવામાં આવ્યા હતા. ત્યારપછી કંપનિ ગમે તે એશિઆઈ રાજ્ય સામે લડાઈ જાહેર કરી શકે ને તે માટે લશ્કર તૈયાર કરી શકે એમ ફરમાવવામાં આવ્યું. આવી રીતે ઈંગ્લંડમાં અપાતા પટ્ટાઓથી કંપનિની સત્તાનો ધીમે ધીમે વિકાસ થતો હતો. તેજ વખતે હિંદમાં પણ મોગલ પાદશાહો, તેમના સુબેદારો, બીજા હિંદના રાજ્યકર્તાઓ, વગેરે તરફથી કંપનિને વેપાર કરવાના પરવાના ફરમાનો, વગેરે પણ મળતાં જતાં હતાં. તેમાં ઇ. સ. ૧૭૧૭માં ફર્રુખસિયરે આપેલી સત્તાઓ ખાસ અગત્ય ધરાવે છે. આપણે એ વિષે મોગલ વિભાગમાં ઉલ્લેખ કરી ગયા છીએ.

**કંપનિનો વહિવટ**—ઇગ્લંડમાં કંપનિનો વહિવટ બે સંસ્થાઓ કરતીઃ (૧) પ્રોપ્રાએટરોની કોર્ટ (૨) ડાયરેક્ટરોની કોર્ટ. દર વર્ષે પ્રોપ્રાએટરો Proprietors–ડાયરેક્ટરોને ચુંટતા. ડાયરેક્ટરો Directors કુલ ચોવીસ હતા. વીગતવાર કારભાર ડાયરેક્ટરો કરતા. પ્રોપ્રાએટરો તે કારભારને માત્ર તપાસતા. હિંદમાં મુંબઈ, મદ્રાસ ને કલકત્તા ખાતે કંપનિ ત્રણ ગવર્નરો ને બારથી સોળ સભ્યોની કાઉંસિલો નીમતી. ત્રણેય ઇલાકાનો કારભાર આ મંડળ બહુમતિથી ચલાવતું ને ઇલાકાઓ વચ્ચે પરસ્પર કશું સંગ્રથન નહોતું. કંપનિના નોકરોના ચાર વર્ગો હતા. (૧) વેપારીઓ (૨) સિનિઅર ફૅક્ટરો Factors (૩) ફૅક્ટરો (૪) કારકુનો. ચોથો વર્ગ સૌથી કનિષ્ઠ વર્ગ ગણાતો. સાધારણ રીતે નીમણોકો ક્રમવાર થતી. કોર્ટ ઓવ રિક્વેસ્ટ્ અને બીજી ફોજદારી અદાલતો દિવાની અને ફોજદારી દાવાઓ ચુકવતી. શહેરોનો સ્થાનિક વહિવટ સુધરાઈઓ કરતી.

**સાર**—ફિરંગીઓ અને વલંદાઓ, ડેઇનો, ફ્રેંચો ને અંગ્રેજો હિંદમાં વેપાર કરવા આવ્યા. તેમાં મુખ્યત્વે ફ્રેંચો ને અંગ્રેજો સૌથી આગળ આવ્યા. તેઓએ હુગલી, ચંદ્રનગર, કલકત્તા, મસુલિપટ્ટમ્, પોંદિચેરિ મદ્રાસ, કારિકલ, યાનામ, સુરત, ભરૂચ, મુંબઈ, વગેરે સ્થળોએ કોઠીઓ નાંખી તે પોતાની સત્તાનો વિકાસ કર્યો. માર્તિન, દુમા, એ બે મુખ્ય ફ્રેંચ ગવ્હર્નરો થઈ ગયા. અંગ્રેજ કંપનિની સત્તાનો વિકાસ જુદા જુદા પટ્ટાઓ દ્વારા કરવામાં આવ્યો. ધીમે ધીમે તે રાજ્યસત્તાધારી સંસ્થા તરીકે આગળ આવતી ગઈ. ઇ. સ. ૧૭૦૨માં તેના બીજા હરીફની સત્તાનો પણ અસ્ત થયો ને તે વર્ષથી કંપનિનું જોર દિનપ્રતિદિન વધતું ગયું.

**પ્રશ્નો**—(૧) ફ્રેંચો ને અંગ્રેજોની સત્તાના વિકાસનો ઇતિહાસ લખો. (૨) અંગ્રેજ કંપનિને મળેલા જુદા જુદા અધિકારો બતાવો. (૩) ઇસ્ટ ઇન્ડિઆ કંપનિનો વહિવટ કેમ ચાલતો ?

## પ્રકરણ ૫મું

## કર્ણાટકમાં ફ્રેંચો અને અંગ્રેજો, ઇ. સ. ૧૭૪૪-૧૭૬૧.*

**કર્ણાટક**—આપણે ઉપર જોયું કે કર્ણાટકમાં દુમાએ નવાબ દોસ્ત અલી અને તેના જમાઈ ચંદાસાહેબ સાથે મિત્રતા કરી હતી અને મરાઠી સરદાર રઘુજી ભોંસલે સામે તેણે ચંદાસાહેબના ઝનાનાને આશરો આપ્યો હતો. દોસ્ત અલીખાં પછી તેનો પુત્ર અર્કાટનો નવાબ થયો. પણ તેનું ખુન કરવામાં આવ્યું ને એક બીજો અમલદાર નવાબ થયો, તે ઝાઝો

*આપણા દેશના ઇતિહાસમાં ૧૭૫૦-૧૭૬૫નો સમય ઘણી અગત્ય ધરાવે છે; તે વખત દરમ્યાન, મરાઠાઓ ચડયા ને પડયા; ફ્રેંચો ને અંગ્રેજો વચ્ચે હરીફાઈ ચાલી ને તેમાં અંગ્રેજો ફાવ્યા; બંગાળામાં અંગ્રેજો ધણી થયા; નિઝામ નબળો થયો; મોગલાઈ ડૂબી; કાબુલીઓ હિંદ આવી પાછા ચાલ્યા ગયા; પ્લાસિસ, ઉદગીર, વાંદિવાશ, પાણીપત, ને બકસરની શકપ્રવર્તક લડાઇઓ થઈ. છતાં આ કાળનો ઇતિહાસ આપણી નિશાળોમાં ને કૉલેજોમાં કેટલા ધ્યાનપૂર્વક વંચાય છે ને શીખવાય છે ! વિશેષ માટે A History of the Mogul rule in India, 1526-1761, by K. H. Kamdar and R. M. Shah, જુઓ, P. 242.

વખત અધિકાર ઉપર ટક્યો નહિ. કારણ કે ઇ. સ. ૧૭૪૩માં નિઝામ-ઉલ-મુલ્કે પોતાના અમીર અન્વર-ઉદ્‌-દીનને કર્ણાટકમાં મર્હુમ નવાબના સગીર પુત્રના વાલી તરીકે મોકલ્યો. પણ સગીર નવાબ મરણ પામ્યો. એટલે અન્વર પોતે નવાબ થયો. ચંદા સાહેબ આ વખતે સાતારા મુકામે મરાઠાઓનો કેદી હતો.

**ફ્રેંચો અને અંગ્રેજો વચ્ચે પહેલો કર્ણાટક વિગ્રહ**—આ અરસામાં યૂરોપમાં ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે લડાઈ શરૂ થઈ હતી. ઇતિહાસમાં તેને War of the Austrian Succession કહે છે. તે લડાઈના છાંટા કર્ણાટકમાં પણ ઉડયા. લાબુર્દોને નામના ફ્રેંચ દરિયાઈ અમલદારે ઇ. સ. ૧૭૪૬માં મદ્રાસ લીધું પણ રૂા. ૪૪ લાખ પેટે તે શહેર તેણે અંગ્રેજોને સોંપવા વચન આપ્યું. પણ પોંદિચેરિના ગવર્નર દૂપ્લેનો વિચાર અંગ્રેજોને કર્ણાટકમાંથી કાઢી મૂકવાનો હતો. તેથી મદ્રાસ અંગ્રેજોને પાછું મળે તે તેને જરા પણ રુચ્યું નહિ. તે શહેર તેણે ફ્રેંચોના કબજામાં રાખ્યું.

**આર્કોટના નવાબની હાર**—અંગ્રેજો ને ફ્રેંચો કર્ણાટકના નવાબના રક્ષિતો હતા. ફ્રેંચોએ મદ્રાસ નવાબને પાછું સોંપવાની શરત કરી હતી. પણ હવે તેમણે વચન પાળવામાં વિલંબ કર્યો. તેથી નવાબે પોતાનો પુત્ર ફ્રેંચો સામે મોકલ્યો. પણ તેના મોટા લશ્કરને ફ્રેંચ સરદારે એક નાના લશ્કર વડે માઇલાપોર અથવા સાન થોમે પાસે ઇ. સ. ૧૭૪૬ માં સખ્ત હાર ખવરાવી. હિંદીઓ યૂરોપીય ઢબ મુજબ સારી રીતે લડી શકે છે અને એવી કવાયત પામેલું નાનું લશ્કર પણ મોટા લશ્કરને તુરતજ હાર ખવરાવી શકે છે એ આ યુદ્ધથી પુરવાર થયું.

**એલાશાપેલનું તહ**—ઇ. સ. ૧૭૪૮માં યૂરોપમાં એલાશાપેલ (Aix-la-chapelle)નું તહ થયું એટલે કર્ણાટકમાં પણ બંને પક્ષકારો લડતા બંધ થયા. તહથી અંગ્રેજોને મદ્રાસ પાછું મળ્યું.

**દૂપ્લે**—દુપ્લે હિંદમાં ઇ. સ. ૧૭૨૬માં આવ્યો હતો ચંદ્રનગરમાં તે (Intendant) (ઇતેંદાં) કે નાયબસુબા તરીકે કામ કરતો. તેણે એ ફ્રેંચ સંસ્થાનને ઘણુંજ સુધાર્યું. તેની સ્ત્રી ઘણીજ બાહોશ હતી અને દેશની બોલી તથા દેશના રિવાજો સારી રીતે જાણતી. ઇ. સ. ૧૭૪૧ માં દૂપ્લે પોંદિચેરિનો ગવર્નર થયો. અત્યાર સુધી દૂપ્લેએ વેપાર તરફ

જ લક્ષ આપ્યું પણ તેણે સાન થોમેના યુદ્ધમાં જોયું કે કવાયત શિખેલા હિંદીઓ યૂરોપિઅન અમલદારો નીચે બહાદુરીથી અને ધૈર્યથી લડી શકે છે અને એવી તાલીમ પામેલું નાનું લશ્કર પણ મોટા બીન કેળવાએલા લશ્કરને માંકડની માફક ચોળી નાંખે છે. એ અનુભવ ઉપરથી તેણે હિંદીઓની કવાયત શીખેલી લશ્કરી ટૂકડીઓ ઉભી કરવા માંડી. હિંદમાં ડૂપ્લેએ પોતાના દેશની સારી સેવા કરી. તેણે ફ્રેંચ કંપનિ માટે પોતાનું ઘણું નાણું ખર્ચી નાંખ્યું. તે મોટો મુત્સદ્દી હતો પણ તેનામાં લડાયક શક્તિ નહોતી. એ કારણથી તેના બધા મનોરથો મનમાંજ રહી ગયા. જ્યારે તેને સ્વદેશ જવાનો હુકમ સંભળાવવામાં આવ્યો ત્યારે તે ભર સભામાં બોલી ઉઠયો કે "ઘણું જીવો આપણો રાજા", આવો તો ડૂપ્લે ધૈર્યશીલ અને સ્વદેશપ્રેમી હતો. પહેલા કર્ણાટકી વિગ્રહમાં ડૂપ્લેએ ફ્રેંચોને રાજ્યસત્તાનો ખરો સ્વાદ ચખાડયો ને કર્ણાટકમાં ફ્રેંચો ચાહે તે કરી શકે એમ એને


ડૂપ્લે

પ્રતીતિ થઈ. તે આકાંક્ષા પાર પાડવામાં અંગ્રેજોજ આડખીલીરૂપે આવી રહ્યા હતા તેથી તેમને ગમે તે પ્રકારે કર્ણાટકમાંથી કાઢવા એ ડૂપ્લેની નીતિનું હવે મુખ્ય સૂત્ર થઈ પડયું. ખરી રીતે તો અંગ્રેજોએ પોતેજ ડૂપ્લેને માર્ગ બતાવ્યો હતો. તાંજોરના રાજ્યની આંતરિક ખટપટમાં અંગ્રેજો વચ્ચે આવ્યા હતા. ડૂપ્લેએ પણ તે શિક્ષામંત્ર પ્રમાણે મોટા પાયા ઉપર કર્ણાટકની રાજ્યખટપટમાં હવે માથું મારવાનો નિશ્ચય કર્યો.

**કર્ણાટકની નવાબી ને નિઝામની ગાદી માટે ખટપટ**—ઇ. સ. ૧૭૪૮ના મે માસમાં નિઝામ-ઉલ-મુલ્ક મરી ગયો. મરતી વખતે તે

પોતાની પુત્રીના પુત્ર મુઝફ્ફરજંગને દખ્ખણની સુબેદારી આપતો ગયો. મુઝફ્ફરે ચંદાસાહેબ સાથે મિત્રતા કરી, ડુપ્લેની મદદથી તેને કેદમાંથી મુક્ત કરાવ્યો અને કર્ણાટકની નવાબી આપવા તેને વચન આપ્યું. બંને જણાઓએ ફ્રેંચોની મદદથી કર્ણાટકના નવાબ અન્વર–ઉદ્–દીનને અંબુર આગળ ઇ. સ. ૧૭૩૯માં માર્યો. પરિણામે ચંદાસાહેબ કર્ણાટકનો નવાબ થયો. મર્હુમ નવાબ અન્વર–ઉદ્–દીનનો વારસ મહમ્મદઅલી ત્રિચિનાપલ્લી નાસી ગયો, ત્યાંથી તેણે અંગ્રેજોની મદદ માંગી. નિઝામ–ઉલ–મુલ્કનો બીજો પુત્ર નાસિરજંગ મુઝફ્ફરજંગ સામો થયો. પણ ઇ. સ. ૧૭૫૦ તે મરાયો એટલે મુઝફ્ફરજંગ દખ્ખણનો સુબેદાર થયો. તેના મરણ પછી નાસિરનો ભાઈ સલાબતજંગ ગાદીનશીન થયો, ઇ. સ. ૧૭૫૦–૧૭૫૧. આવી રીતે ડૂપ્લેની અભિલાષા સિદ્ધ થઈ. દખ્ખણની સુબેદારી ને કર્ણાટકની નવાબી અત્યારે ફ્રેંચોને ઘેર વસી. માત્ર ત્રિચિનાપલ્લીમાં મહમ્મદઅલીને દાબી દેવાનું બાકી રહ્યું. પણ તેમ કરતાં અંગ્રેજો સામે લડાઈ કરવાની જરૂર પડી. અંગ્રેજોને માટે ત્રિચિનાપલ્લીને ફ્રેંચોના હાથમાં જતું કેમ અટકાવવું એજ આ વખતે મુખ્ય પ્રશ્ન થઈ પડયો. તે માર્ગ કલાઇવે બતાવ્યો ને તેજ સાથે બીજો કર્ણાટકી વિગ્રહ શરૂ થયો.



કલાઇવ

**કલાઇવ ને આર્કટનો અજબ બચાવ, ફ્રેંચોની હાર**—કલાઈવનો જન્મ ઇ. સ. ૧૭૨૫માં થયો હતો. નાનપણમાં તે ઘણોજ તોફાની હતો અને નિશાળમાં કદિ પણ અભ્યાસ ઉપર લક્ષ

આપતો નહિ. તેથી તેના બાપે કંટાળી જઈ તેને મદ્રાસ મોકલી આપ્યો, ઇ. સ. ૧૭૪૪ પહેલાં તો તે કારકુની કરતો પણ તે નોકરી તેને જરા પણ ગમી નહિ. એક વાર તો આવેશમાં તે આપઘાત કરી મરવાની તૈયારીમાં હતો. પહેલા કર્ણાટકી વિગ્રહમાં ફોર્ટ સેઇન્ટ ડેવિડના બચાવ વખતે તેણે બહાદુરી બતાવી હતી તેથી તેને લશ્કરમાં નોકરી આપવામાં આવી. ત્રિચિનાપલ્લીના ઘેરા વખતે ક્લાઇવ મદ્રાસમાં હતો ત્યાં તેણે ગવ્હર્નર લૉરેન્સને એવી સલાહ આપી કે ત્રિચિનાપલ્લીના બચાવ માટે અંગ્રેજોએ અર્કોટને ઘેરો ઘાલવો, એટલે ચંદા સાહેબનું લશ્કર અર્કોટ બચાવવા ત્રિચિનાપલ્લીને છોડી દેશે અને મહમ્મદઅલી છુટો થશે. ગવ્હર્નરે ક્લાઇવની આ સલાહને માની અને ૨૦૦ અંગ્રેજો અને ૩૦૦ સિપાઈઓના લશ્કરને લઈ ક્લાઇવ પોતે અર્કોટમાં દાખલ થયો. આ નાના લશ્કરે અર્કોટનો ૫૩ દિવસ સુધી બચાવ કર્યો. ચંદાસાહેબે ક્લાઇવની માન્યતા પ્રમાણે તુરતજ ત્રિચિનાપલ્લીના લશ્કરને ઓછું કરી અર્કોટ પાછું લેવા પોતાના પુત્ર રાજા સાહેબને નાના લશ્કર સાથે મોકલ્યો. ક્લાઇવે તેને આરણી પાસે હરાવ્યો. ફ્રેંચો પણ કાવેરીપાક પાસે હારી ગયા. એજ વખતે ચંદાસાહેબ પણ હારી ગયો. તાંજોરમાં તેનું ખુન થયું. અંગ્રેજો ત્રિચિનાપલ્લીમાં દાખલ થયા. ૧૭૫૨. ઇ. સ. ૧૭૫૩માં ક્લાઇવ સ્વદેશ ગયો પણ ટૂંક મુદતમાં મદ્રાસના ગવ્હર્નર તરીકે હિંદ પાછો આવ્યો તે ઘેરિઆ અથવા વિજયદુર્ગનો કબજો આંગ્રે પાસેથી લઈ મદ્રાસ ગયો.

**નિઝામ અને બુસ્સિ**—દરમ્યાન ફ્રેંચ સરદાર બુસ્સિએ સલાબતજંગની નિઝામી દરમ્યાન પ્રબળ સત્તા જમાવી લીધી. સલાબતજંગ અને તેના ભાઈ નિઝામઅલી વચ્ચે હંમેશાં સુબેદારી માટે ખટપટ ચાલ્યાં કરતી હતી તેથી બુસ્સિની લશ્કરી મદદની સલાબતને પૂરી જરૂર હતી. એ કારણથી લશ્કરના ખર્ચના નિભાવ માટે સલાબતે એ ફ્રેંચ સરદારને ઉત્તર સરકારનું મ્હેસુલ માંડી આપ્યું.

**સુલેહ**—પોતનાજ લોકો હિંદમાં લડે ને યૂરોપમાં બંને પ્રજાઓ વચ્ચે મિત્રતા હોય તે ઝાઝા વખત સુધી કેવી રીતે નભી શકે? તેથી ઇ. સ. ૧૭૫૪માં ફ્રેંચ સરકારે ડૂપ્લે ઉપર સ્વદેશ આવવા હુકમ મોક-

લ્યો ને તેને બદલે Godehue ગોદહ્યૂને હિંદ રવાના કર્યો. તેણે અંગ્રેજો સાથે સુલેહ કરી, ૧૭૫૫. બંને પક્ષકારોએ હિંદી ખિતાબો તજી દીધા અને હિંદનાં રાજ્યોની ખટપટોમાં વચ્ચે ન પડવા કબુલ કર્યું. આ સુલેહનો ભંગ થયો તે આપણે હમણાંજ જોઈશું. ગોદહ્યૂ પણ સ્વદેશ ચાલ્યો ગયો.

**ફ્રેંચોનો પરાજય. છેલ્લો કર્ણાટકી વિગ્રહ**—થોડા વખત માટે તો ફ્રેંચો ને અંગ્રેજો વચ્ચે કર્ણાટકમાં કોઈ બખેડો જાગ્યો નહિ. પણ ઇ. સ. ૧૭૫૬માં યૂરોપમાં ફ્રાંસ અને ઈંગ્લંડ વચ્ચે સાત વર્ષનો વિગ્રહ શરૂ થયો તેથી આપણે ત્યાં પણ તે વિગ્રહના છાંટા ઉડયા. તુરતજ બંગાળામાં ચંદ્રનગર મુકામે આવેલું ફ્રેંચ થાણું અંગ્રેજોએ હાથ કર્યું. ફ્રાંસથી જનરલ લૅલિ હિંદુસ્તાનમાં આવ્યો. તેણે ઇ. સ. ૧૭૫૮માં સેન્ટ ડેવિડનો કિલ્લો સર કર્યો. પણ લૅલિ પાસે નાણું કે માણસો નહોતાં. હિંદના ફ્રેંચ અમલદારોએ તેને યોગ્ય મદદ આપી નહિ. વળી અંગ્રેજોનો નૌકાધિપતિ ફ્રેંચ નૌકાધિપતિ કરતાં વધારે બળવાન્ હતો. છતાં લૅલિએ મદ્રાસ સર કર્યું, પણ અંગ્રેજોને મદદ મળી ચૂકી હતી. તેથી ૧૭૫૯માં લૅલિ મદ્રાસ છોડી અર્કાટ ચાલ્યો ગયો. તેણે બુસ્સિને હૈદરાબાદથી પાછો બોલાવી લીધો. આ એક દૃષ્ટિએ જોતાં મોટી ભૂલ થઈ, કારણ કે તુરતજ ઉત્તર સરકારમાં કર્નલ ફૉર્ડે ફ્રેંચોને હરાવ્યા. હવે ફ્રેંચો શરણ થઈ ગયા, ૧૭૫૯. સલાબતજંગે ગંતુર સિવાય તમામ ઉત્તર સરકાર અંગ્રેજોને માંડી દીધો ને રાજમહેંદ્રના રાજાએ અંગ્રેજોને વિઝાગાપટ્ટમ્ ને બીજાં બંદરો આપ્યાં. કર્ણાટકમાં પણ અંગ્રેજ સરદાર સર આયર કૂટે ઇ. સ. ૧૭૬૦માં વાંદિવાશ મુકામે લૅલિને ને બુસ્સિને હરાવ્યા. પોંદિચેરિ ને બીજાં ફ્રેંચ થાણાંઓ પણ હવે અંગ્રેજોએ વશ કર્યા. લૅલિ ફ્રાંસ ગયો અને ત્યાં તેને ફાંસી દેવામા આવી. તે બહાદુર સિપાઈ હતો પણ તેનામાં દીર્ઘદૃષ્ટિ કે મુત્સદ્દીગીરી નહોતી. ઇ. સ. ૧૭૬૩માં પૅરિસ મુકામે તહ થવાથી સાત વર્ષના વિગ્રહનો અંત આવ્યો. ફ્રેંચોનાં પાંચ મુખ્ય થાણાંઓ તેમને પાછાં મળ્યાં. પણ તેમની બીજી સત્તા નાશ પામી. તેમણે મહમ્મદઅલીની નવાબી સ્વીકારી. ઇ. સ. ૧૭૮૧–૮૩મા

એક વાર ફ્રાંસે પોતાની ગુમાવેલી વગ પાછી મેળવવા યત્નો કર્યાં પણ તેમાં કાંઈ વળ્યું નહિ. આ વખત દરમ્યાન હૈદરાબાદ મુકામે નિઝામ-અલીએ સલાબતનું ખુન કરી સુબાગીરી લઈ લીધી હતી.

**ફ્રેંચોની હારનાં કારણો**—ફ્રેંચો અંગ્રેજોથી કેમ હાર ખાઈ બેઠા? ફ્રેંચ સરદારો લૅલિ ને બુસ્સિ, ક્લાઇવ, કૂટ, ફૉર્ડ, વગેરેથી કાંઈ ઉતરે તેમ નહોતા. ડૂપ્લે જબરો મુત્સદ્દી હતો અને અંગ્રેજોમાં તેનો બરોબરીઓ કોઈ નહોતો. હિંદના રાજાઓના દરબારોમાં ફ્રાંસની શાખ ઇંગ્લંડના કરતાં વધારે સારી હતી. ફ્રેંચોએ અત્યારે આફ્રિકામાં અને એશિઆમાં મોટું સામ્રાજ્ય સ્થાપ્યું છે એટલે સંસ્થાનો વસાવવામાં કે જિતવામાં તેઓ કાંઈ નબળા નહોતા. તેઓ કારસ્તાનમાં અંગ્રેજોથી કોઈ રીતે ઉતરતા નહોતા અને નથી. છતાં હિંદમાં તેઓ હારી બેઠા તેનાં કારણો ઘણાં ઊંડાં છે. ફ્રાંસનો મુખ્ય પુરુષ ડૂપ્લે મુત્સદ્દી હતો પણ તેનામાં લડાયક શક્તિ નહોતી. અંગ્રેજ સરદાર ક્લાઇવ સાહસિક ને લડાયક હતો. ફ્રેંચ અધિકારીઓ હિંદમાં કોઈ કામ એક સંપથી કરી શકતા નહિ. દરિયાઈ અમલદારો ને લશ્કરી સરદારો હમેશાં લડતા. મુલ્કી અમલદારો પણ પરસ્પર લડી મરતા. ફ્રેંચ અમલદારો જ્યારે હિંદથી સ્વદેશ જતા ત્યારે તેમના તરફ રાજ્યસત્તા કટાક્ષથી જોતી એટલુંજ નહિ પણ ઘણીવાર તો તેમને ખૂબ દંડતી. હિંદુસ્તાનના ફ્રેંચોને તેમની માતૃભૂમિથી ઘણી ઓછી મદદ મળતી. હિંદના અંગ્રેજોને ઇંગ્લંડના લોકોનો પૂરેપૂરો ટેકો હતો. બંગાળામાંથી દક્ષિણમાં માણસો ને નાણું મોકલી શકાતાં. ફ્રેંચોને આવો કોઈ જાતનો આશ્રય નહોતો. પૅરિસ મુકામે ફ્રેંચ સરકાર દેવાદાર થઈ ગઈ હતી. ઈંગ્લંડનો નાણાંનો વહિવટ ઘણોજ સારો ચાલતો. નૌકાબળમાં ઇંગ્લંડ ફ્રાંસથી હમેશાં ચડતું આવ્યું છે. ફ્રાંસની નબળાઈ આ ક્ષેત્રમાં અક્ષમ્ય હતી. ફ્રેંચ સરકાર ર્‌હાઇન નદી ઉપર લડાઈઓ કરતી તેથી તેને ફ્રાંસની પૂર્વ સરહદ ઉપરના શત્રુઓને વશ કરવા હિંદના લાભોને ઘણી વાર જતા કરવા પડતા. ફ્રેંચ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ સ્વતંત્ર નહોતી; તેનો બધો વહિવટ પૅરિસનું મંત્રિમંડળ કરતું. અંગ્રેજોની કંપનિ મંત્રિમંડળથી સ્વતંત્ર હતી અને તેથી

તેને નાણાં, વહિવટ, નીતિ, વગેરે બાબતોમાં સ્વતંત્રતાથી કામ કરવાના પ્રસંગો પ્રાપ્ત થતા. ઇ. સ. ૧૭૮૯ના પ્રચંડ વિપ્લવ—French Revolution—પછી ફ્રાંસે અમેરિકામાં ને ઇ. સ. ૧૮૧૫ પછી આફ્રિકામાં સત્તા વધારવાનો આરંભ કર્યો. ફ્રેંચ સત્તાના નાશનું સમર્થન કરવાને આ કારણો પૂરતાં છે. એ ઉપરથી અંગ્રેજોની ફત્તેહનાં કારણો પણ એકદમ સ્પષ્ટ થઈ શકે છે.

**સાર**—ડુમા પછી ડૂપ્લેએ ફ્રેંચ સત્તાને કર્ણાટકમાં યૂરોપીય સત્તાઓમાં સાર્વભૌમ કરવા પ્રયત્નો કર્યા. તેમાં તે નિષ્ફળ ગયો, કારણ કે તેનામાં મુત્સદ્દીગીરી હતી પણ સરદારી કે સિપાઈગીરી નહોતી. પહેલા વિગ્રહમાં ફ્રેંચો અને અંગ્રેજો સમાન રહ્યા. ફ્રેંચો અને અંગ્રેજો દખ્ખણની સુબેદારી અને કર્ણાટકની નવાબીની તકરારોમાં વચ્ચે પડયા. તેથી બીજો ફ્રેંચ વિગ્રહ ફાટી નીકળ્યો. તેમાં ક્લાઇવ આગળ આવ્યો. ફ્રેંચો હારી ગયા. ડૂપ્લે નિરાશ થઈ સ્વદેશ ગયો. ત્રીજા વિગ્રહમાં લૅલિ ને બુસ્સિ હારી ગયા. અંગ્રેજો કર્ણાટકમાં, તાંજોરમાં ને ઉત્તર સરકારમાં ધણી થયા. ફ્રેંચો નિઝામના દરબારમાંથી પણ ખસી ગયા. ફ્રેંચોના પરાજયનાં કારણો નીચે પ્રમાણે કહી શકાય. (૧) ફ્રેંચોનું ઉતરતું નૌકાબળ. (૨) હિંદમાં ફ્રેંચ મંત્રિમંડળની દખલગીરી. (૩) ફ્રેંચ સરકારની યૂરોપીય રાજ્યનીતિ.

**પ્રશ્નો**—(૧) અંગ્રેજો કર્ણાટકમાં કેવી રીતે આગળ આવ્યા? (૨) ફ્રેંચપરાજયનાં કારણો જણાવો. (૩) ડૂપ્લેની મુત્સદ્દીગીરીનો ખ્યાલ આપો.

## પ્રકરણ ૬૬ઠ્ઠું

## બંગાળામાં અંગ્રેજ સત્તાની સ્થાપના, પ્લાસ્સિની લડાઈ સુધી.

**મોગલોનો બંગાળા પ્રાંત**—ઇ. સ. ૧૭૨૫ સુધી મુર્શીદકુલીખાં બંગાળાનો સુબેદાર હતો. તેના પછી તેનો જમાઈ સુબેદાર થયો. ઇ. સ. ૧૭૩૯ સુધી તેણે બંગાળામાં સુબેદારી કરી. તેના પછી તેનો પુત્ર નવાબ થયો પણ તે નબળો હતો તેથી બિહાર પ્રાંતના દિવાન અલીવર્દીખાંએ તેને કાઢી મૂક્યો અને પોતે સુબેદારી ધારણ કરી. તે ઇ. સ. ૧૭૫૬માં

મરી ગયો. તેના પછી તેની પુત્રીનો પુત્ર મીરઝા મહમુદ અથવા સિરાજ–ઉદ્–દૌલા નવાબ થયો.

**અંગ્રેજો ને સિરાજ–ઉદ્–દૌલા**—અંગ્રેજોએ આ વખતે બંગાળામાં કાસિમબઝાર, હુગલી, વગેરે સ્થળોએ કોઠીઓ કરી હતી ને તેઓ સારો વેપાર ખેડતા હતા. નવાબ સિરાજ–ઉદ્–દૌલા અવિચારી હતો. તેણે પોતાનાં સગાંઓ પાસેથી પૈસા કઢાવવા માંડ્યા. ઢાકામાંથી તેની સગી એક બાઇનો દિવાન કલકત્તા અંગ્રેજોને શરણ ગયો. આ વખતે અંગ્રેજો કલકત્તાના કિલ્લાને સુધારતા હતા. તેઓએ ઢાકાથી શરણ આવેલા માણસને સોંપવા ના પાડી તેથી નવાબે મુર્શીદાબાદ પાસે આવેલી કાસિમબઝારની અંગ્રેજ કોઠીને લુટી અને મિ. વૉટ્સ નામના કોઠીના મુખીને કેદ કર્યો. પછી તેણે કલકત્તા સર કર્યું. જુન, ૧૭૫૬. ગવર્નર ડ્રેઈક વગેરે અંગ્રેજો નાસી ગયા પણ હૉલ્વેલ વગેરે જે બાકી રહ્યા તેમને નવાબે કેદ કરવા હુકમ કર્યો એટલે તેના નોકરોએ કેદી અંગ્રેજોને કલકત્તાના કારાગૃહમાં પૂર્યાં.

**કલકત્તાનું કારાગૃહ**—The Black Hole of Calcutta–આ બનાવ વિષે દરેક ઇતિહાસકાર લખી ગયો છે. કલકત્તામાં અંગ્રેજો પોતાના જાતભાઈઓને ને હિંદીઓને આજ કારાગૃહમાં કેદી તરીકે રાખતા. ખુદ ઇંગ્લંડમાં પણ કારાગૃહોની વ્યવસ્થા એ વખતે ઘણીજ ખરાબ હતી ને કલકત્તાના કારાગૃહ જેવાં હજારો કારાગૃહો એ વખતે યૂરોપમાં હતાં. નવાબે કેટલા અંગ્રેજોને આ “ અંધારી ” કોટડીમાં મોકલ્યા ને બીજે દિવસે સવારે બહાર જીવતા કેટલા નીકળ્યા તે સંબંધી ચોક્કસ વિગત હજુ સુધી પ્રમાણસર મળી શકતી નથી. પણ કુલ ૧૪૬ અંગ્રેજોને કેદ કરવામાં આવ્યા હતા ને તેમાંથી બીજે દિવસે ૨૩ જણાજ અધમુઆ બહાર આવ્યા ને બાકીના મરી ગયા એમ કહેવામાં આવે છે. આ ૨૩માં એક સ્ત્રી હતી. કારાગૃહના બનાવ માટે નવાબની જવાબદારી વિશેષ સંભવતી નથી. કેદ પકડાએલા અંગ્રેજોની બાબતમાં તેણે બેદરકારી બતાવી એટલુંજ. તેમને કેદખાનામાં ગુંગળાવી મારી નાંખવાનો તેનો ઈરાદો નહોતો, તેમ કેદી અંગ્રેજોની ભયાનક સ્થિતિથી તે માહીતગાર પણ નહોતો,

કારાગૃહની બધી જવાબદારી નવાબનાં માણસોને શિરજ રહેશે. તેમ કારાગૃહ તદ્દન અંધારી કોટડી જેવું નહોતું. કારાગૃહની બીના ખોટી છે એ હજુ સિદ્ધ થયું નથી. બધા દેશોના ઇતિહાસમાં આવા અનેક પ્રસંગો બને છે. માત્ર ઇતિહાસકારો કારાગૃહને વિશેષ મહત્ત્વ આપી માત્ર અમુક પ્રસંગ માટે પોતાનો ઓછોઅદકો પક્ષપાત બતાવે છે.

**કલાઇવની હીલચાલો**—કલકત્તા પડયું તે ખબર મદ્રાસ પહોંચી એટલે મેજૉર કિલ્પેટ્રિકને મદ્રાસથી કલકત્તા તરફ રવાના કરવામાં આવ્યો. કલાઇવ ને વૉટ્સન પણ દરમ્યાન મદ્રાસ આવી ગયા હતા તેથી તેઓ પણ કલકત્તા તરફ ઉપડી ગયા. ઇ. સ. ૧૭૫૭ના જાનેવારિ માસમાં કલકત્તા પાછું સર કરવામાં આવ્યું. આ વખતે ફ્રેંચો ને અંગ્રેજો વચ્ચે યૂરોપમાં લડાઈ શરૂ થઈ ચૂકી હતી તેથી કલાઇવે ફ્રેંચ સંસ્થાન ચંદ્રનગર કબજે કર્યું, ચંદ્રનગરના ફ્રેંચો નવાબના આશ્રિત હતા, તેથી તેણે કલાઇવના આ કૃત્ય સામે વાંધો ઉઠાવ્યો: પણ દરમ્યાન તેનેજ પદભ્રષ્ટ કરવાને મોટું કાવતરૂં ઉભું કરવામાં આવ્યું.

**નવાબ સામે કારસ્તાન**—સિરાજ પોતાના અમલદારોને તો ખુંચ્યાં જ કરતો. હવે અંગ્રેજો પણ તેની વિરુદ્ધ થયા. ઉપરાંત બંગાળામાં કલાઇવને મદ્રાસના અંગ્રેજોના જેવો વેશ ભજવવો હતો. મર્હુમ નવાબ અલીવર્દીખાંનો બનેવી ને સિરાજના લશ્કરનો બક્ષી મીરજાફરખાં આ કારસ્તાનમાં ભળ્યો. કલાઇવ વગેરે અંગ્રેજોએ સિરાજને પદભ્રષ્ટ કરી તેને નવાબી આપવા કબુલ કર્યું. મીરજાફરે સામું ફ્રેંચોને કાઢી મૂકવાનું વચન આપ્યું. આ કારસ્તાનમાં જગતશેઠ જેવો મોટો વેપારી પણ સામેલ થયો. અમીચંદ નામનો એક સિખ સરાફ કે જે આ ભેદમાં પહેલેથીજ હતો તેણે હવે એમ જાહેર કર્યું કે જો રૂ. વીસ લાખ તેને આપવામાં આવે તો પોતે પક્ષકારોનો કરાર ગુપ્ત રાખશે; નહિતર સર્વ વાત નવાબને કાને નાંખશે. કલાઇવે અમીચંદને વિશ્વાસમાં લીધો. તેણે બે જાતના કાગળો ઉપર કરાર લખ્યો—ખરો કરાર સફેદ કાગળ ઉપર, કે જેમાં અમીચંદની દલાલી વિષે કોઈ ઉલ્લેખ નહોતો ને બીજો લાલ કાગળ ઉપર, કે જેમાં અમીચંદને દલાલી મળે એમ સ્પષ્ટપણે લખવામાં આવ્યું

હતું. આ લાલ (પીળા) કાગળ ઉપર સત્યવાદી ઍડમિરલ વૉટ્સને પોતાની સહી આપવા ના પાડી એટલે ક્લાઇવની સૂચના ઉપર એક બીજા અંગ્રેજે વૉટ્સનની સહી કરી. ક્લાઇવના વર્તનનો બચાવ કરવામાં સત્યને અન્યાય થાય છે.

**પ્લાસિસનું યુદ્ધ**—ક્લાઇવે હવે નવાબ સામે કોઈ જાતનું સમાધાન કરવાની માંગણી ન કરતાં તુરતજ તેના ઉપર લશ્કર લઈ જવાનો નિશ્ચય કર્યો. બંનેનાં લશ્કરો પ્લાસિસના ક્ષેત્ર ઉપર પડાવ નાંખી પડ્યાં. જુનની ૨૩મીએ નામનું યુદ્ધ થયું. નવાબનું લગભગ ૫૦,૦૦૦ પાયદળ ને ૧૮,૦૦૦ ઘોડેસવારનું લશ્કર વીખરાઈ ગયું. માત્ર કેટલાએક ફ્રેંચો આખર સુધી લડયા. નવાબનો સેનાપતિ માર્યો ગયો ને નવાબ પોતે ભાગી ગયો. અંગ્રેજોએ મીરજાફરને ખાલી પડેલી બંગાળાની નવાબી આપી. પ્લાસિસના યુદ્ધ પછી આપણા ઇતિહાસનું સ્વરૂપ પણ બદલાઈ ગયું. અંગ્રેજો વેપારી મટી મુત્સદ્દી ને રાજ્યકર્તાઓ થયા. કર્ણાટક ને બંગાળા વાટે હવેથી તેઓ સાર્વભૌમ થતા ગયા તેથી આ ભાગ અહીં સમાપ્ત થવો જોઈએ.

**સાર**—ઇ. સ. ૧૭૫૬માં સિરાજ–ઉદ્–દૌલા બંગાળાનો નવાબ થયો. તે પોતાના કુટુંબીઓને, અમલદારોને અને વેપારીઓને સતાવવા લાગ્યો. અંગ્રેજો આ વખતે કલકત્તાનું કોટકામ સુધારતા હતા તે તેને રુચ્યું નહિ. તેણે કાસિમબઝાર ને કલકત્તા સર કર્યા. આ વખતે કલકત્તાના કારાગૃહનો જાણીતો બનાવ બન્યો. તેમાં યુવાન્ નવાબનો વાંક નહોતો. ક્લાઇવે કલકત્તા પાછું સર કર્યું ને નવાબ સામે તેણે મોટું કાવતરૂં ઉભું કર્યું. મીરજાફર વગેરે તેમાં સામેલ થયા. ખોટા દસ્તાવેજો બનાવી ને ખોટી સહી કરાવી ક્લાઇવે અમીચંદને પણ છેતર્યો. પછી તેણે સિરાજ સામે કુચ કરી. પ્લાસિસના ક્ષેત્ર ઉપર ઇ. સ. ૧૭૫૭ના જુન માસમાં અંગ્રેજોએ નવાબને હરાવ્યો ને બંગાળી નવાબી મીરજાફરને આપી. આ બનાવથી આપણા દેશના ઇતિહાસમાં થોડા વખતમાં મોટું પરિવર્તન થઈ ગયું.

**પ્રશ્નો**—(૧) અંગ્રેજોએ બંગાળાનો કબજો કેવી રીતે લીધો? (૨) ક્લાઇવના વર્તન વિષે તમારા વિચારો દર્શાવો.

## વંશાવળીઓ.

### (૧) નિઝામનું કુટુંબ.

- આલમ શેખ
  - ખ્વાજા આબીદ
    - મીર શાહબુદીન
      - કમરૂદીન, નિઝામ-ઉલ-મુલ્ક, આસફઝા, મૃત્યુ. ૧૭૪૮.
        - ગાઝીઉદ્દીન
          - મીર શાહબુદીન, વઝીર.
        - (૨) નાસિરજંગ, અંગ્રેજોનો આશ્રિત.
        - (૩) સલાબત જંગ
        - બસાલત જંગ
        - મોગલ અલીખાં
        - પુત્રી
          - (૧) મુઝફ્ફરજંગ, ફ્રેંચોનો આશ્રિત.
        - (૪) નિઝામઅલી

### (૨) કર્ણાટકના નવાબો.

- (અ) સાદત અલીખાં, ૧૭૧૦-૩૨.
  દોસ્તઅલી, ૧૭૩૨-૪૦.
  - સફદરઅલી
  - પુત્રી=હુસેનદોસ્ત ઊર્ફે ચંદા સાહેબ, ફ્રેંચોનો આશ્રિત.
    - રાજા સાહેબ

- (બ) અન્વરૂદીન
  - મોહફુઝખાં
  - નજીબ
  - મહમ્મદઅલી અંગ્રેજોનો આશ્રિત.

# વિભાગ ૮મો

# અંગ્રેજ સામ્રાજ્ય. સ્થાપના ને વિકાસ.

## ઈસ્ટ ઈંડિઆ કંપનિ

### પ્રકરણ ૧લું

### પ્લાસ્સિના વખતનું હિંદુસ્તાન.

**પ્લાસ્સિના યુદ્ધ વખતનું હિંદુસ્તાન**—ઇ. સ. ૧૭૫૭ના જુન માસમાં કલાઇવે બંગાળાના નવાબ સિરાજ-ઉદ્-દૌલાનો પરાજય કર્યો ત્યારથી તે ઇ. સ. ૧૮૫૮ના ઑકટોબરના બળવા સુધીના સમયને આપણા દેશના ઇતિહાસમાં સંક્રાંતિનો સમય કહી શકાય. એ વખતે આગ્રા, અલ્લાહાબાદ, દિલ્હી ને સરહિંદના પ્રાંતો સિવાય મોગલાઇની ખરી હકુમત કયાંય પણ ચાલતી નહોતી. બંગાળા, બિહાર, અને ઓરિસ્સાના પ્રાંતો ઇસ્ટ ઇંડિઆ કંપનીના આશ્રિત નવાબના હાથમાં હતા. અયોધ્યાનો નવાબ મોગલ પાદશાહથી સ્વતંત્રપણે વર્તતો હતો. નજીબખાં ને બીજા રોહિલ્લાઓ રોહિલખંડમાં સત્તા ભોગવતા હતા, લાહોર, મુલતાન, કાશ્મીર અને સિંધના પ્રાંતો અફ્ઘાનીસ્તાનના દુર્રાણી અહમદશાહ અબ્દાલીના કબજામાં હતા. રજપુતસ્તાનના નાનાં મોટાં રાજ્યો કમજોર હતાં. ભરતપુર મુકામે જાટ લોકોએ રાજ્ય સ્થાપ્યું હતું. રજપુત ને જાટ રાજાઓ પાસેથી ને બુંદેલખંડ, રેવા, વગેરે પ્રાંતોમાં મરાઠાઓ ઉઘરાણું કરતા. અલ્લાહાબાદ પાસેજ ઝાંસીમાં ત્રીજા પેશવા બાળાજી બાજીરાવની પોતાની આણ ફરતી. શિંદે તથા હોળકર પેશવાના પ્રતિનિધિઓ તરીકે મધ્ય હિંદુસ્તાનનાં રાજારજવાડાંઓ પાસેથી ખંડણી વસુલ કરતા. ગુજરાત ને કાઠિઆવાડ ઉપર મરાઠી સત્તા ફેલાવવા વડોદરેથી ગાયકવાડ સરકાર પ્રયત્નો કરતી હતી. નાગપુરના ભોંસલે રાજાની આણ નાગપુર, બરાડ, કટક ને બાલેશ્વર ઉપર ફરતી. ભોપાલનું નાનું મુસલમાની રાજ્ય નાગપુર ને ઈંદોર મુકામે આવેલાં બે મરાઠી રાજ્યો

વચ્ચે ખીલારૂપે આવી રહ્યું હતું. નાગપુરનાં રાજ્યોની દક્ષિણે નિઝામ–ઉલ–મુલ્ક ને નિઝામી સરહદની દક્ષિણે કર્ણાટકના નવાબ મહમ્મદઅલીનાં રાજ્યો હતાં. મહમ્મદઅલી અંગ્રેજનો રક્ષિત હતો. પણ કર્ણાટકમાં આ વખતે ફ્રેંચો ને અંગ્રેજો વચ્ચે જબરી ખટપટ ચાલી રહી હતી. મ્હૈસુર એક મોટા રાજ્યની સ્થિતિમાં આવવા તૈયાર થતું હતું. આખા મહારાષ્ટ્ર ઉપર મરાઠાઓની આણ ફરતી. મરાઠી સત્તાનો નામધારી પ્રમુખ ને શિવાજીનો વંશજ છત્રપતિ સાતારામાં નજરકેદ હતો. કોલ્હાપુરમાં શિવાજીના વંશજો રાજ્ય કરતા હતા. કિનારાપર અંગ્રેજો, આંગ્રે, તથા સિદ્દીના અમલથી મરાઠી સત્તા નબળી ગણાય ખરી. અગ્નિકોણના મરાઠી રાજ્ય તાંજોરને કર્ણાટકનો નવાબ ગળી જવા ઇચ્છતો હતો. મરાઠાઓ મોગલાઈનો કબજો કરી હિંદમાં સાર્વભૌમ થવા ઇચ્છતા હતા પણ ઉત્તરનાં ને દક્ષિણનાં રાજ્યો તેમની વિરુદ્ધ પ્રચંડ ખટપટ કરી રહ્યાં હતાં. અંગ્રેજોને તાબે તે વેળા મુંબઈ, મદ્રાસ ને કલકત્તા હતાં. સુરત, ભરૂચ, તેલિચેરી, મસુલિપટ્ટમ્, મુર્શીદાબાદ, વગેરે સ્થળોએ તેમની કોઠીઓ હતી. ફ્રેંચોના કબજામાં પોંડિચેરી, કારિકલ, ચંદ્રનગર, યાનામ્ ને માહેમ હતાં. હૈદરાબાદ મુકામે ને ઉત્તર સરકારમાં તેમનું ઘણું જોર હતું. ડચ લોકોને તાબે ચિનસુરા ને નેગાપટ્ટમ્‌નાં બંદરો હતાં. ગોવા, દમણ ને દીવમાં ફિરંગીઓ હતા. હિંદુસ્તાનની પડોશમાં કાબુલના શાહ અહમદશાહ અબ્દાલી સિવાય બીજો કોઈ પ્રતાપી ને સત્તાવાળો રાજ્યકર્તા નહોતો. ઔરંગઝેબ પછી હિંદુસ્તાનમાં કલા, સાહિત્ય, વગેરેમાં ખાસ પ્રગતિ થઈ નહોતી. પણ મુસલમાનોનું ધર્મનું ઝનુન આગળ કરતાં ઘણું ઓછું હતું.

**સૈકાનાં આવશ્યક લક્ષણો**—પ્લાસિનું યુદ્ધ હિંદના ઇતિહાસમાં અગત્યનું સ્થાન ધરાવે છે. તે પછી ધીમે ધીમે અંગ્રેજો આખા દેશના ધણી થયા. લશ્કરી યોજના પણ તે વખતથી ધીમે ધીમે એકહથ્થુ થતી ગઈ. રાજ્યવ્યવસ્થામાં મોટા ફેરફારો કરવામાં આવ્યા. મોટા મોટા હોદ્દાઓ અંગ્રેજોના હાથમાં જતા રહ્યા. આપણા ઉદ્યોગોને ને કળાને રાજ્ય તરફથી જોઈતું ઉત્તેજન મળી શક્યું નહિ. આપણાં નાણાંનો તમામ વહિવટ અંગ્રેજોના હાથમાં ગયો. આપણાં પાડોશી રાજ્યો સાથેના સંબં-

ધમાં પણ આપણે ઇંગ્લંડની પોતાની રાજકીય સ્થિતિનો વધારે ને વધારે વિચાર કરવો પડયો. સંક્રાંતિકાળના આ બધા ગેરફાયદાઓ સાથે આપણને ઘણા લાભો પણ થયા, જેવાકે, રેલ્વે, નહેરો, તાર, ટપાલ, શાંતિ, કેળવણી, વગેરેનો વિકાસ. તે સિવાય આપણે આપણો ભૂતકાળનો ઇતિહાસ ભૂલી ગયા હતા તે શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે આપણે તાજો કર્યો. પશ્ચિમની વિદ્યાથી આપણે રંગાયા; આપણા સાહિત્યની ભાવનાઓનું સ્વરૂપ ફરી ગયું ને તેથી આપણામાં રાષ્ટ્રીય ભાવનાના નવા અંકુરો ફુટયા. આ વિચારો, આ ભાવનાઓ, આ પરિસ્થિતિઓ, ઇ. સ. ૧૮૫૮ પછીના કાળમાં વિશેષ સ્પષ્ટ થવા લાગ્યાં.

**સાર**—ઇ. સ. ૧૭૫૭માં હિંદની રાજકીય સ્થિતિ નીચે પ્રમાણે હતી. (૧) બંગાળામાં કંપનિ. (૨) અયોધ્યામાં નવાબ વઝીર. (૩) દિલ્હી આગ્રા અને સરહિંદ ઉપર મોગલ પાદશાહ. (૪) લાહોર, મુલતાન, કાશ્મીર ને સિંધ પ્રાંતમાં અબ્દાલી. (૫) ગુજરાત, કાઠિયાવાડ, રજપુસ્તાન, બુંદેલખંડ, નાગપુર, ખાનદેશ, મહારાષ્ટ્ર, અને ઓરિસ્સામાં મરાઠાઓ. (૬) હૈદરાબાદ, કર્ણાટક, વગેરેમાં નિઝામ, અંગ્રેજો ને ફ્રેંચો. પ્લાસિ પછીનો કાળ સંક્રાંતિનો સમય કહી શકાય. તે વખતમાં અંગ્રેજ કંપનિ હિંદમાં સાર્વભૌમ બની. એજ વખતમાં દેશમાં સર્વત્ર શાંતિ પણ પ્રસરી.

**પ્રશ્નો**—(૧) પ્લાસિના યુદ્ધ વખતના હિંદની રાજકીય સ્થિતિ તપાસી જાઓ. (૨) ઇ. સ. ૧૭૫૭થી ૧૮૫૮ સુધીના સમયનાં મુખ્ય લક્ષણો આપો.

## પ્રકરણ ૨જું

## બંગાળામાં અંગ્રેજોનો કારભાર, ઇ. સ. ૧૭૫૭–૧૭૭૨.

**મીરજાફરની નવાબી**—સિરાજ-ઉદ્-દૌલાને પદભ્રષ્ટ કરી કલાઇવે મીરજાફરને નવાબી આપી તે આપણે આગળ જોઇ ગયા. પણ મીરજાફર ઘરડો ને ગંજેરી હતો, તેણે કંપનિના અમલદારોને ખુબ રૂશવત આપી ત્રિજુરી પણ ખાલી કરી દીધી,* કંપનિને કલકત્તાની દક્ષિણે

*અમીચંદને એક ફૂટી બદામ પણ ન મળી. તેણે આપઘાત કર્યો તે વાત હવે ખોટી ઠરી છે. લંડનમાં અનાથાશ્રમને માટે ને ગુરૂ ગોવિંદના મંદિરને માટે

ચોવીસ પરગણાંની ઝમીનદારી આપી, ને હુગલી નદી ઉપર માલ લઈ જવા માટે કંપનિનું દાણ પણ માફ કર્યું.

**નવાબ, પાદશાહ ને વઝીર**—પણ આ નવીન નવાબીના શત્રુઓ ઘણા હતા. મોગલ પાદશાહ આલમગીર બીજાનો શાહઝાદો ને અયોધ્યાનો નવાબ-વઝીર શુજા-ઉદ્-દૌલા બિહાર પ્રાંત ઉપર ચડી આવ્યા, ઇ. સ. ૧૭૫૯. બંને વચ્ચે કુસંપ હોવાથી પહેલી વાર તો તેનું પરિણામ કાંઈ ન આવ્યું પણ શાહઝાદો પોતે શહેનશાહ શાહઆલમ થયો ત્યારે તે ઠેઠ મુર્શીદાબાદ લગી આવી પહોંચ્યો. પણ અંગ્રેજોએ તેને નસાડી મૂક્યો, ઇ. સ. ૧૭૬૦. આજ વખતે અંગ્રેજોએ કલકત્તાની ઉત્તરે વીસ માઇલ દૂર ડચ થાણું ચીનસુરા પણ હાથ કર્યું ને ડચની સત્તાનો નાશ થયો.

**મીરજાફર પદભ્રષ્ટ**—આવી રીતે કંપનિએ પોતેજ ઉભી કરેલી નવાબીનું રક્ષણ કર્યું. પણ ક્લાઇવ ઇંગ્લંડ ગયો કે તુરતજ મીરજાફરની નવાબીનો અંત આવ્યો. ક્લાઇવ પછીનો બંગાળાનો ગવ્હર્નર વૅન્સિટાર્ટ ઘણોજ નબળો હતો ને તેના સલાહકારો લાંચીઆ અને કૃતઘ્ન હતા. તેથી કલકત્તાની કાઉન્સિલના અંગ્રેજોએ મીરજાફરને વર્ષાસન આપી પદભ્રષ્ટ કર્યો અને તેના જમાઈ મીરકાસિમને બંગાળાનો નવાબ બનાવ્યો, ઇ. સ. ૧૭૬૦.

**મીરકાસિમનો કારભાર**—મીરકાસિમે કંપનિને બરદ્વાન, ચિત્તાગાંવ અને મિદનાપોરનાં પરગણાં લખી આપ્યાં ને કલકત્તાની કાઉન્સિલના અમલદારોને મોટી બક્ષીસો આપી. તેણે મીરજાફરનું દેવું પણ ચુકવ્યું. છતાં મીરકાસિમનો કારભાર કંપનિના નોકરોને જરા પણ ગમે તેવો નહોતો. નવાબે નાણાંનો તમામ વહિવટ પોતાને હસ્તક લીધો અને ઘણું નકામું ખર્ચ ઓછું કરી નાંખ્યું. લશ્કરને ઓછું કરવામાં આવ્યું ને તે સાથે તેની વ્યવસ્થામાં સુધારો કરવામાં આવ્યો. તમામ ઝમીનદારો પાસેથી મ્હેસુલ નિયમસર ઉઘરાવવાનું શરૂ થયું. નવાબે લશ્કરનાં માણસોને યૂરોપીય ઢબ મુજબ કવાયત શિખવવા બે આર્મિનિઅનોને નોકરીમાં

---

¹ તેણે પાછળથી સારી નાણાંની મદદ આપી હતી; અંગ્રેજો સાથે તેણે વેપાર પણ કર્યો હોય એમ જણાય છે.

રાખ્યા જેમાંથી એક જણ પાછળથી "સુમરૂ" નામે પ્રખ્યાત થયો. નવાબની રાજધાની અત્યાર સુધી મુર્શીદાબાદમાં હતી. મીરકાસીમે મુંઘીરમાં રાજધાની કરી કેમકે મુર્શીદાબાદ કંપનિની સરહદની નજીકમાં હતું. મીરકાસિમ કંપનિના શત્રુઓ સાથે બીલકુલ ખટપટ કરતો નહોતો. માત્ર પોતાના કારભાર ઉપરજ તે ધ્યાન આપતો હતો. પણ નીચે જણાવેલાં કારણોથી તેના જેવા બાહોશ નવાબને પણ પદભ્રષ્ટ કરવામાં આવ્યો.

**મીરકાસિમ પદભ્રષ્ટ**—કંપનિ ને મોગલ પાદશાહ વચ્ચે બંગાળા પ્રાંતની દિવાની માટે વાટાઘાટ ચાલતી હતી. તે નવાબને સ્વાભાવિક રીતે ગમતું નહોતું. ઘણા લશ્કરી અમલદારો તેને વારંવાર તુચ્છકારતા. વૅંસિટાર્ટ અને વૉરન હેસ્ટિંગ્સ સિવાય કાઉન્સિલના અમલદારો મીરજાફર સાથે ખટપટ કરતા હતા. પણ આ બધાં નાનાં કારણો હતાં. ખાસ કારણ બંગાળાના વેપાર સંબંધી હતું. મોગલ પાદશાહ ફર્રુખસિયરે લખી આપેલા ઇ. સ. ૧૭૧૭ના પટ્ટા મુજબ કંપનિની બંગાળાના પરદેશ સાથેના વેપાર ઉપરની જગાત માફ હતી. જ્યારે કંપનિની સત્તા આખી નવાબી ઉપર થઈ ત્યારે તેના અમલદારો બંગાળાનો અંદરનો વેપાર પણ જગાત આપ્યા વગર કરવા લાગ્યા. હવે નવાબની પ્રજાને તો જગાત આપવી પડતી. તેથી સ્વદેશી વેપારીઓ કંપનિની પાસેથી વેચાતા પરવાના કે દસ્તકો લઈ વગર જગાતે વેપાર કરવા લાગ્યા. બીચારા નવાબને બેવડો માર પડયો. ત્રિજુરીમાં નાણું ઓછું આવવા માંડયું. મીઠું, તંબાકું, ને સોપારી, એ ત્રણ ચીજોનો તમામ વેપાર કંપનિના ગુમાસ્તાઓ મારફત વગર જગાતે ચાલવા લાગ્યો, નવાબના અમલદારો જગાત વસુલ કરે તો કંપનિના નોકરો ને ભાડુતી માણસો તેમને સતાવે. પરિણામે નવાબનો તમામ વહિવટ ઢીલો થઈ ગયો. નવાબે ઘણું કહ્યું પણ કંપનિના માણસોએ તેને જરા પણ દાદ આપી નહિ. તેથી મીરકાસિમે તમામ જગાત માફ કરી. કંપનિના નોકરોને આ હુકમથી મોટી ખોટ જાય તે સ્પષ્ટ છે. એટલે લડાઇ શરૂ થઈ.

**મીરકાસિમની હાર**—નવાબના લશ્કરે પટના સર કર્યું ને ત્યાંના એલિસ વગેરે અંગ્રેજ વેપારીઓને કેદ કરી મુંઘીર મોકલવામાં આવ્યા. પણ નવાબને ઘેરીઆ પાસે મેજૉર ઍડમ્સે હરાવ્યો. તેથી તે પટના

નાસી ગયો ને ત્યાં લગભગ બધા અંગ્રેજોની કતલ કરાવી અયોધ્યા પ્રાંત તરફ ભાગી ગયો, ઇ. સ. ૧૭૬૩.

**બકસરનું યુદ્ધ**—હવે મોગલ પાદશાહ શાહ આલમ, મીરકાસિમ, ને અયોધ્યાનો નવાબ શુજાઉદ્દૌલા, એ ત્રણ જણા બિહાર પ્રાંત ઉપર ચડી આવ્યા. પણ તેઓને હેકટર મનરોએ ઇ. સ. ૧૭૬૪માં બકસર પાસે હરાવ્યા. પાદશાહે સુલેહ કરી. મીરકાસિમ બુંદેલખંડ તરફ નાસી ગયો. અયોધ્યાનો નવાબ પણ હારી જવાથી સુલેહ કરવા તૈયાર થયો.

**પાછા બે નવા નવાબો**—મીરકાસિમ પછી મીરજાફર બીજી વાર નવાબ થયો. પણ તે મરી ગયો તેથી તેનો પુત્ર નવાબ થયો, ઇ. સ. ૧૭૬૪.

**કલાઇવનો છેલ્લો કારભાર**—હિંદના અંગ્રેજોના બેશરમ કારભારનો વૃત્તાંત જ્યારે ઈંગ્લંડ પહોંચ્યો ત્યારે ત્યાં પ્રોપ્રાએટરોએ ડાયરેક્ટરોની મરજી વિરુદ્ધ કલાઇવિની બંગાળાના ગવર્નર તરીકે નીમણોક કરી અને કુલ અધિકાર તેને સુપ્રત કર્યો. કલાઇવ ઇ. સ. ૧૭૬૫માં કલકત્તા આવ્યો ને આવ્યા પછી તુરતજ કંપનિના બંગાળાના કારભાર ને મોગલ પાદશાહ તથા શુજા–ઉદ્–દૌલા સંબંધી ઘટતી વ્યવસ્થા કરી. આપણા દેશના ઇતિહાસમાં આ કારભાર ઘણોજ અગત્યનો છે તેથી તેનું રીતસર અવલોકન થવું જોઈએ.

**કલાઇવે બંગાળાના કારભારની કરેલી નવી વ્યવસ્થા**—(૧) પ્રથમ તો કલાઇવે બધા અંગ્રેજ નોકરો પાસે કરારો લખાવ્યા કે કોઇએ ખાનગી વેપાર કરવો નહિ અને બક્ષીસો સ્વીકારવી નહિ. (૨) ખાનગી વેપારની બંધી થઈ એટલે કંપનિના નોકરોને ખોટ જાય તે સ્પષ્ટ છે. એ ખોટના બદલા માટે કલાઇવે એક નવીન ગોઠવણ કરી. બંગાળામાં કંપનિ તમાકુ, સોપારી ને મીઠાનો વેપાર કરતી. આ વેપાર કંપનિના નોકરોએ હવે એકહથ્થુ કર્યો ને વેપારના નફામાં તમામ અમલદારોનો સૌ સૌના દરજ્જા મુજબ ભાગ નક્કી કરવામાં આવ્યો. કંપનિને માલની કીંમત ઉપર સેંકડે ૩૫ ટકાની જગાત નોકરો આપતા. આ યોજનાથી બંગાળાના દેશી વેપારીઓને ખોટ ગઈ અને તે ત્રણેય ચીજોના ભાવ વધી જવાથી બંગાળાની તમામ પ્રજાને ઘણુંજ

વેઠવું પડયું. (૩) કલાઇવે લશ્કરી અમલદારોને મળતું એવડું ભથ્થું બંધ કર્યું. અંગ્રેજ અમલદારો ઘણા નાખુશ થઈ ગયા ને કેટલાકોએ બળવાની તૈયારીઓ કરવા માંડી. પણ કલાઇવને ખબર પડતાં તેણે લશ્કરમાં બીજાઓની ભરતી કરવા માંડી તેથી બળવાની તૈયારી બંધ રહી. (૪) કલાઇવે કારોબારી સભાના સભ્યોમાં ઘટાડો કરી માત્ર ત્યાં ચારજ જણાઓ રાખ્યા. તેના વખત સૂધી તેમાં બારથી સોળ સભ્યો કામ કરતા તેથી કામ તાબડતોબ થઈ શકતું નહિ.

**અલ્લાહાબાદનું તહ**—મોગલ પાદશાહ શાહઆલમ પાસેથી કલાઇવે કંપનિ માટે બંગાળા, બિહાર ને ઓરિસ્સાની દિવાની લખાવી લીધી. **દિવાની એટલે જમીનનું મ્હેસુલ ઉઘરાવવાનો અને દીવાની વિવાદો ચુકવવાનો અધિકાર.** કંપનિએ તે બદલ મોગલ પાદશાહને દર વર્ષ રૂા. ૨૬ લાખ આપવા એમ ઠર્યું. કલાઈવે અલ્લાહાબાદ ને કોરાના બે પ્રાંતો અયોધ્યાના નવાબ પાસેથી લઈ પાદશાહને આપ્યા. આ વખતે પાદશાહે ઉત્તર સરકારના પ્રાંતની દિવાની પણ કંપનિને લખી આપી.

**અયોધ્યાનો નવાબ**—નવાબ વઝીરને તેનો બધો મુલક કંપનિએ પાછો આપ્યો. તેની પાસેથી લડાઈના દંડ તરીકે રૂા. ૫૦ લાખ કંપનિએ લીધા. તેણે પોતાની હકુમતમાં કંપનિને નિરાબાધ વેપારના હક્કો આપ્યા. કાશીના રાજાને પણ કંપનિએ પોતાના આશરા નીચે લીધો.

**નવાબીની યોજના**—હવે બંગાળાના નવાબ પાસેથી તમામ રાજ્યસત્તા લઈ લેવામાં આવી ને વાર્ષિક રૂ. ૫૩ લાખની રકમ સિવાય તેના બીજા બધા અધિકાર હવેથી નાશ પામ્યા. કંપનિએ બંગાળા, બિહાર ને ઓરિસ્સા માટે ત્રણ નાયબ દિવાનો નીમ્યા ને તેઓએ કંપનિની દેખરેખ નીચે તે પ્રાંતનો વહિવટ કરવા માંડયો.

**અવલોકન**—આ યોજનાથી કંપનિ ને તેના નોકરોને ઘણોજ લાભ થયો તે આપણે ઉપર કહી ગયા. અત્યાર સૂધી કંપનિની સત્તા બંડખોર ગણાતી, પણ હવે દિવાનીનો અધિકાર મળવાથી તેની સત્તા ધોરણસર બની. બંગાળાની પ્રજાને બિહારના હુમલાઓથી હવે મુક્તિ મળી. કલાઇવે દીર્ઘદૃષ્ટિથી બંગાળા ને બિહાર પૂરતુંજ લક્ષ આપ્યું.

જો કંપનિએ વિશેષ મહત્ત્વાકાંક્ષા દર્શાવી હોત તો ચોક્કસ મરાઠાઓ ને બીજા રાજાઓ વિરુદ્ધ પડત. નવાબી તો માત્ર નામનીજ હતી. ખરી સત્તા અંગ્રેજોહસ્તક હતી. પણ અંગ્રેજોની દૃષ્ટિ હજુ વેપાર તરફજ હતી. કારભાર પર કંપનિની પૂરતી દેખરેખ ન રહેતી તેથી લોકોને કાંઇ લાભ ન મળ્યો. ઉલટું, કંપનિના નોકરો પોતાની નવી સત્તાનો દુરુપયોગ કરવા લાગ્યા. કંપનિ અને નવાબ, એ બે સત્તાઓના અમલદારો બંગાળામાં વહિવટ કરતા હતા તેથી આ રાજ્યવ્યવસ્થા "Double Government" અથવા "દ્વિરાજ્યક પદ્ધતિ"ના નામથી ઓળખાય છે. આગળના ઇતિહાસકારો ક્લાઇવની યોજનાની ઘણી પ્રશંસા કરી ગયા છે, પણ હવે તે વલણ બદલાઇ ગયું છે. કંપનિ ને તેના નોકરોનાં ખીસ્સાં તર કરવા સિવાય એનો બીજો હેતુ નહોતો. આગળ ચાલતી નવાબી કરતાં આ કારભારની વ્યવસ્થા વધારે ખરાબ હતી. ક્લાઇવ ઇ. સ. ૧૭૬૭માં ઇંગ્લંડ ગયો.



દિવાનીની નવાજેશ.

**બંગાળા, ઇ. સ. ૧૭૬૭–૧૭૭૨–ક્લાઇવ પછી વેરેલ્સ્ટ (Verelst)**

અને કાર્ટિઅર (Cartier), એ બે ગવ્હર્નરો આવ્યા. તેમણે બંગાળાનો વહિવટ સુધારવા કેટલાક પ્રયત્નો કર્યા પણ તે બધા નિષ્ફળ ગયા. ૧૭૭૦માં બંગાળામાં ભયંકર દુષ્કાળ પડ્યો તેથી વસતિનો ત્રીજો ભાગ મરણ પામ્યો.

**ક્લાઇવનું છેવટ: પાર્લમેન્ટનો ઠરાવ**—ક્લાઇવ ઇ. સ. ૧૭૭૪ ના નવ્હેંબર સુધી જીવ્યો. તેના વિરુદ્ધ પાર્લમેંટમાં ભારે ચર્ચા ચાલી. છેવટે જિંદગીથી કંટાળી તેણે આપઘાત કર્યો. બ્રિટિશ પાર્લમેંટે તેના વર્તન ઉપર દ્વિ–અર્થી ઠરાવ કર્યો. પહેલાં તો તેણે એમ જણાવ્યું કે ક્લાઇવે સત્તાનો દુરુપયોગ કર્યો છે અને પછી એમ જાહેર કર્યું કે ક્લાઇવે પોતાના દેશની સારી સેવા પણ બજાવી. આ ઠરાવમાં વિરોધ લાગે છે અને ઘણા ઇતિહાસલેખકોએ તેની ભાષાને વખોડી કાઢી છે પણ વસ્તુતઃ એ ખરો ઠરાવ છે અને તેમાં ક્લાઇવના જીવનની બંને પ્રવૃત્તિઓને બ્રિટિશ પાર્લમેંટે બરોબર દર્શાવી દીધી છે.

**ક્લાઇવના ગુણદોષ**—ક્લાઇવના જીવનચરિત્ર ઉપર જે ચિત્રવિચિત્ર રંગો પૂરવામાં આવ્યા છે તેમાં અતિશયોક્તિ થઈ છે. તેની બંગાળાની રાજ્યઘટના છેવટે નિષ્ફળ થઈ; તેણે અમીચંદને છેતર્યો, મીરજાફર પાસેથી લાંચ લીધી ને જાગીર કઢાવી, પોતાની સ્થિતિનો લાભ લઈ કંપનિના શેરોનો વેપાર કર્યો, ઈંગ્લંડ જઈ ત્યાં પણ નવાબી ઠાઠ ધારણ કરી પાર્લમેંટમાં અને ઈંડિઆ હાઉસમાં ખટપટ કરી; તેથી તેનો ખટપટી અને સ્વાર્થી સ્વભાવ સિદ્ધ થાય છે. તેનામાં દીર્ઘ દૃષ્ટિ હતી; સરદારી કરવાની શક્તિ હતી; કારભાર કરવાનું પાણી હતું; તેનો મુખ્ય હેતુ પોતાની અને પોતાના દેશની આર્થિક સ્થિતિ સારી કરવાનો હતો. મોટા પિટ્ટે ક્લાઇવને એક "ઈશ્વરી સરદાર–*Heaven–born General*" કહી તેનાં વખાણ કર્યાં હતાં પણ આપણે એટલું યાદ રાખવું જોઈએ કે કર્ણાટકમાં રાજાસાહેબની સરદારી સામે ને બંગાળામાં સિરાજ–ઉદ્–દૌલાની સામે ખાસ લશ્કરી કુશળતા દર્શાવવાનો પ્રસંગ ક્લાઇવને આવ્યો જ નહોતો. અલબત, સંકટને વખતે તે પોતે પૂરતું ધૈર્ય રાખી શકતો. પણ તેને આપણે ફ્રેડરિક, નેપોલિઅન, વેલિંગ્ટન, હૈદરઅલી, રણજિતસિંહ કે શિવાજી, એમાંથી એકની સાથે પણ સરખાવી શકીએ નહિ. તેનામાં

વૉરન હેસ્ટિંગ્સ જેટલી કારભાર કરવાની શક્તિ નહોતી.

**સાર**—કંપનિએ મીરજાફરને નવાબ કર્યો પણ તે નબળો, વૃદ્ધ ને નાલાયક હોવાથી તથા કંપનિના તે વખતના નોકરો પણ લાંચીઆ હોવાથી અમલ કરી શક્યો નહિ. નવાબ વઝીર અને શાહઝાદો ને પછી પાદશાહ શાહઆલમ આ વખતમાં બિહાર ઉપર ચડી આવ્યા. કંપનિએ તેમને હરાવ્યા. મીરજાફરનો જમાઈ મીરકાસિમ નવાબ થયો. તેણે કારભારમાં ઘણા સુધારાઓ કર્યા પણ જગાતની બાબતમાં કંપનિના નોકરો ને તેની વચ્ચે અણબનાવ થયો. તેથી બંને વચ્ચે લડાઈ થઈ. તેમાં નવાબ હારી ગયો. પાદશાહની ને વઝીરની પણ તેને મદદ હતી. તેઓ પણ બકસર પાસે ઈ. સ. ૧૭૬૪માં હારી ગયા. ઈ. સ. ૧૭૬૫માં ક્લાઈવ હિંદ આવ્યો. તેણે મોગલ પાદશાહ સાથે, વઝીર સાથે અને બંગાળાના નવા નવાબ સાથે સુલેહો કરી. શાહઆલમે કંપનિને બંગાળા ને બિહારની દિવાની આપી. ક્લાઈવે કારભારમાં કેટલાક ફેરફારો કર્યા. તે કારભાર Double Government અથવા "દ્વિરાજ્યક પદ્ધતિ" તરીકે જાણીતો છે. તેનું એકજ સ્વરૂપ સારૂં હતું—બંગાળાના લોકો હવે બહારના હુમલાઓથી નિર્ભય બન્યા. ક્લાઈવ ઈ. સ. ૧૭૬૭માં સ્વદેશ ગયો. સરદાર તરીકે ને મુત્સદ્દી તરીકે ક્લાઈવની પ્રશંસા થાય એ યોગ્ય છે; પણ એના પ્રપંચને લીધે એના ચારિત્ર્યને કલંક લાગે છે તે નિર્વિવાદ છે.

**પ્રશ્નો**—(૧) ક્લાઈવના ગુણદોષ કહો. (૨) તેના કારભારનું વિવેચન કરો. (૩) ઈ. સ. ૧૭૫૭થી ૧૭૭૨ સુધીનો બંગાળાનો ઇતિહાસ ટૂંકામાં જણાવો.

---

**નોંધ—ક્લાઇવની યોજના વિષે—**

The Committee of Secrecy reported in 1773 with reference to the Courts of Justice which had been established by the Mahomedan Government in Bengal that so far as they were able to judge from all the information laid before them, the subjects of the Mogul Empire in that province derived little protection or security from any

# પ્રકરણ ૩જું

## દક્ષિણ હિંદના અંગ્રેજો, ઇ. સ. ૧૭૫૭-૧૭૭૨.

**દક્ષિણ હિંદ, ઇ. સ. ૧૭૫૭**—આ વખતે કર્ણાટકમાં બે નવાબો હતા, એક અંગ્રેજી નવાબ મહમ્મદઅલી, બીજો ફ્રેંચોનો આશ્રિત રાજાસાહેબ. મહમ્મદઅલીના બે ભાઈઓ તેની વિરુદ્ધ ખટપટ કરતા હતા. આખા પ્રાંતમાં કિલ્લેદારો ને સુબેદારો સ્વતંત્ર રીતે વર્તતા હતા. મરાઠાઓની નજર કર્ણાટક ઉપર ઘણા વખત થયાં હતી. તાંજોર, મ્હૈસુર અને ત્રાવણકોરનાં રાજ્યો તથા બીજી નાની ઝમીનદારીઓ વારંવાર પરસ્પર લડી મરતાં હતાં. સલાબતજંગ નિઝામ હૈદરાબાદ મુકામે બુસ્સિના રક્ષણ નીચે આખા દક્ષિણ હિંદ ઉપર નામધારી સત્તા ભોગવતો હતો. તેના બે ભાઈઓ નિઝામઅલી ને બસાલતજંગ તેની વિરુદ્ધ ખટપટ કરતા હતા. ટૂંકામા પૂર્વ હિંદ કરતાં દક્ષિણ હિંદની રાજકીય પરિસ્થિતિ વધારે વિકટ અને ગડબડ ભરેલી હતી. ફ્રેંચો અને અંગ્રેજો વચ્ચેના છેલ્લા કર્ણાટકી વિગ્રહનું આપણે યૂરોપીય વેપારીઓના વિભાગમાં વિવેચન કર્યું છે એટલે તે વિષે અહીં લખવાની કાંઈ જરૂર નથી.

**અંગ્રેજો ને હૈદરઅલી**—આ વખતે અંગ્રેજો ને હૈદરઅલી વચ્ચે વિગ્રહો થયા પણ એ હકીકતનો ખ્યાલ વાચકને મળે તે અગાઉ હૈદરઅલીનું પૂર્વ ચરિત આપવાની જરૂર છે.

---

of these courts; and that in general, though forms of judicature were established and preserved, the despotic principles of the government rendered them the instruments of power rather than of justice; not only unavailing to protect the people, but often the means of the most grievous oppressions under the cloak of the judicial character. *Hartington's Analysis*, Vol. I. P. 25 quoted in Cowell's *History and Constitution of the Courts and Legislative Authorities in India*, P. 32.

**હૈદરઅલી**—હૈદરના કુટુંબનું મૂળ વતન બગદાદમાં હતું. તેનો દાદો પ્રથમ દક્ષિણમાં આવી વસ્યો. હૈદરનો બાપ ફત્તેહ મહમ્મદ મ્હૈસુરમાં ફોજદાર હતો. તેને બે પુત્રો હતા. તેમાં નાના પુત્ર હૈદરનો જન્મ ૧૭૨૨માં થયો હતો. ફત્તેહ મહમ્મદના મરણ પછી હૈદર તેની મા સાથે બૅંગલોર આવ્યો અને મ્હૈસુરના રાજ્યમાં દિંડીગુલનો ફોજદાર થયો ને મરાઠી સરદાર ગોપાળ હરિ પટવર્ધનને તેણે હરાવ્યો તેથી મ્હૈસુરના રાજાએ ખુશ થઈ તેને "ફત્તેહ બહાદુર" ને "દલવી" બનાવ્યો ને સિરાની નવાબી આપી. હૈદરે હવે બેદનુરની રાણી અને તેના દત્તક પુત્રને કેદ કરી કિલ્લો કબજે કર્યો ને પછી ઠેઠ કૃષ્ણા નદી સુધી મુલક તાબે કર્યો. હૈદરે મલબારમાં પણ પોતાની સત્તા બેસાડી. ઇ. સ. ૧૭૬૬માં મ્હૈસુરનો રાજા કૃષ્ણરાજ મરણ પામ્યો. નંદરાજ ગાદીએ આવ્યો. હૈદરે કુલ સત્તા પોતાના હાથમાં લીધી. તેની વધેલી સત્તાથી ચીઢાઈ પેશવાએ અને નિઝામે મ્હૈસુર ઉપર ચડાઈ કરી. પહેલાં હૈદરે પેશવાને પતાવ્યો. પછી તેણે નિઝામને પોતાના પક્ષમાં લીધો, ને અંગ્રેજો સામે લડાઈ જાહેર કરી.

**પહેલો મ્હૈસુર વિગ્રહ**—પહેલા મ્હૈસુર વિગ્રહમાં મદ્રાસના અંગ્રેજોનોજ વાંક હતો. અંગ્રેજોએ ઇ. સ. ૧૭૬૭માં હૈદર વિરુદ્ધ હૈદરાબાદના નિઝામઅલીને મદદ આપી હતી. કર્ણાટકના નવાબ મહમ્મદઅલીએ મ્હૈસુર તાબે બાર મહાલોની દિવાની અંગ્રેજોને લખી આપી હતી અને મદ્રાસ સરકાર તે દિવાનીનો હક્ક ગમે તે પ્રકારે સાબીત કરવા વિચાર કરતી હતી. નિઝામે પણ અંગ્રેજોને હૈદરના રાજ્યમાં આવેલા કેટલાક મહાલોનું મ્હેસુલ માંડી આપ્યું હતું અને તે બદલ અંગ્રેજો તેને મદદ કરવા બંધાએલા હતા. આ કારણોથી હૈદરે કંપનિ સામે લડાઈ જાહેર કરી. હૈદરે અંગ્રેજ સરદાર સ્મિથને ચંગમ આગળ હરાવ્યો, પણ સ્મિથે ત્રિનોમાલી પાસે હૈદરને હરાવ્યો, ઇ. સ. ૧૭૬૭. મલબારમાં અંગ્રેજોના આશ્રય નીચે મોપલાઓ ઉઠયા. હૈદર જબરો મુત્સદી હતો. તેણે નિઝામઅલીને મેળવી લીધો અને પછી અંગ્રેજ લશ્કરને આડો દઈ ઠેઠ મદ્રાસ સુધી તે જઈ પહોંચ્યો. મદ્રાસની સરકાર ગાભરી બની ગઈ અને હૈદ-

રના કહેવા મુજબ તેને સુલેહની શરતો કબૂલ કરવી પડી, ઇ. સ. ૧૭૬૯. એક નાનો પ્રાંત હૈદરને મળ્યો ને બંને પક્ષકારો અન્યોન્ય મિત્રો બન્યા ને સંકટ સમયે પરસ્પર મદદ કરવા બંધાયા.

**હૈદરઅલી**—હૈદરઅલી અને મરાઠાઓ વચ્ચેના સંબંધનો ઇતિહાસ આપણે માધવરાવ પેશવા, બારભાઈ અને સવાઈ માધવરાવ પેશવાના કારભારો ઉપરનાં પ્રકરણોમાં જોઈ ગયા છીએ. અહીં માત્ર ઇ. સ. ૧૭૭૮ સુધીમાં તેની બીજી હીલચાલોનો સાર આપવાની જરૂર છે. મ્હૈસુરનો રાજા ચામરાજ મરી ગયો તેથી ઇ. સ. ૧૭૭૬માં બીજો ચામરાજ ગાદીએ આવ્યો. કર્તાહર્તા હૈદરજ હતો. આ વખતે મરાઠાઓ અંગ્રેજો સાથે લડતા હતા તેથી હૈદરને પોતાના લાભો કાયમ કરવાની સારી તક મળી. મ્હૈસુરની સરહદ ઠેઠ તુંગભદ્રા નદી સુધી તેણે વધારી દીધી.

**સાર**—મ્હૈસુરમાં હૈદરઅલી સત્તા ઉપર આવ્યો. મદ્રાસના અંગ્રેજો કર્ણાટકની ખટપટમાં માથું મારતા હતા. તેમણે હૈદરને વગર કારણે પજવ્યો. પરિણામે પહેલો મ્હૈસુર વિગ્રહ ફાટી નીકળ્યો. અંગ્રેજોને આ વખતે હૈદરે ઘણાજ તારાજ કરી નાંખ્યા. ઇ. સ. ૧૭૬૯માં બંને પક્ષો વચ્ચે સુલેહ થઈ.

**પ્રશ્નો**—હૈદરઅલીના ઉત્કર્ષનો ઇતિહાસ કહો. અંગ્રેજો તેની સાથે શા માટે લડ્યા ?

## પ્રકરણ ૪થું

## કંપનિની સત્તાની ખરી સ્થાપના અથવા વૉરેન હેસ્ટિંગ્સનો કારભાર, ઇ. સ. ૧૭૭૨-૧૭૮૫.

**Warren Hastings-વૉરેન હેસ્ટિંગ્સનો પૂર્વ વૃત્તાંત**—વૉરન હેસ્ટિંગ્સનો જન્મ ઇ. સ. ૧૭૩૨માં થયો હતો. કંપનિની નોકરીમાં તે ઇ. સ. ૧૭૪૯માં દાખલ થયો. બંગાળના નવાબ વિરુદ્ધ લડવામાં તે હાજર હતો. મુર્શીદાબાદ મુકામે રેઝિડેન્ટ તરીકે તેણે કામ કરેલું. ઇ. સ. ૧૭૬૧માં તે કલકત્તાની કાઉન્સિલનો સભ્ય થયો. મીરકાસિમ વિરુદ્ધ ખટપટમાં તે પોતાના સહકારીઓની સામે હતો. ત્રણ

ાં પછી તે સ્વદેશ ગયો, પણ ઇ. સ. ૧૭૬૯માં તે મદ્રાસની કાઉ-
ંસલનો બીજો સભ્ય બન્યો ને ૧૭૭૨માં તેને બંગાળાના ગવ્હર્નરની
ગ્યા આપવામાં આવી.

**કારભારના બે વિભાગ**—વૉર્રન હેસ્ટિંગ્સના કારભારના બે
ભાગ પડી શકે છે, (૧) ૧૭૭૨–૧૭૭૪, જ્યારે તે ગવ્હર્નર હતો.
૨) ૧૭૭૪–૧૭૮૫, જ્યારે રેગ્યુલેઇટિંગ ઍક્ટ પ્રમાણે તે બંગાળાનો
વ્હર્નર ઝનરલ હતો.

**પ્રથમ કારભાર, ઇ. સ. ૧૭૭૨–૧૭૭૪, સુધારાઓઃ–મ્હેસુલ**—
ૉર્રન હેસ્ટિંગ્સ જ્યારે બંગાળાનો ગવ્હર્નર થયો ત્યારે ક્લાઇવે યોજેલી



વૉર્રન હેસ્ટિંગ્સ

વ્યવસ્થા પડી ભાંગી હતી. જમીનના મ્હેસુલની હરાજી કરવામાં આવતી. તેથી જુના ઝમીનદારો બીચારા પાયમાલ થઈ ગયા હતા. પણ હવે કંપનિએ વસ્તુતઃ દિવાની પોતાના હાથમાં લીધી. ત્રણ નાયબ દિવાનોની જગ્યાઓ કમી કરવામાં આવી ને પાંચ વર્ષ સૂધી મ્હેસુલ કાયમ રહે એવું ફરમાન થયું. પણ આ પાંચ વર્ષના કરારોની યોજના બીલકુલ નભી નહિ, વાર્ષિક હરાજી ફરી દાખલ થઈ. આખા પ્રાંતને જિલ્લાઓમાં ભાગી નાખવામાં આવ્યો. દર જિલ્લાવાર એક અંગ્રેજ અમલદારને નીમવામાં આવ્યો. હજુપણ તે "કલેક્ટર"ના નામથી ઓળખાય છે. તમામ ઑફિસો કલકત્તા મુકામે આવી તેથી મુર્શીદાબાદને બદલે કલકત્તા બંગાળાની રાજધાની બન્યું.

**ન્યાયખાતું**—દરેક જિલ્લાવાર દિવાની અને ફોજદારી અદાલતો સ્થાપવામાં આવી. અદાલતોના કામકાજ માટે જરૂરી નિયમો ઘડવામાં આવ્યા. છેવટની અપીલ સાંભળવા માટે કલકત્તા મુકામે સદર દિવાની અને સદર ફોજદારી અદાલતો સ્થાપવામાં આવી. ઝમીનદારોની દિવાની ફોજદારી સત્તાઓ નાબુદ થઈ.

**વેપાર**—કંપનિના નોકરો ગુમાસ્તાઓ મારફત દેશમાં વેપાર કરતા તે હવે બંધ થયું. દસ્તકની બેશરમ પદ્ધતિ નાબુદ થઈ. નાની દાણચોકીઓ ઉઠાડી મૂકવામાં આવી. યૂરોપિઅનોની જગાતની માફી પણ બંધ થઈ. મીઠા વગેરેના એકહથ્થુ ઈજારાના પણ સુધારા કરવામાં આવ્યા. હેસ્ટિંગ્સે બંગાળાના ચલણને સુધાર્યું, બેંકો સ્થાપી ને હરામખોરોને સજા કરી લોકોને અભયદાન આપ્યું. તેના કારભારમાં અંગ્રેજોએ પહેલીજ વાર ભુતાન ઉપર ચઢાઈ કરી ને તિબેટમાં એલચી મોકલ્યો.

**ખર્ચ કમી**—મોગલ પાદશાહની લેણી રૂ. ૨૬ લાખની વાર્ષિક ખંડણી હવે બંધ થઈ. અલ્લાહાબાદ ને કોરાના બે પ્રાંતો હેસ્ટિંગ્સે અયોધ્યાના નવાબને સુપ્રત કર્યાં અને તે માટે તેની પાસેથી રૂ. ૫૦ લાખ લીધા. કારણ એ હતું કે આ વખત મોગલ શહેનશાહ મરાઠાઓનો આશ્રિત બન્યો હતો—જોકે તેમાં પાદશાહનો વાંક પણ નહોતો. પ્રાંતના વહિવટનું ખર્ચ હવે કંપનિને ભોગવવાનું હતું તેથી બંગાળાના નવાબ

મુબારકનો દરમાયો રૂ. ૧૬ લાખનો કરવામાં આવ્યો. આવી રીતે કંપનિ બંગાળામાં કાયદેસર ને સ્વતંત્ર સરકારની કક્ષામાં મૂકાઈ.

**રોહિલ્લાઓની સત્તાનો નાશ**—ઇ. સ. ૧૭૫૯થી ઇ. સ. ૧૭૭૧ સુધીમાં મરાઠાઓ વારંવાર રોહિલખંડ ઉપર ચડી આવતા અને ખંડણી ઉઘરાવતા. તેથી ઇ. સ. ૧૭૭૨માં હાફિઝ રહમતખાં નામના રોહિલ્લા સરદારે અયોધ્યાના નવાબ વઝીર શુજા-ઉદ્-દૌલાને એવો કરાર લખી આપ્યો કે મરાઠાઓના હુમલા વખતે વઝીરે રોહિલ્લાઓને મદદ કરવી અને તે બદલ રૂ. ૪૦) લાખ રોહિલ્લાઓ તેને આપે. અંગ્રેજ સરદાર સર રૉબર્ટ બાર્કર આ કરાર વખતે હાજર હતો. ઇ. સ. ૧૭૭૩માં જ્યારે મરાઠાઓએ રોહિલખંડ ઉપર ચડાઈ કરી ત્યારે તેઓને વઝીરે કંપનિની મદદથી હાંકી મૂક્યાં. રોહિલ્લાઓએ આ મદદ માટે રૂ. ૫) લાખજ વઝીરને આપ્યા. તેથી વઝીર અને વૉર્રન હેસ્ટિંગ્સ વચ્ચે કાશી મુકામે કરાર કરવામાં આવ્યો કે કંપનિને વઝીરે ખર્ચ ને રૂ. ૪૦) લાખ રોકડ આપવું અને રોહિલખંડને વઝીરે હાથ કરવો. બીજે વર્ષે આ કરાર મુજબ કર્નલ ચૅમ્પિઅને રોહિલ્લાઓને હરાવ્યા. હાફિઝ મરાયો. આખો રોહિલખંડ પ્રાંત અયોધ્યાના વઝીરે પોતાનો કરી લીધો. માત્ર થોડીએક જમીન રામપુર સંસ્થાનના નવાબના વડવાને ભાગે આવી. પાછળથી આ મુદ્દો ઘણોજ તકરારી વિષય થયો. વઝીરને તો રોહિલખંડ એક સોનાની બેડી સમાન થઈ પડયો. વેલેસ્લિએ તે પ્રાંત પરાણે તેની પાસે પડાવ્યો. કંપનિની પૂર્વ તરફથી મરાઠાઓની બીક ઉલટી વધી. રોહિલ્લા સરદારોએ કદિ કંપનીનું અનિષ્ટ કર્યું નહોતું. આ કારણસર રોહિલ્લાઓની સત્તાનો નાશ કરાવવાથી કંપનિએ પોતાની આબરૂ ગુમાવી.

**કંપનિ ને પાર્લમેંટ**—કંપનિના આવા બેશરમ કારભારની બાબત હવે ઇંગ્લંડમાં ઘણીજ જાણીતી થઈ ગઈ. વળી કંપનિ બહુ દેવાદાર થઈ ગઈ હતી. મોટા મોટા પ્રાંતો કંપનિને તાબે આવ્યા હતા તેથી બર્ક વગેરે ઘણા અંગ્રેજ મુત્સદ્દીઓનું એવું માનવું થયું કે કંપનિ જેવા એક વેપારી મંડળ પાસે રાજ્યસત્તા રહેવી જોઈએ નહિ અને કંપનિનો તમામ મુલક ખુદ ઈંગ્લંડના રાજાના અંગત હકુમત નીચે આવવો જોઇએ. તેથી જ્યારે

ઇ. સ. ૧૭૭૨માં કંપનિએ ઈંગ્લંડની સરકાર પાસે નાણાંની મદદ માંગી ત્યારે મુખ્ય પ્રધાન લૉર્ડ નૉર્થે બે સમિતિઓને કંપનિના કારભાર વિષે રિપોર્ટ કરવાનું ફરમાવ્યું. એ રિપોર્ટોમાં કંપનિનાં કર્તવ્યોને બહુજ સખ્ત ભાષામાં વખોડી કાઢવામાં આવ્યાં. તેથી સમિતિઓની ભલામણો મુજબ લૉર્ડ નૉર્થે કેટલાક કાનુનો પાર્લમેંટ પાસે પ્રસાર કરાવ્યા. આ કાનુનોનો એક ભાગ કંપનિની નાણાંની સ્થિતિ પરત્વે હતો. બીજો ભાગ બ્રિટિશ હિંદના રાજ્યકારભાર પરત્વે હતો, આપણે આ બીજા કાનુનો કે જેને રેગ્યુલેઇટિંગ ઍક્ટ કહે છે તે અહીં તપાસશું.

**રેગ્યુલેઇટિંગ ઍક્ટના મુખ્ય મુદ્દાઓ**—(૧) ઇંગ્લંડમાં જેની પાસે કંપનિનો ૧૦૦૦ પૌંડથી ઓછો શૅર હોય તે પ્રોપ્રાએટરના મંડળની ચુંટણી વખતે કોઈ મત ભોગવી શકે નહિ. (૨) ચોવીસ ડાયરેકટરોના મંડળની મુદ્દત ચાર વર્ષની રહે ને દર વર્ષે ૭ ડાયરેકટરો નવા ચુંટાય. (૩) હિંદુસ્તાનમાં બંગાળાના કારભાર માટે એક ગવ્હર્નર ઝનરલ અને ચાર કાઉન્સિલરો પાંચ વર્ષો માટે નીમવા. (૪) કારભાર કાઉન્સિલની બહુમતિથીજ ચલાવવો. જો મત સમાન પડે તો ગવ્હર્નર જનરલ એક મત આપી શકે ખરો. (૫) મદ્રાસ ને મુંબઈની સરકારો યુદ્ધ ને સુલેહના વિષયોમાં બંગાળાની સરકારની તાબેદાર રહે. (૬) તમામ પત્રવ્યવહાર ઈંગ્લંડના મંત્રિમંડળ પાસે કંપનિએ મોકલવો. (૭) કલકત્તામાં એક વરિષ્ટ કોર્ટ Supreme court નીમવી. તેના મુખ્ય ન્યાયાધીશ અને બીજા ત્રણ ન્યાયાધીશોની નીમણોકો ઇંગ્લંડની સરકાર કરે. આ નવી અદાલત વિરુદ્ધ અપીલ ઈંગ્લંડના રાજાનેજ થઇ શકે. (૮) રાજાઓ, નવાબો, ને વેપારીઓ પાસેથી બક્ષીસો લેવાનો ચાલ બંધ કરવામાં આવ્યો.

**ટીકાઓ**—આ **નવા ધારાનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે કંપનિના અનિયમિત કારભાર ઉપર અંકુશ રાખવા બ્રિટિશ હિંદમાંજ બે કાયમ સંસ્થાઓ મૂકવી—વરિષ્ઠ સભા કે સુપ્રીમ કાઉન્સિલ ને સદર અદાલત કે સુપ્રીમ કોર્ટ.** પણ **મંત્રિમંડળે ઇંગ્લંડમાં કંપનિના કારભાર ઉપર કોઈ અંકુશ મૂકયો નહિ.** વરિષ્ટ સભા બહુમતિથી કામ કરે એને લઇને ગવ્હર્નરને પોતાના કાઉન્સિલરો સાથે તકરારોમાં

ઉતરવું પડયું. અણીને પ્રસંગે ગવર્નર ઝનરલને કુલ અધિકાર આપવામાં આવ્યો હોત તો આવી તકરારો ઉપસ્થિત થાત નહિ. વરિષ્ઠ અદાલતની સત્તા ઍકટમાં સ્પષ્ટ કરવામાં આવી નહોતી. તેથી તેની વચ્ચે અને સદર દિવાની અને ફોજદારી અદાલતો વચ્ચે મોટી તકરારો થઈ. વરિષ્ઠ અદાલતે તમામ અધિકાર પોતાના હાથમાં લીધો અને હિંદીઓને બ્રિટિશ કાયદા મુજબ વર્તવાની ફરજ પાડી. બ્રિટિશ પ્રજાજન–British subject–ની વ્યાખ્યા પણ ઍકટમાં આપવામાં આવી નહોતી. તેથી ઘણી મુશ્કેલીઓ ઉભી થઈ. બંગાળાની સરકારનો અને પ્રાંતિક સરકારોનો પરસ્પર સંબંધ કેવો હોવો જોઈએ તે પણ સ્પષ્ટપણે ઍકટમાં જાહેર કરવામાં આવ્યું નહોતું. વરિષ્ઠ અદાલત અને વરિષ્ઠ સભાનો પરસ્પર સંબંધ પણ સ્પષ્ટપણે નિર્દિષ્ટ કરવામાં આવ્યો નહોતો તેથી તે બે સંસ્થાઓ વચ્ચે ઘણા ઝગડા થયા.

**કાઉન્સિલરો**—હેસ્ટિંગ્સના નવા કાઉન્સિલરો ફ્રાંસિસ, ઝનરલ ક્લેવરિંગ, કર્નલ મૉન્સન અને બૅરવેલ પૈકી બૅરવેલ સિવાય બાકીના ત્રણ હેસ્ટિંગ્સના કટ્ટા દુશ્મનો હતા. ઇ. સ. ૧૭૭૬માં મૉન્સન અને ઇ. સ. ૧૭૭૭માં ક્લેવરિંગ મરી ગયા. ત્રણ વર્ષ પછી ફ્રાંસિસ ગવર્નર સાથે લઢી ઇંગ્લંડ પાછો ગયો. ત્યારથી હેસ્ટિંગ્સ કુલ મુખત્યાર થયો.

**મહારાજા નંદકુમારનો કિસ્સો**—આ વખતે બંગાળાના એક મોટા ઝમીનદાર મહારાજા નંદકુમારે હેસ્ટિંગ્સ ઉપર બે નાયબ દિવાનો પાસેથી ને નવાબની મા પાસેથી રૂશવતો લીધાનો આરોપ મૂકયો. તેજ વખતે વરિષ્ઠ અદાલતમાં નંદકુમાર ઉપર કાવતરા–Conspiracy*–ના આરોપસર કામ ચલાવવામાં આવ્યું અને તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો. આ વિવાદ પૂરો થયો કે તુરતજ તેના ઉપર એક બંગાળીએ બનાવટી દસ્તાવેજો પર સહી કરવાનો આરોપ મૂકયો, કામ તેજ અદાલતમાં ચાલ્યું; ગુન્હો સાબીત થયો; નંદકુમારને ફાંસીની સજા થઈ, ઇ. સ. ૧૭૭૫. આ કિસ્સામાં નંદકુમારને અન્યાય થયો ગણાશે,

* Conspiracy નો અર્થ કાયદામાં જુદોજ છે. પણ અહીં તે ઉપર વિશેષ લખવાની જરૂર નથી.

કારણ કે, ફાંસીની સજા અંગ્રેજી કાયદા મુજબ કરવામાં આવી હતી. આપણા કાયદામાં ખોટી સહી કરવાના આરોપ માટે ફાંસીની ક્રૂર સજા નહોતી. વળી ગવર્નર તેને માફી અપાવી શક્યો હોત પણ તે વચ્ચેજ ન આવ્યો. વળી નંદકુમારના ગુન્હાની તપાસ કરનાર પંચ બધું અંગ્રેજોનું બનેલું હતું અને તેઓ બંગાળી ભાષાથી પૂરતા માહીતગાર નહોતા.

**પ્રથમ મરાઠી વિગ્રહ, સુરત ને પુરંદરનાં તહો**—બંગાળા અને મદ્રાસના અંગ્રેજોએ નવાબો બનાવ્યા, મુલકો લીધા અને નાણાં ભેગાં કર્યાં, પણ મરાઠાઓના પરિબળ સામે મુંબઈના અંગ્રેજોથી એવું કાંઈ થઈ શકતું નહિ તેથી તેઓ ઘણાજ નારાજ થતા હતા. મુંબઈના ટાપુ પાસે સાષ્ટી, વસઈ, વગેરે સ્થળોનો કબજો મરાઠાઓનો હતો તે તેમને રુચતું નહિ. ભરૂચ ને સુરતના નવાબો ઉપર પણ તેમની વગ જેવી જોઈએ તેવી નહોતી. છેવટે ધારેલી તક આવી. પોર્ચુગીઝ લોકો તોફાન કરશે તે બહાનું કાઢી અંગ્રેજોએ થાણાનો કબજો લીધો. ઇ. સ. ૧૭૭૩માં પેશવા નારાયણરાવનું ખુન થયું. તેના કાકા રઘુનાથરાવ કે રાઘોબાને પેશવા થવું હતું. નારાયણરાવ પેશવાની વિધવા ગંગાબાઈનો પુત્ર બાળક સવાઈ માધવરાવ પેશવા થયો એટલે રાઘોબાએ મુંબઈ સરકાર પાસે મદદ માંગી. ઇ. સ. ૧૭૭૫માં સુરત મુકામે કરારમાં અન્યોન્ય સહી થઈ કે અંગ્રેજોએ રાઘોબાને પેશવાઈ અપાવવી ને રાઘોબાએ અંગ્રેજોને સુરત ને ભરૂચ પાસે રૂ. ૨૨॥ લાખની વાર્ષિક આવકવાળી જમીન આપવી ને લશ્કરનું ખર્ચ ભોગવવું. કર્નલ કીટિંજે ગુજરાતમાં ઇ. સ. ૧૭૭૫માં અડાસ આગળ પેશવાના લશ્કરને હરાવ્યું. પણ દરમ્યાન બંગાળાની સરકારે સુરતના તહને ગેરકાયદેસર, અયોગ્ય, હુકમ વિરુદ્ધ અને અન્યાય ભરેલું કહી વખોડી કાઢ્યું ને પોતાના માણસને બીજો કરાર કરવા પૂના મોકલ્યો. પરિણામે કંપનિ અને મરાઠાઓ વચ્ચે ઇ. સ. ૧૭૭૬માં પુરંદરનું તહ થયું. મરાઠાઓએ કંપનિને સાષ્ટીનો ટાપુ આપવો. રૂ. ૩ લાખની વાર્ષિક આવક જેટલી ભરૂચ પાસે જમીન આપવી, રાઘોબાને રૂ. ૩ લાખનું વર્ષાસન મળે, કંપનિએ બીજા લાભો છોડી દેવા ને નવા પેશવાની સત્તાને સ્વીકારવી, એ તેના

મુખ્ય મુદ્દાઓ હતા. દરમ્યાન ખબર મળ્યા કે ઈંગ્લંડથી ડાયરેક્ટરોએ તો સુરતના તહને સ્વીકાર્યું છે. આ કારણથી મુંબઈ સરકાર જોર ઉપર આવી ગઈ. એક ફ્રેંચમૅન પૂના આવ્યો હતો તેનો લાભ લઇ પુરંદરના તહને એક બાજૂ મૂકી રાઘોબા સાથે ઇ. સ. ૧૭૭૮માં બીજો કરાર કરવામાં આવ્યો અને મરાઠાઓ સાથે વિગ્રહ જાહેર થયો.

**વિગ્રહ**—મરાઠાઓએ મુંબઈથી મોકલેલા લશ્કરને તળેગાંવ આગળ ઇ. સ. ૧૭૭૯માં હરાવ્યું તેથી વડગાંવનું નામોશી ભરેલું તહ અંગ્રેજોને લખી આપવું પડયું. એ તહ મુજબ અંગ્રેજ સરદારે બધા લાભો છોડી દેવાનું, શિંદેને ભરૂચ આપવાનું, બંગાળાના લશ્કરને પાછું મોકલવાનું ને બે અંગ્રેજોને પૂના મુકામે બ્હાના તરીકે રાખવાનું વચન આપ્યું. મુંબઈ સરકારે આ તહને સ્વીકાર્યું નહિ. દરમ્યાન હેસ્ટિંગ્સે નાગપુરના ભોંસલે સાથે ખાનગી કરાર કરી તેને શત્રુ સાથે મળતો અટકાવ્યો. જનરલ ગૉડાર્ડે ભોપાળના રાજ્ય સાથે મિત્રતા કરી ગુજરાત તરફ કુચ કરી. કર્નલ પોફામે ગોહદના રાણાને મિત્ર બનાવી મહાદજી શિંદેને ત્રાસ આપવા માંડ્યો, ને ગ્વાલિયર, વગેરે સર કર્યાં. ઇ. સ. ૧૭૮૧માં ગૉડાર્ડે વડોદરાના હાકિમ ફત્તેહસિંહ ગાયકવાડને મિત્ર કર્યો, ને અમદાવાદ સર કર્યું. પછી તે મહારાષ્ટ્રમાં દાખલ થયો પણ ડુંગરાઉ પ્રદેશમા તો ફાવી શક્યો નહિ. મુંબઈના લશ્કરે કલ્યાણ, વસઈ, વગેરે સર કર્યાં. પણ એકંદર કંપનિ લડાઈથી થાકી ગઈ હતી. વળી હૈદરઅલીની સાથે તેને વિગ્રહ ચાલતો હતો. તેથી સાલ્બાઈ આગળ ઇ. સ. ૧૭૮૨માં બંને પક્ષો વચ્ચે સુલેહ થઈ.

**સાલ્બાઈની સુલેહ**—આ સુલેહથી મહાદજી શિંદેને તેના બધા પ્રાંતો પાછા મળ્યા. ભરૂચનો પ્રાંત પણ કંપનિએ તેને આપ્યો. અંગ્રેજોને માત્ર શાષ્ટીનો ટાપુ મળ્યો. રાઘોબાએ રૂ. ૨૫૦૦૦ દર માસ લેવાનું સ્વીકારી પેશવાઈ લેવાના કાવાદાવા કરવા બંધ કર્યા. અમદાવાદ ગાયકવાડને મળ્યું. પૂનાના મંત્રિમંડળે અંગ્રેજ સિવાય બીજા કોઈ યૂરોપિઅનોને વેપાર વગેરેનો લાભ ન આપવો એ વચન આપ્યું. અંગ્રેજોએ સવાઈ માધવરાવની પેશવાઈ કબૂલ કરી.

**પરિણામો**—શિંદેએ મિત્રતાનો લાભ લઈ દિલ્હી, આગ્રા ને રજપુત રાજ્યો ઉપર પોતાનો અમલ દૃઢ કર્યો. ઉત્તર હિંદમાં કંપનિને શિંદે સિવાય બીજી કોઈ જબરી સત્તા રહી નહિ. મરાઠી સત્તાની નબળાઈઓ પણ અંગ્રેજોને જાણીતી થઈ, કારણ કે ભોંસલે આ યુદ્ધથી વિમુખ રહ્યો હતો.

**ફ્રેંચ ખટપટ**—આ વખતે અમેરિકાનાં અંગ્રેજી સંસ્થાનોએ ઈંગ્લંડ સામે બંડ ઉઠાવ્યું. ફ્રાંસ પણ ઇ. સ. ૧૭૭૭માં ઇંગ્લંડ સામે પડયું ને હિંદમાં ફ્રેંચ સરકારે અંગ્રેજો વિરુદ્ધ ખટપટ રમવી શરૂ કરી. સફરીન નામે એક અમલદાર ને વૃદ્ધ બુસ્સિ હિંદ આવ્યા ને તેમણે હૈદરને અને ટિપુને મલબારમાં મદદ કરી પણ તેઓ ફાવ્યા નહિ. અંગ્રેજોએ બધાં ફ્રેંચ થાણાંઓ લઈ લીધાં. ઇ. સ. ૧૭૮૩માં બંને રાજ્યો વચ્ચે સુલેહ થઈ તેથી અંગ્રેજોએ ફ્રાંસને તેનાં પાંચ સંસ્થાનો પાછાં આપ્યાં. તે જગ્યાઓ હજુ પણ ફ્રાંસને તાબે છે. તેમનાં નામ, ચંદ્રનગર (બંગાળા), પોંદિચેરિ, કારિકલ, યાનામ, (પૂર્વ કિનારો), માહે (પશ્ચિમ હિંદ).

**બીજો મ્હૈસુર વિગ્રહ**—મદ્રાસી અંગ્રેજોની નજર હજુ મ્હૈસુર રાજ્યના તાબાનાં પરગણાં ઉપર હતી તે હૈદર સારી રીતે જાણતો હતો. ઇ. સ. ૧૭૬૯ના કરાર મુજબ મદ્રાસ સરકાર હૈદરને મદદ આપવા કબુલ થઈ હતી પણ મરાઠાઓ ચઢી આવ્યા ત્યારે એક વાર પણ કરાર પ્રમાણે અંગ્રેજો વર્ત્યા નહિ. તેમાં તેમનો વાંક પણ નહોતો. કારણ કે દક્ષિણ હિંદમાં આવા કરારો પ્રમાણે વર્તી શકાય તેમ હતુંજ નહિ. પણ હૈદર તો ઘણો ગુસ્સે થઈ ગયો. અંગ્રેજોએ નિઝામના ભાઈ બસાલતજંગને હૈદર સામે મદદનું વચન આપ્યું તે હકીકતની હૈદરને ખબર પડી. અંગ્રેજોએ ગંતુર ઉપર અને ફ્રેંચ થાણા માહે ઉપર લશ્કર રવાના કર્યાં. એ પ્રદેશો હૈદરના રાજ્યની હદમાં આવેલાં હોવાથી કંપનિને હૈદરની પરવાનગી માંગવી જોઈતી હતી. ઉપરાંત અંગ્રેજોએ હૈદરના તાબેદાર તેલિચેરિના ઝમીનદારને મદદ આપી તે તેને ગમ્યું નહિ. બસાલતે પોતાની ગંતુરની જાગીર કર્ણાટકના નવાબને આપી દીધી એટલે અંગ્રેજો હૈદરની હદ નજીક આવી ગયા. તેથી બંને પક્ષો વચ્ચે લડાઈ જાહેર થઈ.

કર્નલ બેઈલિ હૈદર ને ટિપુ સાથે લડતાં પોલિલુર મુકામે સખ્ત હાર ખાઈ બેઠો, ૧૭૮૦. પણ ૧૭૮૧માં બંગાળાથી આવેલા લશ્કરના સરદાર સર આયર કૂટે હૈદરને પોર્ટોનોવો પાસે હરાવ્યો. ત્યાર પછી પોલિલુર પાસે યુદ્ધ થયું પણ તેમાં કોઈની હારજિત થઈ નહિ. સોલિંગરની લડાઇમાં અંગ્રેજો ફાવ્યા એમ તો કહી શકાય નહિ. ટિપુએ કર્નલ બ્રેથવેઈટને કેદ કર્યો. હવે અંગ્રેજોએ નિઝામને ગંતુર આપી પોતાના પક્ષમાં લીધો. વળી મરાઠાઓએ સાલબાઈ મુકામે અંગ્રેજો સાથે સુલેહ કરી. તેથી હૈદર એકલો પડી ગયો. પણ ડિસેંબરમાં તે મરી ગયો. તેના દિકરા ટિપુએ કર્નલ મેથ્યુસ પાસેથી બેદનુર કબજે કરી તેને કેદ કર્યો ને મેંગલોર પણ સર કર્યું. પણ પૂર્વમાં અંગ્રેજોનો વિજય થયો. છેવટે બંને વચ્ચે મેંગલોરના પાસે સુલેહ થઈ; પરસ્પર હાથ કરેલા પ્રાંતો અન્યોન્યને પાછા મળ્યા.

**હૈદરના ગુણદોષ**—હૈદર પ્રતિભાશાળી રાજ્યકર્તા હતો. તે એક સાધારણ સિપાઈના દરજ્જા ઉપરથી સુલતાનની સ્થિતિએ આવી શક્યો તેજ તેની બાહોશીની સાક્ષી તરીકે પૂરતું છે. જ્યારે તેણે મ્હૈસુરની લગામ હાથમાં લીધી ત્યારે મ્હૈસુર એક નાનું રાજ્ય હતું અને મરાઠાઓ અને નિઝામ તેના ઉપર, જેમ બાજ કબુતર ઉપર ટાંપી બેસે, તેમ ટાંપી રહ્યા હતા. હૈદર મ્હૈસુરને એક મોટા રાજ્યની સ્થિતિએ લાવ્યો અને તેણે તે રાજ્યની સત્તા ઠેઠ તુંગભદ્રા નદી સુધી પહોંચાડી. મરાઠાઓ મ્હૈસુરમાં આવતા બંધ થઈ ગયા ને નિઝામના મનોરથો બધા મનમાંજ રહી ગયા. અંગ્રેજો હૈદરથી ઘણાજ બ્હીતા. હૈદરે મલબારને વશ કરી ફ્રેંચ મદદ મળી શકે એવી સવડ કરી તે તેની દૂરદર્શિતા સાબીત કરે છે. યુરોપિઅન ઢબ મુજબ હૈદરે એક મોટા લશ્કરને તૈયાર કર્યું ને તેમાં ફ્રેંચ અમલદારો રાખ્યા. હૈદર પોતે મોટો સરદાર હતો. તેનું જાસુસખાતું બહુજ સારા પાયા


હૈદર

ઉપર ચાલતું. હૈદર ધર્માંધતાથી વિમુખ હતો. પ્રજા તેને ચાહતી. હૈદરના અમલ દરમ્યાન હૈદર વિરુદ્ધ કોઈ મોટું કાવતરૂં થયું નહોતું. હૈદર લશ્કરી સરંજામ નિયમસર રાખતો. અલબત, તેનામાં ક્રૂરતા હતી. ઘણી વાર તે સખ્ત સજા કરતો. હૈદરમાં માણસોની પરીક્ષા કરવાની સુંદર શક્તિ હતી. સારા સારા માણસોને તે એકદમ નોકરીમાં નોંધી લેતો. વિખ્યાત હિંદુ મુખ્ય મંત્રી પૂરણીયને નોકરીમાં રાખનાર હૈદર પોતે હતો. હૈદરનો સ્વભાવ રમુજી હતો. અઢારમા સૈકાના પ્રતિભાશાળી હિંદી નરેશોમાં હૈદરનું સ્થાન પ્રથમ પંક્તિએ આવવું જોઈએ.

**કાશીરાજ ચૈતસિંહ**—ઇ. સ. ૧૭૭૫માં અયોધ્યાના નવાબ વઝીરે કાશીરાજ ઉપરના તમામ હક્કો કંપનિને આપી દીધા હતા અને કંપનિએ મહારાજા ચૈતસિંહને સ્વતંત્ર દિવાની ને ફોજદારી, અને સિક્કા પાડવાના હક્કો આપ્યા હતા. તે બદલ કાશીરાજે કંપનિને રૂા. ૨૨॥ લાખની વાર્ષિક ખંડણી આપવાનું ને રક્ષિત રાજા તરીકે વર્તવાનું લખી આપ્યું. કંપનિને ફ્રાંસ સાથે, મરાઠાઓ સાથે ને પછી હૈદર સાથે લડાઈ શરૂ થઈ તેથી હેસ્ટિંગ્સે બે વર્ષો માટે રૂા. ૫) લાખનું રોકડ ને દંડ રાજા પાસેથી જબરદસ્તીથી વસુલ કર્યાં. પછી કાશીરાજ પાસેથી હેસ્ટિંગ્સે રૂા. ૨ લાખ વસુલ કર્યાં. તે સિવાય માંડમાંડ લશ્કરી મદદ પણ તેણે આપી. આ ઢીલ માટે હેસ્ટિંગ્સે રાજાનો રૂા. ૫૦) લાખનો દંડ કર્યો ને વસુલ કરવા પોતે કાશી મુકામે ગયો. રાજધાનીમાં બંડ થયું. માંડમાંડ હેસ્ટિંગ્સ ભાગી છુટયો. ચૈતસિંહ અને તેનો ભાઈ ગ્વાલિયર નાઠા. મહારાજાને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને તેના ભાણેજને વાર્ષિક રૂા. ૪૦) લાખની ખંડણી આપવાની શરતે કાશીની ગાદી આપવામાં આવી. ચૈતસિંહ ખાનગી ખજાનો પોતાની સાથે લઈ ગયો તેથી કંપનિને બદામ પણ ન મળી. આ મુદ્દામાં હેસ્ટિંગ્સનો વાંક હતો. ચૈતસિંહ પાસેથી જબરદસ્તીથી પૈસા પડાવવાનું કશું પ્રયોજન નહોતું. ગવર્નર ઝનરલ જાતે રાજાની રાજધાનીમાં જઇ પૈસા વસુલ કરે તે તો હેસ્ટિંગ્સનેજ સૂઝે. કાશી જવામાં તેણે મોટી ભૂલ કરી.

**અયોધ્યાની બેગમોનો મુદ્દો**—અયોધ્યાનો નવાબ વઝીર કંપ-

નિના લશ્કરનું ખર્ચ આપવા કબુલ થયો હતો. પણ આ લશ્કરી ખર્ચમાં કંપનિએ વધારો કર્યો. તેથી નવાબ કંપનિનો મોટો દેવાદાર બન્યો. દરમ્યાન અયોધ્યામાં મોટો દુષ્કાળ પડયો એટલે કંપનિને નવાબ વઝીર પાસેથી કાંઈ મળ્યું નહિ. હેસ્ટિંગ્સને મરાઠી તથા મ્હૈસુર વિગ્રહો માટે પૈસાની પૂરી જરૂર હતી. તેથી ઇ. સ. ૧૭૮૧માં ચુનાર મુકામે નવાબે ને હેસ્ટિંગ્સે કરાર કર્યો. તે મુજબ વઝીરની સાવકી મા અને દાદીની જાગીરો ખાલસા કરવામાં આવી અને તેમની પાસેનો રૂ. ૭૬ લાખ જેટલો ખજાનો તેમના ખીદમતદારોને ખૂબ સતાવીને છીનવી લેવામાં આવ્યો. આવી રીતે વઝીરનું દેવું કાંઈક પત્યું. નિર્દોષ બેગમોને લુટવાથી કંપનિ બેઆબરૂ થઈ. નવાબે તો લાચારીથી ચુનારના કરાર ઉપર સહી કરી હતી. વળી કંપનિએ તેની માને તો અભયવચન પણ આપ્યું હતું.

**હેસ્ટિંગ્સના કારભારનો અંત; પાર્લમેંટમાં તેના ઉપર ચાલેલું કામ**—ઇ. સ. ૧૭૮૫માં હેસ્ટિંગ્સ ઇંગ્લંડ ગયો. ત્યાં દિવાનેઆમે તેના ઉપર બર્ક, ફૉક્સ, શેરિડિઅન, વિંધમ, વગેરેની વગથી જુદા જુદા આરોપો મૂકયા અને ઉમરાવની House of Lords સભામાં તેના ઉપર કામ ચલાવ્યું. આ કામ ઇ. સ. ૧૭૮૮થી ૧૭૯૩ સૂધી ચાલ્યું. મોટા મોટા વક્તાઓએ પોતાનાં છટાદાર ભાષણોથી આરોપીને પણ ગાળી નાખ્યો. આ કામમાં રોહિલખંડ, બેગમો, ચેતસિંહ, નંદકુમાર, બંગાળાના નવાબની વ્યવસ્થા, વગેરે બાબતો વિષે હેસ્ટિંગ્સને જવાબદાર ગણવામાં આવ્યો હતો. તેનો નિકાલ ઠેઠ ઇ. સ. ૧૭૯૫માં થયો. હેસ્ટિંગ્સ કેટલાક આરોપથી સર્વાનુમતિએ નિર્દોષ ઠર્યો. પોતાનો બચાવ કરવામાં તે તદ્દન પાયમાલ થઈ ગયો તેથી તેને કંપનિએ ૪૦૦૦ પૌંડનું વર્ષાસન બાંધી આપ્યું. તે ઇ. સ. ૧૮૧૮માં મરી ગયો. કંપનિના કારભારની પોલ આ કામથી જગજાહેર થઈ ગઈ.

**હેસ્ટિંગ્સના કારભારની સમાલોચના**—હિંદમાં જેટલા બ્રિટિશ રાજ્યકર્તાઓ આવી ગયા તે બધામાં હેસ્ટિંગ્સ આપણા દેશમાં સૌથી વધારે મુદ્દત સૂધી રહ્યો. તેના વખતમાં સાંપ્રત બ્રિટિશ રાજ્યવ્યવસ્થાની મૂળ યોજના રચવામાં આવી. તે બાહોશ મુત્સદ્દી હતો ને તેણે યોજેલી

રાજ્યવ્યવસ્થાનાં ઘણાં અંગો હજુ આપણા કારભારમાં ચાલુ છે. હેસ્ટિં-ગ્સને ઈંગ્લંડની રાજ્યવ્યવસ્થાનાં સૂત્રો હિંદમાં દાખલ કરવાનું ગમતું નહોતું. પ્રથમથીજ તેણે કેટલાક સુધારા સાથે હિંદનું આગલું રાજ્યતંત્ર બંગાળામાં ઉભું કર્યું. હેસ્ટિંગ્સે એ મોટા વિગ્રહોને કંપનિના લાભમાં પાર ઉતાર્યાં. અલબત, તે વેપારી બુદ્ધિથી તદ્દન વિમુખ નહોતો. રક્ષિત રાજાઓને સતાવવામાં તેણે બાકી રાખ્યું નહિ; તેણે રૂશવતો પણ લીધી. તેનું મ્હેસુલી ખાતું બરોબર ચાલ્યું નહિ; બંગાળામાં ખેતીની સ્થિતિ દયા-જનક રહી; ન્યાયાધીશોનું કામ ઘણુંજ વધી પડયું; પોલિસખાતા ઉપર હેસ્ટિંગ્સે કાંઇ ધ્યાન આપ્યું નહિ; અંગ્રેજ અમલદારો હજુ પણ ખાનગી વેપાર કરતા; એ પ્રથાને હેસ્ટિંગ્સ અટકાવી શક્યો નહિ. હેસ્ટિંગ્સ એક અગત્યનો સુધારો કરતો ગયો. આપણા દેશની પ્રાચીન સંસ્કૃતિનો પુન-રુદ્ધાર કરવામાં તેણે અગ્ર ભાગ લીધો. તેણે એશિઆટિક સોસાયટિની સ્થાપના કરી ને અરબી, ફારસી ને સંસ્કૃતના અભ્યાસને ઉત્તેજન આપવા કલકત્તામાં મદ્રેસા ને કાશીમાં પાઠશાળા સ્થાપી.

**જૉન મૅક્ફર્સન**—વૉર્રન હેસ્ટિંગ્સ પછી એક વાર મદ્રાસના ગવ્હ-ર્નરની કાઉન્સિલનો સભ્ય જૉન મૅક્ફર્સન ગવ્હર્નર ઝનરલ થયો. તેના વખતમાં કાંઈ જાણવાજોગ બનાવ બન્યો નથી અને તેના કારભારને કૉર્નવૉલિસે સખ્ત શબ્દોમાં વખોડી કાઢ્યો છે. તેના પછી બોર્ડ ઑવ્ કન્ટ્રોલના પ્રમુખ ડંડાસનો ને મુખ્ય પ્રધાન પિટ્ટનો મિત્ર કૉર્નવૉલિસ બંગા-ળાનો ગવ્હર્નર ઝનરલ થઈ કલકત્તા આવ્યો.

## પ્રકરણ ૫મું

## પાર્લમેંટ અને કંપનિ, ઇ. સ. ૧૭૭૪–૧૭૮૫.

**ઇંગ્લંડ ને બ્રિટિશ હિંદ**—આ વખત દરમ્યાન કંપનિના કાર-ભારને વ્યવસ્થિત કરવા ઇંગ્લંડના મંત્રિમંડળે વારંવાર પ્રયત્નો કર્યા. આ પ્રયત્નોમાં ત્રણ મુદ્દાઓ સમાએલા હતા. (૧) કંપનિ પાસેથી જેમ બને તેમ વધારે પૈસા વસુલ કરવા. (૨) કંપનિ ઉપર વિશેષ અંકુશ રાખવો.

(૩) રેગ્યુલેટિંગ ઍક્ટની ત્રુટિઓને દૂર કરવી. લૉર્ડ નૉર્થે કંપનિના કારભારનો વિચાર કરવા બે સમિતિઓ નીમી. એકનો પ્રમુખ બર્ક હતો ને બીજી સમિતિનો પ્રમુખ ડંડાસ હતો. ડંડાસે ઇ. સ. ૧૭૮૩માં હિંદુસ્તાનના કારભાર સંબંધનું એક બિલ્લ (ખરડો) પણ કૉમન્સમાં રજુ કર્યું પણ તે બિલ્લ આગળ ચર્ચાયું નહિ. દરમ્યાન લૉર્ડ શેલબર્ને અને ફૉક્સે પોતાના પક્ષો ભેગા કરી એક મંત્રિમંડળ ઉભું કર્યું. ફૉક્સ પરગજુ સ્વભાવનો હતો. તેણે પોતાના તરફથી હિંદને લગતું એક બિલ્લ કૉમન્સમાં તો પાસ કરાવ્યું પણ તેજ બિલ્લની ચર્ચા ઉપર રાજા ત્રીજા જ્યૉર્જની ગેરકાયદેસર દરમ્યાનગીરીથી લૉર્ડ્ઝમાં તે હારી ગયો અને તેના મંત્રિમંડળનો પણ અંત આવ્યો. ત્રીજા જ્યૉર્જે પિટ્ટને મુખ્ય પ્રધાન નીમ્યો. પિટ્ટે ફૉક્સના બિલ્લમાં ઘટતો ફેરફાર કરી ઇ. સ. ૧૭૮૪માં પાર્લમેંટ પાસે પોતાનું બિલ્લ પ્રસાર કરાવ્યું. આપણા દેશનો કારભાર ઠેઠ ઇ. સ. ૧૮૫૭ના બળવા સૂધી આ ધારા મુજબ ચાલ્યો તેથી તેના મુખ્ય મુદ્દાઓનું સટીક અવલોકન કરવાની અહીં જરૂર છે.

**પિટ્ટનું બિલ્લ**—ફૉક્સના બિલ્લમાં કંપનિનો તમામ કારભાર પ્રિવિ કાઉન્સિલમાંથી ઈંગ્લંડના રાજાએ નીમેલા ૭ સભ્યોને સોંપી દેવાનો હતો. પણ પિટ્ટે કંપનિના કારભારના બે વિભાગ કરી નાંખ્યા અને ૭ સભ્યોએ કારભારનો રાજકીય વિભાગજ માત્ર તપાસવો એવી ગોઠવણ કરી. **વેપારના વિષયમાં અને નીમણુંકોના સંબંધમાં કંપનિ હજુ પણ આગળની માફક સ્વતંત્રજ** રહી. ૭ સભ્યોમાંથી એક સેક્રેટરી ઑવ્ સ્ટેઈટ ને બીજો ખજાનચી હોવો જોઈએ એમ ઠર્યું. જો આ ૭ કમિશનરોને હિંદના અમલદારો ઉપર ખાનગી હુકમો મોકલવા હોય તો તેઓએ ડાયરેક્ટરોમાંથી ત્રણ જણાઓની બનેલી ખાનગી સમિતિ–Secret Committee–સાથે પત્રવ્યવહાર કરવો જોઈએ. જ્યારે કંપનિના અમલદારો હિંદથી સ્વદેશ જાય ત્યારે તેમણે પોતાની મીલકતનું સૂચીપત્ર આ ૭ કમિશનરોને આપી દેવું એમ નક્કી થયું. કંપનિના અમલદારો હિંદના લોકોને ન સતાવે એ હેતુથી આ મુદ્દો રાખવામાં આવ્યો હતો. આરોપી અમલદારનું કામ ચલાવવા માટે ઈંગ્લં-

ડમાં એક અદાલત સ્થાપવામાં આવી. દુર્ભાગ્યે આ બંને મુદ્દાઓ પ્રયોજન કાંઈ સર્યું નહિ. કારણ કે તે પ્રમાણે કોઈ વર્ત્યુંજ નહિ. કમિશનરોને કાંઈ પગાર આપવાનો નહોતો. સેનાધિપતિની જગ્યા ઈંગ્લંડને રાજા ભરી શકે; પણ ગવ્હર્નર ઝનરલ, ગવ્હર્નરો, અને તેમની કાઉન્સિલોના સભ્યોની જગ્યાઓ પૂરવાનો અધિકાર, કંપનિના ડાયરેક્ટરોને આપવામાં આવ્યો; માત્ર આ જગ્યાઓ પૂરતી વખતે કંપનિએ રાજાની પરવાનગી લેવી જોઇએ. અને રાજા જો ધારે તો આવા મોટા અમલદારોને આપખુશીએ ઈંગ્લંડ પાછા બોલાવી શકે. મુંબઈ અને મદ્રાસની સરકારો ઉપર કલકત્તાની સરકારને વિશેષ સ્પષ્ટ અધિકારો સોંપવામાં આવ્યા. કલકત્તાની કાઉન્સિલના સભ્યોની સંખ્યા ચારમાંથી ત્રણની રાખવામાં આવી. કંપનિના અમલદારોને હિંદમાં લડાઈ કરવાની અને રૂશવત કે બક્ષીસ લેવાની બંધી કરવામાં આવી.

**અવલોકન**—પિટ્ના કાયદાથી આપણી તમામ રાજ્યવ્યવસ્થા ફરી ગઈ. રેગ્યુલેઇટિંગ ઍક્ટને લઈને બ્રિટિશ હિંદના રાજ્યતંત્રમાં જે ત્રુટિઓ પેસી ગઈ હતી તેનો હવે નિકાલ થયો. બ્રિટિશ હિંદનો બધો વહિવટ હવે ઈંગ્લંડના મંત્રિમંડળના હાથમાં આવ્યો. હિંદની સરકાર તાબેદાર સરકારની સ્થિતિમાં મૂકાઈ. હિંદુસ્તાન દેશ જેમ જેમ કંપનિના તાબામાં આવતો ગયો તેમ તેમ આ તાબેદારી વધારે સ્પષ્ટ થતી ગઈ અને છેવટ હિંદી સરકાર માત્ર બ્રિટિશ સરકારની આણ મુજબજ વર્તે એવું સૂત્ર આપણી શાસનપદ્ધતિમાં સ્વીકારાયું. અલબત, હવે પછી હિંદ આવતા અંગ્રેજ અમલદારો ક્લાઇવ, હૉલ્વેલ, હેસ્ટિંગ્સ, મૅક્ફર્સન, વગેરેથી ચારિત્રમાં ઘણાજ ચડતા હતા પણ રાજ્યવ્યવહારમાં તેઓ ઈંગ્લંડની સરકારના કહ્યા મુજબ વર્તતા. ૭ કમિશનરોને હિંદી ઇતિહાસના પારિભાષિક નિયામક સભા અથવા Board of Control "બૉર્ડ ઑફ કંટ્રોલ" ના નામથી ઓળખવામાં આવે છે. સમસ્ત રાજ્યકારભાર કમિશનરો ચલાવે ને વેપાર તથા નિમણુંકોની બાબતમાં કંપનિના મત મુજબ કામ ચાલે એવી વ્યવસ્થાને લઈને આ શાસનપદ્ધતિને ડ્યુઅલ અથવા ડબલ ગવર્મેન્ટ—Dual or Double Government—કે દ્વિમુખ

પદ્ધતિ પણ કહેવામાં આવે છે. ૭ કમિશનરોમાંથી ધીમે ધીમે બધી સત્તા એકાદ કે બે જણના હાથમાં આવવા પામી ને સેક્રેટરિ પોતે મુખ્યત્વે મુખ્ય પ્રધાનનો મિત્ર કે આશ્રિત હોવાથી કંપનિના કારભારમાં મુખ્ય પ્રધાન ને તેના પક્ષની સત્તા વધી પડી.

**સાર**—વૉર્રન હેસ્ટિંગ્સે ન્યાય ખાતામાં, મ્હેસુલી ખાતામાં, અને બંગાળા, અયોધ્યા અને પાદશાહ સાથેના વ્યવહારમાં સુધારાઓ કર્યા. તેણે અયોધ્યાની બેગમો પાસેથી પૈસો પડાવ્યો, કાશીરાજ ચૈતસિંહને કાઢી મૂક્યો. નંદકુમારને તેના વખતમાં ફાંસી દેવામાં આવી. તેણે અયોધ્યાના નવાબને મદદ કરી રોહિલ્લાઓનો નાશ કરાવ્યો અને નવાબે રોહિલખંડ પોતાના રાજ્યમાં જોડી દીધો. સાષ્ટી ને વસઈનો કબજો લેવા મુંબઈ સરકારે આ વખતે સવાઈમાધવરાવ પેશવા સામે રાઘોબાને મદદ કરી. તેમાં અંગ્રેજો ઝાઝું ફાવ્યા નહિ. ઇ. સ. ૧૭૮૨માં સાલ્બાઈ મુકામે પૂના સરકાર સાથે સુલેહ થઈ. અંગ્રેજોને માત્ર સાષ્ટીનો ટાપુ મળ્યો. બ્રિટિશ પાર્લમેંટે ઇ. સ. ૧૭૭૩માં રેગ્યુલેઇટિંગ ઍક્ટ પ્રસાર કર્યો. તેથી ગવ્હર્નરની કારોબારી કાઉન્સિલ ને વડી ન્યાયાધીશી હિંદમાં સ્થાપવામાં આવ્યાં. એ કાયદો રીતસર વિચારવામાં આવ્યો નહોતો તેથી હિંદનો કારભાર ઉલટો બગડયો. તેની ત્રુટિઓ સુધારવા માટે ઇ. સ. ૧૭૮૪માં મુખ્ય પ્રધાન પિટ્ટે બીજો ધારો પ્રસાર કર્યો. તેથી કંપનિના કારભાર ઉપર દેખરેખ રાખવા માટે ઈંગ્લંડમાં એક બોર્ડ ઑવ્ કંટ્રોલની સ્થાપના થઈ. પિટ્ટના બિલ્લથી આપણું રાજ્યતંત્ર ઈંગ્લંડના મંત્રિમંડળને વશ બન્યું. હેસ્ટિંગ્સ પછી મૅકફર્સન ગવ્હર્નર ઝનરલ થયો ને મેકફર્સન પછી કૉર્નવૉલિસ આવ્યો. હેસ્ટિંગ્સે હૈદર સાથે પણ લડાઈ કરી હતી.

**પ્રશ્નો**—(૧) વૉર્રન હેસ્ટિંગ્સના કારભારના મુખ્ય સુધારાઓ વર્ણવો. (૨) કંપનિ ને મરાઠાઓ તથા હૈદર વચ્ચેના સંગ્રામોનાં કારણો ને પરિણામો જણાવો. (૩) રેગ્યુલેઇટિંગ ઍક્ટ તથા પિટનું બિલ્લ, એમનું સટીક અવલોકન કરો.

## પ્રકરણ ૬૨ મું

## સ્વતંત્ર સત્તા તરીકે કંપનિ; લૉર્ડ કૉર્નવૉલિસ, ઇ. સ. ૧૭૮૬-૧૭૯૮.

**લૉર્ડ કૉર્નવૉલિસનો કારભાર**—કૉર્નવૉલિસ હિંદ આવ્યો તે અગાઉ તેના કહેવાથી પાર્લમેંટે એવો ધારો પસાર કર્યો કે અગત્યની બાબતોમાં ગવ્હર્નર ઝનરલ પોતાની કાઉંસિલના મત વિરુદ્ધ પણ વર્તી શકે. કૉર્નવૉલિસને મુખ્ય સેનાપતિ પણ બનાવવામાં આવ્યો.



કૉર્નવૉલિસ

**ન્યાય ખાતું**—નવા ગવ્હર્નરે પ્રથમ ન્યાયખાતું સુધાર્યું. મુલ્કી ખાતાને ન્યાય ખાતાથી જુદું પાડવામાં આવ્યું. ઝમીનદારો ને કલેક્ટરો પાસેથી ફોજદારી અદાલતો અને જિલ્લાની અદાલતોનાં કામો ઘણાંજ વધી ગયાં હતાં તેથી કલકત્તા, મુર્શીદાબાદ, ઢાકા અને પટના મુકામે વધારાની ચાર પ્રાંતિક અદાલતો Provincial Courts—સ્થાપવામાં આવી અને તેમને મોટા વિવાદો તથા અપીલો સાંભળવાની સત્તા આપવામાં આવી. ન્યાયાધીશો અત્યાર સુધી લાંસલો લેતા તેની બંધી થઈ. વકીલો માટે પરીક્ષાની પદ્ધતિ દાખલ કરવામાં આવી.

**પોલિસ ખાતું**—વૉરન હેસ્ટિંગ્સે પોલિસ ખાતા તરફ બીલકુલ લક્ષ આપ્યું નહોતું. કૉર્નવૉલિસે તે વાત હાથમાં લીધી. ફોજદારી ગુન્હાઓ માટે પ્રાંતની ને જિલ્લાની અદાલતોને જવાબદારી આપવામાં આવી. પુરાવાના નિયમોમાં સુધારો કરવામાં આવ્યો. દરેક જિલ્લાના દસ દસ

ઘોડેસવાર વિભાગો કરવામાં આવ્યા અને દરેક વિભાગ અથવા થાણા ઉપર એક થાણાદાર કે દારોગા કે કૉન્સ્ટેબલ નીમવામાં આવ્યો. તેની નીચે વિલેઇજ પોલિસપટેલ કે ગામોટી ગામડામાં કામ કરતો થયો. આ અમલદારોને પોતપોતાના પ્રાંત કે વિભાગની સુલેહ માટે જવાબદાર ગણવામાં આવ્યા. જન્મ દેશનિકાલની સજા ઘુસાડવામાં આવી. કોર્ટ માટે બધા નિયમોનું એકીકરણ કરવામાં આવ્યું.

**પરિણામો**—આ સુધારાઓથી કાંઇક અંશે સ્થિતિ સુધરી એ તો નિર્વિવાદ છે પણ હિંદી ન્યાયાધીશોના પગાર બહુજ ટૂંકા હોવાથી ન્યાય પ્રામાણિકપણે અને નિષ્પક્ષપાત બુદ્ધિથી મળી શક્યો નહિ. કૉર્નવૉલિસે વકીલોની સંસ્થા ઉભી કરી તેથી જાહેર પ્રજાજીવનને ભવિષ્યમાં ઘણો લાભ થયો અને આપણા રાષ્ટ્રીય જીવનનું મૂળ નાંખનાર તે સ્વતંત્ર વકીલમંડળ છે; પણ અસીલો કાયદાની બારીકી ઓળખી શકે તેવા ભણેલા તે વખતે તો જરાય નહોતા તેથી પક્ષકારોની મુશ્કેલીઓ તો વધી ગઈ અને અદાલતોમાં ન્યાય મેળવવો એટલે પૈસાનું પાણી કરવું એવો અનુભવ સર્વ કોઈને થવા લાગ્યો. ગામડાં ને શહેરોમાં નાતજાતનાં પંચોની પુરાતન સત્તાઓ ભાંગી પડી ને ગરીબ ને નિરાધારને ન્યાય મળવો અશકય થઈ પડયો. કૉન્સ્ટેબલોનો પગાર ઓછો પડયો તેથી તેઓ સુલેહ જાળવી શક્યા નહિ. ડાકુઓ વધી પડ્યા. ડાકુઓ હજુ પણ બંગાળામાં ત્રાસ વર્તાવે છે એ ભૂલવું જોઈએ નહિ. એકંદર આ સુધારાઓ લાભદાયી હતા.

**સનદી નોકરી, Civil Service-સિવિલસિવનો**—કૉર્નવૉલિસે મીઠા વગેરેનો ઈજારો બંધ કર્યો; ખાનગી વેપાર કરવાની પદ્ધતિ કાઢી નાખી અને અમલદારોના પગારો વધારી આપ્યા. માત્ર પ્રાંતના મ્હેસુલ ઉપર મળતી હકશી તે દૂર કરી શકયો નહિ. મોટા હોદ્દાઓ ઉપર માત્ર અંગ્રેજોનેજ નીમવાની પદ્ધતિ કૉર્નવૉલિસના વખતથી શરૂ થઈ. એ પદ્ધતિના સ્વીકારથી હિંદુઓને ઘણી હાનિ થઈ છે.

**બંગાળામાં કાયમ જમાબંધી**—ઇ. સ. ૧૭૫૭થી ઇ. સ. ૧૭૭૭ સુધીમાં કંપનિએ બંગાળાના મ્હેસુલની ઉઘરાણી કરવા માટે જે

પ્રયોગો કરી જોયા તે આપણે ઉપર તપાસી ગયા છીએ. આ પ્રયોગોથી ખેતી બગડી, લોકો પાયમાલ થયા ને માત્ર નાણાં ધીરનાર લોકોનો વર્ગજ સુખી થયો. કૉર્નવૉલિસ ગવ્હર્નર ઝનરલ થયો ત્યારે તેણે આ સવાલ પોતાની કાઉંસિલ પાસે અને ઈંગ્લંડમાં ડંડાસ, પિટ્ટ, વગેરે મંત્રિમંડળ સમક્ષ મૂક્યો, કાઉંસિલના સભ્ય જૉન શોરનો એવો મત હતો કે દસ વર્ષ સુધી મ્હેસુલ કાયમ રાખવું અને પછી અનુભવે હમેશને માટે કાયમ કરી દેવું; કૉર્નવૉલિસ આ મતથી વિરુદ્ધ પડયો અને તેની સાથે ઈંગ્લંડનું મંત્રિમંડળ સંમત થતાં તેણે ઇ. સ. ૧૭૯૩માં બંગાળા, બિહાર ને ઓરિસ્સાના પ્રાંતોમાં ને કાશીમાં ઇ. સ. ૧૭૯૫માં, કાયમ જમાબંધી દાખલ કરી એટલે કે ઇ. સ. ૧૭૮૩માં જે ઝમીનદારો સરકારને મ્હેસુલ ભરતા તેજ ઝમીનદારો હમેશને માટે જમીનની માલીકી ભોગવે ને સરકારને દરહમેશ એજ મ્હેસુલ ભરે એમ નક્કી થયું.

**ગુણદોષ**—કાયમની જમાબંધીથી થોડાં વર્ષ માટે તો કંપનિને લાભ થયો. કારણકે ૧૭૬૫થી ૧૭૯૩ સૂધીમાં બંગાળાનું મ્હેસુલ કંપનિને હાથે બમણું કરવામાં આવ્યું હતું. પણ જેમ જેમ પડતર જમીન ખેડાતી થઈ અને ઉત્પનના ભાવો વધતા ગયા તેમ તેમ ઝ઼મીનદારોને મ્હેસુલ વધારે મળતું ગયું અને તેથી એકંદર ભવિષ્યમાં મોટું નુકસાન ગયું. ઝ઼મીનદારો કાંઈ પુરાતન કાળથી જમીનના માલિકો નહોતા. તેથી કૉર્નવૉલિસની કાયમ જમાબંધીથી ખેડુતો ને ઉભડ લોકોના હક્કો માર્યાં ગયા. ઝ઼મીનદારોને કાયમની માલીકીના હક્કો મળવાથી તેઓ કંપનિના વફાદાર બન્યા. તેમની સ્થિતિ સુધરતાં તેમના તરફથી કેળવણી, આરોગ્ય, ઉદ્યોગો, વગેરેને મદદ પણ સારી મળી. કૉર્નવૉલ્લિસ પછીના કેટલાક અંગ્રેજ અમલદારો, સ્વર્ગસ્થ રમેશચંદ્ર દત્ત અને બીજાઓ, બંગાળાની જમાબંધીની ઘણી પ્રશંસા કરી ગયા છે. તેમનું કહેવું એવું હતું કે એવી જમાબંધી બીજા પ્રાંતોમાં પણ દાખલ કરવી. પણ અત્યારે આ માન્યતા સર્વસંમત નથી.

**કૉર્નવૉલ્લિસ અને પરરાજ્યો, ત્રીજો મ્હેસુર વિગ્રહ**—(૧) ઇ. સ. ૧૭૮૮માં મોગલ શાહઝ઼ાદાએ પોતાના બાપ સામે કંપનિની

મદદ માંગી પણ કૉર્નવૉલિસે ના પાડી. (૨) મરાઠાઓએ ટિપુ સામે લડાઈ કરી ત્યારે કંપનિએ મરાઠાઓને મદદની ના કહી પણ ટિપુ સામે સ્વતંત્ર યુદ્ધ જાહેર કરી મરાઠાઓની મદદ લઈ મ્હૈસુર રાજ્યના કેટલાક અગત્યના પ્રાંતો કંપનિએ કબજે કર્યાં. ઇ. સ. ૧૭૮૪ પછી ટિપુએ પોતાના લશ્કરને ખૂબ કેળવ્યું ને સને ૧૭૮૫માં તેણે ફ્રાંસના રાજા સોળમા લુઈ પાસે એક એલચીને પણ મોકલ્યો.

કૉર્નવૉલિસે નિઝામને શત્રુ વિરુદ્ધ મદદ આપવાનું વચન આપ્યું. આ વચનથી ટિપુને અન્યાય થયો, કારણ કે ટિપુનું નામ મિત્રવર્ગમાં રાખવામાં આવ્યું નહોતું. મલબાર પ્રાંતમાં ટિપુના એક રક્ષિત રાજાની હદમાં તેલિચેરિ મુકામે અંગ્રેજોએ કોઠી નાંખી હતી. રાજા દેવાદાર હતો તેથી તેના ઉપર કંપનિએ ચડાઈ કરી. ટિપુએ આ કૃત્ય સામે વાંધો લીધો; કારણ કે રાજા તેના આશ્રય નીચે હતો. ત્રીજું, ટીપુએ ત્રાવણકોરના રાજા પાસે કેટલાક કિલ્લાઓની માંગણી કરી. ત્રાવણકોરના રાજાએ ના પાડી તેથી ટિપુએ તેના ઉપર ચડાઈ કરી. ત્રાવણકોરના સંસ્થાને કંપનિનો આશ્રય લીધો. કૉર્નવૉલિસે નિઝામ અને મરાઠાઓ સાથે કરારો કર્યાં ને ત્રણ પક્ષકારોએ મ્હૈસુર વિરુદ્ધ વિગ્રહ જાહેર કર્યો.

અંગ્રેજોએ ઇ. સ. ૧૭૯૦માં મલબાર પ્રાંત લીધો. પણ પશ્ચિમમાં ટિપુને વિજય મળ્યો ને તેણે મદ્રાસના ગવર્નરને ઘણો સતાવ્યો. આ કારણોથી કૉર્નવૉલિસ દક્ષિણમાં ગયો. તેણે ઇ. સ. ૧૭૯૧માં બૅંગલોર લીધું ને આરિકેરિ પાસે ટિપુને હરાવ્યો. દરમ્યાન મરાઠી સરદારો પરશુરામ ભાઉ અને હરિપંત ફડકે, કૃષ્ણા અને તુંગભદ્રા નદી વચ્ચેના બધા પ્રાંતો ઉપર ફરી વળ્યા. નિઝામના લશ્કરે ને અંગ્રેજોએ પણ જુદા જુદા મુલકો લીધા ને પછી ત્રણે લશ્કરોએ શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. તેમાં કુર્ગનો રાજા વીરરાજ પણ સામેલ થયો. ટિપુએ સુલેહ કરી, ઇ. સ. ૧૭૯૨.

**ટિપુ સાથે તહ**—શ્રીરંગપટ્ટણના તહથી ટિપુએ કંપનિને બૅંગલોર સિવાય આખો મલબાર, દિંડીગુલ ને બારમહાલના પ્રાંતો, નિઝામને કડપા અને કૃષ્ણા ને તુંગભદ્રાની વચ્ચેનો પૂર્વ ભાગ, ને મરાઠાઓને બેલારિ અને બે નદીઓ વચ્ચેનો પશ્ચિમ ભાગ આપ્યા. કુર્ગનો રાજા

ટિપુથી સ્વતંત્ર થઈ કંપનિનો આશ્રિત બન્યો. ત્રાવણકોર સંસ્થાનને તેના બધા કિલ્લાઓ સ્વાધીન કરવામાં આવ્યા. આવી રીતે ટિપુએ રાજ્યનો ત્રીજો ભાગ લડાઈમાં ખોયો. તેણે ત્રણ કરોડ રૂપીઆનો દંડ કંપનિને ભર્યો અને જ્યાં સૂધી દંડ ન ભર્યો ત્યાં સૂધી પોતાના બે શાહઝાદાઓને કંપનિ પાસે રાખ્યા. કંપનિ ફળદ્રુપ પ્રાંતોની ધણી થઈ, ટિપુ ઘણો નબળો પડી ગયો, મરાઠાઓ અને નિઝામ પણ વધારે જોરવાળા થયા ને કર્ણાટકથી મ્હૈસુર જવાના બધા રસ્તાઓ કંપનિ માટે હવે ખુલ્લા થઇ ગયા. મૅંગલોર સિવાય ટિપુ પાસે દરિયાકિનારા ઉપર બીજું કોઈ બંદર રહ્યું નહિ.

આ વેળા ફ્રાંસ સાથે લડાઈ ચાલતી હોવાથી ઈંગ્લંડે ફ્રાંસનો હિંદી મુલક કબજે કર્યો હતો. કૉર્નવૉલિસ ઇ. સ. ૧૭૯૩ના ઑકટોબરમાં સ્વદેશ ગયો.

**સર જૉન શોર, ઇ. સ. ૧૭૯૩-૯૮**—કૉર્નવૉલિસ પછી તેની કાઉંસિલનો પ્રથમ સભ્ય સર જૉન શોર ગવ્હર્નર જનરલ થયો. તેનો કારભાર શાંત હતો.

**કંપનિ, મરાઠાઓ, નિઝામ, અયોધ્યા, ડચ સંસ્થાનો**—આ વખતે મરાઠાઓએ નિઝામને ખરડા મુકામે સખ્ત હાર ખવરાવી. તેમાં અંગ્રેજોએ મદદ ન મોકલી તેથી તુરતજ નિઝામે એક ફ્રેંચ સરદાર રાખી મોટું લશ્કર તૈયાર કરવા માંડયું. અયોધ્યામાં આસફઉદ્દ–દૌલાના મરણ પછી ગાદીએ આવેલા તેના દીકરા વઝીરઅલીને પદભ્રષ્ટ કરી ખરા પુત્ર સાદતઅલીને નવાબી આપવામાં આવી. સાદતે અલ્લાહાબાદ અંગ્રેજોને આપ્યું અને રૂ. ૨૬ લાખની ખંડણી આપવાનું વચન દીધું. ડચ લોકોની સાથે આ સમયે યુદ્ધ ચાલતું હોવાથી અંગ્રેજોએ લંકા, મલાયા, આંબોયના અને કેપ ગુડ હોપ લઈ લીધાં. ઇ. સ. ૧૭૯૮માં કંપનિના લશ્કરમાં ખળભળાટ થવાથી, શોર સ્વદેશ ગયો. લૉર્ડ કૉર્નવૉલિસે હિંદ આવવા ના પાડી તેથી લૉર્ડ મૉર્નિંગ્ટન હિંદ આવ્યો. સર જોન શોર લૉર્ડ ટિગનમાઉથ થયો.

**નવો પટ્ટો, ઇ. સ. ૧૭૯૩**—દર વીસ વર્ષે કંપનિને નવો પટ્ટો પાપવો એવો પાર્લમેંટનો ધારો હતો ને એ વખતે કંપનિના કારભારની વ્યવસ્થામાં યોગ્ય ફેરફારો પાર્લમેંટ કરતી. ઇ. સ. ૧૭૯૩માં વીસ વર્ષ પૂરાં થયાં તેથી કંપનિનો પટ્ટો તાજો કરવામાં આવ્યો. કમિશનરોને હવે કંપનિએ પગાર આપવો; અને પ્રિવિ કાઉન્સિલથી બહારનાં માણસો પણ તેમાંથી બે જગ્યાઓ ભોગવી શકે એવો ઠરાવ કરવામાં આવ્યો. ૩૦૦૦ ટન જેટલો માલ વેપારીઓ એશિઆથી ઇંગ્લંડમાં લાવી શકે પણ તે માલ કંપનિના ગોદામોમાં રાખવો અને કંપનિ પોતાનો માલ વેચે ત્યારે તેનું પણ વેચાણ થવું જોઈએ એવી શરતોથી આટલી છુટ આપવામાં આવી. એટલી છુટ સિવાય પૂર્વ સાથેનો તમામ વેપાર હજુ કંપનિના હાથમાંજ રહ્યો. હિંદી સેનાપતિને બંગાળાની કાઉન્સિલમાં ડાયરેકટરોની પરવાનગી સિવાય બેસવાની બંધી થઈ. આ પટ્ટાની કલમોનું ખાસ અવલોકન કરવાની જરૂર નથી.

**સાર**—કૉર્નવૉલિસે પોલિસ ખાતામાં ને ન્યાય ખાતામાં જરૂરી સુધારાઓ કર્યા. તેણે બંગાળામાં કાયમ જમાબંધીની પદ્ધતિ દાખલ કરી. તેના વખતમાં કંપનિએ ટિપુ સુલતાનને હરાવ્યો. ટિપુએ કંપનિને મ્હૈસુરની પૂર્વના, દક્ષિણના ને પશ્ચિમના કેટલાક પ્રાંતો આપ્યા. કૉર્નવૉલિસે બંદી નોકરોની સ્થિતિ સુધારી. ઇ. સ. ૧૭૯૩માં પાર્લમેંટે કંપનિને નવો પટ્ટો આપ્યો.

**પ્રશ્નો**—(૧) કૉર્નવૉલિસના સુધારાઓ વર્ણવો. (૧) બંગાળાની નવી જમાબંધીના ગુણદોષ વર્ણવો. (૩) ત્રીજા મ્હૈસુર વિગ્રહથી કંપનિને ક્યા કયા લાભો મળ્યા? (૪) સર જૉન શોરના કારભારની તટસ્થતાનો ખ્યાલ આપો.

## પ્રકરણ ૭મું

## કંપનિની સાર્વભૌમ સત્તા. લૉર્ડ મૉર્નિંગ્ટન અથવા માર્કવેસ્સ વેલેસ્લિનો કારભાર, ઇ. સ. ૧૭૯૮–૧૮૦૫

**નવો ગવ્હર્નર જનરલ**—સર જૉન શોર પછી લૉર્ડ મૉર્નિંગ્ટન

ગવ્હર્નર જનરલ થયો. બોર્ડ ઑાવ કન્ટ્રોલમાં તેણે થોડા વખત માટે કામ કર્યું હતું ને હિંદમાં આવ્યો ત્યારે તેની ઉમર ૩૮વર્ષની હતી. તે વખતે ઈંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે યુદ્ધ ચાલતું હતું, નેપોલિઅનની સત્તા જામતી હતી અને હિંદમાં આવેલા ઈંગ્લંડના મુલકો સામે તેની નજર ફરતી હતી. વેલેસ્લિ પોતે ગ્રીસ અને રોમના ઇતિહાસનો અભ્યાસી હતો રોમે યૂરોપ, એશિઆ અને આફ્રિકામાં એકચક્રી રાજ્ય કેવી રીતે સ્થાપ્યું તેની તેને પૂરી વાકેફગીરી હતી. પોતાની શક્તિનો તો તેને ઘણોજ ભરોસો હતો.



લૉર્ડ મૉર્નિંગ્ટન

**એ વખતના અનુકૂળ સંજોગો**—આર્થર વેલેસ્લિ, લેઈક, વગેરે બાહોશ સરદારો અને માલ્કમ ને જેંકિંસ જેવા બાહોશ અમલદારો એ વેળા કંપનિની નોકરી કરતા હતા. હિંદના રાજાઓમાં શક્તિ રહી નહોતી. તેઓમાં પરસ્પર સંપ પણ નહોતો. તેમનાં લશ્કરો પણ કંપનિના લશ્કર કરતાં ઘણાંજ નબળાં હતાં તેમની પ્રજાઓ પરસ્પર કલેશથી કંટાળી ગઈ હતી. દૌલતરાવ શિંદે પાસે મોટું ફ્રેંચ અમલદારોએ તૈયાર કરેલું લશ્કર હતું ને તે દિલ્હી, આગ્રા, દુવાબ ને મધ્ય હિંદમાં કુલ સત્તા ભોગવતો હતો. વેલેસ્લિનો વિચાર મરાઠાઓનો ને ફ્રેંચોની સત્તાનો નાશ કરવાનો હતો.

**સહાયક યોજના–The Subsidiary System**—આપણે વેલેસ્લિના કારભારની વીગતવાર તપાસ લઈએ તેના પહેલાં તેના કાર-

ારની સૂત્રરૂપ સહાયક યોજનાનો આપણે વિચાર કરવો જોઈએ. એ
ોજના થોડા ઘણા અંશ ઉપર કંપનિએ અયોધ્યા, કર્ણાટક, સુરત,
ંજોર અને બંગાળાના રાજ્યકર્તાઓને લાગુ પાડી હતી. વેલેસ્લિએ હિંદ
ાવી તેમાં ઘટતા સુધારાઓ કરી હિંદનાં તમામ રાજ્યોને તે લાગુ
ાડવાનો વિચાર કર્યો. વેલેસ્લિએ આ યોજનાથી હિંદનાં નાનાં મોટાં
ાજ્યોની સ્વતંત્રતાનો નાશ કર્યો એ વાત ખરી છે ને તે માટે શોક પણ
ાય ખરો; છતાં એકંદર તે યોજનાથી હિંદની પ્રજાને લાભજ થયો.
ારણ કે હિંદુસ્તાનમાં બધે શાંતિ ન હોય તો તેની બધી પ્રજાઓ
દિપણ સ્વરાજ્ય ભોગવી શકે નહિ એ નિર્વિવાદ છે. આપણે ત્યાં સાર્વ-
ૌમ સત્તાનો અને નાનાં મોટાં રજવાડાંઓનો કેવો સંબંધ હોવો જોઈએ
નો પૂરો વિચાર આપણા દેશના બધા ઇતિહાસમાં માત્ર આ અંગ્રેજ
ામલદારેજ પહેલાં કર્યો એમ કહીએ તો પણ અતિશયોક્તિ નથી.
ેકને ઐતિહાસિક ન્યાય તો મળવોજ જોઈએ. હવે આપણે વેલેસ્લીની
ોજનાનાં મુખ્ય અંગો તપાસીએ.

**સહાયક યોજનાનાં મુખ્ય અંગો**—(૧) કંપનિ મોગલ પાદશાહની
ેથતિએ આવી બધાં રાજારજવાડાં ઉપર સાર્વભૌમ સત્તા ભોગવે. (૨)
ાઈ રાજ્યે કંપનિની દરમ્યાનગીરી સિવાય બીજા રાજ્ય સાથે વ્યવહાર
ાખવો નહિ. (૩) કંપનિ તરફથી રાજ્યની રાજધાની મુકામે એક પ્રતિનિધિ
હે. (૪) દરેક રાજ્યે કંપનિના અમલદારોવાળું એક લશ્કર પોતાને ખર્ચે
ાજ્યમાં રાખવું અને પોતાના લશ્કરને બનતાં સૂધી રજા આપવી. (૫)
ા હક્કો બદલ કંપનિ દરેક રાજ્યને જરૂર વખતે મદદ કરે. (૬) રાજ્ય-
ર્તાની સગીર વયમાં કે નાદારી દરમ્યાન અથવા બીજા હરકોઈ વ્યાજબી
ારણસર કંપનિએ રાજ્યનો વહિવટ પોતાના હસ્તક લેવો. (૭) રાજ્યના
ુલકને માટે કંપનિએ જવાબદાર રહેવું અને (૮) પરદેશીઓને નોકરીમાં
ાખતી વખતે રાજાએ કંપનિની પરવાનગી લેવી. એટલાં આ નવી
ોજનાનાં મુખ્ય સૂત્રો હતાં. વેલેસ્લિએ એ યોજના ક્યાંથી લીધી ?
ા વખતે ઈંગ્લંડ ફ્રાંસ સામે લડતું હતું ને યૂરોપનાં બીજાં રાજ્યોને
ાણાની મદદ–subsidy–આપી મોટાં લશ્કરો તૈયાર કરાવતું હતું. આ

યોજના વેલેસ્લિએ આખા હિંદને લાગુ પાડીને તેને subsidiary system નામ આપ્યું.

**યોજનાનાં મુખ્ય પરિણામો**—વેલેસ્લિના વખતમાં પેશ્વા, મ્હૈસુર, નિઝામ, કેટલાંક રજપુત રાજ્યો, ભોપાળ, વડોદરા વગેરેએ આ યોજનાનો સ્વીકાર કર્યો. કાળક્રમે બધે તે યોજના દાખલ થઈ. જ્યાં જ્યાં આ યોજના સ્વીકારાઈ ત્યાં બખેડાઓ બંધ થયા, કારભાર સુધર્યો, લોકો સુખી થયા અને રાજાઓની ચિંતાઓ ઘટી. કંપનિને લશ્કરનું ખર્ચ બચ્યું. રાજાઓની ચિંતાઓ ઘટવાથી તેઓ પહેલાં તો કેળવણી વગરના, આળસુ ને ઉડાઉ થઈ ગયા અને તેમનો કારભાર પાછળથી કંપનિને સંભાળવો પડયો. તેથી કંપનિને બેવડો લાભ થયો. દુર્વ્યવસ્થાના કારણસર ઘણા રાજાઓ પોતાનાં રાજ્યો ગુમાવી બેઠા. કંપનિ આખા હિંદમાં ચક્રવર્તી સ્થિતિ ભોગવતી થઈ. બધે સ્થળે એક જાતની રાજ્યવ્યવસ્થા દાખલ થવા લાગી. નાનાં રાજ્યો, મરાઠાઓ, વગેરેના ત્રાસથી ખાસ બચી ગયાં. જે મોટાં મોટાં રાજ્યો આ યોજનાથી વિમુખ રહ્યાં તેમની સાથે કંપનિને વહેલી મોડી લડાઈઓ થઈ અને તેઓ હાર ખાઈ યોજનામાં દાખલ થયાં. થોડાક અપવાદો સિવાય બધાં નાનાં મોટાં રાજ્યો એક સરખાં થઈ ગયાં. લશ્કરી યોજનામાં પણ હવે આખા દેશમાં એક ધોરણ દાખલ થયું. આપણાં પાડોશી રાજ્યો સાથેનો વ્યવહાર પણ હવેથી એકજ ધોરણ ઉપર ચાલવા લાગ્યો. **ટૂંકામાં વેલેસ્લિ અગાઉ હિંદમાં બ્રિટિશ રાજ્ય હતું પણ વેલેસ્લિના ગયા પછી આખા હિંદનું રાજ્ય ઈંગ્લંડનું થયું તેમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી.**

**વેલેસ્લિના કારભારનાં બીજાં સૂત્રો**—કંપનિ સાર્વભૌમ સત્તા ભોગવતી થાય તે પ્રથમ સૂત્ર આપણે ઉપર સવિસ્તર જોઈ ગયા. પણ વેલેસ્લિની યોજના વિશાળ હતી. તેની દૃષ્ટિ વર્તમાન અને ભવિષ્ય બંને ઉપર એક સરખી પડતી હતી અને તેથી તે વિશાળ યોજનાનાં બીજાં આવશ્યક અંગો પણ આપણે અહીં સાથે સાથે તપાસી જોવાં પડશે. (૨) જે જે સ્થળે દ્વિમુખી કારભાર હતો તે બધે સ્થળે તેણે કંપનિની

સત્તાની જવાબદારી દાખલ કરી. આવી રીતે સુરત, તાંજોર, અને કર્ણા-ટકના રાજ્યકર્તાઓને તેણે વર્ષાસનો આપ્યાં. (૩) જે રાજ્ય તેની સામે થયું અથવા તેની યોજનાથી વિમુખ રહ્યું અથવા જેના તરફથી ખટપ-ટની ધાસ્તી રહી તે દરેક રાજ્યને તેણે કંપનિ પરત્વે એક "બેટ" Insulate–જેવું બનાવી દીધું–તેની આસપાસ કંપનિની કે કંપનિના મિત્ર રાજાઓની જમીનો ગોઠવી દીધી. આ ધોરણથી નિઝામ સરકાર, મહારાષ્ટ્ર, મ્હેસુર, વડોદરા, ને અયોધ્યા, એ રાજ્યો એકમેકથી નોખાં થઈ ગયાં. (૪) એક મુલકમાંથી બીજા મુલકમાં લશ્કર જઈ શકે તેવી રીતે વેલેસ્લિએ સરહદો નક્કી કરી. મદ્રાસ ઇલાકા અને બંગાળા ઇલાકા વચ્ચે ભોંસલે સરકારના બે પ્રાંતો કટક ને બાલેશ્વર આ સૂત્ર ઉપર કંપનિના મુલકો બન્યા. (૫) હિંદુસ્તાનના પૂર્વ અને પશ્ચિમ કિનારા ઉપર બ્રિટિશ સત્તા દાખલ કરી. આ મુદ્દા ઉપર તેણે કટક, બાલેશ્વર, મલબાર, સુરત ને ભરૂચ જેવા દરિયા કિનારા પરના પ્રાંતો કંપનિના મુલકમાં ભેળવ્યા. (૬) અંગ્રેજો સિવાય બીજી કોઈ યૂરોપિઅન પ્રજાના અમલદારોને હિંદના રાજાની મુલ્કી કે લશ્કરી નોકરીમાં રહેવા દેવા નહિ એ તેની વિશાળ યોજનાનું છેલ્લું અંગ કહી શકાય. નિઝામ, પેશવા, અયોધ્યાનો નવાબ, મોગલ પાદશાહ, વગેરેમાંથી કોઈ પણ પાસે હવે આગળની જેમ ફ્રેંચ સલાહકારો રહ્યા નહિ.

આ યોજનાનાં તમામ અંગો હજુ પણ કાયમ છે. હવે આપણે વેલેસ્લિનો કારભાર તપાસીએ.

**છેલ્લો મ્હેસુર વિગ્રહ**—શ્રીરંગપટ્ટણના તહ પછી ટિપુ ઘણોજ વ્યાકુળવ્યાકુળ બની ગયો હતો. તુર્કી, અફઘાનીસ્તાન, ફ્રાંસ, વગેરે સ્થળે તેણે પોતાના એલચીઓ રોકયા હતા. નેપોલિઅને તેને વચનો આપ્યાં હોય તેના ઉપર વિશ્વાસ રાખે એવો ટિપુ મૂર્ખ નહોતો. ત્રીજા વિગ્રહથી તે ઘણો નબળો થઈ ગયો હતો. નિઝામ ને મરાઠાઓ તેના કટ્ટા દુશ્મનો હતા, તેમ નેપોલિઅન હિંદ આવવાનો વિચાર સરખો પણ નહોતો કરતો. છતાં ફ્રાંસના તાબાના મૉરિશિઅસ ટાપુથી એક ન્હાનું લશ્કર મલબાર આવ્યું તેનો લાભ લઈ વેલેસ્લિએ ટિપુ સામે લડાઈ જાહેર

કરી. આ વાર નિઝામની સરકાર કંપનિ સાથે રહી. જનરલ સ્ચુઅર્ટે ટિપુને સિદ્દેશ્વર મુકામે હરાવ્યો. બીજી વાર તે મેલવાલી મુકામે હારી ગયો. શ્રીરંગપટ્ટણને શત્રુઓએ ઘેરો ઘાલ્યો. ટિપુ લડતાં માર્યો ગયો. તેના શાહઝાદાઓને વેલુર મુકામે નજરકેદ મોકલવામાં આવ્યા. મ્હૈસુરની ગાદી ઉપર રાજા કૃષ્ણરાજને બેસાડવામાં આવ્યો. તે વેલેસ્લિની યોજનાને સંમત થયો. દક્ષિણ કાનડા, કોઇમ્બતુર, ઘાટ ઉપરના કેટલાક કિલ્લાઓ અને વેનાદ અને શ્રીરંગપટ્ટણ કંપનિએ રાખ્યાં ને ગુટી, કોલર અને સિરા નિઝામ સરકારને મળ્યાં પણ તેણે દેવા પેટે તે ભાગો કંપનિને હવાલે કર્યાં. વેલેસ્લિએ બાજીરાવ પેશવાને સહાયક યોજના સ્વીકારવાની શરતે કેટલીક જમીન આપવા માંડી પણ નાના ફડનવીસે ના પાડવાથી તે વાત બંધ રહી. આ વિજયથી મૉર્નિંગ્ટનને માર્કવેસ્સ વેલેસ્લિનો ખિતાબ ઈંગ્લંડની સરકારે આપ્યો. ઇ. સ. ૧૭૯૯.

આવી રીતે મ્હૈસુરના સ્વતંત્ર રાજ્યનો વિનાશ થયો. દક્ષિણ હિંદમાં મરાઠાઓ અને કંપનિ, એ બેજ સ્વતંત્ર સત્તાઓ રહી. કંપનિની સરહદ બરોબર મહારાષ્ટ્રની સરહદને અડોઅડ આવી ગઈ.

**ટિપુના ગુણદોષ**—હૈદર જેવો ટિપુ શૂરો હતો. પણ તેનામાં બાપના જેટલું ડહાપણ નહોતું. સરદારી કરવાની શક્તિ પણ તેનામાં ઓછી હતી. તે ધર્માંધ હતો. મલબારના નાયરો ઉપર અને હિંદુઓ ઉપર અને હિંદુ મંદિરો ઉપર તેણે બહુજ જુલમ કર્યો. તે મિથ્યાભિમાની હતો. પણ બાપ કરતાં તે વધારે સંસ્કારી હતો અને કાવ્યશાસ્ત્ર, ધર્મ, ફિલસુફી, કળા, ઇતિહાસ, વગેરેનો તેને બહુ શોખ હતો. તેણે દારૂના ઉપયોગનો આખા રાજ્યમાં નિષેધ કર્યો હતો. ટિપુ શુદ્ધ સુન્ની તરીકે જીવન ગાળતો. મદ્રાસ સરકારના અમલ કરતાં તેનો અમલ વધારે સારો હતો. માત્ર વેલેસ્લિની નીતિથી તેનો વિનાશ થયો. તેની રાજધાનીમાંથી અંગ્રેજોના હાથમાં પુષ્કળ ખજાનો ને એક મોટો પુસ્તકોનો સંગ્રહ આવ્યો.

**નિઝામ સરકાર**—નિઝામે ખરડાના યુદ્ધ પછી રેમોંન્દ ને પેરો નામના ફ્રેંચ અમલદારોની પાસે મોટું લશ્કર તૈયાર કરાવ્યું હતું.

। વેલેસ્લિએ ટિપુ વિરુદ્ધ લડાઈ અગાઉ નિઝામ સરકારને કંપનિના
ણુ નીચે લીધી અને ફ્રેંચ અમલદારોને હૈદરાબાદથી રજા અપાવી.
.ાયક યોજનાનો પહેલો સ્વીકાર કરનાર નિઝામ હતો.

**તાંજોર ખાલસા**—તાંજોરનો મરાઠા રાજા ઇ. સ. ૧૭૮૬માં
। ગયો ત્યારે તેનો દત્તક પુત્ર શરીફ્જી ગાદી પર આવ્યો; પણ તેના



ટિપુ

ાએ વાંધો ઉઠાવ્યો તેથી કંપનિએ તેને રાજ્ય આપ્યું. શરીફ્જીએ
સ્લિને અપીલ કરી તેથી વેલેસ્લિએ શરીફ્જીને હક્કદાર ઠરાવ્યો પણ
ાની ફોજદારી હક્કો કંપનિએ રાખ્યા ને રાજાને રૂ. નવ લાખનું
ાસન બાંધી આપ્યું. ઇ. સ. ૧૭૯૯.

**સુરત ખાલસા**—સુરતનો નવાબ ને તેનો વારસ બંને મરી ગયા

તેથી તેના ભાઈએ રૂ. એક લાખનું વર્ષાસન સ્વીકારી તમામ દિવાની ફોજદારી સત્તા કંપનિને સોંપી દીધી, ઇ. સ. ૧૮૦૦.

**કર્ણાટક ખાલસા**—ઇ. સ. ૧૭૫૪ પછી કર્ણાટકના નવાબો કંપનિના આશ્રિત હતા. નવાબના કુટુંબે ટિપુ સુલતાન ઉપર લખેલા કાગળો ટિપુના દરબારમાંથી કંપનિના અમલદારોના હાથમાં પડ્યા. લખાણો ઉપર વેલેસ્લિએ નવાબ કુટુંબ ઉપર રાજદ્રોહનો આરોપ મૂકયો. આરોપ સાબીત થઈ શકયો નહિ. ઉપરાંત આરોપી પોતે મરી ગયા છતાં મર્હુમ નવાબના નિર્દોષ પૌત્રને કર્ણાટકના ઉત્પન્નનો પાંચમો ભાગ વર્ષાસનમાં આપી વેલેસ્લિએ કર્ણાટક પ્રાંત મદ્રાસ ઇલાકામાં ભેળવી દીધો, ઇ. સ. ૧૮૦૧.

**રોહિલખંડ અને ગોરખપુર ખાલસા**—અયોધ્યાનો નવાબ-વઝીર સાદતઅલીખાં કંપનિનો દેવાદાર બની ગયો હતો ને તેનું લશ્કર તદ્દન નકામું હતું. તેની પડોશનો મુલક શિંદે અને મોગલ પાદશાહના કબજામાં હતો. કાબુલનો શાહ લાહોર સૂધી આવી ગયો હતો અને તે કદાચ દિલ્હી પણ પહોંચી જાય એવી ગપ ચાલતી હતી. દરમ્યાન કાશી મુકામે રહેતા માજી નવાબ વઝીર અલીએ બ્રિટિશ રેઝિડેંટનું ખુન કર્યું. આવી રાજકીય પરિસ્થિતિનો લાભ લઈ વેલેસ્લિએ વઝીરને કહેવરાવ્યું કે લખનૌ મુકામે રહેતા લશ્કરને તેણે વધારવું ને તે માટે યોગ્ય બદલો આપવો. સાદતઅલીએ ના પાડી અને જવાબ આપ્યો કે પોતે મક્કા જઈ હજ પઢશે અને નવાબી બીજાને આપશે. વેલેસ્લિએ નવાબી કોને આપવી એ સત્તા કંપનિની છે, એમ જવાબ આપ્યો, તેથી સાદતઅલીએ હજ પઢવાનો વિચાર બંધ રાખ્યો ને કંપનિ તરફથી પોતાને થતા અન્યાય થાય છે એમ લખ્યું. વેલેસ્લિને આ લખાણમાં અપમાન લાગ્યું. છેવટે વઝીરે લાચારીથી લશ્કર વધારી આપ્યું. તુરતજ લશ્કરના ખર્ચ માટે વેલેસ્લિએ ગોરખપુર ને રોહિલખંડના પ્રાંતો માંગ્યા. વઝીર જો હા પાડે તો આખું રાજ્ય જાય એવી ધાસ્તી હતી. તેથી તેણે છેવટે વેલેસ્લિને એ બાબતમાં પણ નમતું આપ્યું. કંપનિએ વળતું વચન આપ્યું કે હવે પછી તેના વંશજોની પાસેથી વધારે જમીન માંગવામાં આવશે નહિ, ઇ. સ. ૧૮૦૧.

**ઈરાન, વગેરે**—ફ્રાંસ સાથે ઇંગ્લંડને વિગ્રહ ચાલતો હતો તેથી વેલેસ્લિએ ઈરાનમાં માલ્કમને તહ કરવા મોકલ્યો, મિસરમાં એક લશ્કર મોકલ્યું અને હિંદમાં આવેલાં ફ્રેંચ, પોર્ચુગીઝ અને ડચ થાણાંઓ કબજે કર્યા.

**વસઇનો કરાર**—વેલેસ્લિએ નાના ફડનવીસને ને બાજીરાવ પેશવાને સહાયક યોજના સંબંધી ઘણીવાર દાબી જોયા પણ તેઓ એકના બે થયા નહિ ને ઇ. સ. ૧૮૦૨ના ડિસેંબરની ૩૧મી તારીખે વસઈ મુકામે બાજીરાવે પેશવાઈ પાછી લેવા માટે સહાયક યોજનાને વશ થવા કબુલ કર્યું. સર આર્થર વેલેસ્લિએ બાજીરાવને પેશવાઈ પાછી અપાવી. મહારાજા દૌલતરાવ શિંદે અને રઘુજી ભોંસલે આ કરારને સંમત થયા નહિ ને નર્મદાની પેલી પાર છાવણી નાંખી પડી રહ્યા. વેલેસ્લિએ તેમને છાવણી ઉઠાવી લેવા સંદેશો મોકલાવ્યો પણ વસઈના કરારથી મરાઠી રાજ્ય નાશ પામશે એમ બંનેને લાગવાથી તેઓએ ના પાડી. ઇ. સ. ૧૮૦૩ની આખરમાં લડાઈ શરૂ થઈ.

**બીજો મરાઠી વિગ્રહ**—ઉત્તર હિંદમાં શિંદેના લશ્કરના લગભગ બધા ફ્રેંચ અમલદારોએ રાજીનામાં આપ્યાં. લૉર્ડ લેઇકે અલીગઢ લીધું ને દિલ્હી પાસે શિંદેના લશ્કરને હરાવી તે શહેર પણ કબજે કર્યું. લાસવારી પાસે શિંદેના લશ્કરનો બીજો પરાજય થયો. પરિણામે આંધળો મોગલ પાદશાહ શાહ આલમ અંગ્રેજોનો રક્ષિત બન્યો ને દુવાબમાંથી મરાઠી સત્તા ઉઠી ગઈ. આર્થર વેલેસ્લિએ અહમદનગરનો કોટ લીધો અને પછી ઔરંગાબાદ પાસે અસૈ આગળ શિંદેને અને ભોંસલેને હરાવ્યા. શિંદેના બુર્હાનપુર અને અસીરગઢના મજબુત કિલ્લાઓ કંપનિના હાથમાં આવ્યા. ભોંસલે રઘુજીનો બીજો પરાજય આકોલા જિલ્લામાં આવેલ આરગાંવ પાસે થયો. તેના બે પ્રાંતો, કટક ને બાલેશ્વર, પણ કંપનિને હાથ ગયા. કર્નલ પૉવેલ બુંદેલખંડમાં દાખલ થયો ને કર્નલ વુડિંગ્ટને શિંદેનું ભરૂચ લઈ લીધું અને ચાંપાનેરનો કિલ્લો તોડયો, ઇ. સ. ૧૮૦૩.

**સુલેહો**—ઇ. સ. ૧૮૦૩ના આખરમાં હવે ભોંસલેએ દેવગામ મુકામે અને શિંદેએ સુરજીઅંજનગાંવ મુકામે સુલેહો કરી. કંપનિને ભોંસલે પાસેથી બાલેશ્વર, કટક, ગોદાવરી ને વર્ધા નદીઓ વચ્ચેના મુલકો મળ્યા.

રઘુજીએ નિઝામ સરકાર ઉપરના અને સંબલપુર પાસેનાં રજવાડાંઓ ઉપરના તમામ હક્કો છોડી દીધા ને અંગ્રેજી પરવાનગી વગર બીજા યૂરોપિઅનોને કે અમેરિકનોને પોતાની નોકરીમાં ન રાખવા એવું કબૂલ કર્યું. દૌલતરાવ શિંદેએ અહમદનગર, ગોદાવરી ને અજંતાના ડુંગરોની વચ્ચેનો મુલક, ભરૂચ અને ગંગા જમના નદીઓ વચ્ચેનો દુવાબ, એટલા મુલકો આપ્યા. કંપનિએ તેને અસીરગઢ, ચાંપાનેર, બુર્હાનપુર અને ગોહદ પાછાં આપ્યાં, ને દુઆબમાં કેટલીક જાગીરો આપી. શિંદેના શાહ આલમ, નિઝામ, ગાયકવાડ, જોધપુર, જયપુર ને બુંદી ઉપરના તમામ હક્કો રદ ગયા. આમાંથી અહમદનગરનો કોટ પેશવાને મળ્યો ને વર્ધા નદી પાસેની કેટલીક જમીન નિઝામને મળી.

**લાભો**—આ લાભો કાંઈ નાનાસુના નહોતા. કંપનિનું રાજ્ય હવે જમના નદી સૂધી આવી ગયું. બ્રિટિશ સરકાર સતલજ નદી સૂધીનાં સિખ રાજ્યોની સાથે અને ઉત્તરે નેપાળના રાજ્ય સાથે ને રજપુત રાજાઓ સાથે સંબંધમાં આવી. શાહ આલમના કબજાથી રજપુત રાજાઓ ઉપર ને આખા હિંદુસ્તાનમાં કંપનિની વગ વધી. હવે કંપનિ મોગલાઇની સત્તા ને મોગલાઈની તમામ વગ ધોરણસર વાપરી શકે એવી સ્થિતિ ઉભી થઈ. રજપુતસ્તાનમાં વગ થઈ એટલે ધીમે ધીમે મરાઠી સત્તા ત્યાંથી નાબુદ થવાની, એ નિઃસંશય હતું. શિંદેએ ને ભોંસલેએ નિઝામ સરકાર ઉપરના બધા હક્કો મૂકી દીધા તે પણ મોટો લાભ કહેવાય. કંપનિનું રાજ્ય હવે પેશવા, નિઝામ, શિંદે, હોળકર, ગાયકવાડ અને ભોંસલેના મુલકોને વીંટાઈ વળ્યું. પેશવા કંપનિનો આશ્રિત થયો, ને શિંદે ને ભોંસલેનાં લશ્કરી સાધનો ઓછાં થઈ ગયાં.

**હોળકર સાથે વિગ્રહ**—અત્યારસુધી જશવંતરાવ હોળકર વિગ્રહથી અળગો રહ્યો હતો પણ ધીમે ધીમે તેને પણ પ્રતીતિ થવા લાગી કે શિંદે ને ભોંસલેના પરાજય પછી પોતાનો પરાજય બહુ દૂર રહેશે નહિ. દક્ષિણ હિંદમાં ને ઉત્તર હિંદમાં દુવાબમાં તેની જાગીરો વિષે તેને બીક લાગવા માંડી. કંપનિના ત્રણ અંગ્રેજ જાસુસોને તેણે ફાંસી દીધી; તે સિવાય જયપુરના રાજા પાસે તેણે ખંડણી માંગી. કંપનિ તુરતજ વચ્ચે

આવી; કારણ કે જયપુરના રાજ્યને કંપનિએ હમણાંજ પોતાના આશ્રય તળે લીધું હતું. જશવંતરાવ હોળકર શૂર લુટારો હતો. પહેલાં તો કંપનિનો એક સરદાર કર્નલ મૅાન્સન કોટા પાસે મોકુન્દરાના ઘાટ આગળ હારી ગયો અને હોળકરે પાછળ પડી તેને ઠેઠ આગ્રા સુધી નસાડી મૂકયો. ભરતપુરના રાજાએ હોળકરને મદદ કરી પણ બંને દિલ્હી પાસે હારી ગયા. લૉર્ડ લેઇક કાનપુર ભાગી ગયો. પણ હોળકરનું લશ્કર કવાયત પામેલું નહોતું. તેથી છેવટે તે દીગ અને ફરૂખાબાદ પાસે હારી ગયો. કંપનિ ભરતપુરનો કિલ્લો લઈ શકી નહિ, તેથી તેણે ત્યાંના જાટ મહારાજા સાથે સુલેહ કરી. આ વખતે શિંદે લડાઈ કરવા તૈયારી કરતો હતો. પણ તેવામાં આવી વિશાળ પણ ખર્ચાળ યોજનાથી કંપનિ કંટાળી જવાથી ને બંનેને કેટલીક બીજી બાબતો ઉપર અણબનાવ થવાથી વેલેસ્લિ ઇ. સ. ૧૮૦૫માં સ્વદેશ રવાના થયો. તેના પછી બાર્લોએ શિંદે ને હોળકર સાથે નવા કરારો કર્યાં ને વિગ્રહનો અંત આવ્યો. આ કરારો આપણે હવે તપાસશું.

**વેલેસ્લિનો કારભાર**—કંપનિના નોકરો હિંદુસ્તાનની સંસ્કૃતિ સમજી શકે તે માટે વેલેસ્લિએ કલકત્તામાં કેળવણીનાં સાધનો કરી આપ્યાં; પણ એ શિક્ષણ ઇંગ્લંડમાં મળે તેવો ડાયરેકટરોએ મત આપ્યો તેથી યોજના બંધ રહી. જો ડાયરેકટરો વચ્ચે ન આવ્યા હોત તો સનદી નોકરીની પરીક્ષા પણ આપણા દેશમાં લેવાત અને ભવિષ્યમાં મોટી જગ્યાઓ ઉપર હિંદુઓ નીમાઈ શકત. વેલેસ્લિએ ફૉર્ટ વિલિઅમ ખાતે સેક્રેટેરિઅટ માટે વ્યવસ્થા કરી. પાર્લમેંટમાં તેના ઉપર કામ ચલાવવાની ખટપટ કરવામાં આવી ને પ્રોપ્રાએટરોએ તેના કારભારને વખોડી કાઢ્યો પણ પાછળથી તેઓએ તેને વર્ષાસન બાંધી આપ્યું.

**સાર**—વેલેસ્લિએ કંપનિને હિંદમાં સાર્વભૌમ બનાવી. તેણે સહાયક યોજના તૈયાર કરી ને તેમાં નિઝામને, અયોધ્યાના નવાબને ને પેશવાને દાખલ કર્યાં. વસઈના તહને પરિણામે કંપનિ ને મરાઠાઓ વચ્ચે સંગ્રામ થયો. પરિણામે, કંપનિને ભરૂચ, મહારાષ્ટ્ર ને ખાનદેશનો થોડોક ભાગ, દિલ્હી ને આગ્રા, કટક, બાલેશ્વર વગેરે મળ્યાં. મોગલ પાદશાહ કંપનિનો

આશ્રિત બન્યો. ટિપુ ચોથા વિગ્રહમાં લડતાં મરાયો તેથી મલબાર, વગેરે પ્રાંતો કંપનિએ ખાલસા કર્યાં. મ્હેસુર પણ કંપનિનું રક્ષિત રાજ્ય બન્યું. વેલેસ્લિએ કર્ણાટક, તાંજોર ને સુરતના સત્તાકર્તાઓને ઘેર બેસાડી તેમના મુલકો ખાલસા કર્યાં. તેણે અયોધ્યાના નવાબવઝીર પાસેથી રોહિલખંડ ને ગોરખપુરના પ્રાંતો પડાવ્યા.

**પ્રશ્નો**—(૧) વેલેસ્લિએ કંપનિને અપાવેલા લાભો બતાવો. (૨) સહાયક યોજનાનો ખ્યાલ આપો. (૩) ટિપુના ગુણદોષ આપો.

## પ્રકરણ ૮મું

## કૉર્નવૉલિસ, બાર્લો ને મિંટો, સાર્વભૌમ પદનો ત્યાગ, ઇ. સ. ૧૮૦૫-૧૩.

**લૉર્ડ કૉર્નવૉલિસ**—વેલેસ્લિ પછી ડાયરેક્ટરોએ લૉર્ડ કૉર્નવૉલિસને બીજી વાર હિંદુસ્તાન મોકલ્યો. તેનો વિચાર શિંદે અને હોળકર સાથે સુલેહ કરવાનો અને રજપુત તથા જાટ રાજાઓને કંપનિએ આપેલું અભયવચન પાછું ખેંચી લેવાનો હતો. તે ઇ. સ. ૧૮૦૫માં કલકત્તા આવ્યો પણ થોડાક માસમાં મરી ગયો. તેના પછી સર જ્યૉર્જ બાર્લો ગવ્હર્નર ઝનરલ થયો.

**સર જ્યૉર્જ બાર્લો**—બાર્લોએ શત્રુઓ સાથે સુલેહો કરી. દૌલતરાવને ગ્વાલિયર અને ગોહદ પાછાં મળ્યાં. ચંબલ નદી બંનેના મુલકોની સરહદ ઠરી. શિંદેએ દુઆબમાં આવેલી જાગીરો બદલ રૂ. ચાર લાખનું વર્ષાસન લેવા કબૂલ્યું. કંપનિએ ઉદેપુર, જોધપુર, કોટા અને માળવાનાં રજવાડાંઓ ઉપરના પોતાના હક્કો શિંદેને પાછા આપ્યા. હોળકર જશવંતરાવે બુંદેલખંડના રાજાઓ, પેશવા અને કંપનિ સામેના બધા અધિકારો જતા કર્યાં ને ખાનદેશના કિલ્લાઓ તેને પાછા મળ્યા. તે સિવાય, બુંદી, રામપુર, જયપુર ને ટોંકનાં રાજ્યો ઉપરની સાર્વભૌમ સત્તા કંપનિએ છોડી દીધી, ઇ. સ. ૧૮૦૫.

આ વ્યવસ્થાથી રજપુતસ્તાનમાં ઇ. સ. ૧૮૧૮ સુધી અવ્યવસ્થા રહી અને પિંઢારાઓ, અમીરખાં, હોળકર, વગેરેનું જોર વધી ગયું. તે

લોકો લુટારાઓ હતા અને તેથી લોકો બીચારા ઘણા દુઃખી થયા. પરિણામે છેલ્લો મરાઠી વિગ્રહ થયો. વેલેસ્લિની નીતિને પાર પાડ્યા સિવાય કંપનિ માટે બીજો માર્ગ નહોતો.

**વેલુરમાં સિપાઇઓનો બળવો**—બ્રિટિશ સેનાપતિ સર જૉન ક્રેડૉકે લશ્કરી પહેરવેશમાં કેટલાક નવીન સુધારાઓ કર્યાં. તે સુધારા સિપાઈઓને ગમ્યા નહિ. મદ્રાસ સરકારે આ ફરિઆદો ઉપર જોઈતું લક્ષ આપ્યું નહિ તેથી હૈદરાબાદ અને વેલુરની છાવણીઓમાં ઘણોજ અસંતોષ ફેલાયો. વેલુરમાં સને ૧૮૦૭માં સિપાઈઓએ તોફાન કર્યું ને ૧૧૩ યૂરોપિઅન અમલદારોનાં ખુન કર્યાં. પણ તુરતજ અર્કોટથી ઝનરલ જિલેપ્સિએ આવી આ બંડને દાબી દીધું. વેલુરમાં નજરકેદ રાખેલા ટિપુના બે દીકરા ઉપર ખોટો શક આવવાથી તેમને કલકત્તા મોકલી દેવામાં આવ્યા અને મદ્રાસના ગવર્નર વિલિઅમ બૅંટિન્કને ને સેનાપતિ સર જૉન ક્રેડૉકને સ્વદેશ બોલાવી લેવામાં આવ્યા. ઇ. સ. ૧૮૦૭.

**લૉર્ડ મિન્ટો**—સર જ્યૉર્જ બાર્લો પછી સર ગિલ્બર્ટ ઇલિઅટ (લૉર્ડ મિન્ટો) ગવર્નર ઝનરલ થયો. તેણે એક વાર વૉર્રન હેસ્ટિંગ્સ અને સર ઇલિઝા ઇંપે ઉપરના કામમાં ભાગ લીધો હતો અને બોર્ડ ઑવ્ કંટ્રોલના પ્રમુખ તરીકે કામ કર્યું હતું. હિંદમાં કંપનિ એકંદર તટસ્થ રહે એજ ઠીક એવી તેની માન્યતા હતી પણ કંપનિના હક્કોનું રક્ષણ કરવા માટે તે યુદ્ધ પણ કરવા તૈયાર હતો.

**બુંદેલખંડ, ત્રાવણકોર, વગેરે**—કંપનિએ બુંદેલખંડમાં કાલંજર ને રેવાના રાજાઓને વશ કર્યા. જાટોના બંડને દાબી દીધું. બંગાળાના ઉપસાગરનાં ને હિંદી મહાસાગરનાં વલંદા સંસ્થાનો પણ હાથ કર્યાં. કારણ કે એ વખતે ફ્રાંસ સાથે ઈંગ્લંડને લડાઈ ચાલતી હતી. ત્રાવણ-કોરના રાજ્યને બ્રિટિશ લશ્કરનું ખર્ચ ઘણું બોજારૂપ લાગતું હતું. વળી તેના દિવાનને અને રેઝિડેન્ટને જરા પણ બનતું નહોતું તેથી તેને દેશ-પાર કરવામાં આવ્યો. રાજાના લશ્કરે તુરતજ રેઝિડેંસિ ઉપર હુમલો કર્યો. દિવાન પકડાઈ ગયો ને બંડ શમી ગયું. ત્રાવણકોરના મહારાજાએ કંપનિના કહેવા મુજબ વર્તવાનું કબૂલ કર્યું. મનરોએ રાજ્યનો કારભાર સંભાળ્યો, ઇ. સ. ૧૮૦૮–૯.

મિન્ટોએ નીચે પ્રમાણે પરદેશ એલચીઓ મોકલ્યા.

**ઈરાન**—નેપોલિઅને એક એલચીને તેહેરાન મોકલ્યો તેથી મિંટોએ હિંદથી સર જૉન માલ્કમને અને ઇંગ્લંડની સરકારે સર હારફૉર્ડ જોન્સને તેહેરાન મોકલ્યા. પરિણામે ઈરાનના શાહે ઇંગ્લંડ સાથે મિત્રતાનો કરાર કર્યો.

**અફઘાનીસ્તાન**—એજ મુદ્દાસર મિંટોએ માઉંટ સ્ટુઅર્ટ એલ્ફિસ્ટનને કાબુલના શાહ શુજા પાસે મોકલ્યો. શુજાની ને બ્રિટિશ એલચીની મુલાકાત પેશાવર મુકામે થઈ. દરમ્યાન દોસ્ત મહમ્મદે શાહ શુજા પાસેથી અફઘાનીસ્તાનનું રાજ્ય પડાવી લીધું; તેથી શુજા લુધીઆના કંપનિના રક્ષણ નીચે આવી રહ્યો. એલ્ફિંસ્ટન હિંદ પાછો આવ્યો.

**સિંધ**—સિંધુ નદી ઉપર વેપારી લાભો મેળવવા મુંબઈ સરકારે બે એલચી સિંધ મોકલ્યા ને ત્યાંના અમીરો સાથે કરાર કર્યો, ઇ. સ. ૧૮૦૯. પણ અમીરોને એ કરારથી કાંઇ લાભ નહોતો ને કંપનિનો તેમને પૂરતો વિશ્વાસ પણ નહોતો, તેથી મિંટોની સરકાર આ ખટપટમાં બહુ ફાવી નહિ.

**પંજાબના સિખો**—ઇ. સ. ૧૭૬૧માં પાણીપતના મેદાન ઉપર અહમદશાહ અબ્દાલી મરાઠાઓને હરાવી કાબુલ ગયો ત્યારથી સિખ લોકો જોરાવર થયા ને પતીઆળાના એક સિખ સરદારે અફઘાનો પાસેથી સરહિંદ, લાહોર અને બીજા પ્રાંતો પડાવ્યા. ત્યાર પછી રણજિતસિંહનો ઉદય થયો.

**રણજિતસિંહ ને અમૃતસરનું તહ**—રણજિતસિંહનો જન્મ ઇ. સ. ૧૭૮૦માં ઝિંદના રાજાની કન્યા અને સકરચકિઆ મિસલના સરદાર મહાસિંહની સ્ત્રી રાજકુંવરને પેટે થયો હતો. બાર વર્ષની ઉમરે તેનો બાપ મરી ગયો તેથી કારભાર રાજકુંવર કરવા લાગી. ઇ. સ. ૧૭૯૮માં કાબુલનો શાહ ઝમાન પંજાબથી પાછો જતો હતો ત્યારે રણજિતે તેને મદદ કરી તેથી શાહ તેને લાહોરનો સુબો બનાવતો ગયો. હવે લાહોરમાં સિખ મિસલને હરાવી રણજિત સ્વતંત્ર થયો. તેણે અમૃતસર પણ સર કર્યું. ઇ. સ. ૧૮૦૫માં રણજિતે હોળકરને મદદની ના પાડી કંપનિ સાથે તેણે પહેલો કરાર કર્યો. અફઘાનોને સિયાળકોટ, ગુજ-

રાત, વગેરે પ્રાંતોમાંથી નસાડી મૂક્યા અને સતલજ, બિઆસ અને રાવી નદી વચ્ચેના મુલકો લઈ લીધા. પતીઆળા અને નાભાના સિખ રાજાઓની તકરારનો લાભ લઈ તેણે લુધીઆના લીધું. ને પછી નાભા, પતીઆળા, થાણેશ્વર ને ઝિંદના સિખ રાજાઓ પાસેથી પણ ખંડણી વસુલ કરી. સતલજ અને જમના નદી વચ્ચેના સિખ રાજાઓ રણજિતસિંહથી ત્રાસી મિંટોની સરકારના આશ્રય તળે આવવા વિચાર કરતા હતા. મિંટોએ ચોવીસ વર્ષના Charles Metcalfe—ચાર્લ્સ મેટ્કાફ નામના એક અમલદારને લાહોર મોકલ્યો. રણજિતસિંહ કંપનિની દરમ્યાનગીરીથી ચીડવાઈ ગયો અને એકદમ ફરીદકોટ, ને અંબાલા ઉપર લશ્કર લઇ ધસી ગયો. પ્રથમ તો મિંટોએ મેટ્કાફને એવી સૂચના આપી હતી કે રણજિતસિંહ સાથે મિત્રતા કરી ફ્રેંચો વિરુદ્ધ ખટપટ કરવી. પણ દરમ્યાન નેપોલિઅન તરફની ધાસ્તી બંધ થઈ એટલે મેટકાફે રણજિતસિંહને નીડરપણે જાહેર કર્યું કે જમના અને સતલજ નદી વચ્ચેનાં રાજ્યો તો કંપનિનાં આશ્રિત છે અને રણજિતે સતલજથી આગળ જવું નહિ. કંપનિએ સને ૧૮૦૯માં સર ડેવિડ ઑક્ટર્લોનિને લશ્કર સાથે લુધીઆના મોકલ્યો. રણજિત ચમક્યો. તેણે અમૃતસર મુકામે ઇ. સ. ૧૮૦૯માં કરાર ઉપર સહી કરી આપી. એ કરારથી સતલજ નદીને બંને પક્ષકારોએ સરહદ તરીકે સ્વીકારી. બંને અન્યોન્ય મિત્રો થયા અને પતીઆળા, નાભા, ઝિંદ ને કપુરથલાનાં રાજ્યો કંપનિનાં આશ્રિત બન્યાં. રણજિતસિંહે પોતાનું રાજ્ય પશ્ચિમ, ઉત્તર, ને દક્ષિણ દિશામાં ફેલાવ્યું. તે કદિ પણ કંપનિની આડે આવ્યો નહિ કે કંપનિના શત્રુને તેણે કદિ મદદ કરી નહિ. ચોથા મરાઠી વિગ્રહમાં કંપનિ રણજિતની બીક વિના લડી શકી અને પરિણામે વેલેસ્લિની વિશાળ યોજના પંજાબ સિવાય આખા હિન્દમાં દાખલ થઈ શકી. અમૃતસરના તહની આટલી રાજકીય અગત્ય કહી શકાય.

**રણજિતસિંહની સત્તાનો વિકાસ**—રણજિતસિંહે કાંગરા ને અટક, મુલતાન, પેશાવર, કાશ્મીર ને હઝારાના પ્રાંતો કબજે કર્યાં ને સિંધુ નદીની પેલી પારના પઠાણોને પણ વશ કર્યાં. તેનો વિચાર સક્કર,

બખ્ખર, રોહરિ, શિકારપુર ને છેવટે ખેરપુરને પણ ગળી જવાનો હતો. ઇ. સ. ૧૮૩૮માં તેણે કંપનિ સાથે બીજો કરાર કર્યો ને કાબુલના દોસ્ત મહમ્મદ સામે લશ્કર પણ મોકલ્યું. પણ બીજે વર્ષે તે મરી ગયો.

**રણજિતના ગુણદોષ. આપણા ઇતિહાસમાં તેનું સ્થાન—** રણજિતસિંહ માણસોની સારી પરીક્ષા કરી શકતો. તે હિંદુ ધર્મને ને ઇસ્લામને પણ માન આપતો. તે ક્રૂર નહોતો. અંગ્રેજ મુસાફર ને મુત્સદ્દી બર્ન્સ તેની સારી પ્રશંસા કરી ગયો છે. એક પ્રવાસી* તો તેને બાળ બોનાપાર્ત કહેતો. રણજિતે સિખોને પંજાબના ધણી બનાવ્યા. તેના પહેલાં પંજાબમાં નાના મોટા સિખ, હિંદુ ને પઠાણ ઝમીનદારો હતા. જો આ સ્થિતિ વધુ ટકી હોત તો પંજાબની સ્થિતિ અત્યારે રજપુસ્તાન, ગુજરાત ને કાઠિઆવાડ જેવી હોત. રણજિતે તે સ્થિતિને આગળ વધતાં અટકાવી. તેણે સિખોને યૂરોપીય ઢબ મુજબ લડવાની કળા શિખવી. તેની પાસે ૮૦,૦૦૦નું લશ્કર તૈયાર લડવા રહેતું. હજુ પણ આપણા લશ્કરમાં સિખોની મોટી સંખ્યા છે. ૯૦૦ વર્ષ સુધી મુસલમાનો પંજાબમાં રાજ્ય કરતા હતા. રણજિતસિંહે તેમને કાઢી સિખોનું રાજ્ય સ્થાપ્યું. રણજિતસિંહે વાવેલા બીજનો લાભ અંગ્રેજોને મળ્યો. રણજિતસિંહ હિંદુઓને ને મુસલમાનોને મોટા મોટા હોદ્દા આપતો. તેની મ્હેસુલી વ્યવસ્થા ઇજારદારી ધોરણ ઉપર ચાલતી. તેથી તેના મરણ પછી સિખ સરદારો જોરાવર થયા અને રાજાને પણ ડરાવવા લાગ્યા. તેના લશ્કરમાં ઇટલિ, વગેરે દેશના અમલદારો હતા. રણજિત મોટો


રણજિતસિંહ

* Victor Jacquemont નામે.

સરદાર હતો. અલબત, તેનું ચારિત્ર દોષવાળું હતું. એકંદરે તે ઓગણી-સમી સદીના આપણા દેશના ઇતિહાસમાં સમર્થ રાજ્યકર્તાની કોટિમાં આવી શકે છે. પોતાના મરણ પછી અંગ્રેજો પંજાબના ધણી થઇ પડશે એવું ભવિષ્ય એણે ભાખ્યું હતું તેજ તેની મુત્સદ્દીગીરી સાબીત કરે છે.

લૉર્ડ મિંટો ઇ. સ. ૧૮૧૩ની આખરમાં સ્વદેશ ગયો. તેના પછી બ્રિટિશ યુવરાજનો મિત્ર લૉર્ડ મોયરા ગવર્નર ઝનરલ થયો.

**કંપનિનો નવો પટ્ટો**—ધોરણ મુજબ સને ૧૭૯૩ના કંપનિના પટ્ટાને વીસ વર્ષો થઈ ગયાં હતાં તેથી ઇ. સ. ૧૮૧૩માં ઈંગ્લંડની પાર્લમેંટે નવો પટ્ટો કરી આપ્યો. નવા પટ્ટાથી એમ ઠર્યું કે (૧) કંપનિ મારફત ચાલતો હિંદનો એકહથ્થુ વેપાર હવેથી બંધ થાય (૨) હિંદની સાથે ઈંગ્લંડનો કોઇપણ વેપારી વેપાર કરી શકે. (૩) કંપનિના બીજા અધિકારો બીજાં વીસ વર્ષો સૂધી રહે. (૪) હિંદમાં નોકરી કરતા અંગ્રેજ અમલદારોના ધાર્મિક લાભ માટે હિંદુસ્તાનને ખર્ચે "ચર્ચ" નીભાવવા એક બિશપ અને ત્રણ આર્ચડીકનોની નિમણોક થાય. (૫) ખ્રિસ્તિ ધર્મનો બોધ આપવા પાદરીઓ હિન્દમાં વિના બાધે આવી શકે ને (૬) વિજ્ઞાન–Science–અને સાહિત્યના ઉત્તેજન અર્થે દર વર્ષે કંપનિ રૂ. ૧ લાખ ખર્ચે.

ઈંગ્લંડના લોકોને હિંદમાં વેપાર કરવાની છુટ આપવામાં આવવાથી કંપનિની સરકાર અને નવા વેપારીઓ ધીમે ધીમે એક થઈ ઇંગ્લંડનો માલ આપણા દેશમાં વધારે જથ્થામાં લાવવા લાગ્યા ને તેથી આપણા સ્થાનિક ઉદ્યોગોને ઉત્તેજન મળી શકયું નહિ. પાદરીઓએ આપણા દેશમાં આવી છાપખાનાંઓ, વર્તમાનપત્રો અને કેળવણીની સંસ્થાઓ સ્થાપી ને કેટલાક અંત્યજ વર્ગોને ખ્રિસ્તી બનાવ્યા.

**સાર**—વેલેસ્લિની રાજ્યનીતિથી કંટાળી કંપનિએ કૉર્નવૉલિસને ફરી હિંદ મોકલ્યો; પણ તે હિંદ આવતાં વારજ મરી ગયો. તેના પછી બાર્લોએ તટસ્થતા જાળવી શિંદે ને હોળકર સાથે સંધિઓ કરી. મિંટોએ અફઘાનીસ્તાન, ઇરાન, સિંધ ને પંજાબ એલચીઓ મોકલ્યા ને રણજિતસિંહ સાથે અમૃતસરનો કરાર કર્યો. રણજિતસિંહે તે પછી પંજાબ

લીધો. સતલજ ને જમના નદીઓ વચ્ચેનાં રાજ્યો હવે કંપનિનાં આશ્રિત બન્યાં. ઇ. સ. ૧૮૧૩માં કંપનિના પટ્ટામાં વેપાર સંબંધી થોડાએક ફેરફારો કરવામાં આવ્યા.

**પ્રશ્નો**—(૧) મિન્ટોના કારભારનું અવલોકન કરો. (૨) રણજિતસિંહના ઉત્કર્ષનું રેખાચિત્ર આપો. તેના ગુણદોષ જણાવો. (૩) કંપનિના ઇ. સ. ૧૮૧૩ના પટ્ટા વિષે શું જાણો છો?

## પ્રકરણ ૯મું
## વેલેસ્લિની યોજનાની પૂર્ણાહુતિ માર્ક્વેસ્સ હેસ્ટિંગ્સ, ૧૮૧૩–૨૩.

**માર્ક્વેસ્સ હેસ્ટિંગ્સ**—હેસ્ટિંગ્સ જ્યારે હિંદ આવ્યો ત્યારે તેની ઉમર ૫૯ વર્ષની હતી. અગાઉ તેણે ફ્લૅન્ડર્સમાં ને અમેરિકામાં લશ્કરમાં કામગીરી કરી હતી અને ઇંગ્લંડમાં તેના મિત્ર ઇંગ્લંડના યુવરાજે તેને એકવાર મુખ્ય પ્રધાનનો હોદ્દો પણ આપ્યો હતો.



માર્ક્વેસ્સ હેસ્ટિંગ્સ

**ગુરખા વિગ્રહ**—નેપાળ, અને બંગાળા, અયોધ્યા અને રોહિલખંડની સરહદો નક્કી થઈ નહોતી. નેપાળના મહારાજાના એક જાગીરદારની કંપનિના ગામમાં જાગીરો હતી પણ તેને નેપાળના રાજાએ કમી કર્યો ને એ જગ્યા બીજાને આપી. આ નવા જાગીરદારે કંપનિની સત્તા સ્વીકારવાની ના પાડી. નેપાળના રાજાએ તિરહુટ, બરેલી અને મોરાદાબાદના જિલ્લાઓમાં પોતાનું લાગતું છે એમ જાહેર કર્યું ને બીજા ઝમીનદારોનાં ગામો લુટાવ્યાં. મિંટોએ તથા મોયરાએ

સમિતિ–કમિશન–મારફત આ તકરારોનો નિકાલ લાવવાનું કહેવરાવ્યું ને મેજર બ્રૅડશૉ નામના અમલદારને પ્રમુખ પણ નીમ્યો. પણ બ્રૅડશૉ અક્કલથી કામ લઈ શક્યો નહિ. તેથી યુદ્ધ જાહેર થયું.

મોયરાએ ચાર જુદા જુદા સરદારોને નેપાળ ઉપર મોકલ્યા ને સરહદ ઉપરના રજપુત રાજાઓ સાથે મિત્રતા કરી. નેપાળનો મુલક ડુંગરાઉ ને તદ્દન અપરિચિત હોવાથી પ્રથમ તો કંપનિને ઘણી મુશ્કેલીઓ નડી. નલપાણિ અથવા કલિંજનો કિલ્લો લેતાં ગિલેપ્સિ માર્યો ગયો ને માર્ટિંડેલ જિતકનો કોટ લઈ શકયો નહિ. પણ વૂડે જિતપુરનો કિલ્લો કબજે કર્યો, માર્લિનું લશ્કર તરાઈ ઉપર ફરી વળ્યું ને કુમાઉન ને ગઢવાડમાં અમરસિંહ થપ્પા અને તેનો પુત્ર રણજોરસિંહ હારી ગયા. અલમૌરા પડયું અને છેવટે ગુરખાઓ મકવાનપુર ને હરિહરપુર આગળ પણ હારી ગયા. તેથી નેપાળના રાજાએ ૧૮૧૬માં સિગાઉલિ પાસે સુલેહ કરી.

**સિગાઉલીની સુલેહ**—આ તહથી કંપનિને કુમાઉન, ગઢવાડ અને તરાઈના મુલકો મળ્યા, સિમલા પાસેના રજપુત રાજાઓ કંપનિના રક્ષિત બન્યા; નેપાળના મહારાજાએ ખટમંડુ મુકામે બ્રિટિશ રેઝિડેંટ રાખવાને કબૂલ કર્યું અને સિક્કિમ બ્રિટિશ આશ્રય તળે આવ્યું.

**પરિણામે**, સિમલા, મસુરી ને નૈનિતાલ જેવાં હવા ખાવાનાં ડુંગરાઉ સ્થળો હિંદુસ્તાનનાં થયાં. કાશ્મિર, ભુતાન, ચીન ને તાર્તરિના મુલકો સાથે આપણે નવા સંબંધમાં આવ્યા. હિમાલયની તળેટીનાં જંગલોની પેદાશનો લાભ આપણા દેશને મળતો થયો અને ગુરખા જેવા લડાયક લોકોની સાથે દોસ્તી થઈ.

**પેશવા અને ગાયકવાડ**—સાલબાઈના તહમાં એક એવી કલમ હતી કે કોઈ પાસે વધારે ખંડણી માંગવી નહિ. હવે ગાયકવાડો પેશવાના દેવાદારો હતા તેથી પેશવાની સરકાર વારંવાર વડોદરાના કારભારમાં વચ્ચે આવવા પ્રયત્નો કરતી પણ અંગ્રેજોની મદદથી વડોદરા સરકાર દર વખતે બચી જતી. એવામાં બાજીરાવ પેશવાએ અમદાવાદ, ધંધુકા, રાણપુર, વગેરે પરગણાં ઉપરનો પોતાનો ભાગ વસુલ કરવા દરમ્યાનગીરી કરી.

જ્યારે કંપનિએ ને ગાયકવાડ સરકારે આવી નવી દરમ્યાનગીરી સામે વાંધો ઉઠાવ્યો ત્યારે પેશવા બાજીરાવે જવાબ આપ્યો કે સાલબાઈનું તહ તો બંને પક્ષોને સરખું બંધનકર્તા હોઈ શકે અને જો કંપનિ સરકાર પોતે ગાયકવાડ પાસે પ્રાંતોનું મ્હેસુલ મંડાવી શકે તો પૂના સરકાર પણ તેમ કરી શકે.

**ગંગાધર શાસ્ત્રીની વકીલાત**—આ તમામ તકરારોનો નિકાલ કરવા કંપનિએ વડોદરાથી ગંગાધર શાસ્ત્રીને બાંહેધરી આપી પૂના મોકલ્યો. પેશવા એ વખતે પંઢરપુરની જાત્રાએ ગયો હતો તેથી શાસ્ત્રી પણ પંઢરપુર ગયા. ત્યાં પેશવાના સલાહકાર ત્ર્યંબકજી ડાંગલેના રોકેલા મારાઓએ તેનું ખુન કર્યું, ઇ. સ. ૧૮૧૫. બ્રિટિશ રેસિડેન્ટ એલફિન્સ્ટને આ ખુનની તપાસ ચલાવવા બાજીરાવને કહેવરાવ્યું. ત્ર્યંબકજીને થાણામાં નજરકેદ કરવામાં આવ્યો ત્યાંથી તે નાસી છૂટયો. પેશવાનો બીજો વફાદાર સરદાર બાપુ ગોખલે પણ આ વખતે કંપનિ વિરુદ્ધ થઈ ગયો. તે એકવાર કંપનિનોજ માણસ હતો. જાગીરદારોના બંડને શમાવી દેવા લશ્કરની જરૂર છે એ બ્હાને પેશવા ને તેના સલાહકારો હવે લશ્કર ઉભું કરવા લાગ્યા. તેથી એલ્ફિન્સ્ટને બાજીરાવ પાસે ઇ. સ. ૧૮૧૭માં પૂના મુકામે એક સખ્ત કબુલીઆત લખાવી લીધી.

**પૂનાની કબુલીઆત**—આ કબુલીઆતથી પેશવાએ બીજાં રાજ્યો ઉપરના તમામ હક્કો છોડી દીધા ને પુરંદર, રાયગઢ, સિંહગઢ ને અહમદનગરના કોટો અને લશ્કરના ખર્ચ માટે રૂ. ૨૬ લાખના ઉત્પન્નવાળી જમીન કંપનિને આપ્યાં.

દરમ્યાન હોળકર, પિંઢારાઓ, ભોંસલે, પેશવા, ને શિંદે એકત્ર થઈ ફરીથી તોફાન કરવાની ખટપટ કરી રહ્યા હતા. આ એકત્રિત ખટપટોમાંથી છેલ્લો મરાઠી વિગ્રહ ઉપસ્થિત થયો.

**પિંઢારાઓ**—પ્રથમ પિંઢારાઓ બિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્યોનાં લશ્કરોમાં નોકરી કરતા. એ રાજ્યોના અસ્ત પછી તેઓ મરાઠાઓ સાથે ભળ્યા અને હોળકર અને શિંદેનાં લશ્કરો સાથે ઉત્તર હિંદ ગયા. જશવંતરાવ હોળકરના વખતમાં ચિતુ, કરીમખાં, ને દોસ્ત મહંમદ પિંઢારી

ારદારો જબરી લુટ ચલાવતા. તેમની ટોળીમાં બધી જાતના લોકો ભળી ાકતા. લુટફાટ કરવી, ગામો બાળવાં, સ્ત્રીઓને ને છોકરાંઓને કેદ કરવાં ા શત્રુના લશ્કરની સાથે મેદાનમાં લડવા કરતાં ડુંગરાઉ દેશમાં ને જંગ- ાામાં ભરાઈ રહેવું, એ તેમનો રોજનો ધંધો હતો. રજપુતો, હોળકર, શેંદે, ભોંસલે, બધા તેમનાથી ડરતા, લાંચ આપી છટકી જતા ને ાણી વાર તેમને મદદ પણ કરતા. ૧૮૧૦ પછી બુંદેલખંડ, રેવા, બિહાર, રુરત, નવસારી, ખાનદેશ, હૈદરાબાદ, મસુલિપટ્ટમ, ગંતુર, કડપા અને ઉત્તર સરકાર સુધી તેઓ ફરી વળ્યા. આવી પરિસ્થિતિ કોઈ સાર્વભૌમ ાત્તા સાંખી શકેજ નહિ. ગમે ત્યારે કંપનિને પિંઢારાઓનો નાશ કર્યા સેવાય છૂટકોજ નહોતો.

**કંપનિના જુદા જુદા કરારો**—ઘણો વિચાર કર્યા પછી હેસ્ટિં- સે ઇ. સ. ૧૮૧૭માં દૌલતરાવ શિંદે સાથે મિત્રતા કરી અને પિંઢારા- મોને દાબી દેવા માટે તેની પાસેથી મદદનું વચન લીધું. પછી હેસ્ટિંગ્સે ગ્લિંડની સરકારની સંમતિથી ઉદેપુર, જોધપુર, જયપુર, બુંદી, કોટા, ાંસવાડા, ડુંગરપુર, કૃષ્ણગઢ, વગેરેના રાજાઓને રક્ષણ નીચે લઈ તેમની ાાથે પણ મિત્રતા કરી.

**અમીરખાં પઠાણ**—અમીરખાં મૂળ મોરાદાબાદ પ્રાંતનો વતની હતો. ત્યાંથી માળવામાં આવી તે ભોપાળ, અને ઇંદોરના રાજ્યની નોક- રીમાં રહ્યો. જયપુરના રાજા જગતસિંહ અને જોધપુરના રાજા સવાઈ- સિંહ વચ્ચે ઉદેપુરના મહારાણાની રૂપવતી કન્યા કૃષ્ણકુમારીના માગા માટે જે કલેશ ઉત્પન્ન થયો અને જેમાં કૃષ્ણકુમારીએ ઝેર પી આપ- ઘાત કર્યો તેમાં અમીરખાંએ જગતસિંહનો પક્ષ લીધો હતો. ઇ. સ. ૧૮૧૭માં જ્યારે હેસ્ટિંગ્સે તેની પાસે મદદની માંગણી કરી ત્યારે તેણે તુરતજ હા પાડી અને તે બદલ તે ટોંક અને રામપુરનો નવાબ થયો.

**ઇંદોર**—જશવંતરાવ હોળકર ઇ. સ. ૧૮૧૧માં મરી ગયો. થોડાંક વર્ષો થયાં તે ગાંડો થઈ ગયો હતો તેથી તેના રાજ્યનો તમામ કારભાર તેની રખાત તુળસીબાઈના હાથમાં હતો. હોળકરના લશ્કરમાં કેટલાક મુસલમાન સરદારો મોટી લાગવગ ધરાવતા હતા. તુળસીબાઈ હલકી

હતી ને તેનો માનીતો ગણપતરાવ મુખ્ય કારભારી બન્યો હતો. તેની આ વાત લશ્કરને ગમી નહિ. તેથી બીકની મારી તુળસીબાઈ નાસી છૂટી અને કંપનિની સાથે રહી લશ્કરી સરદારોની સત્તા ઓછી કરવાનો વિચાર કરવા લાગી. પણ આ બાબત બહાર આવી એટલે લશ્કરી સરદારોએ તુળસીબાઈનું ખુન કર્યું, ગણપતરાવને પકડયો ને ઇ. સ. ૧૮૧૭માં કંપનિ સામે લડાઈ જાહેર કરી.

**નાગપુર**—ઇ. સ. ૧૮૧૬માં રઘુજી ભોંસલે મરી ગયો તેથી પરસોજી ગાદીએ આવ્યો પણ તે નમાલો હતો તેથી રઘુજીનો ભત્રીજો મુધોજી અથવા આપ્પા સાહેબ કારભાર કરતો હતો. તે કંપનિનો રક્ષિત બન્યો. દરમ્યાન પરસોજીનું શંકાશીલ મરણ થયું તેથી આપ્પા સાહેબ પોતે ગાદીપર આવ્યો. જેન્કિન્સ નાગપુરનો રેઝિડેંટ હતો. તેણે આપ્પા સાહેબ બાજીરાવનો પક્ષકાર છે અને કંપનિ વિરુદ્ધ ખટપટ કરે છે, એવા આક્ષેપો મૂક્યા ને તેની સામે લડાઈ જાહેર કરી.

**મરાઠાઓ અને પિંઢારાઓનો પરાજય**—લડાઇ માટે હેસ્ટિંગ્સે મોટા પાયા ઉપર તૈયારી કરી રાખી હતી; તેણે ઉત્તરનું તમામ લશ્કર પોતાની સરદારી નીચે રાખ્યું ને દક્ષિણના લશ્કરને સર થૉમસ હિસ્લૉપની સરદારી નીચે મૂક્યું. દૌલતરાવ શિંદે કશી ખટપટ ન કરે તે માટે તેની સરહદ ઉપર પણ તેણે લશ્કર રાખ્યું. એકંદર ૩૦૦ તોપો સાથે ૧,૧૩,૦૦૦ માણસોનું લશ્કર આ વાર રોકવામાં આવ્યું હતું. બાજીરાવ પેશવા પૂના પાસે ખડકી નજીક હારી ગયો ને તેથી તે પુરંદર, સાતારા, શોલાપુર, વગેરે જગ્યાઓ તરફ નાસભાગ કરવા લાગ્યો. સાતારામાં શિવાજીનો વંશજ છત્રપતિ પ્રતાપસિંહ અંગ્રેજોનો આશ્રિત બન્યો. ખાનદેશના ને માળવાના બધા ગઢો કંપનિના કબજામાં આવી ગયા. લાચાર બાજીરાવ ઉત્તર હિંદ જઈ શિંદે, હોળકર કે ભોંસલેના લશ્કરોના ઉપયોગ કરી શકે એવું રહ્યું નહિ. ઇ. સ. ૧૮૧૮ના પહેલા દિવસે તે ફરીથી કોરગાંવ મુકામે હારી ગયો. જનરલ સ્મિથે તેના સરદાર બાપુ ગોખલેને હરાવી ઠાર માર્યો. પેશવા પણ સર જૉન માલ્કમને શરણ થયો. સાતારા મુકામે એક નાનું રાજ્ય પ્રતાપસિંહને આપવામાં આવ્યું. પેશવાના

જાગીરદારોને મીરજ, ભોર, ઇચલકરંજી, વગેરે સ્થળે રહેવા દેવામાં આવ્યા. બાજીરાવ રૂ. આઠ લાખના વર્ષાસન ઉપર બિથુર જઈ રહ્યો. તેનો સલાહકાર ડાંગલે ચુનારના કોટમાં મરી ગયો.

આપ્પા સાહેબને જેંકિંસે સિતાબલ્દી પાસે હરાવ્યો. રેઝિડેંટે તેને ગાદી પાછી આપી, પણ હેસ્ટિંગ્સે તે યોજના રદ કરી ને આપ્પા સાહેબને કેદ કરાવ્યો, પણ તે નાસી છૂટયો ને થોડા વખત સૂધી જંગલમાં ભટકી છેવટે જોધપુરના મહારાજાને ત્યાં આશ્રિત તરીકે રહેવા ગયો ને ત્યાંજ તેણે આયુષ્ય પૂરૂં કર્યું. નાગપુરની ગાદી રઘુજી ભોંસલેના નવ વર્ષના ભાણેજને મળી ને તેનો કારભાર જેંકિંસે લીધો. ઇ. સ. ૧૮૧૭ના આખરમાં મહીદપુર પાસે હોળકરનું લશ્કર હારી ગયું તેથી મુંદીસર પાસે સગીર હોળકરના મંત્રિમંડળે સુલેહ કરી. પિંઢારાઓનો પણ ચોમેરથી પરાજય થયો. ચિતુ જંગલમાં ભાગી ગયો ને ત્યાં વાઘે તેને મારી નાંખ્યો. વસીલ મહમ્મદ ઝેર ખાઈ મરી ગયો. કરીમખાંને સંયુક્ત પ્રાંતોમાં ગણેશપુરની જાગીર મળી એટલે તેની ટોળી વીખરાઈ ગઈ. નામદારખાં ભોપાળના રાજ્યમાં નોકર રહ્યો. બીજા પિંઢારી સરદારોને ગોરખપુર જિલ્લામાં જમીનો આપવામાં આવી. બાકીનાઓ છુટા પડી ગયા અને ખેતી કરતા થયા અથવા લશ્કરમાં નોંધાયા.

**પરિણામો**—આવી રીતે છેલ્લો મરાઠી વિગ્રહ સમાપ્ત થયો. કંપનિ હવે પંજાબ સિવાય આખા હિંદમાં કુલ મુખત્યાર બની. સાતારા જિલ્લા સિવાયનો આખો મહારાષ્ટ્ર, દક્ષિણ કાનડાનો પ્રાંત, અમદાવાદનો જિલ્લો, ખાનદેશ, એટલો મુલક પેશવા તરફથી મળ્યો. શિંદે પાસેથી બુંદેલખંડ, ખાનદેશ પાસેનો મુલક, ને અજમેરનો પ્રાંત મળ્યો. ઝાંસીના મરાઠાઓ કંપનિ નીચે આવ્યા. આવી રીતે વેલેસ્લિની વિશાળ યોજનાની પૂર્ણાહુતિ થઈ.

**મિ. એડમ્સ**—જમાબંધી, અફીણનો ઇજારો, કેળવણી, જાહેર બાંધકામ, અદાલતો, વગેરે બાબતમાં કેટલાક સુધારાઓ કરી હેસ્ટિંગ્સ ઇ. સ. ૧૮૨૩ના પહેલા દિવસે સ્વદેશ ગયો. તેના પછી મિ. એડમ્સ આઠ માસ સૂધી ગવર્નર જનરલ રહ્યો. તેણે "કલકત્તા જર્નલ" ના અધિપતિને દેશપાર કર્યો. દરમ્યાન ઇંગ્લંડની સરકારે પરદેશખાતાના પ્રધાન

કૅનિંગને ગવ્હર્નર ઝનરલ બનાવ્યો પણ કૅસલૂરે મરી જવાથી તે મુખ્ય પ્રધાન થયો એટલે લૉર્ડ એમ્હર્સ્ટ ગવ્હર્નર ઝનરલ થયો.

**સાર**—લૉર્ડ હેસ્ટિંગ્સે ગુરખાઓ સાથે ને મરાઠાઓ સાથે વિગ્રહો કરી, ગઢવાડ, કુમાઉન, વગેરે પ્રાંતો ને મહારાષ્ટ્ર વગેરે પ્રદેશો કંપનિને અપાવ્યા. તેણે કેળવણી, વગેરેને ઉત્તેજન આપ્યું. ન્યાય, વગેરે ખાતામાં પણ તેણે કેટલાએક સુધારાઓ કર્યા. વેલેસ્લિની યોજનાને તેણે ગુજરાત, કાઠિઆવાડ, ને રજપુતસ્તાનમાં પુગાઠી. પંજાબ સિવાય કંપનિ સર્વત્ર સાર્વભૌમ થઈ.

**પ્રશ્નો**—(૧) હેસ્ટિંગ્સે વેલેસ્લિની યોજનાને કેવી રીતે ને ક્યાં ક્યાં પરિપૂર્ણતાએ પહોંચાડી? (૨) ગુરખા વિગ્રહનાં કારણો ને પરિણામો જણાવો. (૩) પિંઢારાઓ, અમીરખાં, બાજીરાવ પેશવા, તુલસીબાઈ, એ વિષે ટૂંકી નોંધો લખો.

---

**નોંધઃ—હેસ્ટિંગ્સે ચોક્કસ કરી રાખેલી રાજ્યનીતિનાં સૂત્રો.**

Our object ought to be, to render the British Government paramount in effect, if not declaredly so. We should hold the other states as vassals, in substance though not in name; not precisely as they stood in the Mogul Government; but possessed of perfect interval sovereignty, and only bound to repay the guarantee and protection of their possessions by the British Government with the pledge of the two great feudal duties.

First, they should support it with all their resources on any call. Second, they should submit their mutual differences to the head of the confederacy (our Government) without attacking each other's territories. A few subordinate stipulations on our part, with immunities secured in return to the other side (specially with regard to succession), would render the arrangement ample without complication or undue latitude. Were this made palatable to a few states, as perhaps it might, the abrogation of treaties with the powers who refuse to

# પ્રકરણ ૧૦મું
# એમ્હર્સ્ટ તથા બેંટિંક; પહેલો બ્રહ્મી વિગ્રહ અને સિંધુ નદી સુધી પહોંચવા માટેની તૈયારીઓ, ઇ. સ. ૧૮૨૩–૧૮૩૫.

**લૉર્ડ એમ્હર્સ્ટ**—એમ્હર્સ્ટે એક વાર પેકિંગ મુકામે ઇંગ્લંડના એલચી તરીકે કામગીરી કરી હતી. તેના અમલનો મુખ્ય બનાવ બ્રહ્મી વિગ્રહ છે.

**પહેલો બ્રહ્મી વિગ્રહ ઇ. સ. ૧૮૨૪–૧૮૨૬**—બ્રહ્મી રાજા સાથે આસામ, આરાકાન, મણિપુર અને કાચારના પ્રાંતોની સરહદ માટે વારંવાર તકરારો ચાલતી હતી. તેણે આરાકાન પ્રાંતમાંથી જે લોકોને હાંકી કાઢ્યા હતા તેઓ બધા બંગાળામાં ચિત્તાગાંગના પ્રાંતમાં બ્રિટિશ આશ્રયે આવી રહ્યા હતા. આ લોકો વારંવાર બ્રહ્મી પ્રજાને લુટતા. બ્રહ્મી સરકારે આ લુટફાટો અને ધાડો માટે કલકત્તાની સરકાર ઉપર બધી જવાબદારી નાંખી, ને બંગાળાના પૂર્વ ભાગના ઉપર એક વાર આરાકાનના રાજાઓ રાજ્ય કરતા હતા તે બ્હાને ઢાકા, મુર્શીદાબાદ અને ચિત્તાગાંગના મુલકો પોતાના છે એમ જાહેર કર્યું. ચિત્તાગાંગ પાસેના

---

submit to the arrangement would soon work upon their apprehensions in a way that would bring them at last within the pale of the compact. The completion of such a system which must include the extinction of any pretension to predominence in the Court of Delhi demands time and favourable co-incidences... ... ... ...

પાનાં ૩૦–૩૧. **The Private Journal of the Marquess of Hastings** *Panini Press, Allahabad.*

**નોંધ**—આ વિચારો હેસ્ટિંગ્સે ૧૮૧૪માં ફેબ્રુઆરિની છઠ્ઠી તારીખે પોતાના એક ખાનગી પત્રમાં દર્શાવ્યા હતા. તેને હિંદ આવ્યાને માત્ર પાંચ માસજ થયા હતા તે ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. વેલેસ્લિ. હેસ્ટિંગ્સ, ડેલ્હાઉસિ, વગેરે બ્રિટિશ ગવ્હર્નર જનરલો પોતાની રાજ્યનીતિનાં સૂત્રો કેટલી ત્વરાથી ને વિશાળ દૃષ્ટિથી નક્કી કરી નાંખતા ? સામ્રાજ્યસ્થાપકોમાં આ ગુણ અવશ્ય હોવો જોઈએ.

આવેલા એક ટાપુ ઉપર કંપનિએ દાવો કર્યો. મણિપુર, કાચાર ને આસામના પદભ્રષ્ટ રાજાઓએ કંપનિની મદદ માંગી તેથી ઇ. સ ૧૮૨૪માં લડાઈ જાહેર શરૂ થઈ.

કલકત્તાની સરકારને બ્રહ્મદેશના ડુંગરાઉ ને જંગલથી ભરપૂર રાજ્યનો જરા પણ અનુભવ નહોતો. સર આર્ચિબાલ્ડ કૅંપબેલ મદ્રાસથી રંગૂન ગયો પણ વર્ષાઋતુ ભરાઈ ગઈ હતી તેથી તેને દુઃખ પડયું. લોકોએ દેશ ખાલી કરી નાંખ્યો. બ્રહ્મી સરદાર મહાબંદુલે અંગ્રેજોને રામુ પાસે હરાવ્યા પણ વર્ષાઋતુ ખલાસ થઈ એટલે મહાબંદુલને ભગાડી મૂકવામાં આવ્યો. ડોનાબ્રુ શરણ થયું ને મહાબંદુલ મરાયો. ત્યાર પછી પ્રોમ ને આખો તિનાસરીમ પ્રાંત કંપનિએ સર કર્યાં. કર્નલ મૅારિસને આરાકાન કાચાર અને મણિપુરના પ્રાંતો પણ સર કર્યાં. ઇ. સ. ૧૮૨૪–૨૫.

**યાન્દાબોની સુલેહ**—હવે બ્રહ્મી સરકાર વિગ્રહથી કંટાળી જઇ સુલેહ કરવા તૈયાર થઈ અને યાન્દાબો મુકામે બંને પક્ષકારોએ કરાર ઉપર સહીઓ આપી. કંપનિને આસામ, આરાકાન ને તિનાસરિમના પ્રાંતો, કેટલાક વેપારના લાભો ને રૂા. એક કરોડનો દંડ, મળ્યાં. મણિપુર જાંટીઆ ને કાચાર બ્રહ્મદેશથી સ્વતંત્ર થયાં. **પરિણામે,** આસામની પેલી પારના જંગલી આબોર, નાગ, અને લુશાઈ લોકોની સામે આપણે સંબંધમાં આવ્યા. તિનાસરિમ અને આરાકાનના પ્રાંતોના કબજાથી કંપનિને એ દિશાના સર્વ દરિઆઈ અધિકારો મળ્યા, મલાકા, સિંગાપોર સિઆમ ને શાન રાજ્યો સાથે કંપનિને મિત્રતા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ને બ્રહ્મી રાજધાની અમરાપુર અને દક્ષિણના પ્રોમ અને પેગુન પ્રાંતો સર કરવાની સગવડ પણ મળી. બ્રહ્મી કાંઠા ઉપર રંગૂન, અક્યાબ ને મુલમીન જેવાં મોટાં બંદરો ઉભાં થયાં. તિનાસરિમનો કલઈ, ઘાસ તેલ, સીસમ અને સાગનો ને આરાકાનના પ્રાંતનો ચોખાનો મોટો વેપાર કંપનિની પ્રજાના હાથમાં આવ્યો. બ્રહ્મી લોકો બૌદ્ધ ધર્મ પાળતા હોવાથી તેનું સાહિત્ય હિંદના પ્રાચીન ઇતિહાસના સમર્થનમાં ઘણું ઉપકારક થઇ પડયું. અત્યારે ગુજરાત, કાઠિઆવાડ, કચ્છ ને મદ્રાસથી ઘણા સાહસિક વેપારીઓ બ્રહ્મદેશમાં વસ્યા છે અને મોટો વેપાર કરી રહ્યા છે. આસામમ અંગ્રેજોએ ચાના બગીચાઓ કર્યા અને સરકારને ઘણું ઉત્પન્ન આવવ

લાગ્યું. આ લાભો નિઃસંશય મોટા કહેવાય. ઇ. સ. ૧૮૨૬.

**બરકપુરમાં સિપાઈઓનું બંડ**—કંપનિના સિપાઈઓને બ્રહ્મદેશ લડવા જવું ગમતું નહિ. તેમના પગારો બહુ ટૂંકા હતા. તેથી બરકપુર મુકામે રહેતા સિપાઈઓ ઇ. સ. ૧૮૨૪માં સામા થયા. પણ તેમને સખ્તાઇથી દબાવી દેવામાં આવ્યા.

**ભરતપુરનો કિલ્લો કબજે**—ઇ. સ. ૧૮૨૫માં પાંચ વર્ષનો બાળક બળવંતસિંહ કંપનિની પરવાનગીથી ભરતપુરની ગાદીએ આવ્યો પણ સદ્દગત મહારાજાના ભત્રીજા દુર્જનસાલે ગાદી પચાવી પાડી તેથી લૉર્ડ કૉબરમિઅરે ભરતપુરના માટીના કિલ્લાને સને ૧૮૨૬માં ખાઇઓ ખોદી તોપના મારાથી ઉડાડી મૂક્યો. દુર્જનસાલ અલ્લાહાબાદ નજરકેદ રહ્યો ને સગીર બળવંતસિંહ ફરી ગાદી ઉપર બેઠો.

ઇ. સ. ૧૮૨૮માં એમ્હર્સ્ટ સ્વદેશ ગયો. બેઇલિએ પાંચ માસ કામ કર્યું. તેના પછી લૉર્ડ વિલિઅમ બૅંટિક ગવ્હર્નર ઝનરલ થયો.

**લૉર્ડ વિલિયમ બૅંટિક**—બૅંટિકે ફ્લેંડર્સ, ઇટલિ, સ્વિટ્ઝર્લંડ, ઇજિપ્ત, વગેરે સ્થળે લશ્કરી નોકરી કરી હતી. ઇ. સ. ૧૮૦૯માં તે મદ્રાસનો ગવ્હર્નર થયો હતો પણ વેલુરના બળવાથી તેને ઘેર બેસવું પડયું. ત્યાર પછી સ્પેઇન પોર્ચુગલ, સિસિલિ, વગેરે દેશોમાં તે લશ્કરી નોકરીમાં દાખલ થયો. એક વાર ગવ્હર્નર ઝનરલની જગ્યા લેવા ના પણ પાડી હતી.


બૅંટિક

**બૅંટિકની રાજ્યનીતિ**—બૅંટિક, **હૈદરાબાદ**, **ભોપાળ**, **ઇંદોર**, **જોધપુર**, ને **જયપુર**નાં રાજ્યોમાં ખટપટ થતાં ત્યાં જ્યારે સુલેહનો ભંગ થયો ત્યારેજ વચ્ચે

આવ્યો. **વડોદરા ને નાગપુરમાં** તે એકદમ દરમ્યાન થયો. પણ જ્યાં જ્યાં તેણે બ્રિટિશ વેપાર ને હિત જોયાં ત્યાં ત્યાં તેણે તુરતજ દરમ્યાનગીરી કરી. ચાનો ઉદ્યોગ આગળ વધે તે માટે આસામની સરહદ ઉપરની જમીનો, **કાચારનો** ઘણો ભાગ, ને કાચાર **સંસ્થાન** તેણે ખાલસા કર્યાં. કુર્ગના રાજા વીરરાજેંદ્રે પોતાનાં બ્હેન બનેવીને ઘણો ત્રાસ આપી મ્હૈસુર નસાડી મૂક્યાં ને મ્હૈસુર તથા બ્રિટિશ રાજ્યો સાથેનો સંબંધ બંધ કર્યો તેથી બંગલુરના સિપાઈઓમાં બંડ ઉઠાવવાની કોશીશ કરવાનો તેના ઉપર આક્ષેપ મૂકી ઇ. સ. ૧૮૩૪માં બેંટિંકે કુર્ગને ખાલસા કરવાનો, વીરરાજેંદ્રને કાશી મુકામે નજરકેદ રાખવાનો હુકમ કર્યો. કુર્ગને લોકોની સંમતિથી ખાલસા કરવામાં આવ્યું છે એવો બેંટિંકે આ વખતે દેખાવ કર્યો.

**મ્હૈસુરના** રાજા ત્રીજા કૃષ્ણરાજના વખતમાં ઘણીજ ગરબડ થઈ પડી ને શહેરમાં મોટું બંડ થયું. સર થૉમસ મનરો મદ્રાસમાં ગવ્હર્નર હતો. તેણે લશ્કર મોકલ્યું ને બંડ શમી ગયું પણ ઇ. સ. ૧૭૯૯માં કૃષ્ણરાજને ગાદી આપતી વખતે કરેલી કરારની એક કલમનો લાભ લઈ મ્હૈસુરનો બધો કારભાર કંપનિએ લીધો. આ બ્રિટિશ અમલ ઇ. સ. ૧૮૮૧માં બંધ થયો.

**સતલજની પેલી પાર વાટાઘાટો**—આ વખતે રશિઆ ઇરાન ને અફઘાનીસ્તાનની સરહદો ઉપર આવી ગયું હતું તેથી ઇંગ્લંડને હિંદ સંબંધી ધાસ્તી લાગી અને રશિઆના કાવાદાવા સામે એશિઆમાં ખટપટ જમાવવા ઇંગ્લંડના મંત્રિમંડળે બેંટિકને કહેવરાવ્યું. બેંટિક ખાસ તટસ્થતા રાખવા ચાહતો નહોતો તે આપણે મ્હૈસુર, કુર્ગ, કાચાર ને જાંટીઆના કિસ્સાઓ ઉપરથી જોઈ ગયા. તેથી તેણે પોતાના વકીલને રણજિતસિંહ પાસે મોકલ્યો. બેંટિક અને રણજિત રૂપર મુકામે મળ્યા અને ઇ. સ. ૧૮૩૨ માં બંનેએ કરાર કર્યો કે સતલજ અને સિંધુ નદી ઉપર કંપનિ વેપાર માટે પોતાનાં વહાણો ખુશીથી ચલાવી શકે. બીજે વકીલ કર્નલ પૉટિંગર સિંધ ગયો ને તેણે અમીરો સાથે એ કરાર કરી સિંધુ નદીના મુખ સુધી વેપાર કરવાનો હક્ક મેળવ્યો. એવોજ કરાર **ભાવલપુરના**

નવાબ સાથે પણ કરવામાં આવ્યો. વેપારનું તો બ્હાનુંજ હતું; ખરો મુદ્દો પંજાબ, ભાવલપુર ને સિંધના અંદરના કારભારમાં હાથ નાંખવાનો હતો.

**બેંટિંકનો કારભાર; રાજ્યવ્યવસ્થા**—લશ્કરી ખર્ચમાં બેંટિંકે કરકસર કરી નાણાંની સ્થિતિમાં સુધારો કર્યો. તેણે સિપાઈઓને અપાતું ભથ્થું અર્ધું કરી નાંખ્યું. કેટલાક ઝમીનદારો મફત ખેડ કરતા હતા તેની પાસેથી હવે યોગ્ય મ્હેસુલ લેવાનો હુકમ થયો. ઢાકા, કલકત્તા પટના અને મુર્શીદાબાદની પ્રાંતિક અદાલતોને બંધ કરવામાં આવી. રેવ્હેન્યુ બોર્ડો પણ બંધ થયાં. તેને બદલે કમિશનરોની નવી જગ્યાઓ કરવામાં આવી. અમીનો ને મુનસફોના પગારોમાં ને તેમની સત્તાઓમાં વધારો કરવામાં આવ્યો. કારભારમાં હિંદના વતનીઓને વધારે લેવા એવો ઠરાવ કરવામાં આવ્યો. અલ્લાહાબાદમાં સદર દિવાની ને ફોજદારી અદાલતો સ્થાપવામાં આવી. અદાલતોમાં ફારસીને બદલે પ્રાંતિક ભાષાઓનો ઉપયોગ કરવો એવો હુકમ થયો. લશ્કરમાં સુલેહના સમયમાં ફટકા મારવાનો ચાલ બંધ કરવામાં આવ્યો. મુસાફરોને ભોળવી ગળામાં ફાંસો નાંખી મારવાનો ધંધો કરતી ઠગની ટોળીઓનો સ્લીમૅને અને સ્મિથે નાશ કર્યો. મોટા મોટા અમલદારોનો મત લીધા પછી સતી થવાના ચાલને ઇ. સ. ૧૮૨૯માં બંધ કરવામાં આવ્યો. કલકત્તામાં મેડિકલ કૉલેજ ખોલવામાં આવી. સંયુક્ત પ્રાંતોમાં તાલુકદારો મારફત મ્હેસુલ વસુલ કરવાનું નક્કી કરવામાં આવ્યું.

**અંગ્રેજી કેળવણી ઉપરનો ઠરાવ**—ઇ. સ. ૧૮૧૩ના પટ્ટામાં દર વર્ષે કંપનિ વિજ્ઞાન અને હિંદુસ્તાનના સાહિત્યના ઉદ્ધાર માટે રૂ. ૧ લાખ ખર્ચે એવી કલમ હતી પણ વીસ વર્ષ સૂધી તેમાંથી કાંઈ ખર્ચ થયું નહોતું ને વીસ લાખ રૂપીઆ ભેગા થયા હતા. આ મોટી રકમનો ઉપયોગ કેવી રીતે કરવો એ બાબત ઉપર ગરમાગરમ ચર્ચા થઈ પડી. કેટલાકોનો એવો મત થયો કે તેનો ઉપયોગ સંસ્કૃત અને અરબી સાહિત્યના ઉદ્ધાર અર્થે કરવો; મેકૉલે, બેંટિંક, વગેરેનો એવો મત થયો કે પશ્ચિમનાં સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન, વગેરે હિંદના લોકો સમજતા થાય તેવા ઉપાયો યોજવામાં તે રકમનો ઉપયોગ કરવો. બેંટિંકે ઇ. સ. ૧૮૩૫માં પોતાના

મેંતની મતલબનો ઠરાવ બહાર પાડયો. પરિણામે આપણા દેશમાં અંગ્રેજી સાહિત્ય, ઇતિહાસ ને વિજ્ઞાનનો પ્રસાર થયો. ઉર્દૂ અને ફારસી અભ્યાસ મોટા પાયા ઉપર ચાલતો હતો તે બંધ થયું. સરકારે અંગ્રેજી નિશાળો ને કૉલેજો તરફ વધારે ધ્યાન આપવા માંડયું. દેશનો મોટો ભાગ નિરક્ષર રહ્યો. અંગ્રેજી ભણેલાઓમાંથી કેટલાએકમાં અર્ધદગ્ધતા ને જાંગલાપણું પણ આવ્યાં હશે. પણ એકંદર તે ઠરાવથી આપણને ઘણો લાભ થયો. આપણાં સાહિત્ય ને ઇતિહાસનો ઉદ્ધાર થયો ને તેમને યૂરોપીય રંગ લાગવાથી આપણામાં નવું ચેતન આવ્યું. દેશમાં હવે પ્રજાકીય ભાવનાના અંકુરો ફુટયા.

**નવો પટ્ટો**—ઇ. સ. ૧૮૧૩ના પટ્ટાને વીસ વર્ષ થઈ ગયાં તેથી ઇ. સ. ૧૮૩૩માં કંપનિને નવો પટ્ટો આપવામાં આવ્યો. ઇ. સ. ૧૮૩૨ માં ઇંગ્લંડમાં દિવાનેઆમના બંધારણમાં મધ્યમ વર્ગોને મતાધિકાર આપવામાં આવ્યો હતો. તેમાંના ઘણાખરા વેપારીઓ હતા અને નવો "લિબરલ" મત ધરાવતા હતા. તે લિબરલ મતની પ્રતિચ્છાયા કંપનિના નવા પટ્ટામાં ને બૅંટિંકના સમસ્ત કારભારમાં સ્પષ્ટપણે તરી આવે છે. (૧) કંપનિ ચાનો ને ચીન સાથેનો વેપાર હજુ એકહથ્થુ કરતી તે હવે બંધ થયું ને એશિઆના વેપારનાં બધાં દ્વાર અંગ્રેજોને માટે ખુલ્લાં થયાં. હિંદુસ્તાનને તો આ ફેરફારથી નુકસાનજ હતું. (૨) હિંદુસ્તાનનો કારભાર કંપનિની પાસે વીસ વર્ષ સુધી રહેવા દેવામાં આવ્યો. (૩) બંગાળાનો ગવ્હર્નર ઝનરલ હવે આખા હિંદુસ્તાનનો ગવ્હર્નર ઝનરલ થયો. (૪) નાણાંની કારભારની, અને ધારા ઘડવાની બાબતોમાં પ્રાંતોની સરકારોને હિંદી સરકારની પૂરી તાબેદાર બનાવવામાં આવી. એક પાઇનું ખર્ચ કે એક નાનો ધારો પણ હવે હિંદી સરકાર સિવાય બીજું કોઈ પણ કરી શકે નહિ એ આ કલમથી ફલિત થયું. આ ભૂલ હતી. કારણ કે હિંદ જેવા મોટા દેશમાં એકહથ્થુ કારભાર કદિ ચાલી શકે નહિ. (૫) પટ્ટામાં એક એવી કલમ મૂકવામાં આવી કે હિંદી સરકારની કાઉન્સિલમાં એક વધારે સભ્યને નીમવો અને તે બૅરિસ્ટર હોવો જોઇએ. પહેલી નીમણોક મૅકૉલેની કરવામાં આવી. આ નવા સભ્યને માત્ર કાયદા કરતી વખતેજ સભ્યના

અધિકારો ભોગવવાના હતા. બીજી બાબતોમાં ત્રણ જણાઓની બનેલી કાઉંસિલ કામ કરી શકે. આ સુધારાથી આપણા દેશને ફાયદો થયો. (૬) હિંદુસ્તાનના કાયદાઓનું એકીકરણ કરવા માટે સમિતિ નીમવાની એક કલમ ઉમેરવામાં આવી. (૭) યૂરોપિઅનોને હિંદુસ્તાનમાં આવવા, રહેવા, ને વેપાર કરવા કે ખ્રિસ્તી ધર્મનો બોધ આપવા સ્વતંત્રતા આપવામાં આવી. (૮) પાર્લમેંટે એવું જાહેર કર્યું કે રોહિલખંડ, દિલ્હી, આગ્રા, ગોરખપુર, એ સંયુક્ત પ્રાંતો માટે ગવ્હર્નર નીમવો. આ કલમનો વહિવટ થયોજ નહિ. ત્યાં માત્ર લેફ્ટનન્ટ ગવ્હર્નર નીમવામાં આવ્યો. (૯) કંપનિના નોકરોના શિક્ષણ માટે ઈંગ્લંડમાં એક યોજના કરવી એ એક કલમમાં જણાવ-વામાં આવ્યું. આ યોજના ઈંગ્લંડમાં કરવી એ શરતથી આપણા ભણેલા યુવકોને મોટા હોદ્દા મેળવવા ભવિષ્યમાં ઈંગ્લંડ જવું પડયું. (૧૦) એક કલમથી એવું જાહેર કરવામાં આવ્યું કે કંપનિના કારભારને લગતી તમામ જગ્યાઓ લાયકાત મુજબજ ભરવી એને તેમાં નાત, જાત કે ધર્મનો ભેદ રાખવો નહિ. આ કલમ ઘણીજ અગત્યની છે. ડાયરેક્ટરોએ તે કલમ મુજબ વર્તવા સૂચનાઓ પણ વારંવાર કરેલી જોવામાં આવે છે. છતાં મોટા હોદ્દાઓ ઉપર હવેથી અંગ્રેજોજ નીમાવા લાગ્યા ને કલમનો ન્યાયપુરઃસર અમલ થયો નહિ.

આ પટ્ટાની કલમો પિટ્ટના બિલ્લની કલમો જેટલી અગત્ય ધરાવે છે. હિંદુસ્તાન દરેક વિષયમાં ઈંગ્લંડનું તાબેદાર રાજ્ય બનતું જતું હતું, તે દરેક પટ્ટાથી સ્પષ્ટ થાય છે.

**"લિબરલ" બેંટિંક**—બેંટિંક ઇ. સ. ૧૮૩૫માં સ્વદેશ ગયો. કલકત્તામાં તેને માટે એક કીર્તિસ્તંભ કરવામાં આવ્યો. તેમાં મેકૉલેના સુંદર શબ્દોમાં તેની બધી સેવાઓનું યોગ્ય વર્ણન કરવામાં આવ્યું છે. તે ખરો "લિબરલ" હતો. હિંદ અને ઈંગ્લંડ વચ્ચે વેપાર વધે, તે ઉપ-રના બધા અંકુશો દૂર થાય, હિંદુસ્તાનના લોકો વધારે સમજતા થાય, કારભારનું ખર્ચ ઓછું થાય, ઈંગ્લંડનો વેપાર વધારવા કંપનિના પાડો-શીઓ સાથે મિત્રતા વધે, રાજાઓ ને પ્રજાની વચ્ચે પરસ્પર તકરારમાં બનતાં સુધી વચ્ચે ન પડવું, એ તેના કારભારનાં સૂત્રો "લિબરલ" પક્ષનાં

સૂત્રો કહી શકાય. બેંટિંકના વખતમાં હિંદથી ઈંગ્લંડ જવા માટે આગબોટ ચાલુ કરવામાં આવી.

**સર ચાર્લ્સ મેટ્કાફ**—બેંટિંક પછી સર ચાર્લ્સ મેટ્કાફ ગવ્હર્નર ઝનરલ થયો. તેણે વર્તમાનપત્રો ઉપરના અંકુશો દૂર કર્યાં તેથી ડાયરેકટરો તેના ઉપર નાખુશ થયા ને મુખ્ય પ્રધાને બોર્ડ ઓવ ટ્રેઇડના એક વખતના પ્રમુખ લૉર્ડ ઑકલૅંડને હિંદ મોકલ્યો, ઇ. સ. ૧૮૩૬.

**સાર**—ઍમ્હર્સ્ટે બ્રહ્મી વિગ્રહ કરી કંપનિને તિનાસરિમ, આરાકાન ને આસામ અપાવ્યા. બેંટિંક મ્હૈસુર, કુર્ગ, કાચાર, વગેરેમાં દરમ્યાન થયો. કંપનિએ કાચાર, કુર્ગ વગેરે પ્રદેશો એના કારભારમાં મેળવ્યા. બેંટિંકે રણજિતસિંહ, શાહ શુજા, સિંધના અમીરો ને ભાવલપુરના નવાબ તરફ એલચીઓ રવાના કર્યાં ને શાહ શુજા સિવાય બધા સાથે સુલેહો કરી. આ કરારોથી કંપનિને સિંધુ નદી ઉપર અગત્યના અધિકારો મળ્યા. બેંટિંકે ન્યાયખાતામાં ને મ્હેસુલી ખાતામાં પણ સુધારાઓ કર્યા. તેણે હિંદીઓને મોટી જગ્યાઓ ઉપર નીમ્યા. ઇ. સ. ૧૮૩૫માં તેણે કેળવણી ઉપર ઠરાવ બહાર પાડયો. તેથી હિંદના યુવકો પશ્ચિમની વિદ્યા લેતા થયા. બેંટિંક "લિબરલ" પક્ષનો હતો. ઇ. સ. ૧૮૩૩માં કંપનિને નવો પટ્ટો આપવામાં આવ્યો. કંપનિના વેપારી અધિકારો હવે જતા રહ્યા. બંગાળાની સરકાર હિંદની સરકાર બની ને તેને કાયદા ઘડવાના અધિકારો આપવામાં આવ્યા.

**પ્રશ્નો**—(૧) બ્રહ્મી વિગ્રહનાં કારણો ને પરિણામો જણાવો. (૨) બેંટિંકની દ્વિમુખી રાજ્યનીતિ વિષે તમે શું કહેશો? (૩) બેંટિંકે સિંધુ નદી માટેના કરારો કર્યાં તેની સમીક્ષા કરો. (૪) ૧૮૩૩ના પટ્ટા વિષે શું જાણો છો? (૫) બેંટિંકના સુધારાઓ જણાવો.

## પ્રકરણ ૧૧મું

## ઑકલૅંડ ને એલનબરો.

## પહેલો અફ્ઘાન વિગ્રહ ને સિંધનો કબજો,

## ઇ. સ. ૧૮૩૬–૧૮૪૪.

**ઑકલૅંડનો કારભાર; અયોધ્યા, સાતારા, કર્નુલ, "કાળો**

કાયદો"—ઑકલૅંડે અયોધ્યામાં ગેરવ્યાજબી દરમ્યાનગીરી કરી, સાતારાના લોકપ્રિય રાજા પ્રતાપસિંહને નમાલા કારણ ઉપર ગાદીએથી ઉઠાડી મૂક્યો, ને કર્નુલને ખાલસા કર્યું, ઇ. સ. ૧૮૩૮. તેજ વર્ષે ગંગા જમના વચ્ચેના દુવાબમાં મોટો દુષ્કાળ પડયો ને ઘણાં માણસો મરી ગયાં. આ વખતે કેટલાક બ્રિટિશ અમલદારોએ નહેરો બાંધવાની સૂચના કરી. ઇ. સ. ૧૮૩૬માં સદર દિવાની અદાલતમાં દિવાની દાવાઓમાં હિંદીઓ ને યૂરોપિઅનોને સમાન કોટિમાં મૂકવામાં આવ્યા. તેથી યૂરોપિઅનોએ મોટી ધાંધલ કરી અને કાયદાને "કાળા કાયદા"નું ઉપનામ આપ્યું. પણ તેમાં તેઓનું કાંઇ ન વળ્યું.



ઑકલૅંડ

**પહેલો અફ્ઘાન વિગ્રહ. અફ્ઘાનીસ્તાન. ત્રિપક્ષ કરાર—Tripartite Treaty,** કાબુલમાં અહમદશાહ અબ્દાલી પછી શાહ તીમૂર, શાહ ઝમાન, શાહ મહમુદ અને શાહ શુજા અનુક્રમે ગાદીએ આવ્યા ને મહમુદથી હારી છેલ્લો શાહ શુજા લુધીઆના મુકામે કંપનિના આશ્રય તળે રહેવા આવ્યો. દરમ્યાન કાબુલના વઝીરના કુટુંબના માણસોએ કંદહાર, પેશાવર, કાબુલ, ગઝની, જલાલાબાદ, વગેરે સ્થળો પચાવી પાડયાં. માત્ર હિરાતમાં મહમુદશાહનો પુત્ર કામરાન કાંઇક સત્તા જાળવી શક્યો. પરિણામે સિંધના અમીરો કાબુલથી સ્વતંત્ર થઇ ગયા ને રણજિતસિંહે પેશાવર લીધું. કાબુલના ધણી દોસ્ત મહમ્મદે કંપનિની મદદ માંગી. પણ સંતોષકારક જવાબ ન મળતાં તેણે ઇરાનના શાહનો આશ્રય લીધો. બીજી તરફથી ઇરાનની સરકારે હિરાત ઉપર હુમલો કર્યો.

આ ધમાલમાં રશિઆની ખટપટ હોય એમ એલિસ નામના એક કંપનિના એલચીને શક પડયો. ઇંગ્લંડમાં પરદેશ ખાતાના પ્રધાન લૉર્ડ પામર્સ્ટનને પણ રશિઆનો ડર લાગ્યો. તેથી હિંદથી કૅપ્ટન બર્ન્સ દોસ્ત મહમ્મદખાં સાથે દોસ્તી કરવા કાબુલ ગયો. હવે રશિઆએ પણ કાબુલ મુકામે પોતાનો એલચી મોકલ્યો. રશિઆની સરકારે ઘણી વાર કહેવ-રાવ્યું હતું કે તેનો ઈરાદો હિંદુસ્તાન વિરુદ્ધ ખટપટ કરવાનો નથી; પણ પામર્સ્ટનને વિશ્વાસ આવ્યો નહિ. તેણે તો એમજ માન્યું કે ગમે તેમ પણ કાબુલમાં રાજ્ય કરતો અમીર અંગ્રેજોનો રક્ષિત હોવો જોઇએ. દોસ્ત મહમ્મદ આવી સ્થિતિ માન્ય કરે તેવો તો નહોતો. તેથી લુધી-આનામાં રહેતા શાહ શુજાને ગાદીએ બેસાડવાના હેતુથી કંપનિએ તેની સાથે ને રણજિતસિંહ સાથે ઇ. સ. ૧૮૩૮માં કરાર કર્યો કે શાહ શુજા બ્રિટિશ તથા પંજાબી લશ્કરની મદદથી અમીર બને ને સિંધ સ્વતંત્ર રહે. ત્યાર પછી લૉર્ડ ઑકલૅંડે બધી ખરી હકીકતો છુપાવી ઢંઢેરો બહાર પાડયો ને અંગ્રેજો અમીર દોસ્ત મહમ્મદ વિરુદ્ધ લડાઈમાં ઉતર્યાં.

**અંગ્રેજો અફઘાનીસ્તાનમાં**—રણજિતસિંહે અંગ્રેજી લશ્કરને પંજાબમાં થઇને જવાની ના પાડી એટલે સતલજ ઉપરથી ભાવલપુર ને શિકારપુર થઈ, બોલનઘાટ ઉતરી કંપનિએ લશ્કર મોકલ્યું. તેણે કંદહાર સર કર્યું. રણજિતસિંહનો પૌત્ર નવનિહાલસિંહ અને કર્નલ વેઈડ પેશા-વર ને ખાઇબરના ઘાટમાં થઈ અફઘાનીસ્તાનમાં દાખલ થયા. મુંબઇથી સર જૉન કીને સિંધ થઈ ગઝની સર કર્યું. દોસ્ત મહમ્મદ લુધીઆના નાસી આવ્યો ને શાહશુજાને કાબુલની ગાદી આપવામાં આવી, ઇ. સ. ૧૮૩૯. દરમ્યાન અંગ્રેજ એલચી મૅકનૉટન બોખારા, સમરકંદ, ખીવા, વગેરે સ્થળોની સરકારો સાથે ખટપટ કરવા લાગ્યો. સરહદ ઉપરના તોફાની પઠાણો ત્રાસ આપવા લાગ્યા. આપણા સિપાઇઓ અફઘાનીસ્તા-નના લોકો સાથે સંતોષપૂર્વક કામ લઈ શક્યા નહિ. તેથી અફઘાનો સામા થયા, ઇ. સ. ૧૮૪૧માં બર્ન્સ અને બીજા બે અંગ્રેજોને તેમણે ઠાર માર્યાં ને કાબુલ પોતાના હાથમાં લીધું. બ્રિટિશ એલચી મૅકનૉટને દોસ્ત મહમ્મદખાંના દીકરા અકબરખાંની સાથે શાહ શુજા વિરુદ્ધ એક

કરાર કર્યો. પણ અકબરખાં મૅક્નૅાટનને સમજી ગયો હતો. એક રૂબરૂ વાટાઘાટમાં મૅક્નૅાટનનું પણ ખુન કરવામાં આવ્યું. બ્રિટિશ લશ્કર આવી સ્થિતિમાં કાબુલ રહી શકે એવું અસંભવિત હોવાથી તેણે હિંદ તરફ કુચ કરી. માર્ગમાં ભૂખ, તરસ, પઠાણોના હુમલા અને થાકથી ૧૬૦૦૦ માણસોનું આખું લશ્કર નાશ પામ્યું. માત્ર ડૅા. બ્રાઇડન જલાલાબાદમાં સર રૅાબર્ટ સેઇલ પાસે પહોંચી શક્યો. એક કંદહાર મુકામેજ અંગ્રેજી થાણું રહ્યું.

દરમ્યાન લૅાર્ડ ઑાકલૅંડ ઇ. સ. ૧૮૪૨માં સ્વદેશ ગયો. મુખ્ય પ્રધાન સર રૅાબર્ટ પીલે અફઘાનો સાથે સુલેહ કરવાનું જાહેર કર્યું અને તે માટે બોર્ડ ઑાવ્ કંટ્રોલનો એક વારનો પ્રમુખ લૅાર્ડ એલેનબરો હિંદ આવ્યો. તેના અમલમાં અંગ્રેજોએ ગઝની ને કાબુલ સર કર્યાં. શાહ શુજાનું ત્યાં ક્યારનુંયે ખુન કરવામાં આવ્યું હતું. કાબુલની બઝારને વૈરબુદ્ધિથી ઉડાડી મૂકવામાં આવી. અંગ્રેજી લશ્કર શહેરને ખૂબ લુટયા પછીજ પાછું વળ્યું. એલનબરોએ હવે સુલેહ કરી ને દોસ્ત મહમ્મદ ફરીથી ગાદીએ આવ્યો, ઇ. સ. ૧૮૩૯–૪૩.

લૅાર્ડ ઑાકલૅંડ અને પામર્સ્ટનની અફઘાન નીતિ ઘણીજ વખોડવા લાયક છે. તેમનો વિચાર પંજાબ, સિંધ અને અફઘાનીસ્તાનને બ્રિટિશ પંજામાં લેવાનો હતો. હિંદી સરકારને ઇરાણી સરકાર સાથે કોઈ સંબંધ નહોતો. રશિઆ તો સતલજથી ઘણું છેટે હતું ને હિંદને સતાવવા જેટલું તેની પાસે લશ્કર પણ નહોતું. તે હિંદ આવે તે અગાઉ અફઘાનો, પઠાણો ને સિખોની સાથે પ્રચંડ યુદ્ધો કરવાં પડે તેવું હતું. શાહ શુજાની વગ અફઘાનીસ્તાનમાં શૂન્ય હતી. દોસ્ત



દોસ્ત મહમ્મદ

મહમ્મદ પ્રજાપ્રિય હતો. તેથી અંગ્રેજોએ શાહ શુજાની મિત્રતા કરી તેમાં ગંભીર ભૂલ હતી. મૅક્નૅાટન, બર્ન્સ, વગેરે મધ્ય એશિઆમાં ખોટી ને ખચાંળ જાળો પાથરતા હતા. તેઓ અપરિચિત, ઉતાવળા ને શેખચલ્લીઓ હતા. અફ્ઘાનો વિરુદ્ધ લડવા માટે કંપનિએ સિંધના અમીરો સાથેના કરારો તોડયા ને સિખોને અને બલુચીઓને પોતાની વિરુદ્ધ ઉશ્કેર્યા.

**લૉર્ડ એલેન્બરો, સિંધ ખાલસા**—રણજિતસિંહના વખતમાં કંપનિને ડર લાગતો હતો કે કદાચ સિખ લોકો સિંધ પ્રાંતને ગળી જાય. તેથી સિંધના કબજા માટે અંગ્રેજો ને સિખો વચ્ચે સ્પર્ધા ચાલી રહી હતી. અમીરો રણજિતથી વધારે ડરતા હોવાથી ઇ. સ. ૧૮૩૮માં તેમણે સિંધ અને પંજાબ રાજ્યની તકરારોમાં કંપનિ કહે તેમ કરવું એ સૂત્ર સ્વીકારી કંપનિના પ્રતિનિધિને સિંધમાં રહેવા દેવાની રજા આપી. અફ્ઘાન વિગ્રહ વખતે અંગ્રેજી લશ્કરો અમીરોની હદમાં થઈ કંદહાર જતાં હતાં ત્યારે કંપનિએ તેમની પાસેથી પરાણે ને કરાર વિરુદ્ધ શુજાને દંડ અપાવ્યો, શિકારપુર, કરાંચી, વગેરે સ્થળોએ છાવણીઓ નાખી ને સિંધીઓને સહાયક યોજનામાં પણ ભેળવ્યા. એલેન્બરોને સિંધુ નદી ને સતલજ નદી ઉપરનો ને કરાંચી બંદરનો બધો વેપાર અંગ્રેજોને અપાવવો હતો ને સિખોને દબાવવાના હતા, કારણ કે રણજિતસિંહ હવે મરી ગયો હતો. વળી કંપનિને અફ્ઘાન વિગ્રહમાં ગુમ થએલી આબરૂ પાછી મેળવવી હતી. આ મુદ્દાઓ ઉપર તેણે સર ચાર્લ્સ નેપિઅરને સિંધમાં મુખ્ય અમલદારની જગ્યા આપી. નેપિઅરે હૈદરાબાદ ને ખેરપુરના અમીરો ઉપર રાજદ્રોહના આરોપો મૂક્યા, અમીરો પાસે ભાવલપુરના નવાબ માટે જમીનની માંગણી કરી, તેમને અંગ્રેજી ચલણ સ્વીકારવાનો હુકમ કર્યો, તેમને મ્હેસુલ તથા બીજા કરો ઉઘરાવતા અટકાવ્યા ને ખેરપુરના ૮૦ વર્ષના વૃદ્ધ અમીર મીર રૂસ્તમના પુત્ર વિરુદ્ધ તેના ભાઈ અલી મુરાદને ગાદી આપવાનું વચન આપ્યું. અમીરોએ નેપિઅરના કહેવા મુજબ બધું કરી આપ્યું. પણ તેમનું લશ્કર ઉશ્કેરાઇ ગયું હતું. ઇ. સ. ૧૮૪૩માં મીઆણી, ડબ્બા ને ઉમરકોટ પાસે અમીરનું લશ્કર હારી ગયું. નેપિઅરે સિંધદેશ ખાલસા કર્યો; માત્ર

અલી મુરાદ પાસે ખૈરપુરનું રાજ્ય રહેવા દીધું. કંપનિનું આ કૃત્ય બહુ-જ ગેરવ્યાજબી હતું.

**ગ્વાલિયર**—આજ મુદ્દાઓ ઉપર ગ્વાલિયરના મહારાજા શિંદેની વિધવા મહારાણીએ એલનબરોના કહેવા મુજબ કારભાર કરવા વચન આપ્યું હતું. છતાં ગવર્નર જનરલે તે સંસ્થાન સામે લડાઈ જાહેર કરી. શિંદેનું લશ્કર ઇ. સ. ૧૮૪૩માં મહારાજપુર અને પનીઆર પાસે હારી ગયું. રાજ્યના લશ્કરમાં ઘટાડો કરવામાં આવ્યો. ગ્વાલિયર સહાયક યોજનામાં દાખલ થયું.

ઇ. સ. ૧૮૪૪માં એલનબરોના કારભારનો અંત આવ્યો. એલન-બરોના કારભારમાં ગુલામી બંધ થઈ તે સિવાય બીજો કાંઈ જાણવાજોગ સુધારો રાજ્યતંત્રમાં દાખલ થયો નહોતો.

**સાર**—ઑકલૅંડના વખતમાં કંપનિએ શાહ શુજા ને રણજિતસિંહ સાથે સંધિ કરી અફઘાનીસ્તાનના અમીર દોસ્તઅલીખાં સામે લડાઈ કરી, કારણ કે દોસ્તઅલીએ રશિઆના વકીલને કાબુલ આવવા રજા આપી અને ઇંગ્લંડના મંત્રિમંડળ ને મુખ્યત્વે સંધિવિગ્રહખાતાના પ્રધાન લૉર્ડ પામર્સ્ટનને રશિઆની ખટપટનો જબરો શક પડયો. પહેલાં તો અંગ્રેજ ને સિખ લશ્કરો કાબુલમાં દાખલ થયાં ને શાહ શુજા અમીર બન્યો પણ અંગ્રેજ મુત્સદ્દીઓ ને પ્રવાસીઓની ખટપટથી અને લશ્કરના બેઅદબ વર્તનથી કાબુલમાં તોફાન થયું, બર્ન્સ ને મૅકનૉટનનાં ખુન થયાં ને ૧૬૦૦૦નું હિંદી સૈન્ય કાબુલથી પાછું ફરતું હતું ત્યારે રસ્તામાં એક ડૉકટર સિવાય બધા મરણ પામ્યા. ઑકલૅંડ સ્વદેશ ગયો. એલનબરો હિંદ આવ્યો. તેણે કંપનિની ગએલી આબરૂ પાછી મેળવી. અફઘાન વિગ્રહનો અન્યાય જેટલો વર્ણવીએ તેટલો ઓછો છે. તેને પરિણામે કંપનિને બીજા અન્યાયોમાં ઉતરવું પડયું. આ વખતે સિંધદેશ ખાલસા કરવામાં આવ્યો ને ગ્વાલિયર શરણ થયું.

**પ્રશ્નો**—(૧) અફઘાન પ્રકરણનો ટૂંકો સાર આપો. (૨) સિંધ કેવી રીતે ખાલસા થયું?

# પ્રકરણ ૧૨મું

## કંપનિના રાજ્યવિકાસનો અવધિ, ઇ. સ. ૧૮૪૪-૧૮૫૬.

**લૉર્ડ હાર્ડિંજ**—એલેનબરો પછી હાર્ડિંજ હિંદ આવ્યો. તે ટોરિ પક્ષનો હતો અને બેલ્જિઅમ વગેરેમાં તેણે લશ્કરી નોકરી કરી હતી. એક વાર તે આયર્લેંડનો સેક્રેટરિ હતો. રેલ્વે, નહેર, વગેરે જાહેર બાંધકામો વધારવા માટે તેણે તપાસ કરાવી અને લશ્કરના ખર્ચમાં ઘટાડો કર્યો. પહેલો સિખ વિગ્રહ એ હાર્ડિંજના વખતનો મુખ્ય બનાવ કહી શકાય.

**રણજિત પછીનું પંજાબ**—રણજિતસિંહ મરી ગયો એટલે તેનો પુત્ર ખડકસિંહ ગાદીએ આવ્યો. પણ તે નબળો ને બંધાણી હતો એટલે તેના અઢાર વર્ષના યુવાન્ અને બાહોશ પુત્ર નવનિહાલસિંહે પોતાના પિતા પાસેથી બધો કારભાર લઈ લીધો. ખડકસિંહ મરી ગયો પણ દુર્ભાગ્યે તેની દહનક્રિયા વખતે એક અકસ્માતથી નવનિહાલસિંહ પણ તેજ દિવસે મરી ગયો. તેથી રણજિતનો પુત્ર શેરસિંહ ઇ. સ. ૧૮૪૧માં મહારાજા બન્યો. દરમ્યાન રણજિતસિંહની વિધવા રાણી જિનદાને દિલીપસિંહને જન્મ આપ્યો એટલે વસ્તુસ્થિતિ ફરી ગઈ. કેટલાક સિખ સરદારોએ શેરસિંહને તથા તેના પુત્રને મારી નાંખ્યા. બાળક દિલીપસિંહ ઇ. સ. ૧૮૪૩માં મહારાજા બન્યો. આવી રીતે પંજાબમાં તમામ રાજ્યવ્યવસ્થા નષ્ટ થઈ ગઈ હતી. લશ્કરી સરદારો જોર ઉપર આવી ગયા હતા અને આબરૂદાર માણસો કેટલાક અંગ્રેજી હદમાં જઈ વસ્યા હતા. હવે આપણે સિખ લોકો બ્રિટિશો સામે કેમ થયા તે તપાસીએ.

**પહેલો સિખ વિગ્રહ**—કંપનિએ રણજિતસિંહને જમના અને સતલજ નદીની વચ્ચેનાં સિખ રાજ્યોને લેવા દીધાં નહોતાં. સિંધ પ્રાંત આખો કંપનિ ખાઈ ગઈ હતી. અફઘાન વિગ્રહ વખતે અંગ્રેજ લશ્કરો પંજાબમાં થઈને આવજા કરતાં હતાં. બર્ન્સ ને મૅક્નૉટન જેવા અધિકારીઓ તો પંજાબને ગળી જવાની વાતો ખુલ્લી રીતે કરતા હતા. નાના તિબેટ પ્રાંતમાં કંપનિએ સિખોને વચ્ચે આવતા બંધ કર્યા હતા. નાભાના મહારાજાએ રણજિતસિંહના માનીતા માણસ પાસેથી તેની જાગીર છીનવી લીધી હતી

પણ તે બાબતમાં કંપનિ વચ્ચે આવી નહોતી. ધ્યાનસિંહના ભાઈ સુચેતસિંહનો મોટો ખજાનો કંપનિ સિખોને સુપ્રત કરવા ના પાડતી હતી. ફિરોઝપુર, અંબાલા, લુધીઆના, કર્નાલ, સક્કર, વગેરે સ્થળોએ કંપનિએ કિલ્લાઓ ઉભા કરવા માંડ્યા ને સતલજ નદી ઉપર પુલો પણ બાંધવાનું શરૂ કર્યું. સિખ સરકાર આટલી દરમ્યાનગીરીઓ સહન કરે એ અસંભવિત હતું. છેવટે જ્યારે કંપનિના અમલદારો સિખ ઝમીનદારોને પોતાની સરહદના ઝમીનદારો તરીકે ગણવા લાગ્યા ત્યારે "ખાલસા"ના નવા લશ્કરી સરદારો લડવા તૈયાર થઈ ગયા ને જ્યારે મુખ્ય પ્રધાન રાજા દીનાનાથે "ખાલસા"નો મત પુછ્યો ત્યારે બધાએ "લડવું" એવો મત આપ્યો. ૧૮૪૫માં સિખ વિગ્રહ શરૂ થયો.

મુડકી આગળ સેનાપતિ લાલસિંહના દગાથી સિખો હારી ગયા. ફિરોઝશહેર આગળ પણ તેમના સરદાર તેજસિંહે લશ્કરને દગો દીધો અને સિખો હારી ગયા. ઇ. સ. ૧૮૪૬માં સરદાર રણઝોરસિંહ મજીઠીઆએ હૅરિ સ્મિથને બદોવલ આગળ હરાવ્યો; પણ તુરતમાંજ અલિવાલ પાસે સિખોની સખ્ત હાર થઈ. તેઓએ હવે સોબ્રાઉનના ગામ આગળ સતલજ નદીના કાંઠા ઉપર છાવણી નાંખી ને ત્યાં તેમના લશ્કરના સ્પેનિશ અમલદારે નદી ઉપર મોરચાઓ ઉભા કર્યા. પણ તેજસિંહના દગાથી સોબ્રાઉન આગળ પણ સિખો અંગ્રેજો સામે બહાદુરીથી લડતાં લડતાં હાર ખાઈ બેઠા. અંગ્રેજ લશ્કર લાહોરમાં દાખલ થયું. દરમ્યાન રાજધાની મુકામે રાજા ગુલાબસિંહે કારભાર પોતાના હાથમાં લીધો હતો. તેણે અને રાજા દીનાનાથે લાહોર મુકામે સુલેહ કરી, ઇ. સ. ૧૮૪૬.

**લાહોરનો કરાર**—આ કરારથી કંપનિને જાલંધર દુવાબ મળ્યો; દોઢ કરોડ રોકડ રકમ મળી; સિખ દરબારે અંગ્રેજો સિવાય બીજી યુરોપની પ્રજાને કોઈ લાભ ન આપવાનું અને પરરાજ્યો સાથેના વ્યવહારમાં કંપનિની દરમ્યાનગીરી સ્વીકારવાનું લખી આપ્યું. પૂરો દંડ સિખ દરબારે ભર્યો નહિ તેથી તે બદલ બિઆસ ને સિંધુ નદી વચ્ચેનો દુવાબ, કાશ્મીર, ને હઝારાના પ્રાંતો કંપનિએ લીધા ને તેમાંનો કેટલોક ભાગ મહારાજા ગુલાબસિંહની સ્વતંત્ર હકુમત નીચે રાખવામાં આવ્યો.

સિખોએ સહાયક લશ્કર રાખવાનું પણ કબૂલ કર્યું. લાહોરના કારભારી મંડળના પ્રમુખ લૉરેંસે બીજો કાર કર્યો કે બ્રિટિશ લશ્કર ઇ. સ. ૧૮૫૪ સુધી પંજાબમાં રહે અને રાણી જિનદાન વર્ષાસન ઉપર જાય.

આવી રીતે પંજાબનું રાજ્ય પણ કંપનિના રક્ષણ તળે આવ્યું. પંજાબની ઉત્તરે મહારાજા ગુલાબસિંહ પાસે કાશ્મીરનો પ્રાંત રહેવા દેવામાં આવ્યો તેથી તે બાજૂથી કંપનિ નિર્ભય બની. જાલંધર દુવાબના કબજાથી અને લશ્કર પંજાબના ગમે તે ભાગમાં રહી શકે એવી કલમથી કંપનિ લાહોરના પ્રધાનમંડળ ઉપર ખૂબ અંકુશ લાવી શકે એવી સ્થિતિમાં આવી ને કંપનિનો પ્રતિનિધિ મંત્રિમંડળનો પ્રમુખ હોવાથી રાજ્યની તમામ સત્તા પણ તેનાજ હસ્તક આવી. ઇ. સ. ૧૮૪૮માં હાર્ડિંજ સ્વદેશ ગયો.

**લૉર્ડ ડેલહાઉસિ**—હાર્ડિંજ પછી લૉર્ડ ડેલ્હાઉસિ ગવ્હર્નર જનરલ થયો. સર રૉબર્ટ પીલના મંત્રિમંડળમાં તે બોર્ડ ઑવ્ ટ્રેઇડનો પ્રધાન હતો અને તે વખતે તેણે ઇંગ્લંડમાં રેલ્વેનો વ્યવહાર વધારવામાં સારૂં કામ કરી બતાવ્યું હતું. તેની ઉમર માત્ર ૩૬ વર્ષની હતી. ડેલ્હાઉસિ પગે લંગડો હતો. પણ શક્તિમાં, રાજ્યનીતિમાં અને દરબારમાં વેલેસ્લિ જેવોજ હોવાથી તેના કારભારમાં કંપનિનું રાજ્યતંત્ર અને કંપનિની વગ પરાકાષ્ટાએ પહોંચ્યાં. ઈંગ્લંડનો વેપાર વધારવો, હિંદનાં નબળાં રાજ્યોને ગળી જવાં, સબળ રાજ્યોને ઇંગ્લંડના અંકુશ નીચે વિશેષ પ્રકારે લાવવાં, તાર, પોસ્ટ, રેલ્વે, નહેરો, રસ્તાઓ, કેળવણી, પાદરીઓ, વગેરે સાધનોદ્વારા હિંદની પ્રજાઓને પશ્ચિમની વિદ્યા અને પશ્ચિમની સંસ્કૃતિનો બને તેમ તુરત સંસર્ગ કરાવવો, એ ડેલ્હાઉસિના કારભારનાં મુખ્ય સૂત્રો હતું.

**બીજો સિખ વિગ્રહ**—ઇ. સ. ૧૮૪૬ના કરારો મુજબ પંજાબના કારભારી મંડળમાં બેસતા અંગ્રેજ અમલદારોએ સુધારાઓ કરવા માંડ્યા પણ તેથી લશ્કરી ને મુલકી અમલદારો ને સિખ જાગીરદારો તથા ઝમીનદારો ઘણાજ ખળભળી ઉઠ્યા, કારણ કે એવું રાજ્યતંત્ર તેમના હક્કોને ને તેમના વિચારોને જરા પણ અનુકૂળ થાય તેવું નહોતું. કારભારમાં મહારાણી જિનદાનને જરા પણ ભાગ આપવામાં આવ્યો નહોતો

તેથી તેને ઘણોજ અસંતોષ રહેતો. બ્રિટિશ અમલદારોએ મહારાણીને દેશપાર કરી તે ફરમાન સમસ્ત સિખ પ્રજાને ને રાજ્યને અપમાન તરીકે ખુંચતું હતું. હેન્રિ પછી જૉન લૉરેન્સે હિંદુઓ ને મુસલમાનોનો પક્ષ લીધો. દિલીપસિંહની સગાઈ સરદાર છતરસિંહની પુત્રી વેરે થઈ હતી પણ બ્રિટિશ સરકાર તેમનું લગ્ન તુરત કરવા ના પાડતી હતી. હઝારા પ્રાંતના અંગ્રેજ કારભારીએ એક લશ્કરી અમલદારના ખુન માટે છતરસિંહને જગ્યા ઉપરથી કમી કર્યો. આ ખળભળાટના આવેશમાં મુલતાનના દિવાન મૂળરાજનો કિસ્સો ચકમકરૂપ બન્યો ને આખા પંજાબમાં બીજું યુદ્ધ ફાટી નીકળ્યું.

**મુલતાનનો દિવાન મૂળરાજ**—નવી પદ્ધતિ પ્રમાણે સુધારાતા રાજ્યતંત્રથી અસંતુષ્ટ થઈ પહેલા સિખ વિગ્રહમાં શાંત બેસી રહેનાર મૂળરાજે મુલતાનની પોતાની દિવાનીનું રાજીનામું આપ્યું. લાહોરના કારભારી મંડળે દિવાની સંભાળી લેવા વ્હાંસ એગ્ન્યુ અને લેફ્ટનન્ટ ઍંડર્સન, ને ખાનસિંહ નામના અમલદારોને મોકલ્યા. મૂળરાજે મુલતાનના કિલ્લાને ખાનસિંહને સુપ્રત કર્યો પણ કોટના લશ્કરે બંને બ્રિટિશ અમલદારોનાં ખુન કર્યાં. અત્યાર સુધી મૂળરાજે આ કિસ્સામાં છયોક ભાગ લીધો નહોતો, પણ હવે તે પણ બંડમાં સામેલ થયો.

લેફ્ટનન્ટ એડ્વર્ડે મૂળરાજને હરાવ્યો તેથી સિંધુની પેલી પાર સિખ લશ્કર નાઈલાજ થઈ ગયું. ઝનરલ વ્હિશે અને એડ્વર્ડે મુલતાન પણ સર કર્યું. લાહોરથી છતરસિંહના પુત્ર શેરસિંહને મૂળરાજ સામે મોકલવામાં આવ્યો હતો પણ તે તુરતજ સામો થઈ બેઠો. અમીર દોસ્ત મહમ્મદે સિખોને મદદ મોકલી. ઇ. સ. ૧૮૪૮માં રામનગર મુકામે લૉર્ડ ગૉફ અને શેરસિંહની ભેટાભેટી થઈ પણ કોઈ પક્ષને વિજય મળ્યો નહિ. બીજું યુદ્ધ ચિલ્યાનવાળા પાસે થયું અને તેમાં કંપનિનો પરાજય થયો એમ કહીએ તો પણ ચાલે. પણ ગૉફે શેરસિંહને ને છતરસિંહને ગુજરાત આગળ સખ્ત હરાવ્યા. અફ્ઘાન લશ્કરને પણ પાછું નસાડી મૂકવામાં આવ્યું. આખો પંજાબ હવે શરણે થયો. લોકોને નિઃશસ્ત્ર કરવામાં આવ્યા. દિલીપસિંહને પાંચ લાખનું વર્ષાસન આપી એક અંગ્રેજ

પાસે રાખવામાં આવ્યો. તેણે ખ્રિસ્ત ધર્મ સ્વીકારી ઈંગ્લંડમાં પોતાનું જીવન પૂરૂં કર્યું. મહારાણી જિનદાન પણ લંડનમાં મરી ગઈ. પ્રખ્યાત કોહિનૂરનો હીરો ઇંગ્લંડના મુકુટમાં જડાયો.

બીજા વિગ્રહમાં સિખ સરદારો એકનિષ્ઠાથી ને બહાદુરીથી લડયા. વિગ્રહમાં સગીર મહારાજાનો જરાય વાંક નહોતો, છતાં સરદારોના વાંકે બાપની ગાદી ઉપરનો હક્ક તેની પાસેથી છીનવી લેવામાં આવ્યો તે તેને મોટો અન્યાય થયો કહેવાય. હવે કંપનિની હદ સિંધુ નદી સુધી ગઈ. તેથી આપણી વાયવ્ય સરહદ ઉપર રહેતા પઠાણોની ટોળીઓ ઉપર ને કાબુલના રાજ્ય ઉપર પણ અંગ્રેજ સરકારને બંદોબસ્ત રાખવાની જરૂર પડી. આવી રીતે, સમસ્ત હિંદ અંગ્રેજોને વશ થયું. ઇતિહાસની ઘટના અજબ છે. **મૌર્યો ચંદ્રગુપ્ત ને અશોક પછી પઠાણ સુલતાનો, મોગલ પાદશાહો, ને પૂનાના પેશવાઓ જે કાર્ય કરી શકયા નહોતા તે કાર્ય અંગ્રેજ મુત્સદ્દીઓએ અને સરદારોએ આપણાજ પૈસાથી અને આપણાંજ માણસો વડે કરી બતાવ્યું.**

**બીજો બ્રહ્મી વિગ્રહ**—બ્રહ્મી અમલદારો બ્રિટિશ એલચીઓને બ્રહ્મી રિવાજ પ્રમાણે રાજાનો મુજરો કરાવતા તેથી એલચીઓની આવજા થોડાંએક વર્ષોથી બંધ થઈ ગઈ હતી. બ્રહ્મદેશમાં હજુ પણ જાનમાલ તદ્દન સહીસલામત નથી ને તે વખતે ન હોય તે સ્વાભાવિક છે, પણ તેથી આરાકાન ને તિનાસરિમના બ્રિટિશ અમલદારોને ને વેપારીઓને મુશ્કેલીઓ નડતી. રંગૂનના વેપારીઓએ ત્યાંના બ્રહ્મી અમલદાર સામે કેટલીક ફરિઆદ કરી. તેનો નિકાલ લાવવા ડેલ્હાઉસિએ કલકત્તાથી એક અમલદારને નાના લશ્કર સાથે રંગૂન મોકલ્યો. તેણે બ્રહ્મી અમલદારોને સતાવવા માંડ્યા ને કાંઠા ઉપર પ્હેરો ભરવા માંડયો. ડેલ્હાઉસિએ પણ બ્રહ્મી રાજા પાસે ચોખવટ કરવાને બદલે અયોગ્ય માંગણીઓ કરી. એ માંગણી ન સ્વીકારતાં યુદ્ધ શરુ થયું, ૧૮૫૨. કંપનિએ માર્ટાબાન, પ્રોમ, પેગુ, વગેરે સર કર્યાં. ઇ. સ. ૧૮૫૩માં સુલેહ થઇ. પ્રોમ ને પેગુના પ્રાંતો કંપનિને મળ્યા ને રાજધાની અમરાપુર મુકામે બ્રિટિશ પ્રતિનિધિ રહે એવો ઠરાવ થયો. કંપનિને મોટો દંડ મળ્યો. બ્રહ્મદે-

શનો તમામ વેપાર અંગ્રેજોના હાથમાં આવ્યો. બીજા બ્રહ્મી વિગ્રહનો બધો વાંક ડેલ્હાઉસિ ને તેણે મોકલેલા અમલદારનો હતો.

**બીજાં રાજ્યો**—ડેલ્હાઉસિએ સિક્કીમના રાજ્યનો કેટલોક ભાગ લઈ લીધો ને ક્રિમિઆમાં રશિઆ વિરુદ્ધ લડવા લશ્કર મોકલ્યું. તેણે અફઘાનીસ્તાનના અમીર દોસ્ત મહમ્મદ સાથે મિત્રતા કરી ને સરહદ ઉપરના પઠાણોને પૈસા આપી લુટફાટ કરતા અટકાવ્યા.

**નિર્વંશ રાજાઓનાં રાજ્યો ખાલસા, Lapse**—ડેલ્હાઉસિએ કેટલાક નિર્વંશ રાજાઓના મુલકો ખાલસા કર્યાં. તેના પહેલાં પણ કોલાબા, માંડવી વગેરે રાજ્યોને આ ધોરણ ઉપર ખાલસા કરવામાં આવ્યાં હતાં. કેટલાએકો એમ કહે છે કે ડેલ્હાઉસિએ માત્ર માંડલિક રાજાઓનાં રાજ્યં ખાલસા કર્યાં. પણ આ દલીલમાં વજુદ નથી. મોગલાઈના કે પેશવાના વખતમાં નિર્વંશ રાજાને દત્તક પુત્ર લેવાનો અધિકાર હતો ને હિંદુસ્તાનના તમામ રાજાઓ કંપનિને સાર્વભૌમ સત્તા તરીકે ખંડણી ભરતા હતા તેથી ડેલ્હાઉસિએ કાઢેલો માંડળિક ને સ્વતંત્ર રાજા વચ્ચેનો ભેદ નકામો હતો. કેટલાકો કહે છે કે રાજ્ય તે જાહેર સંસ્થા છે, દત્તક પુત્ર સદ્ગત રાજાનો વારસ હોવાથી તે તેની ખાનગી મીલકતનો વારસ થઈ શકે પણ રાજ્ય ખાનગી મીલકત ન હોવાથી તે તો સાર્વભૌમ સત્તાનેજ જઈ શકે. આ પણ ભૂલભરેલી દલીલ છે. રાજ્ય ખાનગી મીલકત નથી એ વાત ખરી છે પણ તેથી કાંઈ તે સાર્વભૌમ સત્તાની મીલકત છે એમ કેમ કહી શકાય? તે રાજા પ્રજાની મીલકત છે અને પ્રાચીન પ્રથા પ્રમાણે તે સદ્ગત રાજાના દત્તક કે લગ્નથી થએલ વારસનેજ જઈ શકે. સાર્વભૌમ સત્તા તે પ્રથાને ફેરવી શકે નહિ. આ સૂત્ર અનુસાર કંપનિને સાતારા, ઝાંસી, જૈતપુર (બુંદેલખંડ), ઉદેપુર (બંગાળા), સંબલપુર (મહાનદી ઉપર), બાઘાટ (પંજાબ), નાગપુર ને કાચારનાં રાજ્યો ખાલસા કર્યાં; પણ કેરાઉલિના રજપુત રાજ્યને અપવાદ તરીકે ગણવામાં આવ્યું. ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ અને બીજા રાજાઓએ બળવામાં ભાગ લીધો તેનું મુખ્ય કારણ આ હતું.

**અયોધ્યા**—અયોધ્યાનો કારભાર ઘણો ખરાબ ચાલતો હતો.

ડેલ્હાઉસિનો વિચાર એવો હતો કે નવાબને વર્ષાસન આપવું ને અયોધ્યાનો કારભાર કંપનિ માટે લખાવી લેવો. પણ ઇંગ્લંડથી ડાયરેક્ટરોએ હુકમ કર્યો કે નવાબને હંમેશને માટે વર્ષાસન આપવું ને રાજ્ય ખાલસા કરવું. તેથી કેટલાક પ્રતિકૂળ સંયોગોનો લાભ લઈ ઇ. સ. ૧૮૫૬માં મેજૉર આઉટ્રમે ઢંઢેરો બહાર પાડી અયોધ્યા રાજ્યને કંપનિના અમલ નીચે મૂકી દીધું. આ કૃત્ય ઘણું ગેરવ્યાજબી હતું.

**બરાડ પ્રાંત**—નિઝામ સરકારનું દેવું ઘણુંજ વધી પડવાથી કંપનિએ ઇ. સ. ૧૮૫૩માં તેની પાસેથી કપાસની પેદાશવાળો બરાડ પ્રાંત ને કૃષ્ણા ને ગોદાવરી વચ્ચેનો કેટલોક ભાગ લખાવી લીધો.

**વર્ષાસનો, ખિતાબો, વગેરે**—મોગલ પાદશાહ બહાદુરશાહના વારસ ફખરૂદ્દીનને વારસ તરીકે સ્વીકારવા ડેલ્હાઉસિએ ના પાડી પણ ઇંગ્લંડથી હા આવતાં તે પાછો પડ્યો. કર્ણાટકનો નવાબ મરી જતાં તેના વારસને નવાબના હક્કો ભોગવતો બંધ કરવામાં આવ્યો. પાછળથી કૅનિંગે તેને અર્કાટના નવાબનો ખિતાબ ધારણ કરવા દીધો. તાંજોરનો રાજા અપુત્ર મરી જતાં તેની જગ્યા કમી કરવામાં આવી. પેશવા બાજીરાવના દત્તક પુત્ર ધોંડુપંત કે નાનાસાહેબનું વર્ષાસન પણ બંધ કરવામાં આવ્યું.

**રાજ્યવ્યવસ્થા**—ડેલ્હાઉસિના વખતમાં આપણા દેશના રાજ્યતંત્રમાં જે અગત્યના ફેરફાર કરવામાં આવ્યા તે હવે તપાસવાની જરૂર છે. **આપણી સાંપ્રત રાજ્યવ્યવસ્થાના મોટા ભાગનો ઉત્પાદક આ ગવ્હર્નર જનરલ હતો.** બંગાળાના કારભાર માટે એક લેફ્ટનન્ટ ગવ્હર્નરની નીમણૂંક કરવામાં આવી અને કલકત્તા મુકામે એક ધારાસભા સ્થાપવામાં આવી. સનંદી નોકરીઆતોને અમુક પરીક્ષાઓ પસાર કરવી જોઈએ એમ ઠરાવ કરવામાં આવ્યો. કેળવણીની દિશામાં ઇ. સ. ૧૮૫૩માં ડેલ્હાઉસિની સલાહ મુજબ સર જૉન વૂડ અથવા લૉર્ડ હેલિફૅક્સે એક ખરીતો–Dispatch–બહાર પાડ્યો કે દરેક પ્રાંતવાર એક કેળવણીનું ખાતું ને એક વિદ્યાપીઠ–University–ખોલવાં, ને તે દ્વારા સાહિત્ય, વિજ્ઞાન, વગેરેનો દેશમાં પ્રસાર કરવો. આ વિશાળ યોજનાનો

વિચાર દર્શાવનાર વૂડના ખરીતાને હિંદની સાંપ્રત કેળવણીનું હક્કપત્ર–Charter–કહેવામાં આવે છે. કલકત્તા, મુંબઈ ને મદ્રાસનાં બંદરોને રેલવેથી તથા રસ્તાઓથી જોડી દેવા માટે તૈયારીઓ કરવામાં આવી. તાર ને પોસ્ટખાતાંઓ ઉઘાડવામાં આવ્યાં. ચા, કપાસ, રેશમ, શણ, વગેરેનો વેપાર વધે તે માટે તપાસ કરવા સમિતિઓ નીમવામાં આવી. જંગલો, બંદરો ને નહેરકામોના વિકાસ માટે પણ યોગ્ય બંદોબસ્ત કરવા તપાસ કરવામાં આવી. જાહેર બાંધકામનું નવું ખાતું ઉઘાડવામાં આવ્યું. વેપાર ઉપરના અંકુશો દૂર થયા. દરેક પ્રાંતની સરકારે હિંદી સરકારને પોતાના વહિવટનો વાર્ષિક રિપોર્ટ કરવો એવું ફરમાન કરવામાં આવ્યું. રસ્તાઓ ને રેલ્વેઓ કરવા પ્રજા પાસેથી નાણું વ્યાજે લેવામાં આવ્યું.

**સામાન્ય અવલોકન**—ડેલ્હાઉસિ ઘણોજ ઉદ્યમી હતો; વળી તે જોહુકમી ને આપખુદ હતો. તેની નીચેના અમલદારોને તે ઘણીવાર તુચ્છકારી કાઢતો. આ બાબતમાં તેનો કારભાર લૉર્ડ કર્ઝન ને વેલેસ્લિના જેવો કહી શકાય. છતાં પણ જો રાજાઓનાં મન તેણે ખાલસાની પદ્ધતિના અંગીકારથી ઊંચાં કરી દીધાં ન હોત તો તેણે આરંભેલા સુધારાઓ આગળ વધી શક્યા હોત અને રાજ્યતંત્ર લોકોની પ્રગતિને વધારે અનુકૂળ થઈ શક્યું હોત. ડેલ્હાઉસિ ઇ. સ. ૧૮૫૬માં સ્વદેશ ગયો ને ઇ. સ. ૧૮૬૦માં મરી ગયો.

**કંપનિનો નવો પટ્ટો**—કંપનિના પટ્ટાને હવે વીસ વર્ષ પૂરાં થયાં તેથી ઇ. સ. ૧૮૫૩માં નવો પટ્ટો કરી આપવામાં આવ્યો. આ વખતે વીસ વર્ષની મુદ્દતને રદ કરી બ્રિટિશ રાજ્યની સગવડ મુજબ ગમે તે વખતે કંપનિના હાથમાંથી હિંદનો કારભાર લઈ શકાય એવી કલમ પટ્ટામાં દાખલ કરવામાં આવી. ગવ્હર્નરની કાઉન્સિલના ચોથા સભ્યને બીજા સભ્યો જેટલાજ અધિકાર મળ્યા. બંગાળા ને આગ્રાની સ્થાનિક સરકારોને, દરેક તરફથી અકેકેક, એમ ચાર અમલદારોને વડી ધારાસભામાં મોકલવાનો અધિકાર મળ્યો. આવી રીતે વડી ધારાસભામાં પ્રાંતિક પ્રતિનિધિત્વ હોવું જોઇએ એ સૂત્રનો પહેલી વાર સ્વીકાર થયો. વડી ધારાસભામાં કલકત્તાની વરિષ્ઠ અદાલતનો મુખ્ય ને બીજો, એમ બે

ન્યાયાધીશો દાખલ થયા. અત્યાર સુધી ધારાસભાને માત્ર ધારાજ ઘડવાના અધિકારો હતા. નવા પટ્ટામાં તો તેને સવાલો પૂછવાના, પેટાસવાલો પૂછવાના, ઠરાવો રજુ કરવાના, એમ એક નાની પાર્લમેંટના બધા અધિકારો મળ્યા. એ અધિકારોનો ઉપયોગ પણ આ નવી સંસ્થાએ શરૂઆતથીજ કરવા માંડયો. તેથી સરકાર મુંઝાઈ ને ઇ. સ. ૧૮૬૧–૬૨માં તેને ફક્ત ધારાસભાની કોટિમાંજ મૂકવામાં આવી. તે સિવાય બંગાળામાં લેફ્ટનન્ટ ગવ્હર્નર નીમવો ને જ્યાં જરૂર લાગે ત્યાં ગવ્હર્નર ઝનરલે કમિશનરો નીમી નવી પ્રાંતિક સરકારો ઉત્પન્ન કરવી, તે બીજી નવી કલમો હતી. ખરૂં જોતાં બંગાળામાં ગવ્હર્નરની જરૂર હતી, લેફ્ટનન્ટ ગવ્હર્નરની નહિ. સનદી ને ડાક્તરી જગ્યાઓ માટે ઇંગ્લંડમાં જાહેર પરીક્ષાઓ લેવી, તે કલમથી ડાયરેક્ટરોની થોડી ઘણી સત્તાનો નાશ થયો ને ઇંગ્લંડમાં પરીક્ષા લેવાનું નક્કી કરવામાં આવ્યું તેથી આપણા નવ યુવકોને મોટા હોદ્દાઓ લેવા મુશ્કેલ થઈ ગયા. ચોવીસ ડાયરેક્ટરોને ઘટાડી અઢાર કરવામાં આવ્યા અને તેમાંના છએ દસ વર્ષ હિંદમાં નોકરી કરેલી હોવી જોઇએ એવું ઠરવાથી ડાયરે-ક્ટરો તદ્દન અશક્ત થઈ ગયા.

**સાર**—હાર્ડિંજના વખતમાં પહેલો સિખ વિગ્રહ ફાટી નીકળ્યો. સિખ લોકોને કંપનિના અમલદારોનો ઘણા વખત થયાં શક પડતો હતો. કંપનિ પંજાબ ઉપર કટાક્ષ કરી રહી હતી. રણજિતસિંહ પછી લાહોર મુકામે સિખ સરદારોને નિયમમાં રાખે એવું કોઈ નહોતું. કંપનિએ સિખોને મુડકી, ફિરોઝશહેર ને સોબ્રાઉન પાસે હરાવ્યા. લાહોર દરબારે કંપનિને જાલંધર દુવાબ આપી સંધિ કરી. કાશ્મીરદેશ મહારાજા ગુલા-બસિંહને મળ્યો. તે હવે કંપનિનો રક્ષિત બન્યો. ખુદ લાહોરમાં મંત્રિ-મંડળનો પ્રમુખ અંગ્રેજ અમલદાર થયો. કંપનિના અમલદારો મુલતાન, હઝારા, પેશાવર વગેરે જગ્યાઓએ હવે સિખ દરબાર વતી કારભાર કરવા લાગ્યા. પહેલા સિખ વિગ્રહમાં સિખ સરદારો દગો રમ્યા.

હાર્ડિંજ પછી ડેલહાઉસિ આવ્યો. મુલતાનમાં દિવાન મૂળરાજ લાહોરમાં મંત્રિમંડળના કારભાર વિરુદ્ધ ઉઠયો. મહારાજા દિલીપસિંહનો

સસરો છતરસિંહ, ને સાળો શેરસિંહ પણ સામા થયા. આખો પંજાબ હવે કંપનિ વિરુદ્ધ ઉઠયો. સિખો રામનગર,, ચિલ્યાનવાળા, ને ગુજરાત આગળ બહાદુરીથી ને વફાદારીથી લડ્યા. પણ તેઓ ગુજરાત આગળ હારી ગયા. પંજાબ ખાલસા થયો. દિલીપસિંહને વર્ષાસન આપવામાં આવ્યું. ડેલ્હાઉસિએ બીજો બ્રહ્મી વિગ્રહ લડી પ્રોમ અને પેગુ પણ હાથ કર્યાં. અયોધ્યાના રાજ્યમાં અંધેર ચાલતું હતું તે બહાનું આગળ ધરી તેણે તે દેશ ખાલસા કર્યો ને નવાબને વર્ષાસન આપ્યું. નિઝામના દેવા પેટે તેણે કપાસનું ઉત્પન્ન આપતા બરાડ પ્રાંતને કંપનિ માટે લખાવી લીધો. નાગપુર, સાતારા, ઝાંસિ, સંબલપુર, જૈતપુર, વગેરે સંસ્થાનોના રાજાઓ બીનવારસ મરી જતાં તેમના દત્તકોને રાજ્યો નહિ સોંપતાં તેણે તે પ્રદેશો પણ ખાલસા કર્યાં. ડેલ્હાઉસિએ તાર, રેલ્વે, બાંધકામ, વગેરેની જુદી વ્યવસ્થા કરી. તેણે વિધવાપુનર્લગ્નનો કાયદો કર્યો ને વિદ્યાપીઠો સ્થાપવાની યોજના સર ચાર્લ્સ વૂડ પાસે તૈયાર કરાવી. સાંપ્રત હિંદની રાજ્યવ્યવસ્થાનાં ઘણાંએક ધોરણોનો તે પોતે ઉત્પાદક હતો. ઇ. સ. ૧૮૫૩માં કંપનિનો પટ્ટો નવેસરથી કરવામાં આવ્યો. સનદી નોકરીની જગ્યાઓ પરીક્ષાના ધોરણ ઉપર પૂરવી, એ એક કલમનો મુખ્ય મુદ્દો હતો. તેજ પટ્ટાથી હિંદની ધારાસભાનો વિસ્તાર થયો ને તે હવેથી એક નાની પાર્લમેંટ જેટલા અધિકારો ભોગવવા લાગી. ચાર પ્રાંતોની સરકારના નિયુક્ત સભાસદો તેમાં હવેથી બેસતા થયા. ડેલ્હાઉસિના કારભારથી હિંદના રાજાઓ ને અયોધ્યા, રોહિલખંડ, ને મધ્યપ્રાંતના લોકો ઘણા અસંતુષ્ટ થયા.

**પ્રશ્નો**—(૧) પહેલા સિખ વિગ્રહનાં કારણો ને પરિણામો તપાસો (૨) રણજીતસિંહ પછીના પંજાબની સ્થિતિનું અવલોકન કરો. (૩) ડેલ્હાઉસિએ પંજાબ શા માટે ખાલસા કર્યો ? તેનું શું પરિણામ આવ્યું ? (૪) બીજા બ્રહ્મી વિગ્રહનું શું ફળ આવ્યું ? (૫) ડેલ્હાઉસિએ ક્યાં ક્યાં રાજ્યો કયા કયા મુદ્દાઓ ઉપર ખાલસા કર્યાં ? (૬) "સાંપ્રત હિંદી રાજ્યઘટનાનો મુખ્ય ઉત્પાદક ડેલ્હાઉસિ કહેવાય" એ ખરૂં છે ? (૭) ઇ. સ. ૧૮૫૩ના નવા પટ્ટા વિષે જે જાણતા હો તે લખો.

નોંધ:—પંજાબ અને બરાડ વિષેની ડેલ્હાઉસિની રાજ્યનીતિ સબંધી બે અર્થસૂચક ફકરાઓ નીચે આપ્યા છે—(1) The result cannot be doubted, as a military operation. But after all that, will come the settling, and it will be a crooked affair. Much depends on evidence promised but not yet before me. The Sikh army are traitorous to a man, the state is impotent, and the policy has broken down; whether the drop-scene has risen for the last act cannot just yet be seen. If not in my day, assuredly in my




ટીપ—ઉત્તર સરકાર ત્રીજા ફ્રેંચ વિગ્રહમાં કંપનિને મળ્યો. આસામ, આરાકાન ને તિનાસરિમના પ્રાંતો ઍમ્હર્સ્ટના વખતમાં અને સિંધદેશ એલેનબરોના વખતમાં કંપનિને મળ્યા.

successor's, the curtain will fall on the Sikh dynasty. If it be not sponged out now, there will be no real tranquillity or sense of peace secured. The right to annex the Punjab is beyond cavil. The policy of it on the score of expense is not so free from doubt. 22-8-1848, Letter from Dalhousie, P. 30 in *Private Letters of the Marquess of Dalhousie* by J. G. A. Baird.

(2) In the possession of Berar and the neighbouring districts of Nagpore, the British Government, it deserves to be remembered, has secured the finest cotten tracts which are known to exist in all the continent of India and has thus opened up a great additional channel of supply through which to make good a felt deficiency in the staple of one great branch of its manufacturing industry. From Dalhousie's *Final Minute*.

## પ્રકરણ ૧૩મું

## "૧૮૫૮"નો બળવો; કંપનિના કારભારનો અંત; લૉર્ડ કૅનિંગ, ઇ. સ. ૧૮૫૬-૫૮.

**લૉર્ડ કૅનિંગ**—ડેલ્હાઉસિ પછી કૅનિંગ ગવર્નર જનરલ થયો. ઈંગ્લંડમાં તેણે પરદેશખાતામાં, જંગલખાતામાં પ્રધાન તરીકે નોકરી કરી હતી. "૧૮૫૮"નો બળવો કૅનિંગના વખતનો મુખ્ય બનાવ છે.

**"૧૮૫૮"ના બળવાનાં ખરાં કારણો, (૧) રાજકીય અસંતોષ**—અયોધ્યા, રોહિલખંડ, ગોરખપુર, દિલ્હી, આગ્રા, ઝાંસી, ને બુંદેલખંડના લોકો ડેલ્હાઉસિની રાજ્યનીતિથી ઘણાજ ઉશ્કેરાયા હતા. કૉવર્લિ જેક્સન નામના એક સ્થાનિક અમલદારે ઝમીનદારો, વેપારીઓ ને સિપાઇઓને ઘણા સતાવ્યા. ઇનામ કમિશનની તપાસથી બધા લોકો છંછેડાયા. મ્હેસુલ ને કરો વધી પડયા. બાજીરાવ પેશવાના વારસ ધોંડુપંત અથવા નાનાસાહેબે આ ખળભળાટમાં અગત્યનો ભાગ લીધો. તેનો એક

માણસ તો ઠેઠ ક્રિમિઆ સૂધી જઈ આવ્યો અને તેણે હિંદ આવી બ્રિટિશ લશ્કરની ક્રિમિઆમાં થએલી હારનું ચિત્ર રજુ કર્યું. નાનાસાહેબે ઈંગ્લંડની સરકાર પાસે માંગેલી દાદ નિષ્ફળ ગઈ, તેથી તે ઘણો છંછેડાઈ ગયો હતો. જવનપુર, આગ્રા ને કાનપુરમાં થોમસને કરેલી મ્હેસુલની આંકણી લોકોને ઘણીજ ત્રાસદાયક થઈ પડી. લખનૌની બેગમે ને ફૈઝાબાદના એક મૌલવીએ મુસલમાનોને ઉશ્કેરી મૂકયા.

(૨) **સામાજિક અસંતોષ**—કેટલાકો એમ કહે છે કે નિશાળો, પોસ્ટ, તાર, જેવા સુધારાઓ દાખલ કરવામાં અને સતીનો ચાલ બંધ કરવામાં કંપનિની ભૂલ થઈ હતી; લોકોને તે અપરિચિત લાગ્યા ને તેઓ રાજ્ય વિરુદ્ધ ઉઠયા. આ દલીલ ખોટી છે. સતીનો ચાલ બંધ થયાને ત્રીસ વર્ષ થઈ ગયાં હતાં. તાર, પોસ્ટ, નિશાળો, વગેરે મોટી સંખ્યામાં ઉઘાડવામાં આવ્યાં નહોતાં. વિધવાપુનર્લગ્નનો ધારો માત્ર જેને લાભ લેવો હોય તેમને માટેજ હતો, તે કાંઈ ફરજિયાત નહોતો. ખરૂં કારણ બીજુંજ હતું.

(૩) **ધાર્મિક અસંતોષ**—ઘણા બ્રિટિશ અમલદારો છચોક ખ્રિસ્તી ધર્મ લોકોને ઉપદેશતા હતા. તેમાંના કેટલાક એમ માનતા હતા કે જો હિંદના લોકો ખ્રિસ્તી થાય તો બ્રિટિશ અમલની કદર તેઓ વધારે સારી રીતે કરી શકે અને વ્હેમની સાંકળથી એકદમ મુક્ત થાય. આ ભૂલ હતી. સિપાઇઓ આવા ઉપદેશોથી ઉશ્કેરાઈ ગયા અને અમલદારો ઉપરનો તેમનો વિશ્વાસ ઉઠી ગયો.

(૪) **લશ્કરી અસંતોષ**—હવે કંપનિનું લશ્કર બ્રિટિશ અમલ વિરુદ્ધ થઈ ગયું હતું. કંપનિના અમલ અગાઉ તો એક બાહોશ સિપાઈ બચ્ચો શિવાજી કે રણજિતસિંહ કે હૈદર અલીની નામના મેળવી શકતો. કંપનિના રાજ્યમાં આવી મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ માટેનાં દ્વારો બંધ થઈ ગયાં. પહેલાં હિંદી સિપાઈઓ મોટા હોદ્દા પર આવી શકતા ને તેમનો ને તેમના અમલદારોનો પરસ્પર સંબંધ મિત્રો જેવો હતો. પણ હવે આ સ્થિતિ ફરી ગઈ હતી. હવે તો મોટા હોદ્દાઓ અંગ્રેજોને જતા હતા. અંગ્રેજોનું રાજ્ય જેમ જેમ વધતું ગયું તેમ તેમ બ્રાહ્મણ ને રજપુત

સિપાઇઓને છેટે નોકરી કરવા જવું પડયું. ત્યાં તેમને પૂરતું ભથ્થું મળે નહિ; વળી સુવા બેસવાની ને રાંધવાની કાંઈ સગવડ પણ નહિ; ને લુટ મળે તેમાં તેમનો પૂરો ભાગ પણ નહિ. અફઘાન વિગ્રહમાં તો સિપાઈઓ તોબા પોકારી ગયા. પરદેશ, પરાજય ને છેવટે મરણ એ ત્રણેનો તેમને કડવો અનુભવ મળ્યો. કંપનિએ પણ નવી પ્રજાઓમાંથી લશ્કરની ભરતી કરવા માંડી. સિખો ને ગુરખાઓ દેશમાં રહે ને બ્રાહ્મણો ને રજપુતો અટક, રાવળપીંડી, રંગૂન, વગેરે સ્થળે જાય, તે જુના લોકોને કેમ ગમે? ડેલ્હાઉસિના વખતમાં બ્રિટિશ અમલદારોની સંખ્યામાં ઘટાડો કરવામાં આવ્યો; કેટલાકો મુલકી વહિવટમાં ને કેટલાકો ક્રિમિઆ કે પછી ઈરાન ગયા. નવા અમલદારો છોકરાઓ જેવા હતા. તેઓ વૃદ્ધ સિપાઇઓને કેમ માની શકે? બળવા વખતે લશ્કરમાં હિંદીઓ, ૨,૩૩,૦૦૦ ને ૪૫,૩૨૨ અંગ્રેજો, એ પ્રમાણ આવીને ઉભું રહ્યું. બ્રિટિશો ને હિંદીઓના ઘટતા વધતા પ્રમાણને કેટલાકો વિશેષ કારણભૂત માને છે. પણ ખરાં કારણો તો ઉપર જણાવ્યાં તે છે. ઇ. સ. ૧૮૫૬માં એવો હુકમ કરવામાં આવ્યો કે દરેક સિપાઈએ સરકાર કહે ત્યાં નોકરી ઉપર જવું. આવી રીતે ઇ. સ. ૧૮૫૬માં બળવાનો ગર્ભ પાકી ગયો હતો. માત્ર એક દીવાસળીનીજ જરૂર હતી. બીજા વર્ષના જાનેવારિ માસમાં ડમડમ મુકામે એક ખલાસીએ એક બ્રાહ્મણ સિપાઈ પાસે તેના લોટામાંથી પાણી માંગ્યું. બ્રાહ્મણે શૂદ્રને લોટામાંથી પાણી આપવા ના પાડી. ખલાસીએ મ્હેણું માર્યું કે સરકાર પોતે કારતૂસ બનાવતાં ગાય ને ડુક્કરની ચરબીનો ઉપયોગ કરે છે ને તેનો સ્પર્શ કરતી વખતે બધા ધર્મભ્રષ્ટ થશે. કારતૂસની હકીકત ધર્મભ્રષ્ટતા સાથે સંડોવાઈ ગઈ અને દાવાનલ ચોતરફ ફેલાઈ ગયો. પણ કારતૂસનું પ્રકરણ તો માત્ર છેલ્લા ઉપકારક કારણ તરીકેજ ગણાવું જોઈએ. એ વખતે અસંતોષને જાહેર કરવા ધારાસભા કે એવાં બીજાં સાધનો નહોતાં. અયોધ્યા વગેરે પ્રાંતોમાં આ અસંતોષ પ્રજાકીય વિરોધરૂપે બહાર આવ્યો. બીજે સ્થળે તે સ્થાનિક હોવાથી લશ્કરોમા દેખાવ થઇ એકદમ અટકી ગયો. અધીરા બની ગએલા ઉત્તર હિંદના બહાદુર સિપાઇઓ ઉતાવળા થઈ ગયાં. તેમને

લક્ષ્મીબાઈ, નાના સાહેબ ને તાંતિયાતોપીની આગેવાની મળી ગઈ. તેઓ ફાવ્યા નહિ. પરિણામે પોતાની પાસે જે હતું તે પણ ગુમાવી બેઠા ને સાથે સમસ્ત હિંદની પ્રજાને પણ તેમના ઉતાવળા કૃત્યથી વિટંબનાઓમાં ઉતરવું પડ્યું.

**લશ્કરમાં બળવો**—બરખપુર, કલકત્તા, બહેરામપુર, અંબાલા, લખનૌ, વગેરે સ્થળોએ સિપાઇઓએ અમલદારોના હુકમો માનવાની ના પાડી હતી, પણ મીરત મુકામે ૮૫ સિપાઇઓએ કારતૂસને અડવાની ના પાડી તેથી તેમને ઇ. સ. ૧૮૫૭ની મેની ૯મી તારીખે સખ્ત સજા કરવામાં આવી. બીજે દિવસે મીરતનું તમામ હિન્દી લશ્કર ખુલ્લી રીતે બંડખોર થઈ ગયું. તેઓએ જેઈલો તોડી, યૂરોપિઅન અમલદારોનાં ખુન કર્યાં, ને દિલ્હી જઈ બહાદુરશાહને પાદશાહ જાહેર કરી કંપનિને પદભ્રષ્ટ કરી. પછી તો જેમ દાવાનળ પ્રસરે તેમ બંડ, ભરતપુર, ગ્વાલિયર, આગ્રા, કાનપુર, લખનૌ, અલ્લાહાબાદ, કાશી, જવનપુર, દીનાપુર, સાગર, ચંદેરી, ઝાંસી, મહિદપુર, ભોપાળ, નિમચ, કોટા, આબુ, ઔરંગાબાદ, હૈદરાબાદ, કોલ્હાપુર ને ઠેઠ અમદાવાદ સૂધી ફેલાઈ ગયું. પણ મુંબઈ ઇલાકામાં, પંજાબ, બંગાળા ને મદ્રાસના સિપાઇઓ ઝાઝી સંખ્યામાં ઉઠયા નહિ.

**રજવાડાંઓમાં**—આર્રા પરગણામાં જગદીશપુરનો ઝમીનદાર કુંવરસિંહ, બાણકોટ વગેરે રાજ્યોના રાજાઓ, અયોધ્યા ને રોહિલખંડના તાલુકદારો, ઝાંસીની શૂરી રાણી લક્ષ્મીબાઈ, છેલ્લા પેશવા બાજીરાવનો દત્તક નાના સાહેબ, તાંતિયાતોપી ને બખ્તખાં આ ચળવળના મુખ્ય નાયકો હતા. મોગલ પાદશાહ બળવાખોરોના હાથમાં માત્ર રમકડુંજ હતો. તેનામાં નાયક થવાની કે બીજી કોઈ શક્તિ નહોતી.

**બળવાનો અંત**—પંજાબમાં પહેલાં લૉરેન્સે સિખ લોકોને અંકુશમાં રાખ્યા. પૂર્વ બંગાળામાં ને છોટાનાગપુરમાં પહેલેથીજ સખ્ત ઉપાયો લેવામાં આવ્યા હતા. નિકલ્સને દિલ્હી સર કર્યું. બહાદુરશાહને પેગુ મોકલી દેવામાં આવ્યો ને તેના બે પુત્રોને અને પૌત્રને બ્રિટિશ સરદાર હૉડ્સને ગોળીથી ઠાર કર્યા, કારણ કે તેને દહેશત લાગી કે જો તેઓ

જીવતા હશે તો તેમના તરફથી લોકો ખટપટ કરશે. હૅવલૉકે અયોધ્યાના બંડખોરોને હરાવ્યા ને નાના સાહેબને પણ કાનપુર પાસે હરાવ્યો. પછી તે લખનૌ આવ્યો. દરમ્યાન ઇંગ્લંડથી સર કૉલિન કૅંપબેલ લશ્કર લઈ હિંદ આવ્યો ને તેણે કાલ્પી પાસે તાંતિયાતોપીને હરાવ્યો. હવે બંડખોરોએ દુવાબ ખાલી કરી નાંખ્યો ને લખનૌ વગેરે સ્થળો શરણ થયાં. કૅનિંગે પહેલાં તાલુકદારોની જાગીરો ખાલસા કરવાનો હુકમ બહાર પાડ્યો તેથી થોડી વાર તો અયોધ્યામાં તોફાનો ચાલુ રહ્યાં પણ છેવટે તે પ્રાંત પણ શાંત થયો. બંડખોર સરદાર બહાદુરખાં કૅંપબેલ પાસે હારી ગયો એટલે રોહિલખંડના લોકો શાંત થયા. કર્નલ સ્ટુઅર્ટે મુંબઈથી લશ્કર લઈ ધાર, ઈંદોર, વગેરે સર કર્યાં. સર હ્યુ રોઝે બાણપુરના રાજાને, તાંતીયાતોપીને ને લક્ષ્મીબાઈને નમાવ્યાં. લક્ષ્મીબાઈએ લડતાં લડતાં પ્રાણ ખોયા. આગ્રા નાસી ગયેલા શિંદેને ફરીથી ગાદી ઉપર બેસાડવામાં આવ્યો. નારવારના રાજા માનસિંહે તાંતિયાતોપીને અંગ્રેજોને હવાલે કર્યો. તેને ફાંસી દેવામાં આવી. નાનાસાહેબ તરાઈના જંગલમાં ભાગી ગયો.

બળવા વખતે ઉતાવળા ને મરણીઆ સિપાઇઓએ ઘણા યૂરોપિઅન અમલદારોનાં ને તેમનાં કુટુંબીઓનાં ખુન કર્યાં ને નાનાસાહેબે કાનપુર મુકામે અંગ્રેજોનો ને તેમની સ્ત્રીઓનો વધ કરાવ્યો. એ વખતે સરકારના ગુરાવાઓ પણ કાંઈ ઓછા નહોતા. ઘણા યૂરોપિઅનોને હિંદીઓએ આશ્રય આપ્યો. કૅનિંગ વગેરે મોટા મોટા અમલદારોએ પોતાનાં મગજ શાંત રાખ્યાં હતાં.

**બળવો કેમ નિષ્ફળ ગયો ?**—આવી રીતે બળવો શમી ગયો. સિપાઈઓ પાસે સાધનો નહોતાં. તેમના આગેવાનો કુશળ નહોતા. હિંદી પ્રજાનો મોટો ભાગ બળવાથી દૂર રહ્યો હતો. બધા રાજાઓ કંપનીની મદદે ગયા. બળવો રોહિલખંડ, અયોધ્યા, દિલ્હી, આગ્રા તથા ઝાંસીમાં પ્રજાકીય અથવા સર્વસામાન્ય કહી શકાય. બીજે ઠેકાણે તે સ્થાનિક હતો. અફઘાનીસ્તાનનો અમીર ને નેપાળનો રાજા કંપનિની સાથે મિત્રભાવે રહ્યા ને નેપાળથી સેનાપતિ જંગબહાદુર ખુદ લખનૌ આવી બંડખોરો સામે લડયો પણ ખરો. હમેશ મુજબ એ વખતના અંગ્રેજ

અમલદારોએ ખરા સ્વદેશપ્રેમથી ને ચાલાકીથી કામ લીધું.

**બળવાનાં પરિણામો**—(૧) બળવાથી અંગ્રેજોને મોટો ક્ષોભ થયો. હવેથી ઘણા અંગ્રેજો એમ માનતા થયા કે હિંદની પ્રજાને પશ્ચિમની વિદ્યાથી વાકેફ કરવામાં મોટું ભય સમાએલું છે અને હિંદમાં તો પુરાતન રાજ્યતંત્રજ હોવું જોઇએ. હિંદને શાંતિભર્યું રાજ્યતંત્ર આપ્યું એટલે આપણું કર્તવ્ય પૂરૂં થયું, એ આ વિચારનો ટૂંકો સાર કહી શકાય. (૨) ત્રીસેક વર્ષ સૂધી કેટલાક અમલદારોએ મુસલમાનો ઉપર વ્હેમની દૃષ્ટિથી જોયું. (૩) બંગાળાનું લશ્કર વીખરાઈ ગયું. (૪) ઉત્તર હિંદના બ્રાહ્મણો ને ક્ષત્રિયો માટે લશ્કરનાં દ્વારો બંધ થયાં. દેશની કેટલીક પ્રજાઓને લશ્કરથી વિમુખ રાખવામાં આવી. (૫) જે કારણસર સિપાઇઓ ઉઠયા હતા તે કારણોનો કોઈએ તપાસ કર્યો નહિ. તમામ મોટી મોટી જગ્યાઓ હવે હિંદી સિપાઈઓ માટે બંધ થઈ ગઈ. તોપખાનામાંથી તેમને એકદમ બાતલ કરવામાં આવ્યા. (૬) બળવાથી કંપનિની તમામ સત્તાનો અંત આવ્યો. (૭) બળવામાં રાજાઓ બ્રિટિશોના મિત્ર તરીકે રહ્યા તેથી તેઓની મિત્રતાનો હવે લાભ લેવો ને તેમનાં હક્ક, અધિકાર, ઇજ્જત અને રાજ્ય વગેરે હવે સુરક્ષિત રાખવાં એવી બ્રિટિશ અમલદારોને પ્રતીતિ થઈ. બ્રિટિશ રાજ્ય અને હિંદનાં રાજ્યો, એ બે વચ્ચે રાજકીય વિષયોમાં જે સંગ્રથન થયું છે તે બળવાને લીધે છે.

**ઇ. સ. ૧૮૫૮નો કાયદો, નવું રાજ્યતંત્ર**—બળવાને માટે બ્રિટિશ પ્રધાનમંડળે કંપનિને જવાબદાર ગણી તેથી કંપનિની સત્તાનો હવે નાશ થયો. હિંદના કારભાર માટે બ્રિટિશ તાજ જવાબદાર રહે. ઈંગ્લંડમાં હિંદનો કારભાર ને પત્રવ્યવહાર એક સેક્રેટરિ ને પંદર સભ્યોની એક સમિતિ–ઇન્ડિઆ કાઉંસિલ ચલાવે; તેમનો પગાર હિંદે આપવો; કંપનિનું બધું દેવું હિંદે ચુકવવું; હિંદી સરકારે સેક્રેટરિને હમેશાં તાબે રહેવું; જ્યારે સરહદ બહાર લડાઇ કરવામાં આવે ત્યારે હિંદી સરકારે પાર્લમેંટની પરવાનગી માંગવી; સેક્રેટરિની કાઉંસિલના સભાસદોમાંથી સાત જણને ડાયરેક્ટરો પોતાના મંડળમાંથી નીમે; બાકીના આઠને બ્રિટિશ તાજ નીમે; એમણે દસ વર્ષ સૂધી હિંદમાં નોકરી કરેલી હોવી જોઈએ;

જીંદગી સુધી સભ્યો કાઉંસિલમાં રહી શકે; સેક્રેટરિ કાઉંસિલનો પ્રમુખ રહે; હિન્દી મ્હેસુલનો કોઈ ભાગ એ સમિતિના મત વિરુદ્ધ વાપરી શકાય નહિ; એ ઇ. સ. ૧૮૫૮ના ધારાના મુખ્ય કાનુનો હતાં. આ કાયદાથી આપણા દેશના બધા કારભાર માટે પાર્લમેન્ટ જવાબદાર બની. પણ પાર્લમેંટનું કામ દિનપ્રતિદિન વધતું જતું હોવાથી પરિણામ એ આવ્યું કે હિંદના કારભાર માટે નહિ પાર્લમેંટ જવાબદાર, કે નહિ બ્રિટિશ સરકાર જવાબદાર એવી સ્થિતિ ઉભી થઈ. મોટા મોટા અધિકારીઓ સ્વચ્છંદથી રાજ્યતંત્ર ચલાવવા લાગ્યા. અલબત, તેમનો કારભાર કરેલા નિયમોને અનુસરીને ચાલતો પણ તેમાં પ્રજાનો મત મળતો નહિ તેથી કારભાર સંકુચિત, ધીમો ને અમલદારશાહી થઈ ગયો. પહેલાં તો કંપનિની દુર્વ્યવસ્થા માટે પાર્લમેંટ સમિતિઓ નીમી તપાસ ચલાવતી; હવે પોતાનાજ પ્રધાનમંડળની જવાબદારી તળે ચાલતા હિંદના કારભાર માટે સમિતિઓ નીમી પાર્લમેંટ શા માટે તપાસ ચલાવે? વિરુદ્ધ દેખાતું, પણ વસ્તુતઃ સત્ય, પરિણામ એ આવ્યું કે જે વખતે પાર્લમેંટે આપણો કારભાર લીધો તેજ વખતે તે સંસ્થા આપણા કારભાર ઉપર રીતસર દેખરેખ રાખતી બંધ થઇ. બીજી રીતે હિંદના પોતાના કારભારમાં કોઈ ફેરફાર થયો નહિ.

**મહારાણી વિક્ટોરિઆનો ઢંઢેરો**—નવા કારભારનો આરંભ ઇ. સ. ૧૮૫૮ના નવ્હેંબર માસથી થયો અને તે માસની પહેલી તારીખે મહારાણી વિક્ટોરિઆએ ઢંઢેરો જાહેર કર્યો કે હિંદના રાજાઓને દત્તક લેવા દેવામાં આવશે ને તેમની સાથેના તમામ કરારોને ને સંધિઓને પવિત્ર ગણવામાં આવશે; બ્રિટિશ સરકાર હિંદની અંદર કે હિંદ બહાર રાજ્ય વધારશે નહિ; બ્રિટિશ મહારાજ્યની બીજી પ્રજાઓ પ્રત્યેની જવાબદારી જેટલીજ જવાબદારી બ્રિટિશ તાજ હિંદની પ્રજાઓ પ્રત્યે ધરાવશે; સર્વ ધર્મો તરફ સહિષ્ણુતા બતાવવામાં આવશે; જમીન ઉપરના તમામ હક્કોનું રક્ષણ કરવામાં આવશે; નોકરીમાં ભેદભાવ રાખવામાં આવશે નહિ; અમુક અપવાદો સિવાય બધા બંડખોરોને માફી આપવામાં આવશે; દેશમાં ઉદ્યોગ, જાહેર બાંધકામો, કેળવણી, વગેરેને ઉત્તેજન આપવામાં આવશે;

અને રાજ્યકારભારમાં પ્રજાનું હિતજ જોવામાં આવશે.

આ ઉદાર વચનો હતાં. અલબત, તેની અસર તો તાત્કાલિક થઈ. બધાં ઉકળેલાં મગજો શાંત થઈ ગયાં. તેમાંનો કેટલોક ભાગ પાળવામાં પણ આવ્યો છે. ખાસ કરીને રાજાઓને આપેલાં વચનો પળાયાં છે. પણ ઢંઢેરાનાં વચનોને કાયદાના રૂપમાં મૂકવામાં આવ્યાં નથી તેથી તેને આપણા હક્કોનું પ્રમાણપત્ર ગણી શકાય નહિ, કારણ કે ઢંઢેરો હક્કપત્ર થાય તે માટે તેને તાજ ને પાર્લમેંટ, બંનેની સંમતિ જોઈએ.

ઢંઢેરામાં જણાવ્યા મુજબ લૉર્ડ કૅનિંગ હિંદુસ્તાનનો પહેલો વાઇસ-રૉય થયો.

**સાર**—કૅનિંગના વખતમાં સિપાઈઓએ બળવો કર્યો. કારણોમાં સામાજિક, ધાર્મિક, રાજકીય ને લશ્કરી અસંતોષ જણાવવામાં આવે છે; મુખ્યત્વે છેલ્લાં બે કારણો ખરાં કહેવાય. બળવો અયોધ્યા, રોહિલખંડ, દિલ્હી, આગ્રા, ઝાંસી ને ગ્વાલિયર મુકામે ગંભીર સ્વરૂપમાં ફાટી નીકળ્યો. તાંતિયાતોપી, નાનાસાહેબ, લક્ષ્મીબાઈ, વગેરે તે ચળવળના નાયકો હતા. બળવાને દાબી દેવામાં આવ્યો. બંને પક્ષકારોએ ઘણી ક્રૂરતા બતાવી. પાદશાહ બહાદુરશાહને બ્રહ્મદેશ દેશનિકાલ કરવામાં આવ્યો. લક્ષ્મીબાઈ મારી ગઈ. નાનાસાહેબ ભાગી ગયો. તાંતિયાતોપીને ફાંસી આપવામાં આવી. બંડખોરોના પરાજયનાં કારણોમાં આગેવાનીની ખામી, બળવાની સ્થાનિકતા, બીજા હિંદના ભાગોના રાજાઓની વફાદારી, બાહોશ અંગ્રેજ સરદારી, એ મુખ્ય લેખી શકાય. બળવાને પરિણામે, કંપનિના અમલનો અંત આવ્યો; હિંદી લશ્કરની મોટી જગ્યાઓ દેશના વતનીઓને માટે બંધ થઇ. પાર્લમેંટે હિંદના તંત્ર માટે નવીન વ્યવસ્થા કરી. મહારાણી વિક્ટોરિઆએ ઢંઢેરો જાહેર કરી હિંદના રાજાઓને ને લોકોને અભયવચન આપ્યું.

**પ્રશ્નો**—(૧) બળવાનાં કારણો આપો. (૨) બળવો કેમ શમી ગયો ? (૩) બળવાનાં પરિણામો જણાવો. (૪) હિંદનું નવું રાજ્યતંત્ર

---

**નોંધ—(૧) પાર્લમેંટની બેદરકારી બાબત.**-We have seen how in the days of the Company it was Parliament's habit

I રીતે ઘડવામાં આવ્યું ? (૫) મહારાણી વિકટોરિઆના ઢંઢેરા સંબંધી
I શું જાણો છો ?

---

efore reviewing the charter to hold a regular inquest ıto Indian administration. That practice has lapsed nce 1858. **Indeed we have the paradox that 'arliament ceased to assert control at the ery moment when it had acquired it.** It annot be said that Royal Commissions on particular ıbjects × × are an adequate substitute for the old proedure × × × × **Our own study of political deelopment in India has led us × × to one nportant conclusion. It is that Parliament's mission to institute regular means of reiewing the Indian administration is as much esponsible as any single cause for our ailure in the face of growing nationalist eeling in India, to think out and work out , policy of continuous advance.**

*Montford Report.* p. 20-21

**(૨) બંગાળાના ગવ્હર્નર જનરલો, ઇ. સ. ૧૭૭૩ના રેગ્યુલેઇટિંગ ૅક્ટ પ્રમાણે.**

/arren Hastings, વૅારેન હેસ્ટિંગ્સ, ઇ. સ. ૧૭૭૪-૧૭૮૫.

ir John Macpherson, સર જૉન મૅક્ફર્સન, ઇ. સ. ૧૭૮૫-૧૭૮૬.

:arl ( Marquess ) Cornwallis, અર્લ ( માર્ક્વેસ ) કૉર્નવૉલિસ, ઇ. સ. ૧૭૮૬-૧૭૯૩.

ir John Shore, સર જૉન શોર, ઇ. સ. ૧૭૯૩-૧૭૯૮.

:arl of Mornington, Marquess Wellesley, અર્લ ઑાવ્ મૉર્નિંગ્ટન, માર્ક્વેસ વેલેસ્લિ, ઇ. સ. ૧૭૯૮-૧૮૦૫.

.ાર્ક્વેસ કૉર્નવૉલિસ, ઇ. સ. ૧૮૦૫.

ir George Barlow, સર જ્યૉર્જ બાર્લો, ઇ. સ. ૧૮૦૫-૧૮૦૭.

:arl of Minto, અર્લ ઑાવ્ મિંટો, ઇ. સ. ૧૮૦૭-૧૮૧૩.

# વિભાગ ૯મો

## પ્રકરણ ૧લું

## અંગ્રેજ અમલદારોનો કારભાર અને હિંદમાં રાષ્ટ્રીય ભાવનાનો ઉદય.

**નવા યુગનાં લક્ષણો**—ઇ. સ. ૧૮૫૮થી ૧૯૨૦ સૂધીના સમયનો આપણા દેશનો ઇતિહાસ બીજા સમયના ઇતિહાસ કરતાં તદ્દન જુદોજ તરી આવે છે અને દરેક સમયનાં લક્ષણો જેમ આપણે તપાસી ગયા છીએ એમ આ સમયનાં લક્ષણો પણ આપણે તપાસવાની જરૂર છે. (૧) આગળ ઉપર કદિ પણ આપણે નહિ અનુભવેલી સાર્વભૌમ સત્તાની

---

Earl of Moria, Marquess of Hastings, અર્લ ઑાવ્ મોરિઆ, માર્ક્વેસ્સ ઑાવ્ હેસ્ટિંગ્સ, ઇ. સ. ૧૮૧૩–૧૮૨૩.

John Adam, જૉન ઍડમ, ઇ. સ. ૧૮૨૩.

Baron Amherst, બૅરન ઍમ્હર્સ્ટ, ઇ. સ. ૧૮૨૩–૧૮૨૮.

William Butterworth Bayley, વિલિઅમ બટર્વર્થ બેઇલિ ઇ. સ ૧૮૨૮.

Lord William (Cavendish) Bentinck, લૉર્ડ વિલિઅમ (કૅવેંડિશ) બૅંટિંક, ઇ. સ. ૧૮૨૮–૧૮૩૩.

**(૩) હિંદના ગવ્હર્નર જનરલો, ઇ. સ. ૧૮૩૩ના પટ્ટા મુજબ.**

બૅંટિંક ઇ. સ. ૧૮૩૩–૩૫.

Sir Charles Metcalfe, સર ચાર્લ્સ મેટ્કાફ ઇ. સ. ૧૮૩૫.

Baron (Earl of) Auckland, બૅરન (અર્લ ઑાવ્) ઑાકલૅંડ, ઇ. સ. ૧૮૩૫–૪૨.

Baron (Earl of) Allenborough, બૅરન (અર્લઑાવ્) એલનબરો ઇ. સ. ૧૮૪૨–૪૪.

Sir Henry (Viscount) Hardinge, સર હેન્રિ (વાઈકાઉન્ટ) હાર્ડિંજ, ઇ. સ. ૧૮૪૪–૪૮.

Earl (Marquess of) Dalhousie, અર્લ (માર્ક્વેસ્સ ઑાવ્) ડેલ્હાઉસિ, ઇ. સ. ૧૮૪૮–૫૬.

Viscount (Earl) Canning, વાઈકાઉન્ટ (અર્લ) કૅનિંગ, ઇ. સ. ૧૮૫૬–૫૮.

નીચે આપણું સમસ્ત જીવન આવ્યું. (૨) આખા દેશમાં સાર્વભૌમ સત્તા વચ્ચે ને રજવાડાંઓ વચ્ચે ને લોકો વચ્ચે એકંદર સુલેહ રહી. સાર્વભૌમ સત્તાનો અને રજવાડાંઓનો પરસ્પર સંબંધ આ સમયમાં ધોરણસર પદ્ધતિ ઉપર મૂકાયો. "નરેંદ્રમંડળ"ની સ્થાપના તેની સાક્ષી પૂરે છે. (૩) આપણા રાજ્યતંત્રનું એકીકરણ આ કાળમાં અવધિએ પહોંચ્યું. કુલ સત્તા વડી સરકાર પોતાના હસ્તક લઈ બેઠી; પ્રાંતિક સરકારો આપવામાં ઘણો વિલંબ થયો. પણ ધીમે ધીમે ધારા ઘડવા માટે અને નાણાંના વિષયોમાં પ્રાંતોની સરકારોને ઓછાવત્તા અધિકારો આપવામાં આવ્યા. (૪) પ્રસ્તુત સમયમાં બધા પરદેશ સાથેના વ્યવહારના વિષયમાં ઇંગ્લંડ, રશિઆ તથા બીજાં યૂરોપ કે એશિઆનાં પ્રથમ પંક્તિનાં રાજ્યોના પરસ્પર સંબંધ પ્રમાણે આપણે વર્તવું પડ્યું. (૫) આપણું રાજ્યતંત્ર ઇંગ્લંડના તંત્રને વશ બન્યું. ઈંગ્લંડની પાર્લમેંટ આપણા રાજ્યતંત્ર ઉપર અંકુશ રાખી શકી નહિ. (૬) આ સમયમાં કેળવણી વગેરેના પ્રસારથી દેશના શિક્ષિત વર્ગમાં રાષ્ટ્રીય ભાવનાના અંકુરો ફુટ્યા. શિક્ષિત વર્ગ વધારે વગવાળો બન્યો. ઇ. સ. ૧૮૮૫ના ડિસેંબરમાં રાષ્ટ્રીય મહાસભા પહેલી વાર મુંબઈમાં મળી. મહાસભાદ્વારા આ ભાવના લોકોને ને સરકારને પહોંચી વળી ને રાજ્યતંત્રમાં મહાસભાના વિચારો ગોઠવાતા ગયા. (૭) આપણું તંત્ર પશ્ચિમના નીતિશાસ્ત્રને અનુસરતું થયું. કરપદ્ધતિ, કેળવણી, ધારાઓ, અધિકારી વર્ગની સત્તાઓ, ધારાસભાઓ, વગેરે દરેક ક્ષેત્રમાં આપણે આપણું પ્રાચીનપણું હવે મૂકતા જઈએ છીએ અને નવીન યુગનાં સૂત્રો આપણી સંસ્કૃતિને અનુકૂળ કરી આપણા જીવનમાં ઓતપ્રોત કરી લઈએ છીએ. ટૂંકામાં, હવે આપણો ઇતિહાસ પણ આખા જગતના ઇતિહાસ સાથે તલ્લીન થતો જાય છે.

**સાર**—નવ યુગનાં લક્ષણો નીચે પ્રમાણે કહી શકાય. (૧) વહિવટ અને સંસ્કૃતિનાં ક્ષેત્રોમાં એકીકરણ (૨) રાષ્ટ્રીય ભાવનાનો ઉદય. (૩) રજવાડાંઓની ઉપયોગિતાનો સ્વીકાર (૪) દરેક રીતે પશ્ચિમના સંસ્કારોનો પરિચય (૫) દેશમાં અખંડિત શાંતિ (૬) પરચક્રથી રક્ષણ (૭) **પશ્ચિમની વ્યવસ્થા સાથે મળતું જતું આપણું રાજ્યતંત્ર.**

**પ્રશ્ન**—નવયુગનાં લક્ષણો આપો.

## પ્રકરણ ૨જું

## કૅનિંગ, એલ્જિન, લૉરેંસ, મેયો ને નૉર્થબ્રૂક.
## રાજ્યવ્યવસ્થાનો નવો ઘાટ, ઇ. સ. ૧૮૫૮–૧૮૭૬.

**નવી રાજ્યવ્યવસ્થા**—બળવા પછીનાં વીસ વર્ષો સુધી બ્રિટિશ અમલદારો આપણી ઢીલી પડેલી રાજ્યવ્યવસ્થાને પદ્ધતિસર કરવામાં ગુંથાયા ને ધારાસભાઓ, કારોબારી મંડળો, અદાલતો, વિદ્યાપીઠો, શાળાઓ, નાણાંનો વિષય, કરપદ્ધતિ, મ્હેસુલ, રૈયતના હક્કો, પ્રાંતિક ને સ્થાનિક સરકારોની વ્યવસ્થા, લશ્કર, વગેરે બાબતો ઉપર આ વખતમાં લક્ષ આપવામાં આવ્યું. એ બાબતનો વિચાર આ પહેલા પ્રકરણમાં કરવામાં આવશે.

**લૉર્ડ કૅનિંગ,** ઇ. સ. **૧૮૫૮–૧૮૬૨**—ઉપર કહ્યું તેમ લૉર્ડ કૅનિંગ પહેલો વાઇસરૉય થયો.

**ખેડુત વર્ગના હક્કો**—બંગાળામાં લૉર્ડ કૉર્નવૉલિસે કાયમની જમાબંધી દાખલ કરી તે વેળા ખેડુત વર્ગોના હક્કોનો પૂરો તપાસ કરવામાં આવ્યો નહોતો. કૅનિંગે તે સવાલને પોતાના હાથમાં લીધો ને ખેડુતોના હક્કો સંબંધી ઉપયોગી કાયદો પસાર કરાવ્યો. અલબત આ કાયદાથી રૈયતને ઝાઝી રાહત ન મળી પણ પ્રથમના કરતાં તેમની સ્થિતિ સુધરી તે તો નિર્વિવાદ છે. ઇ. સ. ૧૮૫૯.

**અદાલતો ને ન્યાયખાતું**—કૅનિંગના વખતમાં વૉરેન હેસ્ટિંગ્સના કારભારથી ચાલતી આવતી સદર દિવાની ને ફોજદારી અદાલતોને કમી કરવામાં આવી અને મુંબઈ, મદ્રાસ, ને કલકત્તા ખાતે હાઇ કોર્ટો સ્થાપવા ઇ. સ. ૧૮૬૧માં પાર્લમેંટે કાયદો ઘડયો. આ વખતે વડી ધારાસભાએ બીજા અગત્યના ધારાઓ પણ નક્કી કર્યાં, જેમકે ફોજદારી કાયદાઓ, પુરાવાનો કાયદો વગેરે.

**લશ્કર**—બળવાના કડવા અનુભવથી હિંદી લશ્કરમાં ઘણા અગ-

ત્યના સુધારાઓ કરવામાં આવ્યા. ઉત્તર હિંદમાં દર બે હિન્દી સિપાઈએ એક અંગ્રેજ ને દક્ષિણમાં ત્રણ સિપાઈએ એક અંગ્રેજ, એમ બંને પ્રજાઓનું પ્રમાણ નક્કી કરવામાં આવ્યું. હિંદી લશ્કરના અમલદારોની ભરતી હવે ઈંગ્લંડના લશ્કરમાંથી કરવી એમ ઠરાવ થયો. કંપનિના લશ્કરના કેટલાક અમલદારોએ નવા લશ્કરમાં નોકરી લેવા આનાકાની કરી તે વિરોધ "ગોરા સિપાઈઓનો બળવો" કહેવાય છે.

**મોટા હોદ્દાઓ સિવિલિઅનો માટે**—ઇ. સ. ૧૮૫૩થી મુલ્કી ખાતાની તથા ડાક્તરી ખાતાની મોટી જગ્યાઓ ભરવા માટે ઇંગ્લંડમાં પરીક્ષાઓ લેવાનું ઠર્યું હતું. તેથી ગવર્હનર ઝનરલ અને ગવર્હનરોની કાઉંસિલોના સભ્યો નીચેના ને ઍસિસ્ટન્ટ કલેક્ટર સુધીના હોદ્દાઓ આ પરીક્ષાનાં પરિણામો પ્રમાણે ભરવા એવો ધારો પાર્લમેંટે પાસ કર્યો. આ ધારાથી ઈંગ્લંડ ન જઈ શકે એવા બાહોશ હિંદી નવજુવાનો દેશની નોકરીના મોટા હોદ્દાઓ ભોગવતા બંધ થઈ ગયા ને કારભાર અંગ્રેજોના હાથમાં જતો રહ્યો. ઇ. સ. ૧૮૬૧.

**વાઈસરૉય ને તેની કાઉન્સિલ**— કૅનિંગના વખતમાં હિંદની નાણાંસ્થિતિને સુધારવા માટે જેઇમ્સ વિલ્સન વડી સરકારના ખજાનચી તરીકે અહીં આવ્યો તેથી વાઈસરૉયની કાઉંસિલમાં ચારને બદલે પાંચ સભ્યો થયા. ઉપરાંત કાઉંસિલનું કામકાજ નક્કી કરવા નિયમ બાંધવાની સત્તા પાર્લમેંટે વાઈસરૉયને આપી. તેથી કાઉંસિલમાં વાઈસરૉયની સત્તા વધી અને કાઉંસિલના સભ્યો ખાતાના મુખ્ય અધિકારીઓ જેવા બની ગયા, ઇ. સ. ૧૮૮૧.

**ધારાસભાના નવા અધિકારો**—૧૮૫૮ના બળવાથી ઘણાને એમ લાગ્યું કે જો ધારાસભામાં હિંદીઓને દાખલ કર્યા હોત તો કદાચ બળવો થાત નહિ. મર્હુમ સૈય્યદ અહમદ તથા દેવેન્દ્રનાથ ટાગોર જેવા લાયક હિંદીઓએ આવી માંગણીઓ કરી હતી પણ ખરી. વળી જુની ધારાસભાના અધિકારો એક નાની પાર્લમેંટના જેવા હતા તેથી સરકારને ગમતું નહોતું. તેથી હવે ધારાસભાના બંધારણમાં અગત્યના સુધારાઓ

કરવામાં આવ્યા. પહેલાં તો પ્રાંતિક સરકારોને ધારા ઘડવાની સત્તાઓ સુપ્રત કરવામાં આવી. વડી ધારાસભામાં ગવર્નર ઝનરલના કાઉંસિલરો સિવાય છથી ઓછા નહિ અને બારથી વધારે નહિ, એટલા સભ્યો હોવા જોઈએ; તેમાંથી અર્ધો ભાગ વાઈસરૉયે બે વર્ષ માટે બીનઅમલદારી વર્ગમાંથી નીમવો; નવી ધારાસભાઓ માત્ર ધારાસભાનું કામકાજ કરી શકે; પ્રશ્નો પૂછવાનો, કે ઉપપ્રશ્ન પૂછવાનો, કે ઠરાવ રજુ કરવાનો કે મત આપવાનો, કે એવો પાર્લમેંટનો કોઈ અધિકાર તે ભોગવી શકે નહિ; ને ૬ માસ માટે કાયદા જેટલું કામ કરી શકે એવા હુકમો ( Ordinances ) વાઈસરૉય પોતે કાઢી શકે; એ ધારાનાં બીજાં અંગો હતાં, ઈ. સ. ૧૮૬૧.

**નવા પ્રાંતો**—નાગપુર, બરાડ વગેરે પ્રાંતોને મધ્ય પ્રાંતનું નામ આપી ત્યાં એક ચીફ કમિશનર નીમી વડી સરકારના કામનો બોજો ઓછો કરવામાં આવ્યો. બ્રોમ, પેગુ ને તિનાસરિમના પ્રાંતોને પણ ભેગા કરવામાં આવ્યા. પંજાબનો જુનો કારભાર તોડી ત્યાં લેફ્ટનન્ટ ગવર્નર નીમવામાં આવ્યો ને દિલ્હીના પ્રાંતને પંજાબ સાથે મેળવી દેવામાં આવ્યો. આવી રીતે કૅનિંગના વખતમાં નવી પ્રાંતિક સરકારો ઉભી કરવામાં આવી.

**વિદ્યાપીઠો, વગેરે**—હવે મુંબઈ, મદ્રાસ ને કલકત્તા ખાતે નવાં વિદ્યાપીઠો–Universities–ખોલવામાં આવ્યાં, ને પોલિસ, જેઈલ, ફાઇનૅન્સ (નાણાંખાતું), જંગલ, રેલ્વે, નહેર કામો, વગેરે માટે જુદી જુદી સમિતિઓ નીમી તેમાં મોટા ફેરફારો કરવામાં આવ્યા; ખાસ કરીને પોલિસ ને જેઈલ ખાતામાં.

**ખજાનચી વિલ્સન**—નવા ખજાનચી વિલ્સને પોતાના ખાતામાં અગત્યના ફેરફારો કર્યા. તેણે દેવું પતાવવા માટે આયપતવેરાની કરપદ્ધતિ આપણા અંદાજપત્રમાં દાખલ કરી, કરકસર કરી ઘણા નકામા ખર્ચો કાઢી નાંખ્યા, ચા વગેરેની નિકાસ ઉપરના કરો કાઢી દસ ટકાની જગાત દાખલ કરી, ચલણી નોટો ઘુસાડી ને પહેલીજ વાર અંદાજપત્ર તૈયાર કરી ધારાસભા સમક્ષ મૂક્યું. અંદાજપત્ર ધારાસભા જોઈ શકે એ


લૉર્ડ કૅનિંગ

માનનીય સૂત્રનો ઉત્પાદક વિલ્સન હતો. વિલ્સનના કેટલાક સુધારાથી આપણા ઉદ્યોગોને હાનિ થઈ એ ભૂલવું જોઈએ નહિ; ઇ. સ. ૧૮૫૮–૬૦.

**કૅનિંગનો કારભાર**—કૅનિંગ ઇ. સ. ૧૮૬૨માં સ્વદેશ ગયો. તેનામાં વેલેસ્લિ કે ડેલ્હાઉસિ જેવી આવડત નહોતી. પણ તેનું હૃદય પવિત્ર હતું અને તેથી હજુ પણ તેના કારભારની લોકો મુક્ત કંઠે પ્રશંસા કરે છે. તેના કારભાર દરમ્યાન આપણા રાજ્યતંત્રનાં મુખ્ય અંગોને સજીવન કરવામાં આવ્યાં અને બીજાં વિષે વિચારો કરવામાં આવ્યા.

**લૉર્ડ એલ્જિન**—કૅનિંગ પછી જામેકા, કૅનેડા ને ચીનમાં કામગીરી કરી આવેલા લૉર્ડ એલ્જિનની નીમણોક થઈ પણ તે ઇ. સ. ૧૮૬૩માં મરી ગયો. થોડા વખત માટે મદ્રાસના ગવર્નર સર વિલિઅમ ડેનિસને કારભાર સંભાળ્યો.

**લૉર્ડ લૉરેન્સ, અને વહાબીઓ, ઇ. સ. ૧૮૬૪–૧૮૬૯**—એલ્જિનના વખતમાં વાયવ્ય સરહદ ઉપર વહાબી નામના મુસલમાનો તોફાને ચડયા અને તેમની સાથે બળવામાં નારાજ થએલા કેટલાક હિંદના મુસલમાનો પણ ભળ્યા. સરકારને આ તોફાનથી મોટી ધાસ્તી

લાગી. તેથી વાયવ્ય (હવે સંયુક્ત) પ્રાંતો, પંજાબ અને સરહદની સ્થિતિના માહીતગાર સર જૉન લૉર્ન્સને હિંદ મોકલવામાં આવ્યો. પઠાણ અને વહાબી લોકોનાં તોફાનો શાંત થયાં.

**ભુતાન**—ભુતાનના રાજા અને અંગ્રેજો વચ્ચે સદહદ માટે ઘણા વખત થયાં મતભેદ ચાલતો હતો તેથી એક નાના યુદ્ધ પછી ભુતાન પાસેથી લૉર્ન્સે પૂર્વદ્વાર અને બીજાં નાનાં પરગણાં મેળવ્યાં અને સંધિ કરી, ઇ. સ. ૧૮૬૬.

**અફ્ઘાનીસ્તાન**—કાબુલનો અમીર દોસ્ત મહમ્મદ ઇ. સ. ૧૮૬૩ માં મરી ગયો, તેના પુત્ર શેર અલીને એક હરીફે પદભ્રષ્ટ કર્યો તેથી તેણે અંગ્રેજોની મદદ માંગી પણ લૉર્ન્સે ના પાડી. લૉર્ન્સ એવા મતનો હતો કે બનતાં સૂધી કાબુલમાં જે રાજ્યસત્તા હોય તે તરફ આપણે મિત્રભાવ રાખવો અને અફ્ઘાનીસ્તાનના રાજબદલામાં આપણે હાથ નાંખવો નહિ. આ વિચારો એકંદરે માન્ય થઈ પડ્યા અને તે પ્રમાણે ઈંગ્લંડની સરકાર ઠેઠ ઇ. સ. ૧૯૧૯ની સાલ સૂધી વર્તી.

**રજવાડાંઓ**—લૉર્ન્સે મ્હૈસુરનો વૃદ્ધ રાજા મરી જતાં સગીર ચામરાજેંદ્રને ગાદી આપી પણ રાજ્યને ખાલસા કર્યું નહિ.

**દુષ્કાળ, સુધરાઈ, મ્હેસુલ, આરોગ્યખાતું**—આરોગ્યખાતું આ વખતે ખોલવામાં આવ્યું અને મોટા ખર્ચે સિપાઇઓને રહેવા માટે આરોગ્યભવનો બાંધવામાં આવ્યાં. લૉર્ન્સે મ્યુનિસિપૅલિટિ અથવા સુધરાઈ સંબંધી એક ઠરાવ બહાર પાડયો કે સુધરાઈના કારભાર માટે પ્રાંતની સરકારો ગમે તે શહેરમાં કે ગામમાં સમિતિઓ નીમી શકે અને તેમની ભલામણો પ્રમાણે ગામનું કે શહેરનું મ્હેસુલ વધારી શકે. સંયુક્ત પ્રાંતોના ને પંજાબના ખેડુતોના હક્કો નક્કી કરવામાં આવ્યા ને ખેડુતોના મોટા ભાગને માલીકીના અધિકારો આપવામાં આવ્યા. ૧૮૬૫માં ઓરિસ્સામાં વર્ષાદ ન થયો અને ૧૮૬૬માં ભીન થયું. ઘણા લોકો ભુખથી મરી ગયા. તપાસ કરવા લૉર્ન્સે એક સમિતિ નીમી. તેના રિપોર્ટમાં નહેરો બાંધવા માટે એક જુદા ખાતાની વ્યવસ્થા કરવાની ભલામણ કરવામાં આવી. લૉર્ન્સે આ ભલામણો મુજબ દરેક પ્રાંતમાં ઇરિગેશન

ઇન્જીનિઅરો નીમ્યા ને રેલ્વેઓનાં સાધનો પણ વધાર્યાં. લૉરેન્સન
વિચાર એવો હતો કે રેલ્વેની માલીકી ને તેનો કારભાર સરકારન
હાથમાં રહેવાં જોઈએ. તેમને ખાનગી કંપનિઓને હસ્તક જવા દેવ
જોઈએ નહિ.

**નાણાંની સ્થિતિ**—સને ૧૮૬૫-૬૭માં અમેરિકામાં લડાઈ ચાલત
હતી તેથી હિંદમાં કપાસની તેજી થઈ ગઈ અને મુંબઈ ઇલાકાના પ્રેમ
ચંદ રાયચંદ જેવા ચાલાક ને બુદ્ધિશાળી વેપારીઓ ને ખેડુતો ન્યા
થઈ ગયા. પણ લડાઈ બંધ થતાં નાણાંબજારમાં એકદમ મંદી આવી ગઇ
પ્રેમચંદ રાયચંદ જેવા વેપારીઓ પણ બેસી ગયા.

**લૉરેન્સનો કારભાર**—લૉરેન્સને કર વધારવાનું ગમતું નહિ
પણ ઈંગ્લંડના વેપારીઓ હિંદના વેપારીઓને ભોગે ન્યાલ થઈ જાય
પણ તેને ગમતું નહિ. તેના વખતમાં ઘણા સારા ધારાઓ ઘડવામાં આવ્ય
લૉરેન્સ ૧૮૬૯માં ઈંગ્લંડ ગયો. તે ઉદ્યમી, સાદો નિઃસ્પૃહી અને ધર્
ચુસ્ત હતો. તેના કારભારમાં ખર્ચ ઓછું થયું. લોકો ઉપરનો કરન
બોજો ઘટયો, દેશમાં વેપારરોજગાર સારા પાયા ઉપર આવ્યા, પોસ્ટ
તારના દરો ઘટયા તથા નાના અમલદારોના પગારમાં વધારો કરવા
આવ્યો. ઈંગ્લંડ જતાં તેને અમીર બનાવવામાં આવ્યો.

**લૉર્ડ મેયો, ઇ. સ. ૧૮૬૯-૧૮૭૨**—લૉર્ડ મેયો "કૉંઝર્વેટિવ
પક્ષનો હતો. હિંદ આવ્યો ત્યારે તે ૪૬ વર્ષનો હતો અને તેના વખતમ
આપણા રાજ્યતંત્રમાં કેટલાક અગત્યના સુધારાઓ કરવામાં આવ્યા.

**સરહદની વ્યવસ્થા**—આપણી પૂર્વ ને પશ્ચિમ સરહદો ઉ
મેયોએ કાયમનાં થાણાંઓ સ્થાપ્યાં. તે એમ કહેતો કે પઠાણો
લુશઈઓના પ્રદેશોમાં રસ્તાઓ બાંધી સંસ્કૃતિઓનાં બીજો રોપ
જોઈએ. તેણે ઈરાન, કિલાત, બોખારા ને ખીવાના રાજ્યકર્તાઓ સ
મિત્રતા કરી. ખાસ કરીને કિલાતમાં તેણે બ્રિટિશ વગ વધારી. પરિણ
કાબુલનો અમીર ગભરાયો. ઇ. સ. ૧૮૬૯માં અંબાલા મુકામે શેર અ
ને મેયો રૂબરૂ મળ્યા. શેર અલીએ બ્રિટિશ મદદ માંગી પણ મેયો
મદદ આપવા ના પાડી. મેયોનો એવો મત હતો કે અફઘાનીસ્તાન

સરહદ નક્કી કરવા રશિઆએ અને ઇંગ્લંડે વાટાઘાટ કરી એક નિર્ણય ઉપર આવવું જોઈએ.

**ખેતી, બાંધકામ, કેળવણી**—મેયોનો વિચાર ખેતી માટે એક સ્વતંત્ર ખાતુંજ ઉઘાડવાનો હતો પણ ઇંગ્લંડથી ના આવી. મેયોએ ઘણાં ખર્ચાળ બાંધકામો બંધ કરાવ્યાં. જો નફો થાય તોજ રેલ્વેઓ ખોલવી, નહિતર નહિ, એ મેયોનું સૂત્ર હજુ પણ માન્ય થવું જોઈએ. મેયોના વખતમાં આપણું વસતિપત્રક લેવામાં આવ્યું ને કેટલાક અગત્યના કાયદાઓ કરવામાં આવ્યા. ઇ. સ. ૧૮૬૯–૭૦માં મહારાણી વિક્ટોરિઆનો પુત્ર ડયૂક ઑવ્ એડિનબરો અથવા પ્રિંસ આલફ્રેડ હિંદમાં આવ્યો. રાજકુટુંબને હિંદનો પરિચય પહેલીજ વારનો હતો. મેયોએ મીઠાના કરમાં ને આયપતવેરામાં વધારો કર્યો તેથી મધ્યમ ને ગરીબ લોકોને બોજો વધ્યો.

**પ્રાંતિક સરકારોને આપવામાં આવેલા નવા અધિકારો, ઇ. સ. ૧૮૭૦**—લૉર્ડ મેયોના વખતમાં વડી સરકાર અને પ્રાંતિક સરકારો વચ્ચેના નાણાંના વિષયના સંબંધમાં અગત્યના ફેરફારો કરવામાં આવ્યા. અત્યાર સુધી હિંદની ખરી ત્રિજુરી વડી સરકારના હાથમાં હતી. પ્રાંતિક સરકારો કર વસુલ કરી વડી સરકારની ત્રિજુરીમાં જમા કરાવે; દર વર્ષે પ્રાંતિક સરકાર માંગે તે પ્રમાણે સગવડ પ્રમાણે વડી સરકાર નાણાં આપે; નાણાંનો ઉપયોગ વડી સરકારના કહ્યા મુજબ પ્રાંતિક સરકારો કરે; કોઈ નાનામાં નાની પણ નવી જગ્યા પ્રાંતિક સરકાર વડી સરકારની પરવાનગી સિવાય કાઢી શકે નહિ; અને કોઈ નવી મદદ જોઈતી હોય અથવા કોઈ નવો કર નાંખવો હોય તો વડી સરકારની સંમતિ વિના પ્રાંતોની સરકારો કાંઈ કરી શકે નહિ; એવી પ્રથા ઇ. સ ૧૮૩૩ના નવા પટ્ટાના કાળથી ચાલતી આવતી હતી. આનું પરિણામ એ આવ્યું કે પ્રાંતિક સરકારો તદ્દન પરવશ બની ગઈ, વહીવટ કરવામાં કરકસર ભૂલી ગઈ અને જેમ બને તેમ વડી સરકાર પાસે વિશેષ માંગણી કરવી, એવી ખરાબ પ્રથા શરૂ થઈ. પ્રાંતો વચ્ચે પરસ્પર અનિચ્છનીય સ્પર્ધાઓ થવા લાગી. આ સ્થિતિ સુધારવા મેયોએ પોતાનેજ હાથે લખેલો ઠરાવ ઇ. સ. ૧૮૭૦માં બહાર પાડ્યો. આ યોજનાને

અંગ્રેજીમાં Decentralization, અથવા Devolution કહે છે. અહીં આ ઠરાવના મુખ્ય મુદ્દાઓ આપવામાં આવ્યા છેઃ—કેળવણી, જેઈલ, પોલિસ, વૈદક, છાપખાનાં, બાંધકામ, અને રજિસ્ટ્રેશન (નોંધણી) ખાતાંઓ પ્રાંતિક સરકારોએ સંભાળવાં; તેમનાં ખર્ચો માટે વડી સરકાર છેલ્લાં પાંચ વર્ષની રકમની સરાસરી પ્રમાણે પ્રાંતિક સરકારોને નાણાં આપે; આપેલી રકમમાંથી પ્રાંતોની સરકારો સુપ્રત કરેલાં ખાતાંઓ માટે પોતાની મરજી મુજબ ખર્ચ કરે; દરેક પ્રાંત નોખું અંદાજપત્ર બનાવે; રૂ. ૨૫૦)ના માસિક પગારથી વધારે પગારવાળી નવી જગ્યા અથવા તેવી જગ્યા માટે નવી બઢતી પ્રાંતિક સરકારો વડી સરકારની સંમતિ વિના આપી શકે નહિ; આપેલી રકમ જો ચાલુ વર્ષમાં ન ખર્ચાય તો બીજે વર્ષે ખર્ચી શકાય; એ આ ઠરાવના મુખ્ય મુદ્દાઓ હતા. આ ઠરાવથી આગળની સ્થિતિમાં સુધારો થયો. પણ સુપ્રત કરેલાં ખાતાંઓનું ઉત્પન્ન ઓછું હોવાથી ને તેમનું ખર્ચ રોજ વધતું જવાથી, વડી સરકાર ઉપરની માંગણીઓ તો ચાલુજ રહી. વળી ઉત્પન્ન થાય તેવાં ખાતાંઓ વડી સરકારે રાખ્યાં. પ્રાંતની સરકાર સ્થાનિક વેરામાં વધારો કરવાની છૂટનો ઉપયોગ કરવા લાગી ને કરકસરને અભાવે લોકોનો બોજો વધી પડ્યો. પ્રાંતોને સ્વતંત્રતા આપવાની દિશામાં આ ઠરાવ અગત્યનું સ્થાન ધરાવે છે, કારણ કે નાણાંની સ્વતંત્રતા સિવાય વહિવટમાં સ્વતંત્રતા આવી શકે નહિ.

**લૉર્ડ મેયોનું ખુન**—આંદમાન ટાપુ ઉપર ૨૦,૦૦૦ માણસો વસતાં હતાં અને તેમાંનાં ઘણાંખરાં જન્મકેદીઓ હતાં. એ ટાપુઓના કારભારમાં કેટલાક સુધારાઓ કરવાની જરૂર હતી તેથી મેયો પોતે ૧૮૭૨ની સાલમાં ત્યાં ગયો. પણ એક સાંજરે જ્યારે તે કિનારા ઉપ-રથી બોટમાં બેસવા જતો હતો ત્યારે પાછળની ઝાડની ઘટામાંથી એક ઝનુની પઠાણે તેનું ખુન કર્યું. ખુનીને ફાંસી દેવામાં આવી.

**મેયોનો કારભાર**—લૉર્ડ મેયો મુત્સદ્દી, દિલસોઝ અને નિઃસ્પૃહી વાઇસરૉય થઈ ગયો. દરેક નજીવી બાબત વિષે પણ તે ઝીણવટથી વિચાર કરતો. લૉર્ડ કર્ઝનની માફક આખા દેશની પરિસ્થિતિ નજરોનજર

જોવા તે હરહમેશ આતુર રહેતો. હિન્દમિત્ર ને મહાસભાના પિતા હ્યુમે તેની ઘણી પ્રશંસા કરી છે.

**ઇન્ડિઆ કાઉંસિલ**—મેયોના વખતમાં ઇન્ડિઆ કાઉન્સિલના સભ્યોના હોદ્દાની મુદ્દત પાર્લમેંટે દસ વર્ષની કરી ને કાઉંસિલમાં નીમણોક કરવાની સત્તા સેક્રેટરિને આપી. આ સુધારાઓથી કાઉંસિલના સભ્યોની સ્વતંત્રતા ઘટી ને સેક્રેટરિ સ્વતંત્ર બન્યો. ઇ. સ. ૧૮૭૦.

**સ્ટેચ્યુટરિ સિવિલિઅન**—હવે મોટા મોટા હોદ્દાઓ તો અંગ્રેજોનાજ હાથમાં હતા તેથી દેશના નવયુવકો ફરિયાદ કરતા હતા. ઇ. સ. ૧૮૭૦ના ધારામાં એક એવી કલમ મૂકવામાં આવી કે હિંદની સરકારે કરેલા નિયમો પ્રમાણે, પરીક્ષા ન આપેલી હોય તો પણ લાયકાત ધરાવતા હોય તેવા હિંદી ઉમેદવારોને સિવિલ સર્વિસમાં નીમવા. આ નિયમ પ્રમાણે જે હિંદીઓ સિવિલ સર્વિસમાં દાખલ થયા તેમને Statutory Civilians એટલે પરીક્ષાના પરિણામ ઉપર નહિ પણ ધારાને લઇને દાખલ થએલા સિવિલિઅનોનું નામ આપવામાં આવ્યું.

**લૉર્ડ નૉર્થબ્રૂક, ઇ. સ. ૧૮૭૨–૧૮૭૬**—લૉર્ડ મેયોના મરણ પછી નવો વાઇસરૉય લૉર્ડ નૉર્થબ્રૂક હિંદ આવે તે દરમ્યાન મદ્રાસનો ગવર્નર લૉર્ડ નેપિઅર થોડા વખત માટે વાઇસરૉય રહ્યો. નૉર્થબ્રૂક ૧૮૭૨ના મે માસમાં કલકત્તા આવ્યો. તેના વખતમાં બળવા પછીનો કારભાર પરાકાષ્ઠાએ પહોંચ્યો. તે સ્વભાવે સરલ હતો. તેના વિચારો "લિબરલ" પક્ષના હતા. નાણાંના વિષયનું તેનું જ્ઞાન સારૂં હતું. તેનો મિજાજ સ્વતંત્ર હતો અને જો મુખ્ય મુદ્દાઓ ઉપર કોઈ મતભેદ માલુમ પડે તો તુરતજ પોતાના હોદ્દાની દરકાર રાખ્યા વગર તે એકદમ રાજીનામું આપે એવો હતો. નૉર્થબ્રૂકને કોલાહલ જરાય ન ગમતો. તેની એવી માન્યતા હતી કે ઇ. સ. ૧૮૫૮ પછી હિંદમાં ઘણા નવા ધારાઓ ઘડાયા હતા અને લોકો ઉપર ઘણા નવા કરો નંખાયા હતા, તેથી થોડાં વર્ષો માટે દેશમાં શાંતિની જરૂર છે; સરકારે પ્રજાવર્ગમાં વિશેષ ક્ષોભ ઉત્પન્ન કરવો જોઇએ નહિ. પરદેશો સાથેના વ્યવહારમાં અને પ્રજા સાથેના સંબંધમાં બ્રિટિશ સરકાર હમેશાં ઉદાસીનતા રાખે તોજ હિંદના લોકો ઇંગ્લંડના તંત્રથી

પ્રસન્ન રહે, એવી તેની દૃઢ માન્યતા હતી. આ સૂત્રો અનુસાર, નૉર્થબ્રૂકે આયપતવેરો કાઢી નાંખ્યો ને મીઠા ઉપરનો કર એકસરખો કર્યો.

**અફ્ઘાનીસ્તાન**—કાબુલના અમીર શેર અલીએ પોતાના વકીલને હિંદ મોકલ્યો પણ નૉર્થબ્રૂકે તેને ચોખ્ખું કહી દીધું કે હિન્દી સરકાર તરફથી અમીરને પોતાની ઇચ્છા મુજબ મદદ મળી શકશે નહિ. આ વખતે શેર અલીએ રશિઆના વકીલને કાબુલ રહેવા પરવાનગી આપી, કારણ કે હિંદના વકીલને પણ એવી પરવાનગી મળી ગઈ હતી. દરમ્યાન ઇંગ્લંડમાં લિબરલ પ્રધાન મિ. ગ્લૅડસ્ટને રાજીનામું આપ્યું ને ડિઝ્રાયલિ મુખ્ય પ્રધાન બન્યો. યૂરોપમાં ને એશિઆમાં રશિઆની સત્તા નબળી કરવી એ આ નવા પ્રધાનમંડળનો હેતુ હતો. તેણે લૉર્ડ નૉર્થબ્રૂકને આજ્ઞા કરી કે તેણે બ્રિટિશ એલચી એટલે કે એક અંગ્રેજ પ્રતિનિધિ કાબુલમાં રહે એવું દબાણ અમીર ઉપર કરવું પણ નૉર્થબ્રૂકને આ નવી રાજ્યનીતિ પસંદ ન આવતાં તેણે રાજીનામું આપ્યું. ઇ. સ. ૧૮૭૪–૭૬.

**મલ્હારરાવ ગાયકવાડ પદભ્રષ્ટ**—વડોદરામાં મલ્હારરાવ ગાયકવાડ ઉપર રેઝિડેંટને ઝેર દેવાના આરોપસર કામ ચલાવવામાં આવ્યું. કામ ચલાવનાર મંડળમાં જયપુરના મહારાજા અને મહારાજા શિંદે તથા સર દિનકરરાવ અને બીજા ત્રણ અંગ્રેજ અમલદારો હતા. આ કમિશનના હિન્દી સભ્યોએ આરોપીની નિર્દોષતા જાહેર કરી; અંગ્રેજ સભ્યોએ ગુન્હેગારી ઠરાવી. તેથી ખરાબ કારભાર ચલાવવાના કારણસર મલ્હાર-રાવ ગાયકવાડને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. ખંડરાવ ગાયકવાડની વિધવા મહારાણી જમનાબાઇએ પિલાજી ગાયકવાડના વંશજ ગોપાળરાવ નામના બાળકને દત્તક લઈ તેનેજ ગાદી અપાવી. અત્યારે તે મહારાજા સયાજીરાવ ગાયકવાડ તરીકે રાજ્ય કરે છે.

**પ્રિંસની મુલાકાત, દુષ્કાળ વગેરે**—ઇ. સ. ૧૮૭૫માં પ્રિંસ ઑવ વેઇલ્સ હિંદ આવ્યા. અયોધ્યા, બંગાળા, ને બિહાર પ્રાંતોમાં ઇ. સ. ૧૮૭૩ની સાલમાં મ્હોટો દુષ્કાળ પડયો. નૉર્થબ્રૂકે ઘણીજ સંભાળ લીધી ને પૈસાની દરકાર રાખ્યા સિવાય માણસો ભુખમરાથી ન મરે તે ખ્યાસ ધ્યાનમાં રાખ્યું.

**રાજીનામું, ઇ. સ. ૧૮૭૬**—હિંદી સેક્રેટરી લૉર્ડ સેલિસ્‌બ્યુરિએ હિંદમાં આવતા ઇંગ્લંડના કાપડ ઉપરની પાંચ ટકાની જગાત કાઢ નાંખવા આજ્ઞા કરી ત્યારે નૉર્થબ્રુકે ના પાડી અને તેથી તેને રાજીના આપવું પડ્યું. તે એમ માનતો હતો કે વાઇસરૅાય ને તેના કાઉંસિલ કાંઈ ઈંગ્લંડના મંત્રિમંડળના તાબેદાર અમલદારો નથી પણ એક મો દેશના કારભારીઓ છે અને તે પ્રમાણે તેમને સ્વતંત્રતા મળવી જોઈએ

**સાર**—કૅનિંગના વખતમાં ધારાસભાઓ, હાઈ કોર્ટો, વિદ્યાપીઠે વાઇસરૅાયની કાઉંસિલ, સનદી નોકરી, ને તાલુકદારો ને ખેડુતો, વગેરેને નવો બંદોબસ્ત કરવામાં આવ્યો. લૉરેન્સે ભુતાન ને વહાબીઓના બળવા દાબી દીધા, અફ્ઘાનીસ્તાનની સાથે નવી મિત્રતા કરી, સુધરાઇસમિતિએ સ્થાપી અને રેલ્વે, વગેરેનો વિકાસ કર્યો. મેયોના વખતમાં બલુચીસ્તા ને આબોરોના પ્રદેશમાં નવી બ્રિટિશ હકુમત સ્થાપવામાં આવી, પ્રાંતિ સરકારોને નાણાંના વિષયોમાં નવી સત્તાઓ આપવામાં આવી અ ઇંડિઆ કાઉંસિલના બંધારણમાં કેટલોક ફેરફાર થયો. આ વખત દરમ્યા દેશની કરપદ્ધતિમાં નવા ફેરફારો કરવામાં આવ્યા. નૉર્થબ્રૂકે શાંત મા લીધો. તેને ને બ્રિટિશ મંત્રિમંડળને અફ્ઘાન વિષયમાં ને જગાત બાબતમાં મતભેદ થતાં, તેણે રાજીનામું આપ્યું.

**પ્રશ્નો**—(૧) કૅનિંગના વખતના મુખ્ય સુધારાઓ જણાવો. (૨ મેયોના વખતમાં પ્રાંતિક સરકારોને જે સત્તાઓ આપવામાં આવી જણાવો. (૩) કૅનિંગથી નૉર્થબ્રૂકના વખત સુધી હિંદ ને અફ્ઘાનીસ્ત વચ્ચેનો સંબંધ કેવો હતો? (૪) નૉર્થબ્રુકે શા માટે રાજીનામું આપ્યું તેની અગત્ય જણાવો.

## પ્રકરણ ૩જું

## લૉર્ડ લિટન, ઇ. સ. ૧૮૭૬–૧૮૮૦.

**લૉર્ડ લિટન**—લૉર્ડ નૉર્થબ્રુક પછી લિસ્બન મુકામે રહેતા બ્રિટિ પ્રતિનિધિ લૉર્ડ લિટનને મુખ્ય પ્રધાન મિ. ડિઝ્રાયલિએ હિન્દ મોકલ્ તે વેલેસ્લિના જેવો મિથ્યાભિમાની, ડેલ્હાઉસિના જેવો આપખુદ અ એલનબરોના જેવો શેખચલ્લી હતો પણ તેનામાં ઝાઝી આવડત નહોત

લિટ્ટનને હિંદ મોકલવામાં મુખ્ય બે હેતુઓ હતા; એક તો અફઘાન અમીર ઉપર દબાણ લાવવું અને બીજું, મૅંચેસ્ટરના કાપડ ઉપરની પાંચ ટકાની જગાત કાઢી નાંખવી. આ બંને હેતુઓ પાર પડયા, પણ એકને લીધે અફઘાનો સાથે વિગ્રહ થયો અને બીજાથી હિંદના લોકોમાં મોટો અસંતોષ વ્યાપ્યો.

**બીજો અફઘાન વિગ્રહ**—લિટ્ટને હિંદ આવ્યા પછી તુરતજ અફઘાન પ્રકરણ હાથમાં લીધું. તેના ત્રણ કાઉંસિલરો આવી મોટી વાટાઘાટથી વિરુદ્ધ હતા. છતાં કંદહાર અને સિંધ વચ્ચેના રસ્તાઓ લિટ્ટને સુધારવા માંડયા; કિલાટ મુકામે તાર લગાડયા; કાશ્મીર ને અફઘાનીસ્તાનની સરહદ ઉપર થાણું નાંખ્યું; અને કાફિરીસ્તાનના સરદારો સાથે ખટપટો કરવા માંડી. પરિણામે અમીરને લિટ્ટન ઉપર ઘણોજ ગુસ્સો ચડયો. ઇ. સ. ૧૮૭૭માં રશિઆએ તુર્કી વિરુદ્ધ લડાઈ જાહેર કરી. ઈંગ્લંડે તુર્કીનો પક્ષ લીધો ને માલ્ટા મુકામે રશિઆને ડર આપવા હિંદી લશ્કર ઉતાર્યું. રશિઆએ સામો ઘા કરવા કાબુલ મુકામે એક પ્રતિનિધિ મોકલ્યો ને અફઘાન સરહદ ઉપર લશ્કરની આવજા થવા માંડી. લિટ્ટને એકદમ તકનો લાભ લીધો ને સર નેવિલ ચેમ્બર્લેનને કાબુલ જવા આજ્ઞા કરી. અમીરે તેને પોતાની હદમાં આવતો અટકાવ્યો એટલે લડાઈ જાહેર કરવામાં આવી, નવેંબર, ઇ. સ. ૧૮૭૮.

ઇ. સ. ૧૮૭૯માં હિંદી લશ્કરે ખાઇબરનો ઘાટ, કુર્રમની ખીણ, પિશિન, સીબી ને કંદહાર લીધાં. શેર અલી નાશી ગયો ને મરણ પામ્યો. તેના દીકરા અમીર યાકુબખાંએ ગંડામક મુકામે કરાર કર્યો કે પિશિન અને સીબીના પ્રાંતો હિંદને આપવા, હિંદથી એક પ્રતિનિધિ કાબુલ રહે, ઇંગ્લંડના મત મુજબ પોતે પર રાજ્યો સાથે વ્યવહાર રાખે; હિંદી સરકાર ખાઇબિર અને કુર્રમના પ્રદેશોના લોકો ઉપર દેખરેખ રાખે ને અમીરને રૂા. ૬ લાખનું વર્ષાસન આપે. આ કરાર પ્રમાણે લિટ્ટને સર લૂઈ કૅવેગ્નારિ નામના અમલદારને પ્રતિનિધિ તરીકે કાબુલ મોકલ્યો. પણ હિરાતના લશ્કરે બળવો કર્યો ને કાબુલ મુકામે પ્રતિનિધિ ને તેની સાથેના માણસોનાં ખુન થયાં. ફરીથી કંદહાર ને કાબુલ હિંદી લશ્કરે

સર કર્યા ને જનરલ રૉબર્ટસે અફ્ઘાનીસ્તાનનો કારભાર લીધો. પણ બ
હવે અફ્ઘાનો તોફાને ચડયા. યાકુબખાં હિંદ નાસી આવ્યો. દરમ્યા
શેર અલીનો ભત્રીજો અબ્દુર્રહમાન રશિઆના રક્ષણ નીચે રહેતો હ
તે કાબુલ આવ્યો ને હિંદિ સરકારને પોતાના પક્ષમાં લઈ અમીર થયે
આ મુદ્દતમાં ઈંગ્લંડના લોકો ડિઝરાયલિના કારભારથી કંટાળી ગ
હતા તેથી ગ્લૅડસ્ટન ફરીથી મુખ્ય પ્રધાન થયો. લિટ્ટન પણ સ્વદેશ ગ
ને લૉર્ડ રિપન હિંદ વાઇસરૉય થઈ આવ્યો. તેણે અફ્ઘાન વિગ્રહ
અંત આણ્યો. શેર અલીના દીકરા અયૂબખાને સરદાર બરોઝને મૈ
આગળ હરાવી કંદહાર લીધું હતું પણ રૉબર્ટ્સે તે શહેર પાછું લી
અયૂબખાંને હરાવ્યો ને કંદહાર નવા અમીરને પાછું આપવામાં આવ
અબ્દુર્રહમાને આખા દેશમાં પોતાનો અમલ બેસાર્યો. આવી રીતે બી
અફ્ઘાન વિગ્રહ સમાપ્ત થયો. રિપને કરેલા નવા કરારને આપણે તે
કારભારમાં તપાસશું. ઇ. સ. ૧૮૮૦.

**અફ્ઘાન પ્રકરણમાં લિટ્ટનની ભૂલો**—લિટ્ટને અફ્ઘાન પ્રકરણ
ઘણુંજ બગાડી નાંખ્યું ડિઝરાયલિએ તો તેને એવો હુકમ કર્યો હ
કે બ્રિટિશ એલચીને કંદહાર થઇને કાબુલ મોકલવો; પણ લિટ્ટને
ખાઇબરના ઘાટમાં થઇને મોકલ્યો. ઇંગ્લંડથી રાહ જોવાની આજ્ઞા આ
તેનો લિટ્ટને અનાદર કર્યો. અફ્ઘાન વિગ્રહ માટે લિટ્ટન પોતેજ જવા
દાર હતો.* સિંધુ નદીની પેલી પારના પર્વતો સુધી હિંદની હદ અ
તોજ આપણું રક્ષણ થઇ શકે એવી તેની ભૂલભરેલી માન્યતા હતી.

**કૈસર-ઈ-હિંદ**—ઇ. સ. ૧૮૭૬માં ઇંગ્લંડની પાર્લમેંટે મહારા
વિકટોરિઆને કૈસર-ઈ-હિંદનો ખિતાબ ધારણ કરવાની પરવાનગી અ
અને તેથી ઇ. સ. ૧૮૭૭ના નવા વર્ષના પ્રથમ દિવસે દિલ્હી મુક
ભવ્ય દરબારમાં લિટ્ટને જાહેર કર્યું કે મહારાણી વિકટોરિઆ કૈસર-ઈ-
થયાં છે.

**ચોત્રીસો દુષ્કાળ**—ઇ. સ. ૧૮૭૬માં પડેલા દુષ્કાળને આપ

* બકલ (Buckle) કૃત ડિઝરાયલિ અથવા લૉર્ડ બીકન્સફીલ્ડ
જીવનચરિત ઉપરથી આ અભિપ્રાય લેવામાં આવ્યો છે.

પ્રાંતના કેટલાક ભાગના લોકો "ચોત્રીસો" કહે છે. તે પછીના વર્ષે—ઇ. સ. ૧૮૭૭માં—અતિવૃષ્ટિ થઇ; સાથે કોલેરા, શીતળા, તાવ, વગેરે ભયંકર રોગો પણ ફાટી નીકળ્યા. ઘણાં માણસો મરી ગયાં. લિટ્ટને દુષ્કાળ કમિશન નીમ્યું. તે કમિશનનો રિપોર્ટ હજુ પણ ઘણોજ ઉપયોગી છે. તેની એક ભલામણ મુજબ રૂ. ૧॥ કરોડનું દુષ્કાળનિવારણ ભંડોળ ખોલવામાં આવ્યું અને તેમાંથી ખેતી વધે અથવા દુષ્કાળનાં દુઃખો ટળે એવાં નહેરકામો અથવા રેલ્વેકામો બાંધવાં એવો ઠરાવ કરવામાં આવ્યો.

**પ્રાંતોની વધારેલી સત્તાઓ**—આ વખતે વડી સરકારે પ્રાંતોની સરકારોને મેયોના વખતમાં સુપ્રત કરેલાં ખાતાંઓ ઉપરાંત, મ્હેસુલ, આબકારી, સ્ટૅંપ, સ્ટેશનરિ, ન્યાયખાતું, અને સામાન્ય વહિવટ (General Administration) એટલાં વધારે ખાતાંઓનો કારભાર પણ સુપ્રત કર્યો ને તેના નિભાવ માટે આબકારી, સ્ટૅંપ, ન્યાયખાતું ને આયપતવેરો, તેમનાં ઉત્પન્નમાં અમુક હિસ્સો પણ આપ્યો. આ કરારો પાંચ વર્ષ માટે કરવામાં આવ્યા, ઇ. સ. ૧૮૭૭.

**કરપદ્ધતિ**—ઉપર જણાવ્યું તેમ લિટ્ટને હિંદમાં આવતા માલ ઉપરની જગાતમાં મોટા ફેરફારો કર્યા. પરિણામે હિંદુસ્તાન અને પરદેશ વચ્ચેનો વ્યાપાર નિરંકુશ થયો ને પરદેશી વેપારીઓ ફાવી ગયા.

**છાપખાનાં ને વર્તમાનપત્રો ઉપર અંકુશ**—બંગાળાની સરકારે અંગ્રેજીમાં ન છપાતાં હોય તેવાં વર્તમાનપત્રો ને તેમને છાપતાં છાપખાનાંઓ ઉપર અંકુશ મૂકવાની સૂચના કરી. લિટ્ટને તુરતજ તે સૂચનાને સ્વીકારી લીધી અને ઇ. સ. ૧૮૭૮ની ધારાસભામાં અંકુશ મૂકનારો કાયદો પસાર કરાવ્યો. આ ધારાનો માત્ર એકજવાર ઉપયોગ કરવામાં આવ્યો ને રિપને તેને રદ કર્યો પણ તેથી દેશમાં મોટો કોલાહલ થઈ પડયો ને લિટ્ટનનો કારભાર ઘણોજ અણમાનીતો થઈ ગયો.

**સ્ટેચ્યુટરિ સિવિલિયન**—હિંદના નવજુવાનોને મોટી પાયરીઓ ઉપર નીમવામાં આવતા નહિ તેથી ઇ. સ. ૧૮૭૯માં એવો નિયમ બહાર પડયો કે હિંદી સરકારની સંમતિથી પ્રાંતિક સરકારે નિયુક્ત

કરેલા ગમે તે યુવકો માટે civil service સનદી નોકરીની જગ્યાઓને પાંચમો ભાગ રાખવો. પણ આ નિયમ ઝાઝો કાળ નભ્યો નાહ. કારણ કે ૧૮૮૬માં જુદીજ વ્યવસ્થા કરવામાં આવી.

**લિટ્ટનના કારભારની સમીક્ષા**—લિટ્ટનનો કારભાર લોકોને આકરો પડી ગયો; દેશનાં રજવાડાં પ્રત્યે પણ લિટ્ટનની નજર બહુ કરડી હતી. તેનો એવો વિચાર હતો કે સિંધ, બલુચીસ્તાન, ખાઇબિરઘાટ, ને કુર્રમની ખીણ વચ્ચેના બધા પ્રદેશોનો એક નવો પ્રાંત બનાવી તેને હિંદી સરકારના અંકુશ તળે મૂકવો. આ યોજના તદ્દન ગેરવ્યાજબી હતી. મોટા અમલદારો લિટ્ટનને બહુ ચાહતા નહોતા. શિક્ષિત વર્ગની મહત્ત્વાકાંક્ષાઓ માટે તેને સહાનુભૂતિ નહોતી. તેનો કારભાર આપખુદ હતો. પરિણામે દેશમાં ઘણો અસંતોષ વ્યાપી રહ્યો અને પાંચ વર્ષ પછી મહાસભા—કૉંગ્રેસ—ઉભી થઈ.

**સાર**—લિટ્ટનના વખતમાં બીજો અફઘાન વિગ્રહ ફાટી નીકળ્યો. તેણે અમીરને સૂચના કરી કે તેણે કાબુલમાં હિંદનો પ્રતિનિધિ રાખવો. અમીરે ના પાડી. લિટ્ટને પરાણે "મિશન" મોકલ્યું. કાબુલીઓ સામા થયા. બ્રિટિશ એલચી કૅવેગ્નારિનું ખુન થયું. છેવટે અબ્દુર્રહમાન અમીર થયો. તેણે પિશિન ને સિબીના પ્રાંતો હિંદને સ્વાધીન કર્યા ને હિંદી સરકારે તેને કંદહાર પાછું આપ્યું. લિટ્ટનના વખતમાં ચોત્રીસે દુષ્કાળ પડયો. મહારાણી વિકટોરિઆએ "કૈસર-ઈ-હિંદ"નો ઇલ્કાબ ધારણ કર્યો. પ્રાંતોને નાણાંના વિષયમાં વિશેષ સત્તાઓ આપવામાં આવી. દેશી ભાષાઓમાં ચાલતાં વર્તમાનપત્રો ઉપર અંકુશ મૂકવામાં આવ્યો. હિંદીઓને મોટા હોદ્દાઓ ઉપર લેવા માટે નિયમો નક્કી થયા, ને આયાત ઉપર જગાત કાઢી નાંખવામાં આવી. તેનો કારભાર દેશના આગેવાનોને જરાય રુચ્યો નહિ.

**પ્રશ્નો**—(૧) હિંદી સરકારે બીજો અફઘાન વિગ્રહ શા માટે જાહેર કર્યો? એ બાબતમાં લિટ્ટનની ભૂલ ક્યાં થઈ? (૨) લિટ્ટનના કારભારનું અવલોકન કરો. (૩) કૈસર-ઈ-હિંદ, પ્રાંતોની આર્થિક બાબતમાં સ્વતંત્રતા એ ઉપર ટૂંકી નોંધો લખો.

# પ્રકરણ ૪થું

## સહાનુભૂતિ અને વિશ્વાસ, લૉર્ડ રિપન, ઈ. સ. ૧૮૮૦–૧૮૮૪.

**લૉર્ડ રિપન**—લૉર્ડ રિપન "લિબરલ" પક્ષનો હતો. તેનામાં કારભાર કરવાની ઝાઝી શક્તિ નહોતી; તેમ તે ડેલ્હાઉસિ જેવો સમર્થ પણ નહોતો. પણ તે પવિત્ર હૃદયવાળો હતો. તેનો કારભાર ઘણો વખણાઈ ગયો છે, કારણ કે હિન્દીઓની આકાંક્ષાઓ માટે તેને સહાનુભૂતિ હતી. હિન્દનું હિત એજ ઇંગ્લંડના અમલનો મુખ્ય હેતુ હોવો જોઇએ તે સૂત્ર તેણે હંમેશાં પોતાના કારભારસન્મુખ રાખ્યું. દેશના તંત્રની મુખ્ય સંસ્થાઓમાં તેના કારભારમાં કોઈ ફેરફારો થયા નહિ; તેમ લોકોની સ્થિતિ સુધારવા માટે ઝાઝા પ્રયત્નો કરવામાં આવ્યા નહિ પણ તેના દરેક કામનું મુખ્ય લક્ષણ એ હતું કે રાજતંત્રમાં હિંદીઓની મદદ વધારે લેવી. શિક્ષિત વર્ગ એજ હિંદની પ્રજાઓનો પ્રતિનિધિવર્ગ છે અને તેમના મત મુજબજ ઈંગ્લંડે રાજ્ય કરવું જોઈએ, એ ઉપયોગી શિક્ષામંત્ર તેણે પોતાના અનુયાયીઓને આપ્યો. ઈ. સ. ૧૯૦૯માં વૃદ્ધ ઉમરે તેણે એક હિંદીને વાઈસરૅાયની કાઉંસિલમાં દાખલ કરવામાં વિરોધ બતાવ્યો હતો. એ લૉર્ડ મોર્લેનાં "સ્મરણો"ના* બીજા વિભાગમાં જણાવવામાં આવ્યું છે. તે ઉપરથી જણાય છે કે



લૉર્ડ રિપન

* Morley's *Recollections, Vol. II.*

રિપનના વિચારો જરા પણ ઉદ્દામ નહોતા, ને ઇંગ્લંડે શિક્ષિત વર્ગને નમતું આપવું જોઈએ એ સિદ્ધાંતને વ્યવહારમાં મૂકવામાં તે ઈંગ્લંડના રાજ્યને જોખમમાં મૂકવા માંગતો નહોતો. રિપને કંદહાર અમીરને પાછું આપ્યું અને પિશિન ને સીબીના બે પ્રાંતો હિંદ સાથે જોડી દીધા. કાબુલમાં અંગ્રેજ પ્રતિનિધિ રાખવાની માંગણી મૂકી દેવામાં આવી. રશિઆ અને અફ્ઘાનીસ્તાનની સરહદો નક્કી કરવા કમિશનો નીમવા માટે રિપને મસલતો ચલાવી.

બેંટિકના વખતથી સંભાળેલો મ્હૈસુરનો કારભાર સરકારે મહારાજાને પાછો આપ્યો.

ગ્લૅડસ્ટનની સંમતિથી રિપને વર્તમાનપત્રો ઉપર લિટને મૂકેલો અંકુશ દૂર કર્યો, ઇ. સ. ૧૮૮૦–૮૨.

**પ્રાંતિક સરકારોને નવા અધિકારો**—પ્રાંતિક સરકારો સાથેના કરારોની પાંચ વર્ષની મુદ્દત ઇ. સ. ૧૮૮૨માં પૂરી થઈ તેથી નવા કરારો કરવામાં આવ્યા. મેજૉર બેરિંગ (લૉર્ડ ક્રોમર) ખજાનચી હતો. તેણે પ્રાંતોને રોકડ રકમો આપવી બંધ કરી. જગાત, મીઠું, અફીણ, રજવાડાંઓ, પોસ્ટ, તાર, રેલ્વે, વગેરે વિષયોને લગતો આવક ને ખર્ચનો તમામ કારભાર હવે હિન્દી સરકારે સંભાળ્યો. બીજાં ખાતાંઓ પ્રાંતિક સરકારોને સુપ્રત કરવામાં આવ્યાં ને તેના ખર્ચ માટે જંગલ, આબકારી સ્ટૅંપ, રજિસ્ટ્રેશન ને આયપતવેરાના ઉત્પન્નમાંથી હિસ્સાઓ આપવા એવું ઠર્યું. જમીનના મ્હેસુલમાંથી પણ પ્રાંતોને હિસ્સો આપવામાં આવ્યો. હિંદી સરકારે વચન આપ્યું કે અણીના પ્રસંગો સિવાય પ્રાંતોની સરકારો પાસે ખાસ નાણાંની માંગણી કરવામાં આવશે નહિ. પાંચ વર્ષ માટે આ ધોરણ પ્રમાણે વર્તવા બંને પક્ષકારો બંધાયા.

**સ્થાનિક સ્વરાજ્યનો ઠરાવ**—રિપને ઇ. સ. ૧૮૮૨માં સ્થાનિક સ્વરાજ્ય ઉપર એક અગત્યનો ઠરાવ બહાર પાડ્યો. આ ઠરાવ માટે રિપન પોતેજ જવાબદાર હતો. તેની પહેલાંના અમલદારોએ એ બાબતનો જરા પણ વિચાર કર્યો નહોતો. સ્થાનિક અમલદારો ઉપર કામનો બોજો ઘણો વધી ગયો હતો; વળી, શિક્ષિત વર્ગોના આગેવાનો કારભા

રમાં વધારે ભાગ માંગતા હતા; રિપનને મુંબઈમાં મર્હુમ ફિરોઝશાહ મહેતાની મુલાકાત વેળા આ બાબતની સૂચના મળી હતી, તેથી અમલદારોનો બોજો ઓછો કરવા ને લોકોને સ્થાનિક વિષયોમાં સ્વરાજ્ય ભોગવતા કરવા વાઇસરૉયે પ્રજા ને અમલદારોને સૂચના રૂપે મુખ્ય સિદ્ધાંતો બહાર પાડ્યા ને તે સિદ્ધાંતો ઉપર દરેક પ્રાંતની સરકારે ધારાઓ ઘડી, મ્યુનિસિપૅલિટિઓ, લોકલ બોર્ડો, ને તાલુકા બોર્ડો સ્થાપ્યાં. સ્થાનિક વિષયોનો કારભાર કરવા માટે લોકો પોતાના પ્રતિનિધિઓને ચુંટી તાલુકામાં તાલુકા બોર્ડ, જિલ્લામાં લોકલ બોર્ડ, ને શહેરમાં મ્યુનિસિપૅલિટિ સ્થાપે; એનો ⅔ ભાગ લોક નિયુક્ત હોય, અમલદારોનો અંકુશ જેમ બને તેમ ઓછો રહે, પણ ધારાઓ ઘડવામાં, કર નાંખવામાં અને નાણાં વ્યાજે કાઢતી વેળા જિલ્લાના મુખ્ય અમલદારની પરવાનગી મળવી જોઇએ; સંસ્થાઓના પ્રમુખો બનતાં સુધી બીનઅમલદારી સભ્યો હોય; રસ્તાઓ, પ્રાથમિક કેળવણી, આરોગ્ય, શીતળાની રસી મૂકવી, દુષ્કાળનિવારણ, જન્મમરણની નોંધણી, દીવાબત્તી, વગેરે વિષયોનો કારભાર પ્રસ્તુત સંસ્થાઓ સંભાળે; તે માટે યોગ્ય ઉત્પન્નનાં સાધનો પણ તેમને આપવાં; એ આ ઠરાવના મુખ્ય સિદ્ધાંતો હતા. અલબત રિપનની બધી આશાઓ ફળી નહિ પણ મોટા શહેરોનો કારભાર હવે પછી સુધર્યો. સર ફિરોઝશાહ મહેતા, ગોખલે, રાનડે, સુરેન્દ્રનાથ બેનરજી, વગેરે સમર્થ શહેરીઓ હવે પ્રકાશમાં આવ્યા.

**કેળવણી માટે નીમાએલી કમિટિ**—ઉપરના ઠરાવમાં એક એવી કલમ હતી કે સ્થાનિક સંસ્થાઓ કેળવણીની સંસ્થાઓ સંભાળે, રિપન પણ એમ માનતો હતો કે પ્રાથમિક કેળવણીના પ્રચાર સિવાય લોકો સ્થાનિક સ્વરાજ્ય સમજી શકશે નહિ. આ કારણોથી ઇ. સ. ૧૮૫૩માં સર ચાર્લ્સ વૂડે બહાર પાડેલી કેળવણીની યોજના કેટલે અંશે સફળ નીવડી છે એની તપાસ કરવા ને નવી સ્થાનિક સંસ્થાઓએ કેળવણી કેટલે અંશે સંભળાવી તેનો વિચાર કરવા વાઇસરૉયે એક સમિતિ નીમી. સર વિલિયમ હંટર તે સમિતિનો પ્રમુખ હતો. જીલ્લાવાર એક હાય સ્કૂલ સરકાર નીભાવે; માધ્યમિક ને ઉચ્ચ કેળવણી માટે ખાનગી

સાહસને સરકાર વધારે ઉત્તેજન આપે; પ્રાથમિક કેળવણીમાં સરકાર વધારે ખર્ચ કરે; મૅટ્રિકની પરીક્ષાના બે વિભાગો કરી નાંખવાઃ એક યુનિવ્હર્સિટિ માટે ને બીજો નોકરી અને વેપાર માટે; કૉલેજોનાં Hostels વિદ્યાર્થીભવનો વધારે સારા પાયા ઉપર રાખવાં; મુસલમાનોને ખાસ ઉત્તેજન આપવું; ને ધાર્મિક શિક્ષણ ઉપર લક્ષ આપવું; એટલી આ સમિતિની ઉપયોગી સૂચનાઓ હતી. પણ તેનો અમલ કરવામાં પ્રાથમિક કેળવણી ઉપર પૂરતું લક્ષ અપાયું નહિ. યુનિવ્હર્સિટિ કે વિદ્યાપીઠોનાં બંધારણ ઉપર પૂરતો વિચાર કરવામાં આવ્યો નહિ અને માધ્યમિક ને ઉચ્ચ શિક્ષણ બગડી ગયું. તેથી આ કમિટિની ભલામણોથી સારાં પરિણામો આવ્યાં નહિ.

**રિપનનો કારભાર**—રિપને લશ્કરના ખર્ચમાં ઘટાડો કર્યો ને ઇજિપ્ત મોકલેલા લશ્કરનું ખર્ચ હિંદ ઉપર નાંખવાની પદ્ધતિ સામે વાંધો ઉઠાવ્યો. તેણે બંગાળા ને મધ્ય પ્રાંતોની રૈયતોના હક્કો નક્કી કરવા ધારા ઘડ્યા, કાયમ જમાબંધી બીજા પ્રાંતોમાં પણ દાખલ કરવા ઇંગ્લંડના મંત્રિમંડળને સૂચના કરી ને લાયક હિંદુઓને મોટા હોદ્દાઓ આપ્યા.

**ઇલ્બર્ટ બિલ**—આ વખતે ઇલાકાઓની રાજધાનીઓ બહાર, હિંદી મૅજીસ્ટ્રેઇટ યૂરોપિઅનો ઉપર ફોજદારી ગુન્હાઓ માટે કામ ચલાવી શકતો નહિ તેથી તે બાબતનો ફડચો લાવવા પહેલા વર્ગના ને સેશન્સ કોર્ટના હિન્દી ન્યાયાધીશો યૂરોપિઅનો ઉપર પણ ફોજદારી ચલાવી શકે તેવો સુધારો પ્રાંતિક સરકારો, કાઉંસિલરો ને બ્રિટિશ સરકારનો મત લઈ, ધારાખાતાના સભ્ય ઇલ્બર્ટે ધારાસભામાં રજુ કર્યો. એકદમ આસામના ને કલકત્તાના અંગ્રેજ વેપારીઓ રિપન સામા થયા. તેઓએ તેનું ગંભીર અપમાન પણ કર્યું. પરિણામે રિપનને નમવું પડ્યું. હવે તોડ લાવવામાં આવ્યો કે ફોજદારી કામમાં યૂરોપિઅનો ઉપર પહેલા વર્ગના હિંદી મૅજીસ્ટ્રેઇટો કામ ચલાવી શકે ખરા પણ તે વખતે આરોપીને યૂરોપિઅનો અથવા અમેરિકોની બહુ મતિવાળા પંચનો લાભ મળવો જોઇએ. આવી રીતનું ઇલ્બર્ટ બિલ ઇ. સ. ૧૮૮૪માં પાસ થયું. અંગ્રેજ વેપારીઓના આ કોલાહલથી શિક્ષિત વર્ગના આગેવાનોને પોતાની નબ-

ળાઈ સમજાઈ ગઈ. રિપનની તેમાં કશી જવાબદારી નહોતી. ગમે તે વાઇસરૉયના વખતમાં એવું બિલ ધારાસભા સમક્ષ આવ્યુંજ હોત. પણ હિંદીઓના હક્કોનું રક્ષણ કરવાથી તે હિંદમાં ઘણોજ લોકપ્રિય થઈ પડયો. જ્યારે તે સ્વદેશ ગયો ત્યારે કલકત્તામાં ને ખાસ મુંબઇમાં તેને ઘણુંજ માન મળ્યું અને લોકો તેના નામ પાછળ ઘેલા થઈ ગયા. રિપનના કારભારની ઉપયોગિતા આરંભમાંજ આપી દીધી છે.

**સાર**—રિપને અમીર અબ્દુર્રહમાન સાથે સુલેહ કરી, વર્તમાનપત્રોને સ્વતંત્રતા આપી, સ્થાનિક સ્વરાજ્ય ઉપર ને કેળવણી ઉપર અગત્યના ઠરાવો બહાર પાડ્યા, પ્રાંતોને આર્થિક સ્વતંત્રતા આપી, ઇલ્બર્ટ બિલ પસાર કર્યું અને હિંદીઓને રાજ્યની નોકરીમાં વિશેષ પ્રમાણમાં રાખ્યા. તે ઘણો લોકપ્રિય વાઇસરૉય થઈ ગયો.

**પ્રશ્નો**—(૧) સ્થાનિક સ્વરાજ્ય ઉપરના રિપનના ઠરાવ વિષે લખો. (૨) રિપને નીમેલી કેળવણી ઉપરની કમિટિ વિષે તમે શું જાણો છો? (૩) ઇલ્બર્ટ બિલનો ઇતિહાસ જણાવો. તેનું મહત્ત્વ દર્શાવો. (૪) રિપનના કારભારની અગત્ય જણાવો.

## પ્રકરણ ૫મું

## વાયવ્ય સરહદ ને મહાસભાના કાર્યક્રમનું શુભ પરિણામ, ઈ.સ. ૧૮૮૪-૯૯. ડફ્ફરિન, લૅન્સડાઉન ને બીજો એલ્જિન.

**લૉર્ડ ડફ્ફરિન**—રિપન પછી લૉર્ડ ડફ્ફરિન વાઇસરૉય થયો. તેણે મદદનીશ ભારતમંત્રી તરીકે, કૅનેડાના ગવર્નર તરીકે, રશિઆ ને તુર્કીમાં પ્રતિનિધિ તરીકે, અને ઇજિપ્તમાં પણ કામ કર્યું હતું.

**અફ્ઘાનીસ્તાન અને રશિઆ**—ઇ. સ. ૧૮૮૫માં ડફ્ફરિને કાબુલના અમીર અબ્દુર્રહમાનને રાવળપીંડી નોતર્યા. હવે બંને વચ્ચે કરારો થયા કે અફ્ઘાનીસ્તાન ઉપર ચડાઈ કરનાર રાજ્ય વિરુદ્ધ હિંદે અમીરને મદદ કરવી અને અમીરે પર રાજ્યો સાથેના વ્યવહારમાં હિંદના મત મુજબ વર્તવું; પણ હિંદે કાબુલ મુકામે અંગ્રેજ પ્રતિનિધિ મોકલવો નહિ. અમીરની ગેરહાજરીનો લાભ લઈ રશિઆએ હિરાત પાસે પેંજદે

સર કર્યું. પણ બ્રિટિશ સરકાર વચમાં પડી. પરિણામે, અમીરે પેંજદે રશિઆ પાસે રહેવા દીધું ને રશિઆએ ઝુલફિકારનો પ્રદેશ અમીરને આપ્યો. ઉપરાંત, રશિઆએ સરહદ નક્કી કરવા કમિશનનો સ્વીકાર કર્યો આ વખતે અંગ્રેજો ને રશિઅનોને લડાઈ થાત પણ ડફ્ફરિનની સમય-સૂચકતાથી સુલેહ જળવાઈ રહી.

**ત્રીજો બ્રહ્મી વિગ્રહ**—બ્રહ્મદેશના રાજા થિબોએ પોતાના મુલકમાં ફ્રેંચો, ઈટાલિઅનો, ને જર્મનોને વેપાર કરવાના અધિકારો આપ્યા હતા અને હિંદી સરકાર પોતાની સત્તા ઉપર અંકુશ મુકશે એવો સહજ ડર લાગતો હોવાથી તે યૂરોપનાં રાજ્યો મારફત પોતાના રાજ્યની સ્વતંત્રતા જાળવી રાખવા પ્રયત્ન કરતો હતો પણ વિરોધીઓએ કલકત્તે જઈ તેની વિરુદ્ધ ખટપટ કરી ને ડફ્ફરિનની મદદ માંગી. થિબોએ ઈરાવતી નદી ઉપર વેપાર કરતી એક અંગ્રેજ કંપનિનો મોટો દંડ કર્યો તેથી અંગ્રેજ વેપારીઓએ હિંદી સરકારની મદદ માંગી. ડફ્ફરિને તુરતજ લડાઈ જાહેર કરી. ઝનરલ પેંડરગાસ્ટે આખો બ્રહ્મદેશ લીધો. ઇ. સ. ૧૮૮૬માં થિબોને પદભ્રષ્ટ કરવામાં આવ્યો ને બ્રહ્મદેશ બ્રિટિશ પ્રાંત બન્યો. તેના કારભાર માટે લેફ્ટનન્ટ ગવ્હર્નર નીમવામાં આવ્યો. આ ફત્તેહથી ડફ્ફરિનને માર્કવેસ ઑફ ડફ્ફરિન ને આવાનો ઇલકાબ મળ્યો.

**એઇટ્ચિસન કમિશન**—પોતાનાજ દેશમાં મોટી નોકરીઓ છતી લાયકાતે હિંદીઓને મળતી નહોતી. ઇ. સ. ૧૮૭૯માં લિટ્ટને કેટલાક નિયમો કર્યા હતા. પણ તેથી હિંદીઓની ફરિયાદો તો ચાલુજ હતી તેથી ૧૮૮૬માં પંજાબના લેફ્ટેનન્ટ ગવ્હર્નર સર ચાર્લ્સ એઇટ્ચિસનના પ્રમુખપણા નીચે વડી સરકારે એક પાદશાહી કમિશન નીમ્યું. આ કમિશને અગત્યની ભલામણો કરી. સરકારે તેમનો સ્વીકાર કર્યો. સ્ટેચ્યુટરી સિવ્હિલ સર્વિસ હવે બંધ કરવામાં આવી ને નોકરીઓના ત્રણ વિભાગ કરવામાં આવ્યા. (૧) ઇમ્પિરિઅલ, (૨) પ્રાંતિક, (૩) તાબેદાર. પહેલા વિભાગમાં ઇંગ્લંડની પરીક્ષાના પરિણામ મુજબ ભરતી થવા લાગી. બીજા વિભાગની નોકરી માટે યુનિવ્હર્સિટિના ગ્રેજ્યુએટોને નીમવા એવું ચોક્કસ થયું. તાબેદાર નોકરીઆતો પ્રાંતોની સરકારો નીમવા લાગી. લાયક નવ

જુવાનો તો હજુ પણ મોટા હોદ્દાથી તો બાતલજ રહ્યા. પણ કમિશ-નથી એક ફાયદો થયો. તાબેદાર પંક્તિના નોકરીઆતોની સ્થિતિમાં ઘણો સુધારો થયો.

**રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના ને ડફ્ફરિનની સુધારા માટેની યોજના**—ડફ્ફરિનના વખતમાં હ્યૂમ, વેડરબર્ન, વ્યોમેશ બેનરજી, વગેરેએ વિચાર કરી ઇ. સ. ૧૮૮૫ના ડિસેંબરમાં મુંબાઈ મુકામે પહેલી મહાસભા બોલાવી. વ્યોમેશચંદ્ર બેનરજીના પ્રમુખપણા નીચે આ પહેલી મહાસ-ભાના કાર્યવાહકોએ હિન્દી પ્રજાને નામે કારભારમાં સુધારાઓ કરવાની માગણી કરી. ડફ્ફરિને પહેલાં તો દિલસોઝી દર્શાવી ને મહાસભાની માંગણીનો વિચાર કરવા પોતાની કાઉંસિલની એક સમિતિ નીમી. ઇ. સ. ૧૮૮૮ની આખરે તે સ્વદેશ ગયો. તેના પછી લૉર્ડ લૅન્ઝ્ડાઉન વાઇસ-રૉય થયો.

**લૉર્ડ લૅન્ઝ્ડાઉન, ઇ. સ. ૧૮૮૮–૧૮૯૪**—નવો વાઇસરૉય એક વાર નાયબ હિંદી દિવાન અને કૅનેડાનો ગવ્હર્નર હતો. તેના વખ-તમાં સિક્કિમ ઉપર ને પૂર્વે લુશાઈ લોકોના પ્રદેશ ને શાન સંસ્થાનો ઉપર બ્રિટિશ અંકુશ મૂકવામાં આવ્યો. ઇ. સ. ૧૮૮૫માં વાઇસરૉયે કાશ્મીરનો બધો કારભાર મહારાજા પાસેથી લઈ પોતાને હસ્ત લીધો; ને બલુચિસ્તાન, ગિલ્ગિટ, અને ચિત્રાલમાં હિંદી સરકારના પ્રતિનિધિઓ રોક્યા. ઇ. સ. ૧૮૯૩માં કાબુલ ખાતે સર મૉર્ટિમર ડુરાંડે અબ્દુર્રહમાન સાથે નવો કરાર કર્યો કે–હિંદી સરકારે અમીરને રૂ. ૧૮ લાખ રોકડા દર વર્ષ આપવા ને હથિયારો હિંદથી અફઘાનીસ્તાનમાં જઈ શકે. તેને બદલે અમીરે હિંદી સરકારને સિંધુ નદી અને પોતાની સરહદ વચ્ચેની ટોળીઓ ઉપરની તમામ સત્તા સુપ્રત કરી. પરિણામ એ આવ્યું કે સરકારને તોફાની ટોળીઓ ઉપર વગ બેસારતાં ઘણું ખર્ચ થયું ને લડા-ઈમાં ઉતરવું પડ્યું.

મણિપુરના રાજાને તેના પિત્રાઈએ પદભ્રષ્ટ કર્યો. વાઈસરૉયે નવા રાજાના અમલને સંમતિ પણ આપી. પણ મણિપુરના સેનાપતિને ભર દરબારમાં પકડવાથી લોકો છંછેડાઈ ગયા, તેમણે બ્રિટિશ કમિશનરને

મારી નાંખ્યો. તેથી વાઈસરૉયે લશ્કર મોકલ્યું. બંડ દબાઈ ગયું રાજ્ય ખાલસા થઈ શકત પણ સગીર રાજાના દૂરના પિત્રાઈને રાજા બનાવી અંગ્રેજ અમલદારને કારભાર સોંપવામાં આવ્યો, ઇ. સ. ૧૮૯૩

**મહાસભાની પ્રવૃત્તિનું શુભ પરિણામ, ઇ. સ. ૧૮૯૨ના સુધારાઓ**—ઇ. સ. ૧૮૯૦ની સાલથી એક યા બીજા રૂપમાં પાર્લમેંટમાં હિંદના કારભારમાં સુધારા કરવા ચર્ચા થયાં કરતી હતી. ૧૮૯૨માં ધારાસભાઓની સત્તાને લગતો કાયદો પાર્લમેંટે પ્રસાર કર્યો. (૧) વડી ધારાસભામાં વધારેમાં વધારે સોળ ને ઓછામાં ઓછા દસ સભ્યો બેસી શકે (૨) મુંબઈ, મદ્રાસ ને બંગાળાની ધારાસભાઓમાં ઓછામાં ઓછા આઠ સભ્યો ને વધારેમાં વધારે વીસ સભ્યો બેસી શકે (૩) સંયુક્ત પ્રાંતોમાં વધારેમાં વધારે પંદર સભ્યો બેસી શકે (૪) યુનિવર્સિટિઓ વેપારી મંડળો, ને તાલુકા ને જિલ્લાનાં બોર્ડો, પોતાના પ્રતિનિધિઓને સરકારની સંમતિથી પ્રાંતિક ધારાસભામાં મોકલી શકે (૫) પ્રાંતિક ધારાસભાઓ વડી ધારાસભામાં એવીજ રીતે પ્રતિનિધિઓ મોકલી શકે અને (૬) ધારાસભાઓ પ્રશ્નો પૂછી શકે તથા અંદાજપત્રો ઉપર ચર્ચા કરી શકે; એ મુખ્ય સુધારાઓ હતા. ઠરાવો રજુ કરવાનો અને અંદાજપત્રો ઉપર મત આપવાનો હક્ક હજુ ધારાસભાઓને આપવામાં આવ્યો નહિ. બીનસરકારી મંડળોએ જે પ્રતિનિધિઓને નીમ્યા તેમને સરકારે સંમતિ આપવાની કદિ ના પાડી નહિ તેથી એક રીતે આ સુધારાથી લોકોને પ્રતિનિધિઓ મોકલવાનો અધિકાર મળ્યો. આ



દાદાભાઈ નૌરોજી

સુધારાથી પ્રાંતિક ને વડી ધારાસભાઓમાં લોકોને એકદમ પ્રવેશ મળ્યો નહિ તેમ વધારે અધિકારો પણ ન મળ્યા; છતાં હવેથી સુરેંદ્રનાથ બેનરજી, ફિરોઝશાહ મહેતા, ગોપાલ કૃષ્ણ ગોખલે, મદન મોહન માલવીય, જેવા દેશના આગેવાનો ધારાસભાઓમાં જવા માંડયા અને તેમનાં વક્તૃત્વ શક્તિ, જ્ઞાન, વગેરેથી સરકાર પણ મુંઝાવા લાગી. ધારાસભાઓમાં ચાલતી ગરમાગરમ તકરારોથી જાહેર પ્રજા કારભારના વિષયમાં કેળવાવા લાગી અને દરેક બાબતમાં પ્રજામત દૃઢ થવા લાગ્યો. રાષ્ટ્રીય મહાસભાની સાત વર્ષોની પ્રવૃત્તિઓનું આ પહેલું ફળ આવ્યું તેથી તે સંસ્થા પણ વિશેષ વગવાળી બની. લૅંઝડાઉન પછી એલ્જિન વાઇસિરૉય થયો.



સર ફિરોઝશાહ મહેતા

**લૉર્ડ એલ્જિન, ઇ. સ. ૧૮૯૪–૧૮૯૮**—નવો વાઇસિરૉય બીજા વાઇસિરૉયનો પુત્ર હતો. તેના અમલમાં પંજાબને ધારાસભા આપવામાં આવી ને બ્રહ્મદેશને લેફ્ટનન્ટ ગવ્હર્નર



ગોપાલ કૃષ્ણ ગોખલે

નીચે મૂકવામાં આવ્યો, ઇ. સ. ૧૮૯૭. ઇ. સ. ૧૮૯૫માં ત્રણ સ્વતં સેનાધિપતિઓને કમી કરી એકજ સેનાધિપતિની નીચે બંગાળા, મદ્રાસ મુંબઈ ને પંજાબનાં ચાર લશ્કરો ચાર નોખા નોખા અમલદારો નીચે મૂકવામ આવ્યાં. મહારાણી વિક્ટોરિઆએ ઇ. સ. ૧૮૯૭માં હીરક મહોત્સવ ઉજવ્યો પુરાંતમાં સરકારને ખોટ જતી હોવાથી પાંચ ટકાની જગાત ઇ. સ ૧૮૯૪થી નાંખવામાં આવી. કાપડ ઉપર પાછળથી જગાત નંખાઈ પા હિંદમાં બનતા કાપડ ઉપર ૩॥ ટકાની જગાત નાંખવામાં આવી.

મુંબઇમાં ઇ. સ. ૧૮૯૬ના ચોમાસામાં પ્લેગ શરૂ થયો તે આખ દેશમાં ફેલાયો. ઇ. સ. ૧૮૯૬–૯૭માં ઘણા પ્રદેશોમાં દુષ્કાળ પડયો બે વર્ષ સૂધી આસામમાં ધરતીકંપ ચાલુજ રહ્યો. દુષ્કાળથી ઉભી થત પરિસ્થિતિ તપાસવા માટે એલ્જિને કમિશન નીમ્યું.

**"કેસરી" પ્રકરણ**—પ્લેગ વખતે મુંબઈ સરકારે પૂનામાં ઘેરઘે તપાસ કરવા લશ્કરના ગોરા સિપાઇઓને મોકલ્યા તેથી પૂનાની પ્રજ ઘણી કોચવાઈ ગઈ. દામોદર ચાપેકર નામના બ્રાહ્મણ યુવકે રેંડ ને આયર્સ્ટ નામના બે અંગ્રેજ અમલદારોનાં ખુન કર્યાં. પરિણામે ચાપેક ફાંસીએ ચડયો, નાતૂભાઈઓને દેશપાર કરવામાં આવ્યા, ને "કેસરી" પત્રના તંત્રી મર્હુમ લોકમાન્ય બાળ ગંગાધર ટિળક ઉપર કામ ચલાવ તેમને કેદની સજા કરવામાં આવી; તેથી મુંબઈમાં તોફાનો થયાં અ રાજદ્રોહ, તથા છાપખાનાંઓ માટેના કાયદાઓને વધારે સખ્ત કર વામાં આવ્યા.

**વાયવ્ય સરહદ**—લૉર્ડ લૅન્સ્ડાઉનની રાજ્યનીતિથી પઠાણો ને અમીર ઉશ્કેરાઈ ગયા હતા. ઇ. સ. ૧૮૯૭માં ચિત્રાલ ને તિરાહમ તોફાનો થયાં. તેથી ચિત્રાલ, દીર, તિરાહ, વગેરે ઉપર સરકારે કાબ મેળવ્યો. એલ્જિનના કારભાર દરમ્યાન સરહદ ઉપરના તમામ લોક સરકાર સામે થઈ ગયા હતા.

**એલ્જિનના કારભારનો અંત**—આવી રીતે સરહદ ઉપર તોફાન ને દેશની અંદર ભયંકર કુદરતી આફતો ને રાજકીય અસંતોષ, એટલ વાનાં મૂકી એલ્જિન ઇ. સ. ૧૮૯૯માં સ્વદેશ ગયો.

**સાર**—ડફ્ફરિનના વખતમાં કાબુલના અમીરને ને રશિઆને ગંભીર મતભેદ થયો; હિંદી સરકાર વચ્ચે આવી એટલે લડાઈ સળગતી અટકી. ડફ્ફરિનને હિંદીઓને રાજ્યકારભારમાં વધારે અધિકારો અપાવવા વાટાઘાટ ચલાવી. તેણે ત્રીજો બ્રહ્મી વિગ્રહ લડી બ્રહ્મદેશ ખાલસા કર્યો. એઈટ્ચિસન કમિશનની ભલામણોથી દેશની નોકરીના ત્રણ ભાગો કરવામાં આવ્યા. (૧) ઈંપિરિયલ, Imperial (૨) પ્રાંતિક, Provincial. (૩) તાબેદાર, Subordinate. તેના વખતમાં રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઈ. લૅન્ઝ્ડાઉનના વખતમાં વિશેષ અધિકારો અપાયા, સિંધુની પેલે પાર પહાણ ટોળીઓને હિંદ નીચે મૂકવામાં આવી, મણિપુરમાં તોફાન થયું ને પ્રાંતોને વિશેષ આર્થિક સત્તાઓ આપવામાં આવી. એલ્જિનના વખતમાં વાયવ્ય સરહદ ઉપરના પઠાણો તોફાને ચડ્યા, દેશમાં મરકી વ્યાપી, દુષ્કાળો પડ્યા અને ટિળક, વગેરેને સજા કરવામાં આવી.

**પ્રશ્નો**—(૧) ત્રીજા બ્રહ્મી વિગ્રહનાં કારણો ને પરિણામો લખો. (૨) હિંદી ને પ્રાંતિક સરકારો વચ્ચે નાણાંના વિષય સંબંધનો ઇતિહાસ લખો. (૩) વાયવ્ય સરહદનું પ્રકરણ કેવી રીતે ઉદ્ભવ્યું ? (૪) એલ્જિનના વખતના અસંતોષનાં કારણો લખો. (૫) ઇ. સ. ૧૮૯૨ના સુધારાઓનું સ્વરૂપ જણાવો.

## પ્રકરણ ૬૮ મું

## લાર્ડ કર્ઝન, ઇ. સ. ૧૮૯૯–૧૯૦૫.

**લૉર્ડ કર્ઝન**—લૉર્ડ કર્ઝને ઇ. સ. ૧૮૯૯ના જાનેવારિમાં પોતાનો કારભાર સંભાળ્યો. બધા વાઇસિરોયના કારભારોમાં કર્ઝનનો કારભાર જુદોજ તરી આવે છે. અત્યાર સુધીના વાઇસરૉયો ઈંગ્લંડના મંત્રિમંડળના કહેવા મુજબ અથવા તો હિંદમાં પોતાના કાઉંસિલરો અને પ્રાંતિક સરકારોના મતને અનુસરીને વહિવટ કરતા અને કોઈક વાર પોતાનાજ વિચાર પ્રમાણે કામ લેતા. લૉર્ડ કર્ઝને, સ્વભાવે પોતે આપખુદ હોવાથી તથા ઈંગ્લંડમાં ને હિંદમાં તેના નામની ઘણી ખ્યાતિ હોવાથી, આપણા દેશમાં ૭ વર્ષનો સ્વચ્છંદી કારભાર કર્યો. તે પ્રાચીન ઇતિહાસનો અને સંસ્કૃતિ-

ઓનો મોટો અભ્યાસી હતો ને એશિઆના દરેક દેશમાં જઈ આવ્યો હતો. વાયવ્ય સરહદની પરિસ્થિતિનું તેને જ્ઞાન હતું. તેણે પરદેશ ખાતાના ને હિંદના મદદનીશ દિવાન તરીકે કામ કર્યું હતું. તેની ખ્યાતિ ઉપર હિંદના લોકોએ મોટી મોટી આશાઓ બાંધી પણ તે આશાઓ ફળીભૂત થઈ નહિ.

**સરહદ**—એલ્જિનના વખતમાં સરહદનો મામલો બહુ ગંભીર થઈ ગયો હતો. કર્ઝને આવી સરહદ ઉપર બંદોબસ્ત કર્યો. ચિત્રાલ વગેરે સ્થળોએ જે લશ્કરો હતાં તેને પાછાં બોલાવી લેવામાં આવ્યાં. પઠાણ લોકોને લશ્કરમાં લઈ તેમના મુલકનો બંદોબસ્ત કરવાની તક આપવામાં આવી. હિંદી લશ્કરોને માત્ર જરૂર પડતી જગ્યાઓએજ રહેવા દેવામાં આવ્યાં ને રસ્તાઓ વગેરે સુધારી પઠાણ લોકો પર વિશ્વાસ બેસારવામાં આવ્યો. આ ધોરણથી સરહદની સ્થિતિ સુધરી ગઈ ને હિંદુસ્તાન ઉપરનો બોજો ઓછો થયો. કર્ઝને નક્કી કરેલું ધોરણ ઠેઠ ઇ. સ. ૧૯૧૪ સુધી ચાલુ રહ્યું.

**વાયવ્ય પ્રાંત, ઇ સ. ૧૯૦૧**—અત્યાર સુધી સરહદના મુલકોના કારભાર માટે પંજાબની સરકાર જવાબદાર હતી. કર્ઝને બધા મુલકો વડી સરકારના અંકુશ નીચે મૂક્યા. પેશાવર, કોહાટ, બન્નુ ને હઝારાના પ્રાંતો, ને દેહરાઇસ્માઇલખાન, ખાઇબરઘાટ, ને દીર, સ્વાટ અને ચિત્રાલનાં રાજ્યોને ઇ. સ. ૧૯૦૧માં ચીફ કમિશનર નીચે મૂકવામાં આવ્યાં. પેશાવર આ નવા પ્રાંતની રાજધાની બન્યું. આગ્રા ને અયોધ્યાના વાયવ્ય પ્રાંતોને હવે **સંયુક્ત** પ્રાંતોનું નામ આપવામાં આવ્યું.

**અફઘાનીસ્તાન**—અમીર અબ્દુર્રહમાન ઇ. સ. ૧૯૦૧માં મરી ગયો. તેની પછી તેનો દીકરો હબિબુલ્લા ગાદીએ આવ્યો. તેણે પોતાના બાપે કરેલી **સંધિ** ચાલુ રાખવા ના પાડી. ઇ. સ. ૧૯૦૪માં હંગામી વાઇસરૉય લૉર્ડ ઍમ્પ્ટહિલ્લે સર લુઈ ડેઈનને કાબુલ મોકલ્યો. તેની મારફત અમીર ને હિંદી સરકાર વચ્ચે નવો કરાર થયો. હબિબુલ્લાને છેલ્લા પાંચ વર્ષની બધી ખંડણી પાછી મળી. તેણે બ્રિટિશ મિત્રતા સ્વીકારી અને His Highness હિઝ હાઈનેસને બદલે હવે His Ma-

esty હિઝ મૅજેસ્ટિથી તેને હિંદી સરકાર સંબોધે એમ નક્કી થયું, ઇ. સ. ૧૯૦૪–૧૯૦૫.

**ઈરાન, અરબસ્તાન, વગેરે**—રશિઆના ડરથી લૉર્ડ કર્ઝને ઇરાનમાં બ્રિટિશ એલચીઓ રોકયા; ઈરાન ને અફઘાનીસ્તાનની સરહદો નક્કી કરવા સિસ્તાનમાં કમિશન મોકલ્યું; અને સિસ્તાનમાં, તથા કોવીટ, મસ્કત અને ઈરાનના અખાતમાં બ્રિટિશ લાભો જળવાય એવી યોજના કરી.

**તિબેટ**—કર્ઝને ઇ. સ. ૧૯૦૩માં કર્નલ યંગહસ્બંડને તિબેટ મોકલ્યો. બીકથી દલાઈ લામા ચીન ભાગી ગયો. યંગહસ્બંડે રૂ. ૭૫ લાખનો દંડ ને ચુંબીની ખીણનો પ્રદેશ તિબેટ પાસે પડાવ્યો પણ બ્રિટિશ મંત્રિમંડળે આવા કરારને વખોડી કાઢ્યો તેથી માત્ર વેપારી વિષયોને લગતોજ નવો કરાર કરવામાં આવ્યો. હિંદને તિબેટ સાથે કાંઈ લાગતું નહોતું.

**રજવાડાંઓ**—રાજાઓને પોતાનો કારભાર બ્રિટિશ હિંદુસ્તાનના કારભાર પ્રમાણે ચલાવવા કર્ઝન વારંવાર સૂચના આપતો. આ સૂચના વ્યાજબી હતી. કર્ઝને રાજકુમારોને અપાતા શિક્ષણને સુધારવા પ્રયત્નો કર્યા પણ દેશના બચાવમાં રજવાડાંઓ યોગ્ય ભાગ આપે તેવી યોજના કરવામાં તેને બહુ અનુમોદન ન મળ્યું. રજવાડાંઓમાં તેણે ઇમ્પિરિઅલ કૅડેટ કોરની સંસ્થા ઊભી કરી. કાશ્મીરના મહારાજાને ઇ. સ. ૧૯૦૫માં રાજ્યનો કારભાર સુપ્રત કર્યો. સમ્રાટ્ સાતમા એડવર્ડનો રાજ્યાભિષેક જાહેર કરવા દિલ્હીમાં મોટો દરબાર ભરવામાં આવ્યો, ઇ. સ. ૧૯૦૩.

**બરાડ પ્રાંત**—કર્ઝનના અમલ દરમ્યાન નિઝામ સરકારે બરાડ પ્રાંતના કારભારનો કાયમ પટ્ટો હિંદી સરકારને કરી આપ્યો; બદલામાં હિંદી સરકારે દર વર્ષે પૌંડ ૧,૬૮,૦૦૦ નિઝામ સરકારને આપવા; અમરાવતીમાં નિઝામ સરકારનો વાવટો ફરકે; અને હૈદરાબાદના લશ્કરનું ખર્ચ હવે વડી સરકાર ભોગવે, એટલી કલમો મૂકવામાં આવી.

**મરકી, દુષ્કાળ, વગેરે**—હવે પ્લેગે તો આપણે ત્યાં ઘર કર્યું. કર્ઝને તેને રોકવાના ઇલાજોની શોધ કરવા માટે એક કમિશન નીમ્યું, ઇ. સ. ૧૮૯૯–૧૯૦૦ "છપનીઆ"નો મોટો દુષ્કાળ પડ્યો. "૫૭"નું વર્ષ ભીન થયું. ઘણા લોકો મરી ગયા. ઢોરોનો પણ એટલોજ

ધાણ નીકળી ગયો. કર્ઝને લોકોને મદદ ને દિલાસો આપવા જાતમહેનત લીધી. એક દુષ્કાળકમિશન નીમવામાં આવ્યું ને તેની ભલામણો પ્રમાણે નહેરકામો ને રેલ્વેઓ બાંધવા માટે યોજનાઓ ગોઠવવામાં આવી. એજ પ્રમાણે નહેરકામની સમિતિએ ૨૦ વર્ષમાં રૂ. ૪૪ કરોડ નહેરકામ ઉપર વાપરવા અભિપ્રાય આપ્યો. આ બે રિપોર્ટો ખાસ અગત્યના છે.

**મહારાણી વિક્ટોરિઆનું મરણ જાનેવારિ ઇ. સ. ૧૯૦૧—** મહારાણી વિક્ટોરિઆના મરણથી આખા સામ્રાજ્યમાં શોક ફેલાઈ રહ્યો. હિંદના કારભાર સંબંધમાં તેઓ ઉદાર વિચારો ધરાવતાં હતાં.

**જમીનનું મ્હેસુલ—**આ વખતે રાષ્ટ્રીય મહાસભાના નાયકો સ્વર્ગસ્થ રમેશચંદ્ર દત્તના મતને સ્વીકારી હિંદુસ્તાનના તમામ ભાગોમાં બંગાળાના જેવી કાયમ જમાબંધી દાખલ કરવાના ઠરાવો પ્રસાર કરતા હતા. રમેશચંદ્ર દત્ત ને કેટલાક અનુભવી અંગ્રેજ અમલદારોએ હિંદી દિવાનને તે બાબતમાં લિખિત અરજી કરી. દત્તે કર્ઝનને છાપાઓમાં ખુલ્લા પત્રો લખ્યા અને તેમાં જણાવ્યું કે દેશમાં પડતા ભયંકર દુષ્કાળોથી ઉપસ્થિત થતા ભુખમરા માટે સરકારની મ્હેસુલ નક્કી કરવાની અને ઉઘરાવવાની પદ્ધતિ જવાબદાર છે અને જો સરકાર કાયમ જમાબંધીનું ધોરણ સ્વીકારે તો આ પીડા એકદમ દૂર થઈ શકે. સરકારથી આવો ગંભીર આરોપ ખમાયો નહિ. તેણે દત્તની લેખમાળાના જવાબમાં એક મોટો ઠરાવ બહાર પાડ્યો. હજુ સુધી આ ઠરાવની કલમો પ્રમાણે દેશના મ્હેસુલની આંકણી થાય છે. અલબત, કર્ઝનના જવાબમાં આપેલાં વચનો પ્રમાણે સરકારે રૈયતોને બધા હક્કો આપી દીધા નથી પણ કાયમ જમાબંધી સરકાર કદિ પણ બીજે સ્થળે દાખલ નહિ કરે એટલું તો એ જવાબથી નક્કી થઈ ગયું છે.

ઇ. સ. ૧૯૦૪માં સહકારી મંડળીને લગતો કાયદો પ્રસાર કરવામાં આવ્યો.

**વિદ્યાપીઠોની સુધારણા—**આપણાં વિદ્યાપીઠોની વ્યવસ્થા ખરાબ થઈ ગઈ હતી. સિમલા મુકામે કર્ઝને પહેલાં કેળવણીખાતાના અમલદારોની એક પરિષદ બોલાવી અને પછી ઇ. સ. ૧૯૦૩માં એક કમિશન

નીમ્યું. કમિશનના અભિપ્રાય મુજબ ઇ. સ. ૧૯૦૪માં વિદ્યાપીઠોનાં બંધારણોમાં મોટા ફેરફારો કરનારો એક કાયદો પસાર કરવામાં આવ્યો. આ કાયદાથી લોકો કર્ઝનના કારભાર વિરુદ્ધ થઈ ગયા ને મુંબઈમાં ફિરોઝશાહ ને ગોખલે જેવાઓએ આ વિરોધમાં આગેવાની લીધી પણ એટલું કહેવું જોઈએ કે એકંદર વિદ્યાપીઠોની વ્યવસ્થા સુધારી તો ખરી.

**ઉદ્યમી કારભાર**—કર્ઝનના વખતમાં અનેક સુધારાઓ દાખલ થયા. પોલિસખાતાને સુધારવામાં આવ્યું; વેપાર ને ઉદ્યોગના વિકાસ માટે એક નવું ખાતું ઉભું કરવામાં આવ્યું અને તે માટે વાઇસરૉયની કાઉંસિલમાં કાયમ છઠ્ઠો સભ્ય ઉમેરવામાં આવ્યો; પ્રાચીન સ્થળો, બાંધકામો, શિલાલેખો, વગેરેના રક્ષણ માટે એક કાયદો કરવામાં આવ્યો; રેલ્વેનો કારભાર એક બોર્ડ (મંડળ)ને સુપ્રત કરવામાં આવ્યો. ઇ. સ. ૧૮૯૮માં નીમાએલી ફાઉલર કમિટિના અભિપ્રાય મુજબ રૂપીઆ ને શિલિંગનું હુંડી-આમણ ૧૬ પેન્સ પ્રમાણે નકકી થયું. હિંદને સોનાનું ચલણ આપવામાં આવ્યું નહિ. નવી ચલણપદ્ધતિથી સરકારને મોટી પુરાંતો રહેતી ગઈ; તેથી મીઠા ઉપરનો કર મણ દીઠ રૂા. ૧) સુધી ઓછો કરવામાં આવ્યો. આ વખત ,સદ્‌ગત શ્રીયુત ગોખલેએ વડી ધારાસભામાં કરેલાં ભાષણોથી લૉર્ડ કર્ઝન ઘણોજ પ્રસન્ન થયો. નાણાંના વિષયને લગતા, પ્રાંતોની સરકારો સાથેના કરારોને કાયમ કરવામાં આવ્યા અને તેથી પ્રાંતોને વિશેષ સ્વતંત્રતા મળી. લૉર્ડ કર્ઝનના કારભારની મુદ્દતમાં એક વર્ષનો વધારો કરવામાં આવ્યો તેથી તે ઇ. સ. ૧૯૦૪ના એપ્રિલમાં સ્વદેશ જઈ પાછો ડિસેંબરમાં હિંદ આવ્યો; દરમ્યાન લૉર્ડ ઍમ્પ્ટહિલ હંગામી વાઇસરૉય થયો.

**બંગભંગ**—એક વાર મધ્ય પ્રાંતના ચીફ કમિશનરે પોતાના પ્રાંતની સરહદમાં ફેરફાર કરવા એક તુમાર હિંદી સરકાર ઉપર લખી મોકલ્યો. તે ઉપર વાઇસરૉયે બધા પ્રાંતોની સરહદો સંબંધી તપાસ કરવા હુકમ કર્યો. આ વખતે બંગાળાના લેફ્ટેનન્ટ્ ગવ્હર્નરના ઉપર કામનો બોજો ઘણો રહેતો હતો, કારણ કે બંગાળા ઇલાકો બહુ મોટો હતો. બંગાળાના લોકોને ગવ્હર્નર જોઈતો હતો અને બિહાર, ઓરિસ્સા ને છોટાનાગપુરના પ્રાંતોને બંગાળાથી જુદા કરવા હતા. કર્ઝને એ માંગ-

ણીનો તુચ્છકાર કર્યો ને આસામ ને પૂર્વ બંગાળાનો ઢાકામાં રાજધાની સાથે એક પ્રાંત બનાવ્યો, ને પશ્ચિમ બંગાળા, ઓરિસ્સા, બિહાર ને છોટાનાગપુરના પ્રાંતોનો કલકત્તાની રાજધાની સહિત બીજો નવો પ્રાંત બનાવ્યો. પરિણામે બંગાળીઓ છંછેડાયા. તેમનું દુઃખ આખા હિંદુસ્તાનનું દુઃખ થઈ પડ્યું. કેટલાક લોકોએ અંગ્રેજી માલનો બહિષ્કાર કર્યો; કેટલાક વિદ્યાર્થીઓ સરકારી સંસ્થાઓ છોડી ગયા; રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ સ્થપાઈ; મોટી મોટી સભાઓ ભરી દેશના આગેવાનો ભાષણો કરવા લાગ્યા અને અરવિંદ ઘોષ, બિપીનચંદ્ર પાલ, લાલા લજપતરાય, બાળગંગાધર ટિળક, ખાપર્ડે, વગેરે આગેવાનોએ મહાસભાની જુની પદ્ધતિથી કંટાળી નવો ઉદ્દમ પક્ષ સ્થાપ્યો. "બંગભંગ"થી લૉર્ડ કર્ઝનનો કારભાર નિંદાવા લાગ્યો.

**લશ્કરી વ્યવસ્થામાં લૉર્ડ કિચનર સાથે મતભેદ ને કર્ઝનનું રાજીનામું, ઇ. સ. ૧૯૦૫**—આ વખતે લૉર્ડ કિચનર હિંદનો સેનાપતિ હતો. તેણે એમ કહ્યું કે વાઈસરૉયની કાઉંસિલમાં Military Member–લશ્કરી સભાસદની હાજરીથી તેની સત્તા ઝાંખી થઈ જાય છે અને તેથી તે ખાતું બંધ થવું જોઇએ. કર્ઝને એવી દલીલ કરી કે સેનાધિપતિ વાઈસરૉયનો તાબેદાર છે અને જો તેને વાઈસરૉયથી સ્વતંત્ર બનાવવામાં આવે તો હિંદનો વહિવટ લશ્કરી થઈ જાય. આ દલીલને આખા હિંદનું અનુમોદન હતું. એ વેળા ઇંગ્લંડમાં મિ. બાલ્ફર મુખ્ય પ્રધાન હતો ને લૉર્ડ કિચનર ઈંગ્લંડમાં મોટી વગ ધરાવતો હતો; તેથી કિચનરને નાખુશ કરી કર્ઝનને રાજી રાખવામાં મોટી મુશ્કેલી દેખાવા લાગી. તકરારનો તો નિકાલ કરવામાં આવ્યો. પણ દરમ્યાન લશ્કરી સભ્ય સર એડવર્ડ એલ્લિસ નોકરી છોડી જતો હોવાથી તેની જગ્યા કોને આપવી તે બાબત ખટપટ ચાલી. કર્ઝને પોતાના ઉમેદવારનું નામ સૂચવ્યું પણ ઈંગ્લંડથી એવી આજ્ઞા થઈ કે તેમાં કિચનરનો મત પૂછવો. કર્ઝને નાખુશ થઈ રાજીનામું આપ્યું. કર્ઝનકિચનરરૂપ બે તરવારો હિંદના સરળ કારભારરૂપી એક મ્યાનમાં કેમ સમાય ?

**કર્ઝનનો કારભાર**—લૉર્ડ કર્ઝનનો ઇ. સ. ૧૯૦૩ સુધીનો કારભાર

લોકપ્રિય હતો અને મહાસભાના આગેવાનોએ* પણ તે કારભારનાં કેટલાંક કામોની મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. પણ ત્યાર પછી વાઇસરૉય વગોવાવા લાગ્યો. તે સ્વચ્છંદી, આપખુદ, ને એકલસૂરો હતો. પોતાની શક્તિનો તેને ઊંચો ખ્યાલ હતો, તે મિથ્યાભિમાની હતો, અને હિંદુસ્તાનની બલ્કે, આખા એશિઆની પ્રજાઓની રાજકીય શક્તિનો તેને હલકો મત હતો. તેથી તેણે કારભારમાં ઘણી ભૂલો કરી. અલબત, હિંદુસ્તાનની પ્રજાઓ ઉપર તેને ઘણી પ્રીતિ હતી; પણ શિક્ષિત વર્ગોની લાયકાત માટે કર્ઝનને સારો અભિપ્રાય નહોતો. તેને મન, હિંદુસ્તાનની રંક ને નિરાધાર તથા નિરક્ષર પ્રજા ઉપર ઇંગ્લંડ હમેશાં રાજ્ય કરે તેમાંજ આ દેશનું કલ્યાણ સમાએલું હતું. અલબત, દુષ્કાળ, મ્હેસુલ, વિદ્યાપીઠો, નોકરો, વગેરે માટે તેણે સારી યોજનાઓ ઘડી; પણ બંગભંગથી, વિદ્યાપીઠના કાયદાથી અને પોતાનાં છટાદાર પણ ઉદ્ધત ભાષણોથી હિંદના શિક્ષિત વર્ગોનો ને લોકોનો તે વિશ્વાસ ખોઈ બેઠો. જો મહાસભાના આગેવાનોને તેણે પોતાના વિશ્વાસમા લીધા હોત તો તે મોટો વાઇસરૉય બની શકત. સરકાર માબાપ રહે અને પ્રજા હમેશાં સગીરની સ્થિતિમાંજ રહે એવી તેની માન્યતા હતી.* કારભાર પ્રામાણિક અને ખોડખાંપણ

---

* દાખલા તરીકે સર દિનશા વાચ્છા.

* કર્ઝનની અદ્દભુત વકતૃત્વશક્તિનો અને હિંદ ને ઇંગ્લંડ વચ્ચે પાલ્યપાલકના જેવો સંબંધ હોવો જોઈએ તે વિચારનો નીચે નમુનો આપ્યો છે:—

A hundred times in India have I said to myself, "Oh that to every Englishman in this country, as he ends his work, might be truthfully applied the phrase. 'Thou hast loved righteousness and hated inequity.' No man has, I believe, ever served India faithfully, of whom that could never be said. All other triumphs are tinsel and sham. Perhaps, there are few of us, who make anything but a poor approximation to that ideal. But let it be our ideal all the same. To fight for the right, to abhor the imperfect, the unjust or the mean, to swerve

વિનાનો થાય એટલે બસ, એમ તે માનતો હતો. આ માન્યતા ભૂલ-ભરેલી હતી. કર્ઝનના પ્રતિભાશાળી વ્યક્તિત્વથી તેના વખતમાં હિંદી સરકારનું ગૌરવ વધ્યું; પણ પ્રજાના અસંતોષને લઇને તે ગૌરવ ઝાઝો કાળ નભી શક્યું નહિ. તેના કારભારનાં કેટલાંક અંગોને પાછળથી ફેરવી નાંખવાની જરૂર પડી. તિબેટનું સાહસ નિરર્થક ગયું; વિદ્યાપીઠોના સુધારાનાં પરિણામો તેની ઉમેદ પ્રમાણે આવ્યાં નહિ, બંગભંગ રદ થયો; મહારાણી વિક્ટોરિઆના ઢંઢેરાનાં વચનોનો તેણે કરેલો તુચ્છકાર પણ નિષ્પ્રયોજન નીવડ્યો. બંગાળામાં એક નાનો બંડખોર પક્ષ ઉભો થયો અને ઇ. સ. ૧૯૦૫–૧૯૧૧ સુધીમા સરકારને રાજ્ય કરવું મુશ્કેલ થઇ પડ્યું. લૉર્ડ કર્ઝનના ઉદ્યમી ને ખંતીલા, પણ આપખુદ અને સ્વચ્છંદી

---

neither to the right hand nor to the left, to care nothing for flattery or applause or abuse–it is so easy to have any of them in India–never to let your enthusiasm be soured or your courage grow dim, but remember that the Almighty has placed your hand on the greatest of His ploughs, in whose furrow the nations of the future are germinating and taking shape, to drive the blade a little further in your time and to feel that somewhere among these millions, you have left a little justice or happiness or prosperity, a sense of manliness or moral dignity, a spring of patriotism, a dawn of intellectual enlightenment or a stirring of duty, where it did not before exist, that is enough, that is the Englishman's justification in India. It is good enough, for his watch-word while he is here, for his epitaph when he is gone. I have worked for no other end. Let India be my Judge."

**India under Lord Curzon and after,** by L. Fraser, P.38.

* હવે સાર કે પ્રશ્નો નહિ આપવામાં આવે, કારણ કે આ ભાગ અભ્યાસક્રમની બહાર છે. તેજ કારણસર હવે માત્ર અગત્યના મુદ્દાઓનોજ ઉલ્લેખ કરવામાં આવશે.

કારભારથી આપણું રાષ્ટ્રીય જીવન વિશેષ સતેજ બન્યું.

ઇ. સ. ૧૯૦૫માં નામદાર પ્રિંસેસ્સ ને પ્રિંસ ઑવ્ વેઇલ્સ હિંદ આવ્યાં. તેમણે સ્વદેશ જઈ જાહેર કર્યું કે હિંદના કારભારમાં સહાનુભૂતિનું બીજ રોપાવું જોઇએ.

## પ્રકરણ ૭મું

## લૉર્ડ મોર્લે ને લૉર્ડ મિંટોનો કારભાર.

### ધારાસભાઓનું નવું બંધારણ, ઇ. સ. ૧૯૦૫-૧૯૧૦.

**લૉર્ડ મિંટો ને લૉર્ડ મોર્લે**—ઇ. સ. ૧૯૦૫ના નવેંબર માસમા કૅનેડાના ગવર્નર ઝનરલ લૉર્ડ મિંટોએ કર્ઝન પાસેથી હિંદનો કારભાર સંભાળ્યો. ડિસેંબરમાં ઇંગ્લંડના પ્રધાનમંડળમાં ફેરફારો થઈ ગયા. "લિબરલો" પ્રધાનો થયા અને બર્ક ને મિલ્લનો મોટો અભ્યાસી, ને ગ્લૅડ્સ્ટનનો મિત્ર, રૅડિકલ પક્ષકાર મોર્લે હિંદી પ્રધાન થયો. અંગ્રેજી ભણેલા હિંદીઓ મોર્લેના વિચારોને બહુજ સારી રીતે જાણતા હતા ને નીતિશાસ્ત્રમાં તેઓ તેને "ગુરુ" માનતા. મોર્લેએ લૉર્ડ મિંટોના કારભારને પોતાના વિચારોનો ઓપ આપ્યો. એ કારણથી આપણા દેશના આ પાંચ વર્ષના તંત્રને મોર્લે ને મિંટોનો સંયુક્ત કારભાર કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી.



લૉર્ડ મિન્ટો

**પર રાજ્યો સાથે વ્યવહાર**—ઇ. સ. ૧૯૦૬માં ચીન સાથે તહ થવાથી, ને ઇ. સ. ૧૯૦૭માં રશિઆ સાથે કરાર થવાથી આ

દેશો સંબંધી ખટપટોનો અંત આવ્યો. કાબુલનો અમીર હબિબુલ્લા હિંદ આવી ગયો.

**રાજકીય પરિસ્થિતિ**—બંગભંગથી કર્ઝનનાજ અમલમાં દેશમાં મોટો કોલાહલ વ્યાપી રહ્યો હતો. મિંટોના વખતમાં તે કોલાહલનું ખરૂં સ્વરૂપ જુદા જુદા પ્રકારે વ્યક્ત થવા લાગ્યું. રશિઆને જાપાને યુદ્ધમાં હરાવ્યું. ઇરાનમાં અને તુર્કીમાં પ્રતિનિધિત્વવાળું રાજ્યતંત્ર દાખલ કરવામાં આવ્યું. હિંદુસ્તાનના લોકો શાંતિપ્રિય અને રાજ્યનિષ્ઠ હતા છતાં તેમની માગણીનો અનાદર થતો. આ કારણોથી શિક્ષિત વર્ગોનો એક પક્ષ જુના પક્ષથી નોખો થઈ ગયો. બંગાળાના અસંતોષે તીવ્ર સ્વરૂપ લીધું. ડાકુઓ ને બંડખોરોની પ્રવૃત્તિઓ વધી પડી. અમલદારોનાં ખુન થયાં. તેથી રાજદ્રોહ, સભાઓ, હથિયારો, વગેરેને લગતા કાયદાઓને સખ્ત કરવામાં આવ્યા. લોકમાન્ય બાળ ગંગાધર ટિળકને ઇ. સ. ૧૯૦૮માં રાજદ્રોહના આરોપ ઉપર ૭ વર્ષની સજા ફરમાવવામાં આવી. ઇ. સ. ૧૯૦૭માં લાહોરમાં રાવળપીંડીમાં સુલેહનો ભંગ થતાં લાલા લજપતરાય ને સરદાર અજિતસિંહને દેશપાર કરવામાં આવ્યા ને ઇ. સ. ૧૯૦૯માં બંગાળામાં આઠ આબરૂદાર માણસોને નજરકેદ કરવામાં આવ્યા. ઇ. સ. ૧૯૦૭ના ડિસેંબરમાં સુરતની મહાસભામાં પ્રમુખપદના વિષય ઉપર મોટું ભંગાણ પડયું અને ત્યારથી નવ વર્ષો સુધી ઉદ્દામ પક્ષ મહાસભાથી વિમુખ થઈ બેઠો.



મર્હુમ લૉર્ડ સિંહ

**મોર્લે ને મિંટોના સુધારાઓ**—ઇ. સ. ૧૯૦૮માં કંપનિના કારભારનો અંત આવ્યે ૫૦ વર્ષો

થયાં તેથી મોર્લેએ તાજને નામે એક જાહેરનામું બહાર પાડ્યું ને તેમાં તેણે સુધારાઓની આશા આપી. પછી મોર્લેએ ઇંગ્લંડમાં ગોખલે, બેનરજી, વગેરે દેશનાયકોની મુલાકાતો લીધી અને મિંટો સાથે વાટાઘાટ ચલાવી. તેણે વૉઇસરૉયની કાઉંસિલમાં સત્યેંદ્ર પ્રસન્ન સિંહ (સર અને પછી લૉર્ડ)ની નીમણૂક કરી, લંડનમાં પોતાની કાઉંસિ-લમાં બે હિંદી ગૃહસ્થોને નીમ્યા, ને ઇલાકાના ગવ્હર્નરોની કાઉંસિલોમાં પણ અકેકે હિંદીની નીમણૂક કરાવી. છેવટે ધારાસભાના હક્કો ને વિસ્તારવાળો કાયદો પાર્લમેંટમાં ઇ. સ. ૧૯૦૯ના મે માસમાં પ્રસાર થયો. આ કાયદાથી, પ્રાંતિક ધારાસભાઓમાં બીન સરકારી અમલદારોની બહુમતિ કરવામાં આવી: વડી ધારાસભાના ૬૦ સભ્યોમાં માત્ર ૨૮જ અમલદારો હોય એવું નક્કી કરવામાં આવ્યું; તાલુકદારો, યૂરોપિઅન વેપારીમંડળો, મુસલમાનો અને સિખ લોકોને ખાસ પ્રતિનિધિઓ મોક-લવાના હક્કો આપવામાં આવ્યા ને વડી અને પ્રાંતિક ધારાસભાઓને પ્રશ્નો ને ઉપપ્રશ્નો પૂછવાના, ઠરાવો રજુ કરવાના ને અંદાજપત્ર ઉપર ચર્ચા કરવાના અધિકારો આપવામાં આવ્યા. પણ આ સુધારાઓ આટલેથી અટક્યા. હિંદીઓને કારભારમાં વધારે હિસ્સો આપવામાં આવ્યો. નહિ. ગોખલે જેવાઓએ આ સુધારા ઉપર જે મોટી મોટી આશાઓ બાંધી તે નિષ્ફળ ગઈ; પણ તેની રાજકીય પરિસ્થિતિમાં સુધારો થયો. ઇ. સ. ૧૯૦૯ના સુધારાઓથી સ્વરાજ્ય માટે લોકોની અભિલાષા વધારે તીવ્ર બની અને ધારાસભાઓને આપેલા અધિકારોનો લાભ લઈ આગેવાનો નવા હક્કો માટે પહેલેથીજ મોટી તૈયારીઓ કરવા લાગ્યા; પણ બંડખોર પક્ષ નાશ પામ્યો નહિ.

**સમ્રાટ્ એડવર્ડનું મરણ**—ઇ. સ. ૧૯૧૦ના મેની સાતમી તારીખે સમ્રાટ્ એડવર્ડનું મરણ થયું; તેના પછી વર્તમાન પાંચમા જ્યૉર્જ ગાદીએ આવ્યા. લૉર્ડ મિંટો ઇ. સ. ૧૯૧૦ના નવ્હેંબરમાં સ્વદેશ ગયો.

## પ્રકરણ ૯મું

## દિલસોઝ કારભાર ને મહાયુદ્ધ-લૉર્ડ હાર્ડિંજ, ઇ. સ. ૧૯૧૦-૧૯૧૬.

**નવો વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજ**—પહેલો સિખ વિગ્રહ કરનાર

લૉર્ડ હાર્ડિંજનો પૌત્ર હતો અને હિંદ આવ્યા પહેલાં તેણે પરદેશ ખાતામ
અને રશિઆમાં એલચી તરીકે નોકરી કરી હતી.

**નામદાર સમ્રાટ્‌નો દિલ્હીમાં રાજ્યાભિષેક, તેની ઉપયો-ગિતા**—ઇ. સ. ૧૯૧૧ના ડિસેંબરની ૧૨મી તારીખે નામદાર સમ્રાટ પાંચમા જ્યૉર્જનો રાજ્યાભિષેક દિલ્હીમાં રાજાઓ અને લોકોની હાજરીમ પૂર દબદબાથી કરવામાં આવ્યો. તે વખતે હિંદી લશ્કરી અમલદારો "વિક્ટોરિઅ ક્રૉસ" મેળવી શકે એવું જાહેર થયું. કેળવણી માટે રૂ. ૫૦ લાખનં બક્ષીસ જાહેર કરવામાં આવી. હિંદની રાજધાની કલકત્તાથી દિલ્હી ફેર-વવામાં આવી. બંગભંગ રદ થયો. પૂર્વ અને પશ્ચિમ બંગાળાને એક



પંચમ જ્યૉર્જ

કરી ઇલાકાનું રાજ્યતંત્ર તેને આપવામાં આવ્યું. આસામને ચીફ કમિશનર નીચે અને બિહાર, ઓરિસ્સા ને છોટાનાગપુરને લેફ્૦ ગવ્હર્નર નીચે મૂકવામાં આવ્યા. દિલ્હી પ્રાંતને પંજાબથી નોખો કરી ચીફ કમિશનર નીચે મૂકવામાં આવ્યો. આ ફેરફારો સૂચવનારા ઠરાવોમાં એવું જાહેર કરવામાં આવ્યું કે પ્રાંતિક સરકારોને સ્વતંત્રતા મળે અને હિંદી સરકાર માત્ર તેમના ઉપર દેખરેખજ રાખે એવું ભવિષ્યનું હિંદી રાજ્યતંત્ર થવું જોઈએ. આ ફેરફારોથી સમસ્ત હિંદ પ્રસન્ન થયું.

**શહેનશાહી પ્રવાસ ને હાર્ડિંજની ઉદારતા**—નામદાર શહેનશાહ તથા મહારાણી તા. ૨ ડિસેંબર ૧૯૧૧થી તા. ૧૦ જાનેવારિ, ૧૯૧૨ સુધી હિંદુસ્તાનમાં રહ્યાં. તેમને અપૂર્વ માન મળ્યું. કલકત્તામાં નામદાર શહેનશાહે વિદ્યાપીઠ સમક્ષ ભાષણ કરતાં ઉદ્ગારો કાઢ્યા કે Educate, unite and hope, કેળવણી લ્યો, એકત્ર થાઓ અને આશા રાખો. ડિસેંબરની ૨૩મી તારીખે જ્યારે વાઇસરૉયે દિલ્હીમાં પ્રથમ પ્રવેશ કર્યો ત્યારે તેના ઉપર કોઈએ બૉંબનો ઘા કર્યો. ઘા કરનાર પકડાયો નહિ પણ સુભાગ્યે વાઇસરૉયને પોતાને ગંભીર ઇજા થઈ નહિ. પોતાની જીંદગી ઉપર ઘા કરવામાં આવ્યો છતાં હાર્ડિંજે ઉદાર રાજ્યનીતિમાં કોઈ ફેરફાર ન કર્યો.

**મહાયુદ્ધ ને હિંદુસ્તાન**—ઇ. સ. ૧૯૧૪ના ઑગસ્ટ માસમાં યૂરોપમાં એક બાજૂ ઈંગ્લંડ, રશિઆ, ફ્રાંસ ને બેલ્જિઅમ ને બીજી બાજૂ જર્મનિ ને ઑસ્ટ્રિઆ વચ્ચે પ્રચંડ યુદ્ધ ફાટી નીકળ્યું. હિંદમાં તમામ પ્રજાએ તથા રાજાઓએ સહાનુભૂતિ જાહેર કરી અને જે મદદ જોઈએ તે આપવાનું વચન આપ્યું. નવ્હેંબરમાં તુર્કી જર્મનિ સાથે ભળ્યું તેથી મુસલમાનો ગભરાયા પણ તેઓ ઠેઠ સુધી વફાદાર રહ્યા. ઈંગ્લંડે મક્કા, મદિના, વગેરે પવિત્ર સ્થળોને ઇજા નહિ કરવાનું વચન આપ્યું. વાઇસરૉયે લોકો ઉપર વિશ્વાસ રાખી તમામ લશ્કર બહાર મોકલી દીધું ને માત્ર ૧૫૦૦૦ માણસોજ દેશમાં રાખ્યા. એકંદરે આપણે ત્યાંથી લગભગ ૧.૫ લાખ માણસો લડવા ગયાં. આપણા લશ્કરે લડાઈના પ્રથમ ભાગમાં ફ્રાંસનો બચાવ કર્યો. દેશમાંથી સરકારે મોટી નાણાંની રકમ

વ્યાજે લીધી અને લોકોએ સરકારી કાગળો ખુશીથી ઘરમાં સંઘર્યા. આરોગ્ય, કેળવણી, વગેરે લોકહિતનાં કાર્યોમાં નાણાં ન ખર્ચતાં લડાઈ જેમ બને તેમ વ્હેલી પાર ઉતરે તે માટે આપણે અથાગ ભોગો આપ્યા. મહાસભાની બેઠકોમાં પણ સરકાર તરફ સહાનુભૂતિ દર્શાવનારાંજ ભાષણો થયાં. ધારાસભામાં આગેવાનોએ સરકારને મદદ આપવા હિંદસંરક્ષક કાયદા Defence of india Act જેવા સખ્ત ધારાને પણ પ્રસાર થવા દીધો. દરમ્યાન લૉર્ડ હાર્ડિંજના કારભારની મુદતમાં એક વર્ષનો વધારો કરવામાં આવ્યો.

**હાર્ડિંજના કારભારનો અંત**—હાર્ડિંજ ઇ. સ. ૧૯૧૬ના માર્ચમાં સ્વદેશ ગયો. એ વખત હિંદની પ્રજાએ તેને અપૂર્વ માન આપ્યું.

## પ્રકરણ ૯મું

## અમલદારોના અમલની પરાકાષ્ઠા અથવા લૉર્ડ ચેમ્સ્ફર્ડનો કારભાર અને મહાયુદ્ધનો અંત, ઇ. સ. ૧૯૧૬-૧૯૨૧.

**લૉર્ડ ચેમ્સ્ફર્ડ**—લૉર્ડ હાર્ડિંજ પછી એકવાર લંડન કાઉંટિ કાઉંસિલનો સભ્ય અને પછી આસ્ટ્રેલિઆમાં ન્યુસાઉથવેઈલ્સનો ગવર્નર લૉર્ડ ચેમ્સ્ફર્ડ હિંદમાં વાઈસરૉય તરીકે આવ્યો.

**ત્રીજો અફઘાન વિગ્રહ**—ઇ. સ. ૧૯૧૯ના ફેબ્રુઆરિ માસમાં અમીર હબિબુલ્લાનું ખુન થયું. કેટલીક ખટપટ પછી તેનો સૌથી નાનો પુત્ર અમનૌલા અમીર થયો. હિંદુસ્તાનમાં આ વખતે મોટો અસંતોષ વ્યાપી રહ્યો હતો. સરહદ ઉપરની ટોળીઓએ પણ લડાઈ દરમ્યાન તોફાન કરવાં શરૂ કર્યાં હતાં. અમનૌલાનો વિચાર પરદેશ સાથેના વ્યવહારની બાબતમાં હિંદી સરકારના અંકુશથી સ્વતંત્ર થવાનો હતો. મહાયુદ્ધના પ્રસંગે જર્મનિએ હબિબુલ્લાને ઘણી લાલચો આપી હતી પણ તે હિંદી સરકાર તરફ વફાદાર રહ્યો હતો. ઇ. સ. ૧૯૧૭માં રશિઆના ઝારને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને ૧૯૧૮માં ત્યાં બૉલશેવિકોનો કારભાર શરૂ થયો. રશિઆની નવી સરકારે ઇરાન ને બીજાં રાજ્યો સાથે કરારો કર્યા અને ઇરાનને પોતાના અંકુશથી મુક્ત કર્યું. આ બધી તકોનો લાભ લઈ

૧૯૧૯ના મે માસમાં અમનૌલાએ હિંદ ઉપર ચડાઈ કરી પણ તુરતજ તેને પાછું જવું પડયું. ઑગસ્ટ માસમાં રાવળપીંડીના કરારથી આપણી સરકારે અફઘાનીસ્તાનને સ્વતંત્ર રાજ્ય તરીકે ગણવાની કબુલાત આપી. ૧૯૨૧માં બીજા કરારથી આ કબુલાતને પુષ્ટિ મળી અને ખાઇબરના ઘાટ આગળ સરહદમાં ફેરફારો કરવામાં આવ્યા. સરહદ ઉપર બલુચીઓનાં તોફાનોને શમાવી દેવામાં આવ્યાં પણ વઝીરીસ્તાનના લોકો ઉપર હિંદી સરકાર વધારે અંકુશ મૂકવાનો વિચાર કરતી હોવાથી લૉર્ડ ચેમ્સફર્ડના અમલ દરમ્યાન તે પ્રદેશમાં લડાઈ ચાલુજ રહી.

**મહાયુદ્ધની હિંદ ઉપર અસર**—હિંદુસ્તાને મહાયુદ્ધમાં જે પ્રત્યક્ષ અને પરોક્ષ ભોગો આપ્યા તે આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા છીએ. હિંદનાં લશ્કરો યૂરોપ, આફ્રિકા અને એશિઆ, એમ બધે લડયાં. ઇરાકમાં કુટ આગળ જનરલ ટાઉન્શેન્ડ તુર્કોને શરણ થયો પણ સર સ્ટેન્લિ મૉડે બગદાદ લઈ તુર્કોને ઇરાકમાંથી કાઢી મૂક્યા. ઇરાકમાં હિંદી સરકારે લશ્કરી યોજનાઓમાં ઘણી ભૂલો કરી તેથી બ્રિટિશ સરકારે નીમેલા એક કમિશને હિંદી સરકારની વ્યવસ્થાને વખોડી કાઢી. પરિણામે તે વખતના ભારતમંત્રી મિ. ચેંબર્લેને રાજીનામું આપ્યું. મિત્રરાજ્યોની પરિસ્થિતિ ઘણીજ ખરાબ હોવાથી ઇ. સ. ૧૯૧૮ના એપ્રિલમાં દિલ્હી મુકામે "વૉર કૉન્ફરન્સ"–"યુદ્ધ પરિષદ્" ભરી હિંદી સરકારે લશ્કરમાં ને નાણાંમાં મદદ કરવા પ્રજાને વિનતિ કરી. ૧૯૧૮ની આખરે યુદ્ધનો અંત આવ્યો. જર્મનિનો પરાજય થયો. લડાઈ દરમ્યાન હિંદુસ્તાનને કેટલાક અગત્યના લાભો મળ્યા. જગતરાજ્યમંડળ–League of Nations–માં હિંદ તરફથી સર સત્યેંદ્ર પ્રસન્ન સિંહ અને બિકાનેરના મહારાજા ગંગાસિંહ બહાદુર હાજર થયા. વર્સેલના સંધિપત્ર ઉપર બંનેને હિંદ તરફથી સહી કરવાની છૂટ મળી. વૉશિંગ્ટન–Disarmament Conference–માં નિઃશસ્ત્રતા માટે પરિષદ્ મળી તેમાં અને જેનિવા મુકામે મજુર માટેની પરિષદ્–Labour Conference–માં પણ હિંદથી પ્રતિનિધિઓ ગયા. એવીજ રીતે શાહી યુદ્ધપ્રધાનમંડળ–Imperial War–Cabinet–માં અને Imperial Conference–શાહી સંસ્થા-

નિક મંડળમાં પણ હિંદને પ્રતિનિધિઓ મોકલવાનો હક્ક મળ્યો. આવી રીતે બ્રિટિશ મહારાજ્યમાં હિંદને ધીમે ધીમે યોગ્ય સ્થાન મળતું ગયું. ઇ. સ. ૧૯૧૯માં ભારતમંત્રી મિ. મૉંટેગ્યુની વગથી સર સત્યેંદ્ર સિંહને હાઉસઑફ્ લૉર્ડ્ઝમાં નીમી મદદનીશ ભારતમંત્રીની જગ્યા આપવામાં આવી.

**સુધારાઓ માટેની ચળવળ અને રોલેટ કાયદાઓ**—ઇ. સ. ૧૯૧૬માં ગોખલે ને સર ફિરોઝશાહ મહેતા ગુજરી જવાથી મહાસભાના જુના પક્ષમાં નેતૃત્વની મોટી ખોટ પડી. લોકમાન્ય ટિળકના પ્રયાસથી મહાસભાથી કેટલાંક વર્ષો થયાં વિમુખ રહેલો પક્ષ હવે તેમાં દાખલ થયો. મિસિસ ઍનિ બેઝન્ટે ઇ. સ. ૧૯૧૬માં "હોમરૂલ લીગ" સ્થાપ્યું. તેજ વર્ષમાં વડી ધારાસભાના સર દિનશા વાચ્છા, વગેરે બીનસરકારી સભ્યોએ સુધારાની યોજના સરકાર સમક્ષ મૂકી. નામદાર આગાખાને મર્હુમ શ્રીયુત ગોખલેના સુધારા ઉપરના વિચારો પણ એજ અરસામાં પ્રકટ કર્યા. ડિસેંબરમાં લખનૌ મુકામે મહાસભાએ ને મુસ્લીમ લીગે સુધારા ઉપર સંયુક્ત યોજના બહાર પાડી. ઈ. સ. ૧૯૧૭ના ઑગસ્ટમાં ભારતમંત્રીએ હિંદને જોખમદાર સ્વરાજ્ય આપવાનું જાહેરનામું પાર્લમેંટમાં વાંચ્યું. ઇ. સ. ૧૯૧૮માં તે અને વાઇસરૉય આખા હિંદમાં ફર્યા. પછી સુધારા ઉપરનો તેમનો રિપોર્ટ બહાર પડ્યો. દરમ્યાન રાજદ્રોહની તપાસ કરવા માટે નીમાએલી સમિતિના અભિપ્રાય ઉપર સરકારે તૈયાર કરેલાં બે બિલ્લો કે જેને "રોલેટ બિલ્લો" અથવા "કાળા કાયદાઓ" કહેવામાં આવે છે તે બહાર પાડવામાં આવ્યાં અને તેમાંનું એક ધારાસભામાં ચર્ચાયું. બધા બીનસરકારી સભ્યો સરકાર વિરુદ્ધ થયા. દેશમાં મોટો ખળભળાટ થઈ રહ્યો અને સરકારે એક મુત્સદ્દો પોતાની બહુમતિથી પસાર કર્યો. બીજો મુત્સદ્દો ધારાસભા આગળ આવ્યોજ નહિ.

**પંજાબનું પ્રકરણ, ઈ. સ. ૧૯૧૯**—પંજાબનો મોટો ભાગ આ વખત ચીડવાઈ ગયો હતો. દિલ્હી વગેરે જગ્યાઓએ તોફાનો થયાં. શ્રીયુત મોહનલાલ કરમચંદ ગાંધીજીએ "સત્યાગ્રહ" જાહેર કર્યો ને તેઓ ઉત્તર હિંદુસ્તાન જતા હતા ત્યારે તેમને અટકાવવામાં આવ્યા. તુરતજ અમદાવાદ, વીરમગામ ને પંજાબમાં ઘણે સ્થળે મોટાં રમખાણો થયાં.

પંજાબમા લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો. જનરલ ડાયરે અમૃતસરના જાલીયાનવાલા બાગમાં એપ્રિલની ૧૩મી તારીખે વૈશાખી મેળા માટે ભેગા થએલા લોકોના ટોળા ઉપર ગોળીઓ છોડી અને બીજા અમલદારોએ લોકોને અને વિદ્યાર્થીઓને સતાવ્યા. વાઇસરૉયના કાઉંસિલર સર શંકરણ નાયરે પોતાનો વિરોધ દર્શાવી રાજીનામું આપ્યું. પંજાબના પ્રકરણનો તપાસ કરવા સરકારે એક કમિશન નીમ્યું. પણ તેના હિંદી સભાસદો યૂરોપિઅન સભાસદોના અભિપ્રાયોથી નોખા પડયા. તેથી અસંતોષ ઉલટો વધારે તીવ્ર બન્યો.

**મૉટફૉર્ડ સુધારાઓ, ઇ. સ. ૧૯૧૯**—મૉટફૉર્ડ રિપોર્ટ પ્રમાણે જુદી જુદી સમિતિઓ નીમી સરકારે બે વર્ષ સુધી સુધારા ઉપર ચર્ચા કરી. છેવટે ૧૯૧૯ના ડિસેંબર માસમાં પાર્લમેંટે સુધારાઓનો મુત્સદ્દો પ્રસાર કર્યો. સુધારાઓથી આપણું રાજ્યતંત્ર દેશના વિચારોને અનુકૂળ થયું ને ઇંગ્લંડનો કાબુ ઓછો થયો. નવો યુગ ઇ. સ. ૧૯૧૯ના ડિસેંબરની ૨૩મી તારીખે જાહેર કરવામાં આવ્યો ને નવી ધારાસભાઓને ખુલ્લી મૂકવાની ક્રિયા નામદાર ડ્યૂક ઑવ્ કૅનોટે ઇ. સ. ૧૯૨૧ના ડિસેંબરમાં કરી.



મર્હુમ મિ. મૉંટેગ્યુ

**અ-સહકાર**—તુર્કી શરણ થયું. પણ સેવ્રેની સંધિથી મુસ્તફા કમાલે નારાજ થઈ ગ્રીસ વગેરે દેશો સાથે યુદ્ધ ચાલુ રાખ્યું. મુસલમાનોમાં આ સંધિથી ઘણોજ અસંતોષ વ્યાપી રહ્યો. ગાંધીજીએ ખિલાફત ને પંજાબનાં દર્દોનું જ્યાં સૂધી નિરાકરણ ન થાય ત્યાં સૂધી અસહકાર કરવાનું પ્રજાને

નિમંત્રણ કર્યું. ઇ. સ. ૧૯૨૦ના ઑગસ્ટ માસમાં અસહકારની ચળવળ શરૂ થઈ. અસહકારીઓએ સરકારી ખિતાબો, નોકરી ને નિશાળો છોડવાનો પ્રજાને આગ્રહ કર્યો. ડિસેંબરમાં ભરાએલી નાગપુરની મહાસભાએ ગાંધીજીના અહિંસાત્મક અસહકારને સંમતિ આપી. પણ મહાસભાનો જુનો પક્ષ આ ચળવળથી વિમુખ રહ્યો, ને ગાંધીજી કેદ થતાં અ-સહકારની ચળવળ પડી ભાંગી.

**Chamber of Princes—નરેંદ્રમંડળ**—વડી સરકાર અને રજવાડાંઓનો પરસ્પર સંબંધ વિશેષ ધોરણસર થાય તે માટે મૉંટફૉર્ડ રિપોર્ટની સૂચના મુજબ ડ્યૂક ઑવ્ કૅનોટના હસ્તે ઇ. સ. ૧૯૨૧ના ફેબ્રુઆરિ માસમાં રજવાડાંઓનું બનેલું "નરેંદ્રમંડળ" ખુલ્લું મૂકવામાં આવ્યું. મંડળનું કામકાજ ખાનગી રાખવામાં આવતું હોવાથી તેની હીલચાલો જાણવી સ્હેલી નથી. રાજાઓ મંડળના પ્રમુખ Chancellor તરીકે એક યોગ્ય સભ્યને ચૂંટે છે અને કામકાજ માટે જુદી જુદી સમિતિઓ નીમે છે.

**ચેમ્સફર્ડના કારભારનો અંત, નાણાંસ્થિતિ**—લડાઈ બંધ થઈ એટલે દેશની નાણાંબજાર તુટી પડી, ને વેપાર રોજગારમાં મંદી આવી ગઈ. તેજ વખતે એની પરિસ્થિતિમાં દુષ્કાળ ને ઇન્ફ્લુએંઝા ફાટી નીકળ્યા. કરનો બોજો પણ વધવા લાગ્યો. વાઇસરૉય ઇ. સ. ૧૯૨૧ના માર્ચમાં સ્વદેશ ગયો.

---

# વિભાગ દસમો

# નવયુગનો પ્રથમ અનુભવ

## પ્રકરણ ૧લું

## અ-સહકારની નિષ્ફળતા—લૉર્ડ રેડિંગ, ઇ. સ. ૧૯૨૧-૧૯૨૬.

**લૉર્ડ રેડિંગ**—લૉર્ડ ચેમ્સફર્ડ પછી લૉર્ડ રેડિંગ વાઇસરૉય થયો. તે

પહેલાં ઈંગ્લંડનો સર ન્યાયાધીશ હતો.

લૉર્ડ રેડિંગનો કારભાર હમણાંજ પૂરો થયો છે તેથી તેનાં મુખ્ય અંગોનો માત્ર ટૂંકો સારજ આપવામાં આવ્યો છે. તેણે પ્રથમ તો હિંદની નાણાંસ્થિતિ સુધારવા માટે સર બાસિલ બ્લૅકેટને કાઉંસિલમાં દાખલ કરાવ્યો ને તેની મદદથી હિંદનું દેવું ઓછું કરવા માંડયું. લશ્કરી ખર્ચમાં કેટલોક ઘટાડો થયો. પંજાબના પ્રકરણથી ઉદ્ભવેલી અશાંતિ વધારે ગંભીર થઈ નહિ. લશ્કરમાં આઠ ટુકડીઓ હિંદીજ રહે એમ નક્કી થયું. નરેંદ્રમંડળને વ્યવસ્થામાં લાવવામાં આવ્યું. વઝીરીસ્તાનમાં હિંદી વગ વધી. પોલાદ વગેરેના હુન્નરોને રક્ષણ મળ્યું. છાપતાના કેટલાક કાયદાઓ રદ થયા. પ્રાંતોમાં સ્થાનિક સ્વરાજ્ય, કેળવણી, આરોગ્ય, વગેરે સુપ્રત થએલાં ખાતાંઓમાં કેટલોક વિકાસ થયો. ઘણે ઠેકાણે મફત કેળવણી દાખલ થઈ. નાગપુર, દિલ્હી, લખનૌ ને ઢાકામાં નવાં વિદ્યાપીઠો સ્થપાયાં. રેડિંગના કારભારમાં મહારાજા તુકોજીરાવ હોળકરને પદભ્રષ્ટ કરવામાં આવ્યા અને નિઝામ સરકારની બરાડની માંગણીનો અનાદર કરતી વેળા બ્રિટિશ સરકાર સાર્વભૌમ સત્તા તરીકે રજવાડાંઓના વિષયોમાં દરમ્યાનગીરીનો હક્ક ધરાવે છે એમ


લૉર્ડ રેડિંગ

જાહેર કરવામાં આવ્યું. આ વખતે અ-સહકારનો પરાજય થયો. હિંદુ-મુસલમાનોની એકતા નાશ પામી. અ-સહકારની પ્રવૃત્તિથી નવા સુધારાઓ પ્રમાણે વહિવટ કરવામાં રેડિંગને ઘણી મુશ્કેલીઓ પડી. તે ૧૯૨૬ ના એપ્રિલમાં સ્વદેશ ગયો. અત્યારે લૉર્ડ ઇર્વિન (Irvin) વાઇસરૉય છે.

# પ્રકરણ ૨જું

## આપણી રાષ્ટ્રીય ભાવનાનું ઐતિહાસિક ચિત્ર.

કંપનિના રાજ્યની સ્થાપનાથી આપણા દેશની ધાર્મિક પ્રવૃત્તિઓએ જુદુંજ સ્વરૂપ લીધું. અયોધ્યા પાસે છપૈયા ગામના એક બ્રાહ્મણે ગુજરાત અને કાઠિઆવાડમાં સહજાનંદ સ્વામીનું નામ ધારણ કરી સ્વામીનારાયણનો પંથ ચલાવ્યો ને ઘણી નિરક્ષર ને પાછળ પડેલી જાતોનો ઉદ્ધાર કર્યો. પણ સ્વામી સહજાનંદને પશ્ચિમની વિદ્યાનો રંગ લાગ્યો નહતો. એજ સમયમાં સંસ્કૃત, ફારસી, અરબી અને અંગ્રેજી સાહિત્યના પ્રચંડ અભ્યાસી રાજા રામમોહનરાયે બંગાળામાં બ્રહ્મોસમાજ સ્થાપ્યો. રાષ્ટ્રીય ચળવળમાં બ્રહ્મોસમાજીઓએ અગ્રેસર ભાગ લીધો છે. કાઠિઆવાડમાં મોરબી સંસ્થાનમાં જન્મેલ એક બ્રાહ્મણપુત્ર પાછળથી દયાનંદ સરસ્વતીનું નામ ધારણ કરી પંજાબમાં આર્યસમાજ સ્થાપ્યો. મિસિસ એનિ બેઝન્ટની થિઓસૉફિકલ સોસાયટિએ અધ્યાર અને કાશી મુકામે હિંદની પ્રાચીન સંસ્કૃતિનો અભ્યાસ કરવા સારી સંસ્થાઓ ઉભી કરી. કાશીના હિંદુ વિદ્યાપીઠને જન્મ આપનાર આ મંડળ છે. સ્વામી વિવેકાનન્દે હિંદના પ્રાચીન ગૌરવનો ખ્યાલ પશ્ચિમની દૃષ્ટિએ અમેરિકાને ને હિંદુસ્તાનને કરાવ્યો. શિકાગોમાં મળેલી ધર્મપરિષદ્‌માં આપેલા ભાષણથી તેણે ઘણી ખ્યાતિ મેળવી. મુસલમાનો માટે મર્હુમ સૈય્યદ અહમદે અલીગઢ કૉલેજ સ્થાપી.

**સાહિત્ય, સમાજસુધારણા, વગેરે**—પશ્ચિમની વિદ્યાનો પહેલો વિજય સાહિત્ય અને સમાજના વિષયોમાં થયો છે. હિંદુસ્તાનનું સાહિત્ય ધર્મપ્રધાન હતું; હવે તે સાહિત્ય સર્વદેશીય થતું જાય છે. દેશની જુદી જુદી ભાષાઓનું સાહિત્ય ગદ્યપદ્ય, નાટક, રંગભૂમિ, કળા, ઇતિહાસ, ચરિત, અર્થશાસ્ત્ર, વગેરે દરેક ક્ષેત્રમાં ધીમે ધીમે વિકાસ પામતું જાય છે. કેટલાક લેખકો ને વિજ્ઞાનશાસ્ત્રીઓ તો જગતને માન્ય થઈ પડયા છે, જેમકે રવીન્દ્રનાથ ટાગોર, ઇકબાલ, જગદીશચંદ્ર બોઝ, વગેરે. આપણા પ્રાંતના સાહિત્યમાં પણ એમજ બન્યું છે. નવી વિદ્યાનો ખરો રંગ આપણને "સરસ્વતીચંદ્ર"માં પૂરેપૂરો જણાઈ આવે છે. સમાજસુધારણામાં

વ્યક્તિને જ્ઞાતિના બંધનથી, સ્ત્રીઓને ને સમાજને નિરક્ષરતાથી ને અંત્યજ જાતિઓને અસ્પર્શવાદથી વિમુક્ત કરવાના પ્રયત્નો કરવામાં આવે છે. બોલપુરનું વિશ્વવિદ્યાલય, પૂનાનાં શિક્ષણમંડળો, ગોખલેનો હિંદસેવક સમાજ, વગેરે સંસ્થાઓ આ કાર્યો કરે છે. આપણા દેશના ઇતિહાસનું સાંપ્રત પદ્ધતિથી સમર્થન કરનારા પહેલા યૂરોપીઓ હતા. પણ પછી રાજેંદ્રલાલ મિત્ર, ડૉ. ભાંડારકર અને ભગવાનલાલ ઇંદ્રજી આગળ આવ્યા. નરેંદ્રનાથ લૉ, જયસ્વાલ વગેરેએ જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ સાહિત્યનો અભ્યાસ કરી પ્રાચીન સમયમાં પણ હિંદુસ્તાનમાં પ્રજાસત્તાક રાજ્યો હતાં એવું સિદ્ધ કરી આપ્યું છે અને મોગલાઈના ઇતિહાસમાં પ્રો. જદુનાથ સરકાર વગેરે મહાભારત કામ કરી રહ્યા છે. મરાઠી ઇતિહાસમાં પારસનિસ ને કિંકેઈડ અને વિશેષતઃ ગોવિંદ સખારામ સરદેશાઈ આગળ આવ્યા છે. અર્થશાસ્ત્રમાં પણ આપણે પશ્ચિમના વાતાવરણથી રંગાવાનું પસંદ કર્યું છે.

**રાષ્ટ્રીય ભાવના—Indian National Congress, મહાસભા; મુસ્લીમ લીગ, Muslim League**—આ બધી ચળવળોનો સાર આપણી "રાષ્ટ્રીય ભાવના" એમ કહીએ તો ચાલે. ઇ. સ. ૧૮૮૫માં મુંબઈ મુકામે પહેલી મહાસભા મળી. પ્રથમ ઇંગ્લંડના જેવી રાજકીય સંસ્થાઓ દેશમાં દાખલ કરાવવા તેના આગેવાનો પ્રયત્નો કરતા હતા. એ વખતે તેમને રજવાંડાઓ, ઝમીનદારો, વકીલો ને વેપારીઓનો આશ્રય હતો. લૉર્ડ કર્ઝનના અમલ સૂધી આ પરિસ્થિતિ ટકી. પછી તેનું સુકાન જુના આગેવાનોના હાથમાંથી જવા લાગ્યું. ઇ. સ. ૧૯૦૭માં સુરત મુકામે મહાસભા તુટી ગઈ પણ ત્યાંજ મદન મોહન માલવીય, ફિરોઝશાહ મહેતા, ગોખલે, રાસવિહારી ઘોષ, વગેરેએ તેને સંજીવિત કરી. ગાંધીજીની આગેવાની નીચે ઇ. સ. ૧૯૨૦માં નાગપુર મુકામે મહાસભાએ પોતાનું ધ્યેય ફેરવી નાંખ્યું. મહાસભામાં પહેલાં હિંદુઓ મોટી સંખ્યામાં હતા. ધીમે ધીમે મુસલમાનો પણ ભળવા માંડ્યા પણ પછી તેમણે પોતાનું એક નવું મંડળ ઉભું કર્યું ને તેને Muslim League "મુસ્લીમ લીગ"નું નામ આપ્યું.

**રજવાડાંઓનો રાષ્ટ્રીય ઉદ્યોગ ને મહારાજા સયાજીરાવ ગાયકવાડ**—મુત્સદ્દીઓ વર્તમાનપત્રો, વગેરે દ્વારા જે ન કરી શકે તે રાજાઓ પોતાનાં રાજ્યોના કારભારમાં દેશને વાસ્તે કરી શકે. બાહોશ શિક્ષકોની નીચે તાલીમ લઈ, અનુભવી મુત્સદ્દીઓને કારભાર સોંપી, પ્રજાને પુત્રવત્ પાળી, દેશાવરની મુસાફરીઓ કરી, પોતાનાં રાજ્યોમાં યોગ્ય સુધારાઓ કરી અને દેશના નાયકોને ભાષણો ને કર્તવ્યો દ્વારા ઉત્તેજન આપી હિંદુસ્તાનના કેટલાએક રાજાઓએ અમર કીર્તિ મેળવી છે. તેમાં વડોદરા, મ્હૈસુર અને ત્રાવણકોરના મહારાજાઓએ અગ્રેસર ભાગ લીધો છે. વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકારે પછાત કોમોને ખાસ લાભો આપ્યા છે. ફરજિયાત કેળવણી રાજ્યમાં દાખલ કરી છે. દેશની કળાસમૃદ્ધિને લાભ આપ્યો છે અને પોતાનાં અનુપમ ભાષણોથી પ્રજામાં રાષ્ટ્રીય ભાવનાના અંકુરો રોપ્યા છે. તેઓ પણ આપણી રાષ્ટ્રીય ભાવનાના મુખ્ય ઉત્પાદક છે.

---

**નોંધઃ—(૧) પાર્લમેંટે જાહેર કરેલું આપણું રાજકીય લક્ષ્ય—**

The Policy of His Majesty's Government, with which the Government of India are in complete accord, is that of the increasing association of Indians in every branch of the administration and the gradual development of self-governing institutions with a view to the progressive realization of responsible government in India as in integral part of the British Empire.........Progress in this policy can only be achieved by successive stages. The British Government and the Government of India on whom the responsibility lies for the welfare and advancement of the Indian peoples, must be judges of the time and measure of each advance, and they must be guided by the co-operation received from those upon whom new opportunities of service will thus be conferred and by the extent to which it is found that confidence can be reposed in their sense of responsibility.

20, August 1917.

# બ્રિટિશ હિંદની રાજ્યવ્યવસ્થા

## ૧૯૧૭ના ઑગસ્ટની ૨૦મી તારીખનું જાહેરનામું

## Announcement of August, 20, 1917.

હિંદુસ્તાનના લોકો સ્વરાજ્ય માંગતા હતા અને હિંદની તથા ઇંગ્લંડની સરકારો પાસે સ્વરાજ્ય આપવા માટે અત્યાર સુધી કોઈ નક્કી કરેલું ધોરણ નહોતું તેથી ઇ. સ. ૧૯૧૭ના ઑગસ્ટની ૨૦મી તારીખે

---

(૨) વાઈસરૉયો, ઇ. સ. ૧૮૫૮ના ઢંઢેરા મુજબ.

Canning, કૅનિંગ, ઇ. સ. ૧૮૫૮–૬૨.
Earl of Elgin, અર્લ ઑવ્ એલ્જિન ઇ. સ. ૧૮૬૨–૬૩.
Sir Charles Napier, સર ચાર્લ્સ નેપિઅર, ઇ. સ. ૧૮૬૩.
Sir William Denison, સર વિલિઅમ ડેનિસન, ઇ. સ. ૧૮૬૩–૬૪.
Sir John (Lord) Lawrence, સર જૉન (લૉર્ડ) લૉરેંસ,ઇ. સ. ૧૮૬૪–૬૯.
Earl of Mayo, અર્લ ઑવ્ મેયો, ઇ. સ. ૧૮૬૯–૧૮૭૨.
Sir John Strachey, સર જૉન સ્ટ્રેચી. ઇ. સ. ૧૮૭૨.
Lord Napier, લૉર્ડ નેપિઅર, ઇ. સ. ૧૮૭૨.
Baron (Earl of) Northbrook, બૅરન (અર્લ ઑવ્) નાર્થબ્રૂક, ૧૮૭૨–૭૬
Baron (Earl of) Lytton, બૅરન (અર્લ ઑવ્) લિટન, ઇ. સ. ૧૮૭૬–૮૦.
Marquess of Ripon, માર્ક્વેસ્સ ઑવ્ રિપન, ઇ. સ. ૧૮૮૦–૮૪.
Earl of Dufferin, અર્લ ઑવ્ ડફ્ફરિન, ઇ. સ. ૧૮૮૪–૮૮.
Marquess of Lansdown, માર્ક્વેસ્સ લૅન્ઝડાઉન, ઇ. સ. ૧૮૮૮-૯૪.
Earl of Elgin, અર્લ ઑવ્ એલ્જિન, ઇ. સ ૧૮૯૪–૯૯.
Baron (Earl) Curzon, બૅરન (અર્લ) કર્ઝન, ઇ. સ. ૧૮૯૯–૧૯૦૫
Lord Ampthill, લૉર્ડ ઍમ્ટ્હિલ, ઇ. સ ૧૯૦૪. (કર્ઝનની ગેરહાજરીમાં).
Earl of Minto, અર્લ ઑવ્ મિંટો, ઇ. સ. ૧૯૦૫–૧૦.
Baron Hardinge, બૅરન હાર્ડિંજ, ઇ. સ. ૧૯૧૦–૧૬.
Baron Chelmsford, બૅરન ચેમ્સફર્ડ, ઇ. સ. ૧૯૧૬–૨૧.
Earl of Reading, અર્લ ઑવ્ રેડિંગ્ ઇ. સ. ૧૯૨૧–૨૬.
Earl of Lytton, અર્લ ઑવ્ લિટન, ઇ. સ. ૧૯૨૬.(રેડિંગની ગેરહાજરીમાં)
Baron Irvin, બૅરન ઇર્વિન, ઇ. સ. ૧૯૨૬–

House of Commons ની સભામાં એક પ્રશ્નના ઉત્તરરૂપે હિંદી–Secretary–દિવાને આ જાહેરનામું બહાર પાડ્યું. તેમાં એમ કહેવામાં આવ્યું છે કે (૧) હિંદને બ્રિટિશ સામ્રાજ્યના એક Integral–પરિપૂર્ણ અંગ તરીકે લેખવામાં આવશે અને (૨) તે લક્ષ્ય પ્રાપ્ત કરવા માટે દેશમાં ક્રમશઃ જવાબદાર રાજ્યતંત્ર–Responsible Government-દાખલ કરવામાં આવશે. આ બે લક્ષ્યોને સિદ્ધ કરવા માટે જાહેરનામામાં કેટલાએક માર્ગો જણાવવામાં આવ્યા છેઃ (૧) નોકરીઓમાં ધીમે ધીમે હિંદીઓને દાખલ કરવા અને (૨) સ્વરાજ્યની સંસ્થાઓ–self–governing institutions–દેશમાં ધીમે ધીમે દાખલ કરવી. આ લક્ષ્યો સિદ્ધ કરવા માટે હિંદીઓ આગળ જાહેરનામામાં કેટલીએક અગત્યની શરતો પણ મૂકવામાં આવી છે.–(૧) હિંદનાં વહિવટ અને કલ્યાણ માટેની જવાબદારી બ્રિટિશ અને હિંદની સરકાર ઉપર રહેશે. (૨) સ્વરાજ્યસિદ્ધિ ધીમે ધીમેજ થઈ શકશે. (૩) સ્વરાજ્યની સંસ્થાઓ ક્યારે અને કેટલી આપવી તે માટે હિંદી સરકાર અને ઇંગ્લંડની સરકારનો નિર્ણય છેવટનો ગણાશે. (૪) સ્વરાજ્યની પ્રગતિનો મુખ્ય આધાર હિંદના નાયકોના સહકાર–Co-operation–ની વૃત્તિ ઉપર રહેશે અને (૫) જે જવાબદારીથી એ લોકો પોતાને સોંપેલું કામ અદા કરશે તે, બીજા સ્વરાજ્યના હક્કો આપતી વેળા સરકાર ધ્યાનમાં લેશે.

આવું જાહેરનામું બ્રિટિશ હિંદના વહિવટમાં કોઈ વખત બહાર પડ્યું નથી. તેના ઉપરજ આપણા સુધારેલા રાજ્યતંત્રની ઇમારત ચણવામાં આવી છે.

**હિંદી રાજ્યતંત્રના વિભાગો**—હિંદી રાજ્યતંત્ર ઇંગ્લંડમાં અને હિંદમાં ચાલે છે. તેથી પહેલાં આપણે ઇંગ્લંડમાં જે તંત્ર ગોઠવાયું છે તેનો વિચાર કરીશું ને પછી હિંદમાં ગોઠવાએલા તંત્રનો અભ્યાસ કરીશું.

## ઇંગ્લંડમાં ચાલતું આપણું તંત્ર.

ઇંગ્લંડમાં હિંદના તંત્ર માટે (૧) તાજ-Crown (૨) પાર્લમેંટ ને (૩) હિંદી દિવાન, તેની કાઉંસિલ અને ઑફિસ, એટલી સંસ્થાઓનો અભ્યાસ થવો જોઈએ.

(૧) **Crown–તાજ.** ઈંગ્લંડના તાજ પાસે હિંદની સાર્વભૌમ સત્તા છે. આખા સામ્રાજ્યનો તમામ વહિવટ તેને નામે ચાલે છે. પણ તેની કુલ સત્તા અત્યારે ઇંગ્લંડનું મંત્રિમંડળ–Cabinet–ચલાવે છે. તાજને વાઇસરૅાય પ્રાંતોના ગવર્હનરો, બંનેની કાઉંસિલોના સભ્યો, હાયકૉર્ટના જડ્જો, હાય કમિશનર, ઑડિટર ઝનરલ, ને બંગાળા, મદ્રાસ ને મુંબઇના એડ્વોકેટ ઝનરલોને નીમવાના, ને હિંદની ધારાસભાઓના કાયદાઓને ના પસંદ કરવાના અધિકારો છે.

(૨) **પાર્લમેંટ** પાર્લમેંટે બ્રિટિશ હિંદના વહિવટમાં રેગ્યુલેઇટિંગ ઍક્ટ, પિટ્ટનું બિલ, અને ઇ. સ. ૧૭૯૩, ૧૮૧૩, ૧૮૩૩, ને ૧૮૫૩ ના પટ્ટાઓ, જ્યારે પ્રસાર થયાં ત્યારે દરમ્યાનગીરી કરેલી. ત્યાર પછી વારંવાર તેણે હિંદના રાજ્યતંત્રમાં ફેરફારો કર્યા છે, જેમકે, ૧૮૫૮માં, ૧૮૬૧માં, ૧૮૯૨માં, ૧૯૦૯માં ને ૧૯૧૯માં. પાર્લમેંટ **આખા સામ્રાજ્ય માટે** ને **તેથી હિંદ માટે** પણ નીચે પ્રમાણે સત્તા ધરાવે છેઃ– (૧) જ્યારે પહેલી બેઠક શરૂ થાય ત્યારે તાજના Address ભાષણ ઉપર ચર્ચા કરવાની (૨) મંત્રિમંડળને પ્રશ્નો ને ઉપપ્રશ્નો પૂછવાની (૩) રજાઓ માટે બેઠક ખલાસ થાય તે અગાઉ સભા મુલતવી રાખવાનો ઠરાવ રજુ કરવાની (૪) મંત્રિમંડળ ઉપર અને હિંદી દિવાન ઉપર–censure-ઠપકાનો ઠરાવ કરવાની (૫) ઠરાવો-Resolutions-રજુ કરવાની (૬) બ્રિટિશ બજેટમાં હિંદી દિવાનના ખાતાને પગાર કરવાની રકમ આવતી હોવાથી તે વખતની તમામ ચર્ચાઓમાં ભાગ લેવાની

તે સિવાય ઇ. સ. **૧૯૧૯ના ધારાથી** પણ પાર્લમેંટને કેટલીએક **સત્તાઓ મળી છે તે** નીચે મુજબ છેઃ—

પાર્લમેંટજ આપણું તંત્ર ફેરવી શકે; ઇંગ્લંડમાં નાણું વ્યાજે લેતી વખતે તેની સંમતિ જોઈએ; ઇન્ડિઆ કાઉંસિલમાં એક સભ્યની ફરી નીમણુક કરતી વેળા હિંદી દિવાને બધાં કાગળીઆં પાર્લમેંટ સમક્ષ રજુ કરવાં જોઈએ; હિંદી દિવાન પોતાનો કાબુ ઓછો કરવા જે નિયમો ઘડે તેમાં પાર્લમેંટ સુધારો વધારો કરી શકે; દર વર્ષ હિંદી દિવાને પાર્લમેંટ પાસે હિંદની નૈતિક અને આર્થિક પ્રગતિ moral and material progress–

નો વૃત્તાંત મૂકવો જોઈએ; જે કોઈ અસાધારણ કાયદો હિંદમાં પ્રસાર થાય તે પાર્લમેંટ પાસે જવો જોઈએ; હિંદની સરહદો બહાર જે લશ્કરી ખર્ચ થાય તે માટે પાર્લમેંટની બહાલી મળવી જોઈએ; સિવિલ સર્વિસ માટે વર્ષાસન, રજા, વગેરે માટે જે નિયમો ઘડવામાં આવે તે માટે પણ તેની સંમતિ મળવી જોઈએ.

(૩) **Joint Standing Committee–જોઇંટ સ્ટૅન્ડિન્ગ કમિટિ**—પાર્લમેંટ પોતાના સભ્યોમાંથી એક કમિટિ નીમે છે. તે હિંદી દિવાન જે બાબતો તેની પાસે રજુ કરે તે ઉપર પોતાનો અભિપ્રાય દર્શાવે છે. સુધારેલા તંત્રને લઇને આવી સમિતિની ઉપયોગિતા હવે રહી નથી. કારણ કે ભલામણો તો હિંદનીજ માન્ય થવી જોઇએ.

**પાર્લમેંટનો ખરો અંકુશ**—ઈંગ્લંડ હિંદથી ઘણે દૂર છે; ઇંગ્લંડના લોકો હિંદથી ઘણા અજ્ઞાત છે; પાર્લમેંટને હિંદના વહિવટ ઉપર ધ્યાન આપવા જેટલો વખત નથી; વળી તેના સભ્યોમાંથી ઘણા થોડાજ હિંદના હિતને મનમાં રાખે છે; પોતેજ નીમેલા નોકરોના વહિવટ ઉપર મંત્રિ-મંડળ પાર્લમેંટ પાસે વિરુદ્ધ અભિપ્રાય તો દર્શાવેજ નહિ; એ બધાં કારણોથી પાર્લમેંટ આપણા વહિવટ ઉપર આપણા પોતાના હિત માટે ઘણો ઓછો અંકુશ રાખી શકે છે. સાધારણ રીતે પાર્લમેંટ હિંદના તંત્ર ઉપર બહુ લક્ષ આપતી નથી.

(૪) **Statutory Commission. સ્ટૅચ્યુટરિ કમિશન**—ઇ. સ. ૧૯૧૯ પછી દસ વર્ષે કે તેથી વ્હેલું હિંદનું નવું તંત્ર કેમ ચાલે છે, તેમાં કેવા સુધારાઓ કરવા અને પ્રાંતોની ધારાસભા માટે કેટલાં અંગો હોવાં જોઇએ–એક કે બે, તે માટે પાર્લમેંટની સંમતિથી હિંદી દિવાન એક સ્ટૅચ્યુટરિ કમિશન નીમવા તાજને સલાહ આપવા બંધાયો છે. આ કલમ મુજબ અત્યારે સાયમન કમિશન–Simon Commission–નીમાયું છે ને તે હાલ યોગ્ય તપાસ ચલાવે છે.

(૫) **હિંદી સેક્રેટરિ ને તેનું ખાતું**–હિંદી સેક્રેટરિના ખાતાનો અભ્યાસ કરવા માટે આપણે આટલી બાબતો ઉપર વિચાર કરવો પડશે. (૧) સેક્રેટરિ પોતે. (૨) સેક્રેટરિ અને તેની કાઉંસલની સંયુક્ત સત્તાઓ.

(૩) કાઉંસિલ પોતે–India Council (૪) સેક્રેટરિની ઑફિસ–India Office. (૫) હાય કમિશનર–High Commissioner. દરેક બાબત આપણે નોખી નોખી લઈશું.

**હિંદનો સેક્રેટરિ**—ઈંગ્લંડમાં હિંદના કારભારની મુખ્ય જવાબદારી સેક્રેટરિ ઑવ્ સ્ટેઇટ્ ફૉર ઇન્ડિઆ અથવા હિંદી દિવાન કે ભારતમંત્રી ઉપર રાખવામાં આવી છે. સેક્રેટરિ બ્રિટિશ મંત્રિમંડળનો સભ્ય છે. તેથી પાર્લમેંટ, મંત્રિમંડળ અને શહેનશાહ હિંદના તંત્રની તમામ જવાબદારી તેના ઉપર મૂકે છે. જો તેના ઉપર અવિશ્વાસ–want of confidence–નો ઠરાવ પ્રસાર થાય તો તેણે રાજીનામું આપવું જોઈએ. ઇ. સ. ૧૮૫૮ અગાઉ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિ ને બોર્ડ ઑવ્ કંટ્રોલ જેટલી સત્તા ભોગવતાં તે તમામ સત્તા આ અમલદાર હવે ભોગવી શકે છે. હિંદુસ્તાનનું તમામ ઉત્પન્ન ને ખર્ચ, અને તેની સરકારોનાં બધાં કૃત્યો ઉપર તેની દેખરેખ રહે છે. તેના હુકમો હિંદુસ્તાનના બધા અમલદારોએ માન્ય કરવા જોઈએ. તેનો પગાર હવે બ્રિટિશ લોકો આપે છે; સને ૧૯૨૦ અગાઉ તે આપણે આપતા. પોતાની કાઉંસિલમાં આઠ અને બારની સંખ્યા વચ્ચે કેટલા સભ્યો હોવા જોઈએ, સભાઓ મહિનામાં ક્યારે ને ક્યાં બોલાવવી, ખાલી પડેલી જગ્યાઓ કેમ ભરવી, કાઉંસિલની સમિતિઓ નીમવી, એ બધો અધિકાર સેક્રેટરિનો પોતાનોજ હોય છે. તેના ઉપર ગમે તે માણસ ફરિયાદ ચલાવી શકે છે. હિંદનું નાણું બૅંકમાં તે પોતાને નામે રાખી શકે છે. સેક્રેટરિને પોતાની સત્તા ઓછી કરવાની સત્તા પણ આપવામાં આવી છે. તેને મદદ કરવા India Council ને યોજવામાં આવી છે.

(૬) **India Council-ઇન્ડિઆ કાઉંસિલ. બંધારણ**—ઇંડિઆ કાઉંસિલમાં ઓછામાં ઓછા આઠ અને વધારેમાં વધારે બાર સભ્યો હોઇ શકે. અર્ધા ભાગના સભ્યો હિંદમાં ઓછામાં ઓછાં દસ વર્ષો માટે રહેલા હોવા જોઇએ અને નીમણોક વખતે હિંદ છોડ્યાને તેમને પાંચ વર્ષોથી વધારે વખત થયો હોવો જોઈએ નહિ. કાઉંસિલરનો હોદ્દો પાંચ વર્ષ માટે હોય છે પણ પાર્લમેંટની સંમતિથી તેનો હોદ્દો લંબાવી

શકાય ખરો. બ્રિટિશ સભ્યોને વાર્ષિક ૧૨૦૦ પૌંડ મળે છે; હિંદી સભ્યોને ખાસ વિશેષ મુશાહીરા આપવામાં આવે છે. ઇ. સ. ૧૯૦૭થી હિંદીઓને પણ સભ્યો બનાવવામાં આવે છે. અત્યારે ત્રણ હિંદીઓ કાઉંસિલમાં છે.

**સત્તાઓ**—હિંદનું તમામ ઇંગ્લંડ સંબંધનું કામકાજ ઇંડિઆ કાઉંસિલ કરી શકે છે. તેની સભા મહિનામાં એક વાર તો થવીજ જોઇએ. પ્રમુખ અને ઉપપ્રમુખની ગેરહાજરીમાં કાઉંસિલ પોતે પ્રમુખ નીમી શકે છે. હિંદનું ઉત્પન્ન ખર્ચતી વખતે કાઉંસિલની બહુમતિથી કામ થવું જોઇએ; પણ અગત્યના પ્રસંગોએ કાઉંસિલ વિરુદ્ધ સેક્રેટરિ જઈ શકે એ પરંપરા થઈ ગઈ છે. કોઈ સરકારી–reserved–વિષયને–transferred પ્રધાનહસ્તક વિષય કરવો હોય તો ભારતમંત્રીએ કાઉંસિલની પરવાનગી લેવી જોઈએ. પબ્લિક સર્વિસ કમિશનની નીમણૂક કરવામાં, સનદી નોકરીઓ વિષેના નિયમો ઘડવામાં, અને વાઇસરૉયના કાઉંસિલરોના પગારો વગેરે નક્કી કરવાના વિષયોમાં પણ તેની પરવાનગી મળવી જોઇએ. હિંદના મુત્સદ્દીઓ કાઉંસિલ રાખવાની વિરુદ્ધ છે, કારણકે તેના સભ્યો હિંદની ખરી પરિસ્થિતિથી અજ્ઞાત હોય છે અને તેમના વિચારો બ્રિટિશ લાભોને વધારે અનુકૂળ થાય છે.

(૭) **India Office–ઇન્ડિઆ ઑફિસ**—હાઉસ ઑવ્ કૉમન્સમાં એક ને હાઉસ ઑવ્ લૉર્ડ્ઝમાં એક એમ બે, અમલદારો બ્રિટિશ મંત્રિમંડળના સભ્યો તરીકે બેસે છે. ઇન્ડિઆ કાઉંસિલ માત્ર સેક્રેટરિને સલાહ આપવાવાળું મંડળ છે. પણ પત્રવ્યવહાર વગેરેનો વહિવટ કરવા જે પગારદાર નોકરો રાખવામાં આવ્યા છે તેઓ ઇન્ડિઆ ઑફિસમાં આવી જાય છે. આ ખાતામાં એક કાયમ–Permanent સેક્રેટરિ હોય છે. તેમનો પગાર બ્રિટિશ પાર્લમેંટ આપે છે.

**કમિટિઓ કે સમિતિઓ**—કાઉંસિલના સભ્યો ખાતાંવાર જુદી જુદી સમિતિઓમાં વ્હેંચાઈ જાય છે અને તે સમિતિઓ દ્વારા ખાતાંઓનો વહિવટ ચાલે છે.

**ખાનગી અને જરૂરી તુમારો**—ખાનગી તુમારો સેક્રેટરિ પોતાની કાઉંસિલના સભ્યોથી છાના પણ હિંદ મોકલી શકે છે. જરૂરી તુમારો માટે પણ તેવી પ્રથા છે; પણ પોતે એવા તુમારો જરૂરી કેમ ગણે છે તેનાં કારણો સેક્રેટરિએ આપવાં જોઈએ.

(૮) **High Commissioner. હાય કમિશનર**—ઉપર બતાવેલા તમામ અમલદારોનો પગાર હવે ઇંગ્લંડ ચૂકવે છે. પણ હિંદને લગતું કેટલુંક આડતનું કામ કરવા એક બીજો મોટો અમલદાર ઇંગ્લંડમાં નીમાય છે. તેના ખાતાના પગારો હિંદમાંથી ચૂકવાય છે. હિંદી ને પ્રાંતિક સરકારોને જોઇતો તમામ માલ પૂરો પાડવો, અભ્યાસ માટે જતા હિંદી વિદ્યાર્થીઓને સલાહ આપવી, અને એવું પરચુરણ આડતનું કામ કરવું, એ આ અમલદારનું ખાસ કર્તવ્ય છે. તે હાય કમિશનર કહેવાય છે.

**દરમ્યાનગીરી**—પ્રધાનહસ્તક–transferred–વિષયોમાં બ્રિટિશ સરકાર દરમ્યાન થઈ શકે નહિ; બીજા વિષયોમાં પણ જ્યારે સરકાર ને ધારાસભાઓ એકમત હોય ત્યારે ઇંગ્લંડથી દરમ્યાનગીરી થઈ શકે નહિ; પણ આ પરંપરા હમેશાં અક્ષરશઃ સચવાતી નથી. ઉપરાંત, હિંદી સરકાર ને પ્રાંતિક સરકારોના મતભેદો વખતે, એ પ્રાંતિક સરકારોમાં મતભેદ હોય ત્યારે, સામ્રાજ્યના લાભો સાચવવા માટે, અને પોતાની સત્તાનું રક્ષણ કરવા માટે, હિંદી સેક્રેટરિ આપણા રાજ્યતંત્રમાં વચ્ચે આવી શકે છે. આપણી સરકારે હિંદી સેક્રેટરિ ને બ્રિટિશ મંત્રિમંડળની તાબેદારી ઉઠાવવીજ જોઇએ. તે તેના Agent–એજંટ તરીકે કામ કરે છે.

## વડી સરકાર.

**આપણા દેશમાં ચાલતું આપણું રાજ્યતંત્ર**—ઉપર આપણે આપણા દેશનો રાજ્યકારભાર ઇંગ્લંડમાં કેમ ચાલે છે તે જોયું. હવે આપણો રાજ્યકારભાર આપણા પોતાના દેશમાં કેમ ચાલે છે તે જોઈએ. પ્રથમ આપણે હિંદી કે વડી–Indian Government–સરકારનું બંધારણ તપાસશું.

**The Indian Government–હિંદી સરકાર**—વડી

સરકાર એટલે ગવ્હર્નર ઝનરલ–ઇન–કાઉંસિલ–Governor General in Council.

(૧) **Governor General–ગવ્હર્નર ઝનરલ**–સને ૧૭૭૩ના રેગ્યુલેઇટિંગ ઍકટથી બંગાળાનો ગવ્હર્નર બંગાળાનો ગવ્હર્નર ઝનરલ થયો. ૧૮૩૩ના પટ્ટાથી તે હિંદનો ગવ્હર્નર ઝનરલ થયો. ૧૮૫૮ પછી તે વાઇસરૉય થયો. તેની નીમણોક તાજ પોતે કરે છે પણ વસ્તુતઃ મંત્રિમંડળના મત પ્રમાણેજ તે નીમણોક થઈ શકે છે. વાઇસરૉયની જગ્યા માટે અનુભવી પાર્લમેંટના સભ્યની પસંદગી કરવામાં આવે છે. વાઇસરૉયના હોદ્દાની મુદ્દત પાંચ વર્ષ માટે હોય છે; કોઈકજ વાર તે મુદ્દતને લંબાવવામાં આવે છે; દાખલા તરીકે કર્ઝન ને હાર્ડિંજના કિસ્સાઓમાં. પાંચ વર્ષ દરમ્યાન જરૂરી સરકારી કામ બાબત અથવા આરોગ્યના કારણસર હવે વાઇસરૉય ટૂંક મુદ્દતની રજા ભોગવી શકે છે; પહેલાં તેમ નહોતું.

(૨) **Viceroy–વાઇસરૉય**–ગવ્હર્નર ઝનરલ વાઇસરૉય તરીકે કેટલીક અગત્યની સત્તાઓ ભોગવે છે. તાજના પ્રતિનિધિ તરીકે, તે હમેશાં પ્રથમ પંક્તિનો હોદ્દા ધરાવે છે; હિંદનાં રજવાડાંઓ તેને તાજના પ્રતિનિધિ તરીકે સંમાન આપવા બંધાયાં છે. તાજના પ્રતિનિધિ તરીકે તે ગુન્હેગારોને માફી પણ આપી શકે છે.

**ગવ્હર્નર ઝનરલ**—ગવ્હર્નર ઝનરલ વહિવટી અને ધારા ઘડવાની કેટલીક સત્તાઓ ધરાવે છે.

**વહિવટ સંબંધી**—આખા હિંદના વહિવટ માટે તે પોતે જવાબદાર છે. તેણે આ વહિવટ પોતાની કાઉંસિલની સંમતિથી ચલાવવો જોઈએ, પણ જરૂરના પ્રસંગો ઉપર તેને પોતાના અભિપ્રાય મુજબ વર્તવાની સત્તા આપવામાં આવી છે. બધી પ્રાંતિક સરકારોએ તેની તાબેદારી ભોગવવી જોઈએ. કાઉંસિલની સંમતિથી તે ડેપ્યુટિ ગવ્હર્નર નીચે નવા પ્રાંતોની યોજના કરે શકે, ગમે તે પ્રદેશ પોતાની સત્તા નીચે લઈ શકે, ચીફ કમિશનરોના પ્રાંતો માટે ધારાસભાઓ ઉઘાડી શકે, બે વર્ષ માટે હાઈ કોર્ટોમાં વધારાના જડજો–ન્યાયાધીશો નીમી શકે, ને અણીને પ્રસંગે

ગમે તે રાજ્ય સામે લડાઈ જાહેર કરી શકે અથવા તે રાજ્ય સાથે સુલેહ કરી શકે. લશ્કરની જવાબદારી પણ તેને શિર હોય છે.

**આપખુદ સત્તા**—ગવર્નર જનરલ કાઉંસિલની સંમતિ વિના પણ કેટલાંક કામો કરી શકે છે. તે પોતાની કાઉંસિલનો ઉપપ્રમુખ નીમી શકે, કાઉંસિલના કામકાજ માટે નિયમો ઘડી શકે, બહુમતિ વિરુદ્ધ વર્તી શકે, ધારાસભાઓમાંથી કાઉંસિલરોના મદદનીશ સેક્રેટરિઓ નીમી શકે, ડેપ્યુટિ ગવર્નર નીમી શકે, ધારાસભાઓમાં જઈ ભાષણો કરી શકે, ધારાસભાઓની બેઠકોને બરખાસ્ત કરી શકે, તેમને ગમે તે વખતે બોલાવી શકે અથવા તેમની મુદ્દતમાં વધારો કરી શકે, કોઈપણ બિલને સંમતિ આપી શકે અથવા તેનો ઈનિકાર કરી શકે અથવા ફરીથી તે ઉપર વિચાર કરવા તે ધારાસભાને મોકલી શકે, ગમે તે બિલને તે પોતાની ખાસ સંમતિ Certification આપી શકે, અને અંદાજપત્ર–Budget–ના કોઈપણ ભાગને તે બાહલી–Restoration–આપી શકે. મીઠાના કરની બાબતમાં આ સત્તાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. ૭ માસની મુદ્દત માટે ગવર્નર જનરલ ધારાસભાની સંમતિ વગર કોઈ-પણ દસ્તૂર–Ordinance–પણ બહાર પાડી શકે. સરકારે બંગાળાને હમણાંજ આ સત્તા લાગુ પાડી હતી.

(૩) **ગવર્નર જનરલની કાઉંસિલ–The Indian Executive Council**—ઉપર જણાવ્યું તેમ આખા દેશનો વહિવટ સામાન્ય રીતે આ મંડળના સહકારથીજ ગવર્નર જનરલ કરી શકે; માત્ર કેટલાક અપવાદો રૂપેજ તે આપખુદ સત્તાનો ઉપયોગ કરી શકે છે. પહેલાં કાઉંસિલના સભ્યો ૭ હતા; હવે એ બંધી રદ કરવામાં આવી છે ને કાઉંસિલના સભ્યોની સંખ્યા ગમે તેટલી કરી શકાય છે. આ મંડળના સભ્યોને નીમવાનો અધિકાર માત્ર તાજનોજ છે પણ વસ્તુતઃ ગવર્નર જનરલ અને બ્રિટિશ મંત્રિમંડળનો મત તેમાં મુખ્ય થઈ પડે છે. કાઉંસિલના ત્રણ સભ્યોએ હિંદમાં દસ વર્ષો માટે તાજની નોકરી કરેલી હોવી જોઇએ; એક સભ્ય ઇંગ્લંડ કે આયર્લંડનો બૅરિસ્ટર અથવા સ્કૉટલેંડનો એડ્વ્હોકેઈટ, કે દસ વર્ષના અનુભવવાળો હિંદુસ્તાનની ગમે

તે હાય કોર્ટનો વકીલ હોવો જોઈએ. સેનાધિપતિ આ કાઉંસિલનો અ-સાધારણ–(Extra-ordinary) સભ્ય થઈ શકે, એટલે કે તેને પ્રસન્ન પડે ત્યારે તે મંડળની બેઠકમાં હાજર રહી શકે. અત્યારે કાઉંસિલમાં સેનાપતિ ને વાઇસરૉય મળી કુલ આઠ સભ્યો છે અને તેમાં ત્રણ હિન્દીઓ છે. દરેકને અમુક ખાતાંઓ આપવામાં આવે છે. તેનું સ્પષ્ટીકરણ નીચે આપવામાં આવ્યું છે.

**ખાતાંઓ.** રજવાડાંઓ અને પરરાજ્યો સાથેનો સંબંધ—Foreign and Political Department–ગવ્હર્નર જનરલ પાસે રહે છે. લશ્કરી ખાતું–Military Department–સેનાપતિ પાસે રહે છે. નોકરીઆતો, આંતરિક રાજ્યવ્યવસ્થા જેઇલ, પોલિસ, કોર્ટો, વગેરે, Home Department પાસે રહે છે. Legislative Department પાસે કાયદાઓ ઘડવાનું ને સુધારવાનું કામકાજ હોય છે. રેલ્વે, વેપાર ને Ecclesiastical–ચર્ચની બાબતો એક બીજા ખાતા પાસે રહે છે. કેળવણી, આરોગ્ય ને મ્હેસુલ માટે ને ઉદ્યોગો, પોસ્ટ, તાર, બાંધકામો, નહેરકામો અને Labour–કામદારોને લગતા વિષય માટે બીજાં ખાતાં હોય છે. કાઉંસિલના યૂરોપિઅન અમલદારો વાઇસરૉયનેજ જવાબદાર છે. કોઈ સભ્ય હિંદી હોય પણ જો તે અમલદાર હોય તો તેનું પણ તેમજ સમજવું. પણ જે હિંદી સભ્યો બીનઅમલદારી છે તેઓ વાઇસરૉયને ને પ્રજાને, એમ બે સંસ્થાઓને જવાબદાર છે. દરેક સભ્ય પોતાના ખાતા માટે જવાબદાર રહે છે. અગત્યની બાબતો કાઉંસિલની સામાન્ય સભામાં ચર્ચાય છે. દરેક સભ્યને મદદનીશ સેક્રેટરિ હોય છે. એ અમલદાર વાઇસરૉયને પણ મળી શકે છે. એકંદર કાઉંસિલરો વાઇસરૉયના તાબેદાર અમલદારો કહી શકાય. આપણી કાઉંસિલ ધારાસભાઓને જવાબદાર નથી.

(૪) **વડી સરકારની ધારાસભાઓ—The Indian Legislature**–હિંદી સરકારને લગતાં ધારા ઘડવાનાં ત્રણ અંગો છે:—

**(૧) ગવ્હર્નર જનરલ. (૨) Council of State, અને (૩)**

Indian Legislative Assembly, હિંદી ધારાસભા. ગવર્નર જનરલની ધારા ઘડવાની તમામ સત્તાઓ તેના વિષયમાં આપી દીધી છે એટલે અહીં બીજાં બે અંગો વિષે લખવામાં આવ્યું છે.

**મુખ્ય તફાવતો**—કાઉંસિલ ઑવ્ સ્ટેઈટ માટે પાંચ વર્ષ પછી નવી ચુંટણી થાય છે; ધારાસભા માટે દર ત્રણ વર્ષે નવી ચુંટણી થાય છે. કાઉંસિલની બજેટ–અંદાજપત્ર–ઉપર ઘણીજ ઓછી સત્તા છે. કાઉંસિલના સભ્યો Honourable કહેવાય છે અને તેમને ભથ્થું ભાડું વિશેષ મળે છે. કાઉંસિલની ચુંટણી પ્રાંત–Province–વાર થાય છે. ધારાસભાની ચુંટણી વિભાગ (Division) વાર થાય છે. કાઉંસિલના મતદારોની યોગ્યતા ને સંખ્યા સંકુચિત કરવામાં આવી છે. ખાસ (Aristocracy) વર્ગના લાભોનું રક્ષણ કરવા જરૂરને પ્રસંગે સરકારને અનુમોદન મળે તે માટે કાઉંસિલને ઉભી કરવામાં આવી છે.

**વડી ધારાસભાનું બંધારણ**—લેજિસ્લેઇટિવ એસ્સેંબ્લીમાં કુલ ૧૪૪ સભ્યો હોય છે, તેમાં સરકાર કુલ ૪૦ સભ્યો નીમે છે ને પ્રાંતોના લોકો કુલ ૧૦૪ સભ્યો મોકલે છે. સરકાર જે ૪૦ સભ્યો નીમે છે તેમાં ૨૫ અમલદારો હોય છે. આપણા ઇલાકામાંથી વડી ધારાસભામાં કુલ ૨૨ જણાઓ જાય છે તેમાં ૧૬ લોકોના ચુંટાએલા હોય છે ને ૬ સરકારના નીમેલા હોય છે. આ છમાંથી બે અમલદારો ને ચાર બીન અમલદારી શખ્સો હોય છે.

**કાઉંસિલ ઑવ્ સ્ટેઇટનું બંધારણ**—હવે આપણે કાઉંસિલ ઑવ્ સ્ટેઈટનું બંધારણ તપાસીએ. આ સંસ્થામાં કુલ ૬૦ સભાસદો બેસે છે. તેમાં ૨૬ જણા સરકારના નીમેલા હોય છે અને ૩૪ જણાઓ લોકોના નીમેલા હોય છે. સરકારે નીમેલા છત્રીસ જણાઓમાંથી ૨૦ અમલદારો હોય છે અને ૬ બીનઅમલદારી સભ્યો છે. વીસ અમલદા-દારોમાંથી એક જણને સરકાર સભાનો પ્રમુખ નીમે છે એટલે સરકા-રના નીમેલાની કુલ સંખ્યા ૧૯ની કહી શકાય. આપણા ઈલાકામાંથી એક બીનઅમલદારી શખ્સ ને એક અમલદાર એમ સરકારના બે માણસો,

અને ૭ જણાઓ બીન સરકારી મંડળોથી ચુંટાએલા, એમ કુલ ૮ જણાઓ, કાઉંસિલ ઑવ્ સ્ટેઇટમાં બેસે છે.

બંને ધારાસભાઓ માટે આપણા ઇલાકાનું પ્રતિનિધિત્વ નીચે આપ્યું છે.

## ધારાસભા માટે:—

| મતદારમંડળ | બીન મુસલમાની | મુસલમાની | યૂરોપિઅનો વગેરે | કુલ |
|---|---|---|---|---|
| મુંબઇ શહેર | ૨ | ૧ | ૦ | ૩ |
| સિંધ | ૧ | ૧ | ૦ | ૨ |
| ઉત્તર વિભાગ, North Division | ૧ | ૧ | ૦ | ૨ |
| મધ્યવિભાગ, Central Division | ૨ | ૧ | ૦ | ૩ |
| દક્ષિણ વિભાગ, Southern Division | ૧ | ૦ | ૦ | ૧ |
| ઇલાકાના યૂરોપિઅનો | ૦ | ૦ | ૨ | ૨ |
| હિંદી વેપારી મંડળ, Indian Chamber of Commerce | ૦ | ૦ | ૧ | ૧ |
| જાગીરદારો, સિંધ, ગુજરાત, ને દખ્ખણના, વારાફરતી | ૦ | ૦ | ૧ | ૧ |
| અમદાવાદના ને મુંબઇના મિલમાલેકો, વારાફરતી | ૦ | ૦ | ૧ | ૧ |
| કુલ... | ૭ | ૪ | ૫ | ૧૬ |

## કાઉંસિલ ઑવ્ સ્ટેઈટ્ માટેઃ—

| મતદારમંડળ | બીનમુસલમાન | મુસલમાન | યૂરોપિઅન, વગેરે | કુલ |
|---|---|---|---|---|
| આખો ઈલાકો | ૩ | ૧ | ૦ | ૪ |
| સિંધના મુસલમાનો | ૦ | ૧ | ૦ | ૧ |
| યૂરોપિઅન વેપારીઓનું મંડળ, European Chamber of Commerce | ૦ | ૦ | ૧ | ૧ |
| કુલ | ૩ | ૨ | ૧ | ૬ |

**મત કોણ આપી શકે ને સભ્ય કોણ થઇ શકે ?**—મતદાર કોણ થઇ શકે અને મત માટે ઉમેદવાર કોણ થઈ શકે એ હવે જણાવવું જોઇએ. આ બંને બાબતો માટેની લાયકાતો સામાન્ય છે. માત્ર એક ફેર છે તે તુરતજ જણાઈ આવશે. મતદાર બ્રિટિશ રૈયત, પુરુષ, ને ૨૧ વર્ષ કે તેથી વધારે વર્ષનો હોવો જોઇએ. તેનામાં ચિત્તભ્રમ (Unsound Mind)નો રોગ હોવો જોઈએ નહિ. તે સિવાય તે માલધારી હોવો જોઈએ—કેટલે અંશે તે આપણે હમણાંજ જોઈશું. મતદાર પોતાના મતદારમંડળ (Constituency)નો હોવો જોઈએ, દાખલા તરીકે મુસલમાન ઉમેદવાર મુસલમાન મતદારમંડળનો હોવો જોઇએ, વગેરે. મતદાર પોતાના વિભાગનો વતની હોવો જોઈએ. ઉમેદવારી માટે પણ આ બધી શરતો અનુકૂળ હોવી જોઇએ. માત્ર ઉમ્મરમાં ફેર છે—ઉમેદવાર ૨૫ વર્ષથી ઓછી ઉમ્મરનો, ૭ માસની કેદ ભોગવી હોય તેવો ને દેવાળીઓ હોવો જોઈએ નહિ. મુસલમાનોને અને સિખોને ખાસ જુદા ચુંટણીના હક્કો આપવામાં આવ્યા છે. બીજી કોમોને જુદા ચુંટણીના હક્કો ન આપતાં તેમના વિચારો જાણવા સરકાર પોતે લાયક માણસોને ધારાસભામાં નીમે છે.

**કાઉંસિલ ઑવ્ સ્ટેઈટ્ માટે ઈલાકાના મતદારો**—હવે આપણે કાઉંસિલ ઑવ્ સ્ટેઈટ્ માટે મુંબઈ ઈલાકાના મતદારોની લાયકાતો જોઈએ.

(૧) સિંધમાં પહેલા કે બીજા વર્ગના ઝમીનદારો.
(૨) દખ્ખણ કે ગુજરાતના સરદારો.
(૩) રૂ. ૨૦૦૦નું વાર્ષિક મ્હેસુલ આપનાર ઇનામદાર, સરંજામદાર કે તાલુકદાર કે ખેડૂત.
(૪) કોઈ પણ સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાનો પ્રમુખ કે ઉપપ્રમુખ.
(૫) મુંબઈ યુનિવ્હર્સિટિનો ફેલો, Fellow.
(૬) મહામહોપાધ્યાય કે શમ્સુલ ઉલમા.
(૭) વડી કે મુંબઇની ધારાસભાનો સભ્ય.
(૮) રૂ. ૩૦,૦૦૦ ઉપર આયપતવેરો ભરનાર.
(૯) સહકારી બૅંકનો મુખ્ય અમલદાર.

બીજા પ્રાંતો માટે પણ આજ સિદ્ધાંતો ઉપર મતદારમંડળો યોજવામાં આવ્યાં છે.

**ધારાસભાઓ માટે મતદારો**—(૧) પગારદારો (૨) ઘરધણીઓ અથવા ભાડુતો (૩) સ્થાનિક વેરાઓ ભરનારાઓ (૪) આયપતવેરો ભરનારાઓ (૫) લશ્કરી વર્ષાસન ખાનારાઓ, મતદારો ગણાય છે. મતદાર કેટલું ભાડું કે કેટલો વેરો ભરતો હોવો જોઈએ તે માટે ખાસ નિયમો કરવામાં આવ્યા છે. મુંબઈ, કરાંચી, વગેરે મોટાં શહેરો માટે વધારે ને જિલ્લાઓ માટે ઓછું પ્રમાણ રાખવામાં આવ્યું છે. આ નિયમોની વીગત તપાસવી નિરર્થક છે.

**General and Special Constituencies–સામાન્ય અને વૈશેષિક મતદારમંડળો**—જે મતદારમંડળ સામાન્ય જનસમુહનું બનેલું હોય છે તે સામાન્ય મતદારમંડળ કહેવાય છે, ઉદાહરણમાં, બીન-મુસલમાન, મુસલમાન ને યૂરોપિઅન મતદારમંડળો, **જે મતદારમંડળ અમુક સંસ્થાનું બનેલું છે તે વૈશેષિક મતદારમંડળ કહેવાય છે. ઉદાહરણ તરીકે**, તાલુકદારો, યુનિવ્હર્સિટિ, વેપારીમંડળ, વગેરે.

**હિંદી ધારાસભાઓના અધિકારો**—હિંદી ધારાસભા ને કાઉંસિલ ઑવ્ સ્ટેઇટ્ના જે અધિકારો છે તે નીચે આપ્યા છે.

**(૧) ધારા ઘડવાનો—Legislative Powers**—આપણી વડી ધારાસભાઓ અમુક અપવાદો સિવાય તમામ જાતના કાયદાઓ કરી શકે છે. હિંદી સેક્રેટરિ આપણે માટે ઇંગ્લેંડમાં નાણાં વ્યાજે ઉપાડે છે તે સંબંધી કાયદો પ્રસાર કરવો હોય તો ધારાસભાને પાર્લમેંટની સંમતિ જોઇએ. આપણું દેવું કે મ્હેસુલ, ધાર્મિક બાબતો, લશ્કર, પરરાજ્ય સાથેનો સંબંધ, ગવર્હ્નર ઝનરલના દસ્તૂરો, એ માટે કાંઇ કાર્ય કરવું હોય તો ગવર્હ્નર ઝનરલની સંમતિ જોઇએ. આટલા ખાસ અગત્યના અપવાદો છે. બીજા અપવાદો તપાસવાની જરૂર નથી. ધારા ઘડવા માટે ગવર્હ્નર ઝનરલની સત્તાઓ આપણે ઉપર જોઇ ગયા છીએ.

**(૨) ચર્ચા કરવાનો અધિકાર–Deliberative Powers**–ધારાસભાઓ સરકારનાં કાર્યો ઉપર ચર્ચા કરી શકે છે. તેઓ ઠરાવ–**Resolutions**–લાવી શકે છે ને અગત્યનું કામકાજ ધ્યાનમાં લેવા બેઠક મુલતવી રાખવાનો ઠરાવ **(Motion of Adjournment)** પણ લાવી શકે છે.

**(૩) પ્રશ્ન પૂછવાનો**—ધારાસભાઓ પ્રશ્નો ને ઉપપ્રશ્નો પણ સરકારને પૂછી શકે છે, પણ દેશી રાજ્યો, પરદેશ સાથેનો વ્યવહાર, ને કોર્ટમાં ચાલતા કામ ઉપર પ્રંશ્નો પૂછી શકાય નહિ.

**(૪) બજેટ ઉપર વિવાદ**—ધારાસભાઓ બજેટ ઉપર વિવાદ ચલાવી શકે છે. પણ પ્રસાર થએલા ઠરાવો સરકારને બંધનકર્તા નથી.

**વહિવટ ઉપર અંકુશ**—ઉપરની સત્તાનો ઉપયોગ કરવાથી ધારાસભાઓ સરકારના વહિવટને નિયમમાં રાખી શકે છે. તે સિવાય નીચે જણાવેલી સંસ્થાઓ દ્વારા તે નિયમ વિશેષ પ્રકારે બજાવી શકાય છે.

**(૧) કાયમની સમિતિઓ—Standing Committees.** ધારાસભાઓના સભ્યોની અંદરથી નીમાએલી આ સમિતિઓ સ્વદેશખાતું, ઉદ્યોગખાતું ને વેપારખાતું, એટલા વહિવટ ઉપર સલાહ આપી શકે છે.

**(૨) ખાસ સમિતિઓ-Select Committees**—દરેક બિલ માટે ખાસ સમિતિ નીમવામાં આવે છે અને તેના સભ્યો બિલ સંબંધી ધારાસભાને રિપોર્ટ–નિવેદન કરે છે.

**(૩) સેક્રેટરિઓ**—ગવ્હર્નર ઝનરલ ધારાસભાના હરકોઈ સભ્યને હરકોઈ ખાતા માટે સેક્રેટરિ નીમી શકે છે. હજુ સૂધી આ સત્તાનો ઉપયોગ થયો નથી.

**(૪) Finance Committee—નાણાવિષયક સમિતિ**—આવતા વર્ષ માટે શું ખર્ચ કરવું, વગેરે બાબતો ઉપર વિચાર ચલાવનારી–**Finance Committee**—નાણાવિષયક સમિતિ ખાસ અગત્ય ધરાવે છે, કારણકે તેની મારફત દેશની આવકજાવક ઉપર પ્રજાના પ્રતિનિધિઓ વીગતવાર નિયમ રાખી શકે છે.

**(૫) Audit Committee-ઑડિટ સમિતિ**—ગયે વર્ષે ને ચાલુ વર્ષમાં કેટલું નાણું કેમ ખર્ચાયું તે સંબંધી તપાસ કરનારી ઑડિટ સમિતિ પણ સરકાર ઉપર સારો નિયમ રાખી શકે છે.

**બિલ્લ ને કાયદો**—ધારાસભામાં ચર્ચાતા **મુત્સદ્દાને "બિલ" કહે** છે; તે "પાસ" થાય ત્યારે કાયદો કે **Law** કહેવાય છે. ગમે તે સભ્ય ગમે તે ધારાસભામાં પોતાનો મુત્સદ્દો લાવી શકે. ખાનગી સભ્યે તે માટે "નોટિસ" ખબર–આપવી જોઈએ ને બિલની નકલ રજુ કરવી જોઈએ. પછી મુત્સદ્દો સરકારી ગેઝીટમાં છપાય છે. પછી મુત્સદ્દાનું પહેલું વાચન થાય છે. આ વેળા માત્ર તેના મુખ્ય મુદ્દાઓ ઉપરજ વિવેચન થાય છે. પછી બીજા વાચન વખતે તે માટે Select Committee–ખાસ સમિતિ નીમાય છે. તેના રિપોર્ટ–નિવેદન પછી મુત્સદ્દાનું ત્રીજું વાચન થાય છે. કોઈ પણ સભ્ય નિયમ પ્રમાણે સુધારાઓ રજુ કરી શકે છે. જો આ ક્રિયાઓમાંથી મુત્સદ્દો પ્રસાર થાય તો તે બીજી સભામાં જાય છે. ત્યાંથી પ્રસાર થતાં તેને ગવ્હર્નર ઝનરલની સંમતિ મળી એટલે મુત્સદ્દો કાયદો કહેવાય છે.

**ધારાસભાઓ વચ્ચે મતભેદ થતાં** (૧) કાં તો બંને સભાના સરખી **સંખ્યાના** સભાસદોની સંયુક્ત બેઠક અથવા (૨) સમિતિ

અથવા તો (૩) બંને સભાના બધા સભ્યોની સંયુક્ત બેઠકમાં ચર્ચા થાય છે. આ વિષયની વિશેષ ચર્ચામાં ઉતરવાની જરૂર નથી.

**બજેટ**—બજેટ પણ બિલની માફકજ ચર્ચાય છે. દરેક વર્ષના ફેબ્રુઆરિની છેલ્લી તારીખે બજેટ ધારાસભામાં રજુ થાય છે. બજેટ એટલે ગવર્નર જનરલ ઇન કાઉંસિલનાં એટલે કે હિંદી સરકારનાં ઉત્પન્ન ને ખર્ચનો વાર્ષિક અંદાજ (ઍક્ટની કલમ, ૬૪—અ). ગવર્નર જનરલની સંમતિ સિવાય કરમાં કોઈ વધારો કરવાની સૂચના થઈ શકે નહિ. બજેટમાંથી નીચેના ભાગ ઉપર ધારાસભા ગવર્નર જનરલની સંમતિ સિવાય ચર્ચા કરી શકે નહિ—(૧) દેવા ઉપરનું વ્યાજ, વગેરે. (૨) આગળથી કાયદેસર નિમિત કરેલું ખર્ચ. (૩) શહેનશાહે કે હિંદી સેક્રેટરિએ નીમેલા અમલદારોના પગારો. (૪) ચીફ કમિશનર અને જ્યુડિશિઅલ કમિશનરોના પગારો. (૫) ચર્ચ—Ecclesiastical ખાતું, પરદેશખાતું ને લશ્કરનું ખર્ચ.

**બજેટનો મોટો ભાગ આ વિષયોમાં સમાઈ જાય છે તેથી નાણાં ઉપર આપણો ખાસ નિયમ રહી શકતો નથી.** ઉપર જણાવેલ પાંચ બાબતો **Non-votable Items—અમંતવ્ય આંકડાઓ** કહેવાય છે. બજેટનો બાકીનો ભાગ **Votable Items—મંતવ્ય આંકડાઓવાળો** હોય છે. ગવર્નર જનરલની બજેટ સંબંધી ખાસ સત્તાઓ ઉપર જણાવી દીધી છે. હવે **રેલ્વેનું બજેટ** સામાન્ય બજેટથી નોખું કરી નાંખવામાં આવ્યું છે.

**કામકાજ**—ધારાસભાઓના પહેલા પ્રમુખો સરકારના નીમેલા હતા. હવે એસેંબ્લીના પ્રમુખ ને ઉપપ્રમુખ લોકનિયુક્ત (Elected) છે; કાઉંસિલનો પ્રમુખ ગવર્નર જનરલ પોતે નીમે છે. શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલ ધારાસભાના પહેલા લોકનિયુક્ત પ્રમુખ છે. બંને સંસ્થાઓ પોતે ઘડેલા નિયમો પ્રમાણે કામકાજ કરે છે. આ પ્રમુખો ને ઉપપ્રમુખો સભાઓનું કામકાજ નિષ્પક્ષપાતપણે ચલાવવા બંધાયા છે. ધારાસભાના પ્રમુખનો દરજ્જો ઘણોજ ઊંચો ગણાય છે.

હવે આપણે પ્રાંતિક સરકારો લઈએ.

## પ્રાંતિક સરકારો.

**(૧) પ્રાંતિક સરકારો**—નીચેનો કોઠો આપણા દેશની જુદી જુદી પ્રાંતિક સરકારો ને તેમની વચ્ચેના તફાવતો સ્પષ્ટ બતાવી આપે છે.

| પ્રાંતો | હોદ્દાનું નામ | કાઉંસિલના સભ્યો | પ્રધાનો | ક્યાંથી નીમવામાં આવેછે. | હિંદી સેક્રેટરિ સાથે સંબંધ | ધારાસભા |
|---|---|---|---|---|---|---|
| મુંબાઈ ઈલાકો | ગવ્હર્નર | ૪ | ૩ | ઇગ્લંડથીઅનુ- | સીધો | છે |
| મદ્રાસ ઈલાકો | ,, | ૪ | ૩ | ભવીઓમાંથી | સીધો | છે |
| બંગાળાઇલાકો | ,, | ૪ | ૨—૩ | ,, ,, | સીધો | છે |
| સંયુક્ત પ્રાંતો | ,, | ૨ | ૨ | સિવ્હિલિઅ- | હિંદી સરકાર | છે |
| પંજાબ | ,, | ૨ | ૩ | નોમાંથી | મારફત | છે |
| બિહાર, વગેરે | ,, | ૨ | ૨ | ,, ,, | ,, | છે |
| આસામ | ,, | ૨ | ૨ | ,, ,, | ,, | છે |
| બ્રહ્મદેશ | ,, | ૨ | ૨ | ,, ,, | ,, | છે |
| કુર્ગ | ચીફ કમિ- | ૦ | ૦ | ગવ્હર્નર | સ્વદેશ | હવેથશે |
| દિલ્હી | શનર | ૦ | ૦ | ઝનરલ | ખાતા | ના |
| આંદમાન | ,, | ૦ | ૦ | તરફથી | નીચે | ના |
| અજમેર | ,, | ૦ | ૦ | ,, ,, | ગવ્હર્નર | ના |
| વાયવ્ય પ્રાંતો | ,, | ૦ | ૦ | ,, ,, | ઝનરલ | ના |
| બલુચીસ્તાન | ,, | ૦ | ૦ | ,, ,, | નીચે | ના |

પ્રાંતોના મુખ્ય અધિકારીઓના પગારોમાં પણ ભેદ રાખવામાં આવ્યો છે.

**(૨) ગવર્નરો**—પ્રાંતના ગવર્નરોની સત્તા ગવર્નર જનરલના જેટલી છે. પણ તેમને દસ્તુરો (Ordinances) કાઢવાનો અધિકાર નથી. તેમની નીમણોકો વખતે તાજ તરફથી તેમને **શિક્ષાપત્ર–Instrument of Instructions**–આપવામાં આવે છે. તેમાં તેમને પોતાના પ્રાંતોમાં જવાબદાર રાજ્યતંત્રનો વિકાસ કરવા, પ્રધાનોને મદદ આપવા, પ્રજાવર્ગને સ્વરાજ્ય માટે લાયક બનાવવા, જુદા જુદા વર્ગો વચ્ચે એકસંપી વધારવા, અને પ્રધાનો ને પોતાના કાઉંસિલરો વચ્ચે સહકાર વધે તેમ વર્તવા, આજ્ઞા કરવામાં આવે છે. જો ગવર્નર દિલસોઝ ન હોય તો આ શિક્ષાઓનો દુરુપયોગ થવા સંભવ છે.

**(૩) વિષયવિભાગ**—હિંદી સરકારે ને પ્રાંતોની સરકારે અનુકૂળ વહિવટ માટે વિષયોનો વિભાગ કર્યો છે. હિંદી સરકાર જે વિષયોનો વહિવટ કરે છે તે **Central Subjects** અથવા **મધ્યવર્તી વિષયો** કહેવાય છે. પ્રાંતિક સરકારો જે વિષયોનો વહિવટ કરે છે તે **પ્રાંતિક વિષયો–Provincial Subjects**–કહેવાય છે.

**વિભાગનો મુખ્ય મુદ્દો**—વિષયનો વહિવટ કરવામાં સુગમતા તરફ ખાસ લક્ષ આપવામાં આવ્યું છે. જો તેનો વહિવટ પ્રાંતિક સરકારને સુગમ પડે તો તે પ્રાંતિક વિષય થાય અને જો મધ્યવર્તી–Central–સરકારને સુગમ પડે તો તે વિષય મધ્યવર્તી થાય.

**મધ્યવર્તી સરકારના વિષયો**—લશ્કર, પરદેશ સાથેનો વ્યવહાર, કેટલાંક રજવાડાંઓ, લગભગ બધી રેલ્વેઓ, પોસ્ટ, તાર, વગેરે, જગાત, આયપતવેરો, મીઠું, ચલણ, સિક્કાઓ, દેવું, બેંકો, અફીણ, સ્ટોર્સ, વગેરે, વસાહત (Emigration, etc), ફોજદારી કાયદો, ચર્ચ ·Ecclesiastical Department, પ્રાચીન ઇતિહાસને લગતું ખોદકામ વગેરે–Archeology-વસતિપત્રક, મધ્યવર્તી નોકરીઓ-Central Services-વગેરે.

**પ્રાંતિક વિષયો**—સ્થાનિક સ્વરાજ્ય, આરોગ્ય વગેરે, કેળવણી, જાહેર બાંધકામો (Public Works), સ્થાનિક મંડળો મારફત ચાલતી

રેલ્વેઓ વગેરે, મ્હેસુલ, ખેતી, સહકારી મંડળીઓ, જંગલો, આબકારી–Excise, કોર્ટો, સ્ટૅંપ, નોંધણી–Registration, ઉદ્યોગો, પોલિસ, જેઇલો, વગેરે.

**પ્રધાનહસ્તક વિષયો ને સરકારહસ્તક વિષયો**—પ્રાંતિક વિષયોનો પણ વિભાગ કરવામાં આવ્યો છે. જે વિષયો સરકારે પોતે હજુ પોતાના હસ્તક રાખ્યા છે તે **Reserved Subjects** કહેવાય છે. પ્રધાનહસ્તક વિષયો **Transferred Subjects** કહેવાય છે. વીગત નીચે આપી છે.

**પ્રધાનહસ્તક વિષયો**—સ્થાનિક સ્વરાજ્ય, આરોગ્ય, દવાખાનાં વગેરે, કેળવણી, જાહેર બાંધકામ, ખેતી, સહકારી મંડળો, જંગલો, આબકારીખાતું, નોંધણી, ઉદ્યોગો, વગેરે.

**આ વિભાગોનો મુદ્દો** એ છે કે હિંદીઓને સ્વરાજ્યનો અનુભવ આપવો અને જે ખાતાંઓ પ્રધાનોને હસ્તક કરવાથી પ્રાંતોના વહિવટની સલામતીને ઝાઝું જોખમ ન લાગે તેજ ખાતાંઓ તેમને સોંપવાં.

**(૪) ગવર્હ્નર, પ્રધાનો ને કાઉંસિલરો**—ઉપર આપેલા કોઠામાંથી દરેક પ્રાંતમાં કેટલા પ્રધાનો ને કાઉંસિલરો કામ કરે છે તેની તુરતજ ખબર પડશે. પહેલાં બિહાર ને ઓરિસ્સામાં ત્રણ કાઉંસિલરો રાખવામાં આવ્યા હતા. કારણ કે ગવર્હ્નર એક હિંદી–લૉર્ડ સિંહ–હતા. કાઉંસિલરોની નીમણોકો તાજ તરફથી થાય છે; પ્રધાનોની જગ્યાઓ ગવર્હ્નર પોતે પોતાના પ્રાંતની ધારાસભામાંથી ચુંટાએલા સભ્યોને આપે છે. કાઉંસિલરો પાંચ વર્ષ માટે હોદ્દા ઉપર રહે છે. પ્રધાનો ધારાસભાની મુદ્દતથી વધારે વાર હોદ્દા ઉપર રહી શકે નહિ. ધારાસભાના મત મુજબ પ્રધાનોએ પોતાનાં ખાતાંનો વહિવટ કરવો જોઇએ, કારણ કે ધારાસભાના સભાસદો તેમના ઉપર નિંદાત્મક ઠરાવ લાવી શકે છે અને તેમનો પગાર ચૂકવવાની ના પણ પાડી શકે છે. ઇ. સ. ૧૯૨૫–૨૭માં બંગાળામાં અને મધ્યપ્રાંતોમાં ધારાસભાના વિરોધને પરિણામે પ્રધાનો વિના ગવર્હ્નરોએ ચલાવ્યું હતું, કારણ કે, પ્રધાનોના પગારોની મંજુરી આપવા ધારાસભાઓએ ના પાડી હતી. ગવર્હ્નર પણ પ્રધાનને ધારાસ-

ભાના મત વિરુદ્ધ વર્તવાની ફરજ પાડી શકે નહિ, જોકે વ્યવહારમાં ધારાસભાના જુદા જુદા પક્ષોનો લાભ લઈ તેના સંયુક્ત બળને ગવ્હર્નરો હંફાવી શક પણ ખરા. કાઉંસિલરો અને પ્રધાનો, બંને વચ્ચે સહકાર રહેવો જોઈએ; પણ કાઉંસિલરો ગવ્હર્નરને જવાબદાર છે, ત્યારે પ્રધાનો પ્રજાને જવાબદાર છે. પ્રધાનો સંયુક્ત થઇને વર્તે તો જવાબદાર રાજ્યતંત્ર તુરતજ ફલિત થઈ શકે. હજુ સુધી માત્ર સંયુક્ત પ્રાંતોમાંજ એક વાર આવી પરિસ્થિતિ પ્રાપ્ત થઈ હતી. પણ બંને વિભાગો એકદમ છુટા પડી શકે નહિ; વળી હમેશાં કારભારમાં વિરોધ કરતાં સહકાર વધારે જરૂરનો હોય છે; તેથી આ પ્રથા ઝાઝી આશાજનક નથી. વળી કાઉંસિલરોનાં ખાતાંને જરૂર પડતું નાણું પહેલાં પૂરૂં પાડવું ને પછી પ્રધાનોનાં ખાતાંની અગત્ય જોવી, એ નિયમ પણ ખરાબ છે. અ-સહકારીઓની પ્રવૃત્તિઓને લઇને અને હિંદુ મુસલમાનોના ક્લેશને લઇને આવી પદ્ધતિનો ઝાઝો અનુભવ મળ્યો નથી. દેશના મુત્સદ્દીઓ તેથી વિરુદ્ધ છે. ઉપરની પદ્ધતિ સરકારી પરિભાષામાં **Dyarchy** અથવા **દ્વિરાજ્યક પ્રથા** કહેવાય છે.

આપણે ઉપર પ્રાંતિક સરકારોની કાઉંસિલો જોઈ; હવે આપણે તેમની ધારાસભાઓ તપાસીએ.

**(૫) પ્રાંતિક ધારાસભાઓ**—પ્રાંતિક ધારાસભાઓ માટે દરેક **જિલ્લાવાર** મતદારમંડળો ઉભાં કરવામાં આવ્યાં છે. ૭૦ ટકા લોકના સભાસદોની તેમાં બહુમતિ હોય છે. વધારે વીગતમાં ઉતરવાની જરૂર નથી.

**મતદાર ને ઉમેદવારની લાયકાતો**—પ્રાંતિક ધારાસભાઓના મતદારો ને સભાસદોની સામાન્ય લાયકાતો વડી ધારાસભાના મતદારો ને ઉમેદવારો જેવી છે. માલધારીપણા (Property)ની લાયકાત માટે પ્રાંતો માટે ઓછું પ્રમાણ રાખવામાં આવ્યું છે. આપણે મુંબઈ ઇલાકાની ધારાસભાનો દાખલો અહીં લઈશું.

**મુંબઈની ધારાસભાનું બંધારણ**—મુંબઈ ઇલાકાની ધારાસભામાં કુલ સભ્યો ૮૬ છે. વીગત નીચે આપી છે.

## બીનમુસલમાની શહેરોનાં મતદારમંડળો માટે. Non-Mahomedan cities.

| | | | |
|---|---|---|---|
| મુંબઈ ઉત્તર વિભાગ | ૩ | | |
| „ દક્ષિણ „ | ૩ | | |
| કરાંચી | ૧ | શોલાપુર | ૧ |
| અમદાવાદ | ૧ | પૂના | ૧ |
| સુરત | ૧ | મુંબઇના યૂરોપિઅનો | ૧ |
| મુંબઈના યૂરોપિઅનો | ૧ | કુલ | ૧૩ |

## બીનમુસલમાની જિલ્લાઓનાં મતદારમંડળો માટે–Non-Mahomedan districts.

| | | | |
|---|---|---|---|
| અમદાવાદ | ૨ | બેલગામ | ૨ |
| ભરૂચ | ૧ | શોલાપુર | ૧ |
| ખેડા | ૨ | બિજાપુર | ૧ |
| પંચમહાલ | ૧ | ધારવાડ | ૨ |
| સુરત | ૨ | કાનડા | ૧ |
| થાણા | ૨ | રત્નાગિરિ | ૨ |
| અહમદનગર | ૨ | હૈદરાબાદ, થાર, પારકર, નવાબશાહ | ૧ |
| પૂર્વ ખાનદેશ | ૩ | | |
| પશ્ચિમ | ૧ | | |
| નાસિક | ૨ | કરાંચી, લારખાના, સક્કર, સરહદ | ૧ |
| કોલાબા | ૧ | | |
| પૂના | ૨ | | |
| સાતારા | ૩ | કુલ | ૩૫ |

## મુસલમાની શહેરોનાં મતદારમંડળો માટે Mahomedan cities.

| | | | | |
|---|---|---|---|---|
| મુંબઈ શહેર, | ૨ | અમદાવાદ ને સુરત, | ૧ | કુલ ૫ |
| કરાંચી „ | ૧ | પૂના ને સોલાપુર, | ૧ | |

## બીનમુસલમાની જિલ્લાઓનાં મતદારમંડળો
## Mahomedan districts.

| | | | | |
|---|---|---|---|---|
| અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ, સુરત ને થાણા, | | | ૩ | કુલ ૨૨ |
| અહમદનગર, ખાનદેશ, નાસિક, પૂના, સાતારા, શોલાપુર, | | | ૩ | |
| બેલગામ, બિજાપુર, ધારવાડ, કાનડા, કોલાબા, રત્નાગિરિ, | | | ૩ | |
| હૈદરાબાદ, | ૨ | સક્કર | ૨ | |
| કરાંચી | ૨ | થાર ને પારકર | ૨ | |
| લારખાના | ૩ | નવાબશાહ | ૧ | |
| | | સરહદ (સિંધ) | ૧ | |

## વૈશેષિક મતદારમંડળો. Special constituencies.

**સરદારો.**

| | | |
|---|---|---|
| દક્ષિણના | ૧ | |
| ગુજરાતના | ૧ | |
| સિંધના | ૧ | **કુલ ૩** |

**વેપારી મંડળો.**

| | | |
|---|---|---|
| મુંબાઈ ચેંબર ઑફ્ કૉમર્સ | ૨ | કુલ ૮ |
| કરાંચી | ૧ | |
| મુંબાઈ ટ્રેઈડ એસોશિએશન | ૧ | |
| મુંબાઈના મિલમાલેકો | ૧ | |
| અહમદાવાદના ,, | ૧ | |
| ઇન્ડિઅન ચેંબર ઑવ કૉમર્સ | ૧ | |
| **યુનિવર્સિટિ** | ૧ | |

**Reserved Seats.** મરાઠાઓ માટે સરકારે **ખાસ** નીચે મુજબ **જગ્યાઓ** ગોઠવી છે.

| | | | |
|---|---|---|---|
| મુંબાઈ (ઉત્તર વિભાગ) | ૧ | રત્નાગિરિ | ૧ |
| થાણા જિલ્લો | ૧ | | |
| અહમદનગર જિલ્લો | ૧ | | |
| નાસિક ,, | ૧ | | |

પૂના જિલ્લો ૧ કુલ ૬

આટલી જગ્યાઓ બીન મુસલમાની સંખ્યામાં ઓછી ગણવી.

**વિશેષ સ્પષ્ટીકરણ લોકજ્ઞ સભ્યો**

| | | |
|---|---|---|
| મુસલમાનો, | ૨૭ | |
| યૂરોપિઅનો, | ૪ | કુલ ૮૬ |
| બીનમુસલમાની, | ૫૫ | |

**સરકારે નીમેલા અમલદારો** ૮

" " બીનઅમલદારી સભ્યો ૧૩ કુલ ૨૧

**કાઉંસિલરો** કુલ ૪

કુલ ૧૧૧

**એક દૃષ્ટિ**—૮૬ લોકજ્ઞોમાંથી ૩ પ્રધાનો, ૪ યૂરોપિઅનો, ૬ મરાઠાઓ ને ઝમીનદારો સરકાર પક્ષમાં રહે તો બાકી ૭૫ રહ્યા. તે ૭૫ માંથી પણ ઘણાખરા મુસલમાનો (ધારો કે ૨૦ જણા) સરકાર પક્ષમાં રહે તો બાકી માત્ર ૫૫ રહે. તેમાંથી કેટલાક ગેરહાજર હોય, કેટલાક મત આપે નહિ; એટલે મોટે ભાગે પ્રજામત જો બરાબર સંગ્રથિત ન હોય તો બહુમતિ સરકારનીજ રહે.

**પ્રાંતિક ધારાસભાની સત્તાઓ**—પ્રાંતિક કારોબારી Executive) કાઉંસિલની સાથે પ્રાંતિક ધારાસભાનો સંબંધ, તેની ચર્ચાત્મક (Deliberative), પ્રશ્નાત્મક (Interrogative) ને નાણાવિષયક સત્તાઓ માટે જે વિચારો આપણે વડી ધારાસભાઓ માટે જણાવ્યા તે અહીં પણ લાગુ પડે છે. તેમના વિષે કેટલીક ખાસ સત્તાઓજ માત્ર અહીં જણાવવામાં આવશે.

**ધારા ઘડવાની સત્તા ઉપરના અંકુશો**—પ્રાંતિક ધારાસભાઓ નીચેના વિષયો ઉપર કાયદો કરી શકે નહિ. (૧) છૂટ મળી હોય તે સિવાય કોઈ કર (૨) દેવું. જગાત, કે વડી સરકારે નાંખેલા કર (૩) પર રાજ્યો કે રજવાડાંઓ (૪) મધ્યવર્તી (Central) વિષયો (૫) જે પ્રાંતિક વિષયો માટે વડી સરકાર ધારો કરી શકે તે.

**બજેટના અમંતવ્ય આંકડાઓ**—વડી ધારાસભા માટે જેમ બજેટના અમંતવ્ય (Non-votable) આંકડાઓ છે તેમ પ્રાંતિક ધારાસભા માટે પણ છે. તે નીચે આપ્યા છે. (૧) પ્રાંતિક સરકાર વડી સરકારને જે ફાળો (Contributions) આપતી હોય તે (૨) દેવાનું વ્યાજ ને અનામત રકમો (Sinking Funds) (૩) કાયદેસર પડતું ખર્ચ. (૪) તાજથી અથવા હિંદી સરકારથી ભરવામાં આવતી જગ્યાઓ. (૫) હાય કૉર્ટના ન્યાયાધીશો ને એડ્વોકેઈટ ઝનરલના પગારો.

યુનિવ્હર્સિટિ, ધર્મનો પ્રશ્ન, વગેરે વિષયો ઉપર જે ધારાઓ પ્રાંતિક સરકાર ઘડે તે માટે ગવ્હર્નર ઝનરલની સંમતિ હોવી જોઇએજ. પ્રાંતિક ધારાઓ ઘડનારી સત્તાઓમાં ગવ્હર્નર પણ આવી જાય છે તે યાદ રહેવું જોઈએ, એટલે પ્રાંતિક ધારા ઘડનાર બે સંસ્થાઓ છે; ગવ્હર્નર, ને તેની ધારાસભા; એકલીજ ધારાસભા નહિ.

ધારાસભાઓમાં જુદા જુદા રાજકીય પક્ષો છે.

## આવક જાવક ને કર પદ્ધતિ.

હવે આપણે વડી ને પ્રાંતિક સરકારોની આવકજાવક તપાસીએ ને પહેલાં વડી સરકાર લઈએ.

**વડી સરકારની આવકનાં સાધનો** નીચે પ્રમાણે છે. આંકડાઓ ૧૯૨૪ના માર્ચના આપ્યા છે.

**(૧) જગાત**—રૂા. ૩૯, ૬૯, ૬૪, ૨૯૬. પરદેશથી આવતા માલ ઉપર અને અહીંથી થતી નિકાસ ઉપર સરકાર દાણ ઉઘરાવે છે. આ દાણ જુદી જુદી વસ્તુઓ ઉપર જુદું જુદું નક્કી કરવામાં આવ્યું છે.

**(૨) આયપત વેરો**—રૂા ૧૮, ૨૩, ૫૫, ૫૧૬. અમુક પ્રમાણ ઉપર થતી આવક ઉપર સરકારે વેરો નાંખ્યો છે. તેમાંથી થોડોએક હિસ્સો પ્રાંતોને મળે છે.

**(૩) મીઠા ઉપરનો કર**—રૂા. ૧૦, ૦૧, ૫૦, ૮૭૦. દેશના જુદા જુદા ભાગોમાં સરકારી દેખરેખ નીચે કે પરવાનાથી મીઠું પકવાય છે અને તે ઉપર સરકાર કર વસુલ કરે છે. અત્યારે દર મણ મીઠા દીઠ રૂા. ૧નો કર છે.

**(૪) અફીણ**—રૂ. ૪, ૨૪, ૮૧, ૬૫૪. સરકાર દેશમાંથી થોડું-એક અફીણ હજુ પરદેશ વેચે છે. દેશમાં વેચાતા અફીણ ઉપર પણ સરકારની દેખરેખ છે. તેનું ઉત્પન્ન વડી સરકાર વસુલ કરે છે.

**(૫) રેલ્વે**—રૂ. ૩૨, ૬૯, ૪૨, ૩૯૩, સરકાર કેટલીક રેલ્વેઓનો પોતેજ વહિવટ કરે છે; કેટલીક રેલ્વેઓ પાસેથી અમુક નફો કરાર પ્રમાણે વસુલ કરવામાં આવે છે. રેલ્વે બજેટને સામાન્ય બજેટથી જુદું કરી નાંખી ધારાસભા સમક્ષ મૂકવામાં આવે છે.

**(૬) પોસ્ટ ને તારખાતું**—રૂ. ૯૬, ૧૨, ૯૮૭.

**(૭) વ્યાજ**—રૂ. ૩, ૧૬, ૫૯, ૬૨૦. સરકાર રજવાડાંઓને, પ્રાંતિક સરકારોને અને કેટલીકવાર સ્થાનિક સ્વરાજ્ય કરતી સંસ્થાઓને નાણાં વ્યાજે ધીરે છે તેના ઉપરનું ઉત્પન્ન.

**(૮) રજવાડાંઓની ખંડણીઓ.**

**(૯) ચલણ અને ટંકશાળનું ઉત્પન્ન.** રૂ. ૩, ૧૨, ૭૩, ૯૯૧. સરકાર સિક્કાઓ પાડે છે તેમાંથી જે ઉત્પન્ન આવે છે તે.

**(૧૦) Provincial Contributions.** પ્રાંતિક સરકારો વડી સરકારોને દર વર્ષ અમુક રકમ આપે છે. આ વિષે આગળ ઉપર ઉલ્લેખ કરવામાં આવશે. રૂ. ૨, ૫૯, ૬૫, ૮૫૧.

**(૧૧) ખાતાંઓનું ઉત્પન્ન**—વડી સરકાર જે ખાતાંઓનો વહિવટ કરે છે તે ખાતાંઓ તરફથી દંડ, ભાડું, ફી, વગેરે વસુલ આવે તેનો આમાં સમાવેશ થાય છે.

સને ૧૯૨૪ના માર્ચનું **વાર્ષિક ઉત્પન્ન** કુલ રૂ. ૧, ૩૩, ૧૬ ૬૩, ૩૦૫નું હતું.

**ખર્ચ.** ઉપરનાં તમામ **ખાતાંઓનું** ખર્ચ વડી સરકાર પોતે આપે છે. ગવર્નર ઝનરલ ને તેની કાઉંસિલનું ખર્ચ, મીઠાખાતું, તાર, ટપાલ, જગાત, રાજકીય ખાતું, રેલ્વે, **ટંકશાળ**, વગેરે ઉપર ખર્ચાતી રકમ આમાં આવી જાય છે. **અંગ્રેજ** નોકરીઆતોનાં પેન્શનો વગેરે, ઇંગ્લંડમાં હાય કમિશનરનું ખર્ચ, આપણે ઇંગ્લંડ પાસેથી લીધેલાં નાણાંનું વ્યાજ, એ **Home Charges ઈંગ્લંડના ખર્ચના આંકડાઓમાં**

આવી જાય છે. આ દેવા પેટે આપણે ઇ. સ. ૧૯૨૩–૨૪ના **વર્ષમાં** રૂા. ૧૭, ૩૩, ૪૪, ૯૭૧ ભર્યા હતા. **લશ્કર** ઉપર આપણે તેજ વર્ષમાં રૂા. ૬૧, ૦૪, ૩૧, ૭૬૦. ખર્ચ્યા હતા.

તે વર્ષનું કુલ ખર્ચ રૂા. ૧, ૩૩, ૭૭, ૬૩, ૫૪૭ હતું, એટલે સરકારને તે વર્ષમાં રૂા. ૨, ૩૮, ૯૯, ૭૫૮ની પુરાત હતી.

**બજેટ**—આ ઉત્પન્ન ને ખર્ચના આંકડાઓનું પત્ર બજેટ કહેવાય છે. તેમાં આગલા વર્ષનો ચોખ્ખો હિસાબ, ચાલુ વર્ષનો અડસટો, અને આવતા વર્ષનો અડસટો એમ **ત્રણ વાનાંનો સમાવેશ** કરવામાં આવે છે, દાખલા તરીકેઃ—

| ૧૯૨૩–૨૪નો હિસાબ | ૧૯૨૪–૨૫નો અંદાજ | ૧૯૨૪–૨૫નો ફરી અંદાજ | ૧૯૨૫–૨૬નો અંદાજ |
|---|---|---|---|
| ઉત્પન્ન, રૂા. | રૂા. | રૂા. | રૂા. |
| ૧,૩૩,૧૬,૬૩,૩૦૫ | ૧,૩૦,૦૯,૩૭,૦૦૦ | ૧,૩૪,૮૨,૨૬,૦૦૦ | ૧,૩૧,૧૭,૯૭,૦૦૦ |
| ખર્ચ, | | | |
| ૧,૩૦ ૭૭,૬૩,૫૪૭ | ૧,૨૯,૯૦,૯૦,૦૦૦ | ૧,૩૦,૮૨,૬૮,૦૦૦ | ૧,૩૦.૪૩ ૯૬,૦૦૦ |
| પુરાત, ૨,૩૮,૯૯,૭૫૮ | ૧૮,૪૭,૦૦૦ | ૩,૯૯,૫૮,૦૦૦ | ૭૪.૦૧,૦૦૦ |

**પ્રાંતોનું ભરણું—Contributions**—પહેલાં વડી સરકાર રેવ્હેન્યુ, સ્ટૅમ્પ, આબકારી, વગેરેના ઉત્પન્નમાં પ્રાંતિક સરકાર પાસે હિસ્સો માંગી શકતી. પણ હવે તે બંધ થયું છે તેથી તેની ખોટ પૂરી કરવા લૉર્ડ મેસ્ટન (Meston) ની Joint જોઇન્ટ કમિટિની ભલામણો મુજબ પ્રાંતિક સરકારો વડી સરકારોને અમુક રકમ સાત વર્ષ સુધી ભરે એવું નક્કી થયું છે. આ બાબતમાં બંગાળાને માફી મળી છે અને મુંબઈ સરકાર પણ ઓછું આપે એમ વડી સરકારે ફરમાવ્યું છે. આ બાબતની વધારે વીગત તપાસવાની જરૂર નથી.

**પ્રાંતોની વધેલી સત્તા**—હવે પ્રાંતો કેટલાક કરો નાંખી શકે છે, વડી સરકારની પરવાનગીથી નાણું વ્યાજે લઈ શકે છે અને ઉત્પન્નનો વહિવટ સ્વતંત્રતાથી કરી શકે છે. પહેલાં તેમ નહોતું. છતાં કેટલીક બાબતોમાં વડી સરકાર પ્રાંતો ઉપર સામાન્ય નજર રાખે છે. કેટલાંક

ખાતાંઓનો પ્રાંતિક સરકાર વડી સરકાર વતી વહિવટ કરે છે. મ્હોટા નોકરીઆતોના પગારો, બઢતીઓ, રજાઓ વગેરે માટે પણ વડી સરકાર જવાબદારી ધરાવે છે.

**પ્રાંતોની આવક જાવક**—હવે આપણે પ્રાંતિક સરકારની આવક જાવક તપાસીએ. તે માટે મુંબઈ ઇલાકો બસ થઈ પડશે.

**મુખ્ય ઉત્પન્નનાં સાધનોઃ**—મ્હેસુલ, આબકારી ( Excise ), જંગલો, સ્ટૅંપ, નોંધણી (Registration) અને જે ખાતાંઓનો વહિવટ કરવામાં આવે છે તે ખાતાંઓનું ઉત્પન્ન, જેમકે કેળવણીની સંસ્થાઓની ફી, વગેરે.

**મુખ્ય ખર્ચના રસ્તાઓ**—(૧) ખાતાંઓનો વહિવટ નીભાવવા આપવામાં આવતા પગારો. (૨) કેળવણી (૩) આરોગ્ય (૪) તબીબી ખાતું (૫) ઉદ્યોગો (૬) ન્યાયખાતું (૭) પોલિસ (૮) જેઇલો (૯) ખેતી (૧૦) દુષ્કાળ નિવારણ ફંડ.

**દુષ્કાળનિવારણ ફંડ**—આપણે ત્યાં વારંવાર દુષ્કાળો પડે છે તેથી તેના નિવારણ માટે વડી સરકારે અને પ્રાંતિક સરકારોએ ચાંપતા ઇલાજો લેવા જોઈએ. લૉર્ડ લિટ્ટનના વખતથી એક દુષ્કાળનિવારણ ફંડ અથવા **Famine Insurance Fund** ઉભું કરવામાં આવ્યું છે. ૧૮૮૦થી દર વર્ષે દોઢ કરોડ રૂપીઆ અનામત રકમમાં રાખવાનો ચાલ થયો. અત્યારે આ બાબત પ્રાંતિક સરકારોના હાથમાં છે. એ રકમમાંથી દુષ્કાળનું સંકટ દૂર કરવા માટે ને દુષ્કાળો ન જણાય તે માટે રેલ્વેઓ ને નહેરકામો બાંધવા ખર્ચ કરવામાં આવે છે.

**પ્રાંતિક સરકારની આવકનાં બીજાં સાધનો** નીચે આપ્યાં છેઃ-

(૧) વડી સરકાર પાસે પ્રાંતિક સરકારે રોકેલાં નાણાં. (૨) પ્રાંતિક વિષયોનો વહિવટ કરતાં થતું ઉત્પન્ન, જે ઉપર આપ્યું છે. (૩) આયપતવેરાનો ભાગ (૪) વ્યાજે ધીરેલાં નાણાંની રકમો (૫) વડી સરકાર તરફથી મળતી રકમો (૬) કરમાંથી વસુલ થતી રકમ (૭) વ્યાજે લીધેલી રકમ (૮) પ્રાંતિક વિષયોનું ઉત્પન્ન જેમ કે મ્હેસુલ, આબકારી, જંગલો, નોંધણી, વગેરે.

**કઈ બાબત ઉપર પ્રાંતિક સરકારો કર વધારી શકે?**—નવા નિયમો પ્રમાણે પ્રાંતિક સરકારો જમીનનું મ્હેસુલ, સંયુક્ત કુટુંબની મીલકતનો વારસો, ઘોડદોડ વગેરે, જાહેર ખબરો, રમતગમતો (નાટકશાળા, સિનેમા, વગેરે), સ્ટૅંપ, નોંધણી (Registration), એટલી બાબતો ઉપર કર વધારી શકે છે. આપણાજ પ્રાંતમાં આ અધિકારનો છૂટથી લાભ લેવામાં આવ્યો છે.

**ધારાસભાનો એક બીનઅમલદારી સભ્ય શું કામ કરી શકે?**—વડી અથવા પ્રાંતિક ધારાસભામાં એક બીનઅમલદારી સભ્ય પ્રશ્ન કે ઉપપ્રશ્ન પૂછી શકે, કોઈ પણ બિલ રજુ કરી શકે, ઠરાવ પસાર કરાવી શકે, સભાની બેઠક મુલતવી રખાવે, બજેટ ઉપર ચર્ચા કરી શકે, સરકાર પર નિંદાત્મક ઠરાવ–vote of censure–લાવી શકે, મંતવ્ય–votable–આંકડામાંથી અમુક ભાગ રાષ્ટ્રીય કાર્ય માટે વાપરવાની સૂચના કરી શકે, ધારાસભાનો પ્રમુખ કે ઉપપ્રમુખ, ને ખાસ કમિટિ Committee કે Standing Committee–કાયમની કમિટિ કે ઑડિટ કમિટિ કે ફિનેંસ કમિટિનો સભ્ય થઈ શકે, અથવા સેક્રેટરિ થઈ શકે, અથવા પ્રધાન થઈ શકે. આવી રીતે ધારાસભાના દરેક સભ્ય માટે ઘણું સારૂં કામ કરવાની તક છે.

**સ્થાનિક સરકાર-Local or District Administration**

**(૧) વિભાગો, અમલદારો**—વડી અને પ્રાંતિક સરકારો આપણે ઉપર જોઈ ગયા. હવે આપણે સ્થાનિક સરકારો જોઈએ. દરેક પ્રાંતના **જિલ્લા ( District )** વાર વિભાગો પાડવામાં આવ્યા છે. કેટલાક પ્રાંતોમાં અમુક જિલ્લાઓને ભેગા કરીને મોટા ભાગલાઓ પણ પાડવામાં આવ્યા છે. તે **વિભાગ** અથવા **Division** કહેવાય છે. જિલ્લાનો અમલદાર **કલેક્ટર** કહેવાય છે. વિભાગનો અમલદાર **કમિશનર (Commissioner)** કહેવાય છે. આખા દેશમાં લગભગ ૨૭૧ જિલ્લાઓ છે. જિલ્લાનો નાનો વિભાગ **ત્હેસિલ, તાલુકો,** કે **મામલત** કહેવાય છે અને તેનો અમલદાર **ત્હેસિલદાર, મામલતદાર** કે **મુખત્યારકાર** કહેવાય છે. મદ્રાસ ઈલાકામાં વિભાગો–Divisionની પ્રથા

નથી. **મુંબઈ ઇલાકામાં** સિંધ, ઉત્તર વિભાગ, મધ્ય વિભાગ ને દક્ષિણ વિભાગના ૪ કમિશનરો, ૨૬ કલેક્ટરો, **૧ ડેપ્યુટિ કમિશનર ને ૯૦ ડેપ્યુટિ કલેક્ટરો છે.** દરેક જિલ્લામાં લગભગ દસ તાલુકાઓ હોય છે અને દરેક તાલુકામાં લગભગ સો ગામડાંઓ આવે છે. ગામડાનો વહિ-વટ **પાટિલ કે પટેલ, કુલકર્ણી કે તળાટી** અને **વિલેજ પોલિસ** મારફત ચાલે છે. **મામલતદાર, મુખત્યારકાર કે ત્હેસિલદારનું કામ** ત્રિજુરી સંભાળવાનું, મ્હેસુલ વસુલ કરવાનું કે તાલુકાના વહિવટ ઉપર સામાન્ય દેખરેખ રાખવાનું હોય છે. તેની પાસે મૅજિસ્ટ્રેઇટ Magistrateની સત્તા પણ હોય છે. ત્રણેક તાલુકાઓ ઉપર **ડેપ્યુટિ કલેક્ટર** રાખે છે.

**(૨) કલેક્ટર મૅજીસ્ટ્રેઇટ–Collector Magistrate–**

**કલેક્ટર**—આખા જિલ્લાનો અમલદાર કલેક્ટર કહેવાય છે. તે જિલ્લામાં રાજ્યસત્તાનો પ્રતિનિધિ કહેવાય. તે મ્હેસુલ ઉઘરાવે છે તેથી Collecter કલેક્ટર–કહેવાય છે. આખા જિલ્લાના કારભાર માટે તે જવાબદાર ગણાય છે. ખેતી કેમ આબાદ થાય, લોકો કેમ સુખી રહે, દુષ્કાળનું દુઃખ કેમ ઓછું થાય, તગાવી કેટલી ને કેમ આપવી, સુલેહ જાળવવી, હરામખોરોને દંડ આપવો, લાયકોને માન આપી રાજ્યનિષ્ઠાની વૃદ્ધિ કરવી, આરોગ્ય, કેળવણી, જંગલો, નોંધણી, જેલો, જાહેર બાંધકામો, વગેરે ખાતાંઓનાં કામથી માહીતગાર રહેવું, સુધરાઈ (Municipality), લોકલ બોર્ડ, તાલુકા બોર્ડો, પંચાયતો, વગેરેના વહીવટ ઉપર નજર રાખવી, એ તેની કલેક્ટર તરીકેની ફરજો કહી શકાય. "He should be a lawyer, an accountant, a financier and a ready writer of state papers. He also ought to possess no mean knowledge of agriculture, political economy and engineering,–કલેક્ટર ધારાશાસ્ત્રી, ફડનીસ, નાણાશાસ્ત્રી, ખેતી ને તુમારોના જ્ઞાનવાળો, અર્થશાસ્ત્રી ને ઇન્જીનિઅર હોવો જોઈએ.

**મૅજીસ્ટ્રેઇટ તરીકે**—કલેક્ટરને કેટલીક ન્યાય કરવાની સત્તા પણ આપવામાં આવી છે. તેનો વિચાર આપણે અદાલતોના પ્રકરણમાં કરશું.

મુંબઈ સિવાય બીજા પ્રાંતોમાં **રેવ્હેન્યુ બોર્ડ** મારફત મ્હેસુલી ખાતાનો વહિવટ ચાલેછે. કેટલેકસ્થળે **Financial Commissioner** મ્હેસુલી ઉપરિ અધિકારી હોય છે.

(૩) જિલ્લામાં કલેક્ટર સિવાય, ડિસ્ટ્રિક્ટ પોલિસ સુપરિટેન્ડંટ–District Police Superintendent, Chief Executive Engineer–મુખ્ય ઈજીનિઅર, સિવ્હિલ સર્જન–Civil Surgeon, વગેરે **બીજા અમલદારો** હોય છે. નહેરકામો, ખેતી, ઉદ્યોગો, કારખાનાંઓ, જંગલો, કેળવણી, સહકારી મંડળીઓ, વગેરે સંસ્થાઓ માટે પણ જુદા જુદા અમલદારો હોય છે. **સરકારી વકીલ–Government Pleader**–અદાલતોમાં સરકારવતી કામ કરે છે.

## અદાલતો.

**અદાલતો**—આપણા દેશની અદાલતો મુખ્યત્વે બે પ્રકારની છે. (૧) દિવાની વિવાદો ઉપર ન્યાય આપવા **દિવાની** અદાલતો. (૨) **ફોજદારી** કામ ચલાવનારી ફોજદારી અદાલતો. બીજી જાતની અદાલતો પણ છે. એ બધું નીચેની હકીકતથી સ્પષ્ટ થશે.

**(૧) સદર અદાલત—High Court.** સદર અદાલતો અથવા હાય કોર્ટો ૧૮૬૧માં મુંબઈ, મદ્રાસ ને કલકત્તા માટે પ્રથમ મુકર્રર કરવામાં આવી. પછી અલ્લાહાબાદ, લાહોર, રંગૂન, ને પટના મુકામે પણ હાય કોર્ટો સ્થાપવામાં આવી. દરેક હાય કોર્ટને Letters Patent–ખરીતો–તાજ તરફથી મળે છે. હાય કોર્ટના Judges જડ્જો અથવા ન્યાયાધીશો વધારેમાં વધારે ૨૦ હોઈ શકે પણ ગવ્હર્નર ઝનરલ હંગામી **Temporary** કે વધારે ન્યાયાધીશો–**Additional judges**–પણ નીમી શકે છે. તેમાંના એકને મુખ્ય ન્યાયાધીશ કે **સદર–Chief Justice**નો હોદ્દો તાજ તરફથી આપવામાં આવે છે. ન્યાયાધીશોનો ત્રીજો ભાગ ઈંગ્લંડ અથવા આયર્લેંડના બૅરિસ્ટરો કે પાંચ વર્ષની મુદ્દતના સ્કૉટ્લૅંડના એડ્વોકેઈટોનો હોવો જોઈએ; બીજો ત્રીજો ભાગ હિંદી સનદી નોકરીઆતોનો હોવો જોઈએ; છેલ્લા ત્રીજા ભાગના ન્યાયાધીશો

દસ વર્ષના જુના હાય કોર્ટ પ્લીડરો કે વકીલો અથવા મદદનીશ જડ્-જોમાંથી નીમાય છે. **મુંબઇની હાય કોર્ટમાં** અત્યારે કુલ આઠ ન્યાયમૂર્તિઓ છે.

**હાય કોર્ટના મુખ્ય અધિકારો—Jurisdiction**-(૧) કુલ દિવાની (૨) કુલ ફોજદારી. (૩) કુલ અપીલ સાંભળવાનો–Appellate. (૪) સાધારણ મૌલિક–Ordinary Original એટલે કે પ્રેસિડેન્સિ ટાઉન–મુંબઈ, મદ્રાસ, ને કલકત્તા, એ ત્રણ શહેરોમાંજ જે કિસ્સાઓ થાય તે ઉપર. (૫) અસાધારણ મૌલિક–extra-ordinary original એટલે કે પક્ષકારોની ઇચ્છા ન હોય તો પણ નીચલી કોર્ટોમાં ચાલતાં કામો ઉપર. (૬) Testamentary, and Intestate–એટલે વસીયતનામાંની તકરારો ઉપર ને બાળકો, ગાંડાઓ ને મૂર્ખ લોકોની મીલકતના નિકાલ કરવાનો. (૭) Matrimonial એટલે ખ્રિસ્ત લોકોનાં લગ્નોની તકરારો–છુટાછેડા વગેરે ઉપર. (૮) ધાર્મિક–Ecclesiastical એટલે કે ઇંગ્લંડના Established Church–સ્થાપિત ધર્મસંસ્થા સંબંધી. (૯) Admiralty એટલે દરિયા ઉપર બનેલા ગુન્હાઓ ઉપર અને શત્રુના ખાલસા કરેલા માલ ઉપર.

**વહિવટી સત્તાઓ.** નીચલી કોર્ટો ઉપર હાય કોર્ટો નીચે મુજબ અધિકારો ભોગવે છેઃ–નીચલી કોર્ટનું ગમે તે કામ હાય કોર્ટ પોતાની પાસે મંગાવી શકે (Powers of return and recall), ગમે તે કામનો એક કોર્ટમાંથી બીજી કોર્ટ પાસે બદલો (Transfer) કરાવી શકે, ને વકીલોની ફી (Fees) નક્કી કરી શકે,

**હાય કોર્ટોના જડ્જો ઉપર** માત્ર ઇંગ્લંડની હાય કોર્ટોજ **કામ** ચલાવી શકે છે.

**(૨)** (Chief) **ચીફ કોર્ટો**–જે પ્રાંતમાં હાય કોર્ટો નથી ત્યાં ચીફ કોર્ટો છે. સિંધમાં Judicial Commissioner જ્યુડિશિયલ કમિશનરની કોર્ટ છે.

**(૩) બીજી દિવાની અદાલતો.** હાય કોર્ટની નીચે દિવાની

કામોનો ફેંસલો કરવા મુખ્યત્વે ચડતી ઉતરતી સત્તા ભોગવતી કોર્ટો આ પ્રમાણે વર્ણવી શકાય (૧) જીલ્લા ન્યાયાધીશીઓ **District Judge's Courts.** આ કોર્ટના ન્યાયાધીશો સનદી નોકરો ( Indian Civilians ) હોય છે. (૨) મદદનીશ ન્યાયાધીશો (Subordinate Judges). (૩) મુનસીફો. (૪) Courts of Small Causes–નાના દિવાની દાવાઓ ચૂકવતી કોર્ટો.

**મુંબઈ ઇલાકાની દિવાની અદાલતો**—(૧) **હાયકોર્ટ** (૨) **સિંધમાટે** કરાંચીની જ્યુડિશિયઅલ કમિશનરની કોર્ટ (૩) **જિલ્લાઓની ન્યાયાધીશીઓ–District Judges' Courts** (૪) **મદદનીશ ન્યાયાધીશોની** કોર્ટો–**Courts of First–class Subordinate Judges**–પહેલા વર્ગની તાબેદાર અદાલતો. (૫) **Second–class Subordinate**–બીજા વર્ગની તાબેદાર અદાલતો. આ અદાલતોની સત્તાનો વિચાર કરવાની અહીં જરૂર નથી. (૬) નાના દિવાની દાવાઓ ચૂકવવા મુંબઇ, અમદાવાદ, નડીઆદ, પૂના ને કરાંચીની કોર્ટો–**Small Causes Courts.**

**(૪) ફોજદારી અદાલતો**—હાય કોર્ટો નીચે જે ફોજદારી અદાલતો છે તેનું બંધારણ ફોજદારી નિબંધમાં આપવામાં આવ્યું છે.

(૧) **સેશન કોર્ટો**—દરેક પ્રાંતમાં એક અથવા તેથી વધારે જિલ્લાઓ વાર સેશન કોર્ટો સ્થાપવામાં આવી છે. ત્યાં સેશન (Session). મદદનીશ–Assistant, Joint–સંયુક્ત, ને Additional–વધારાના જડ્જો અથવા ન્યાયાધીશો કામ કરે છે. આ અદાલતોને કુલ સત્તા હોય છે; માત્ર ફાંસીની સજા કરતી વખતે તેના ઠરાવને હાય કોર્ટની સંમતિ જોઇએ.

(૨) **Presidency Magistrates' Courts**–ઇલાકાની રાજધાનીઓમાં થતા નાના ગુન્હાઓ માટે ખાસ અદાલતોને આ નામ આપવામાં આવ્યું છે. આ અદાલતો બે વર્ષની સજા ફરમાવી શકે છે અને રૂ. ૧૦૦૦નો દંડ કરી શકે છે. (૩) પહેલા વર્ગના મૅજિસ્ટ્રેટની

અદાલતો. આ **અદાલતો** પણ બે વર્ષની કેદ ને રૂ. ૧૦૦૦નો દંડ વધારેમાં વધારે આપી શકે છે. (૪) **બીજા વર્ગની અદાલતો** ૭ માસની કેદ ને રૂ. ૨૦૦નો દંડ ફરમાવી શકે છે. (૫) **ત્રીજા વર્ગની અદાલતો** એક માસની કેદ ને રૂ. ૫૦નો દંડ ફરમાવી શકે છે. (૬) મોટાં શહેરોમાં સ્વયંસેવક–**Honourary**–મૅજિસ્ટ્રેટની અદાલતોમાં તદ્દન નાના ગુન્હાઓ ઉપર ફેંસલાઓ થાય છે. (૭) કેટલેક સ્થળે ગામ-ડાંઓમાં **પટેલોને** ફોજદારી અદાલતોની નાની સત્તાઓ આપવામાં આવી છે. (૮) મુંબઇમાં ને કલકત્તામાં અકસ્માતથી થએલાં અથવા શંકાશીલ મરણો ઉપર તપાસ કરવા **Coroners' Courts–કરોનરોની અદાલતો** નીમાય છે.

સામાન્ય રીતે નીચલી કોર્ટના ફેંસલા ઉપર ઉપલી કોર્ટમાં અપીલ Appeal થઇ શકે છે.

**(૫) રેવ્હેન્યુ કોર્ટો**—કલેક્ટર રેવ્હેન્યુને લગતી બાબતોનો નિકાલ કરવા જે અદાલતોમાં કામ ચલાવે છે તે Revenue Courts–રેવ્હેન્યુ કોર્ટો કહેવાય છે.

**(૬) સજાઓ**—દંડ ,સાદી કેદ, ફટકાઓ, સખ્ત મજુરી સાથે કેદ, દેશનિકાલ, જન્મ દેશનિકાલ, ફાંસી, વગેરે સજાઓ અદાલતો સૌ સૌના અધિકાર પ્રમાણે આપી શકે છે.

**(૭) માફી**—ગવ્હર્નર પોતે ગુન્હેગારોને માફી આપી શકે છે. આ સત્તા તે સમ્રાટ્‌ના પ્રતિનિધિ તરીકે ભોગવે છે.

**(૮) Privy Council–પ્રિવિ કાઉંસિલ**—રૂ. ૧૦,૦૦૦ અથવા તેથી વધારે રકમના દાવાઓ સંબંધી ફેંસલાઓ સામે ઇંગ્લંડની પ્રિવિ કાઉંસિલની જ્યુડિશિયલ કમિટિને અપીલ થઈ શકે છે. અપીલ માટે હાય કોર્ટનું સર્ટિફિકેટ–પ્રમાણપત્ર મળવું જોઇએ. આ સંસ્થામાં હવે બે હિંદીઓને નીમવાની પરંપરા છે,

**(૯) પંચ. અસ્સેસ્સરો—Juries. Assessors**–દરેક દેશમાં વિવાદોનો ફેંસલો કરવામાં સરકારી અમલદારો પ્રજાજનોને વિશ્વા-

આમાં લે છે. કેટલેક સ્થળે તો દિવાની ને ફોજદારી, બંને વિવાદોમાં પ્રજાની મદદ લેવામાં આવે છે. દુર્ભાગ્યે પ્રજા આનો સારો લાભ લઈ શકતી નથી. આ મદદ બે પ્રકારે લઈ શકાય છે. (૧) પંચ મારફત (૨) અસ્સેસ્સરો–Assessors–મારફત. હાય કોર્ટમાં વિવાદ ચાલતો હોય ત્યારે પંચમાં નવ માણસો હોવાં જોઇએ; બીજી અદાલતો માટે નવ સુધીની સંખ્યામાં સરકારી નિયમો પ્રમાણે ગમે તેટલાં હોઈ શકે. પંચ હકીકત–Facts–સાચી છે કે કેમ તેજ જોઈ શકે–કાયદો જોવાનો તેનો અધિકાર નથી. પંચનો મત અદાલતને બંધનકર્તા હોય છે. અસ્સેસ્સરોનો મત અદાલતોને બંધનકર્તા નથી. પંચનો મત જો અદાલતને ખોટો લાગે તો ઉપલી કોર્ટની દાદ તે બાબતમાં માંગી શકાય.

**(૧૦) યૂરોપિઅનો ને ફોજદારી અદાલતો**—ઘણા જુના વખતથી ફોજદારી ગુન્હાઓ માટે યૂરોપિઅનોને ખાસ અધિકારો આપવામાં આવ્યા છે. ઇલ્બર્ટ બિલ્લ તે અધિકારોની વિશિષ્ટતાથી જન્મ્યું હતું. અત્યારે આ સંબંધી સામાન્ય ઉપયોગિતાની માહીતી નીચે પ્રમાણે છે. વધારે વીગત બીનજરૂરી હોઇ નથી આપી. હાય કોર્ટ કે સેશન કોર્ટમાં વિવાદ ચાલતો હોય તો **સંયુક્ત–Mixed–પંચ**—આરોપીને મળી શકે; આ પંચમાં આરોપીના જાતભાઇઓ અર્ધોઅર્ધ હોવા જોઇએ; ગમે તે અદાલતના ફેંસલા ઉપર અપીલ થઇ શકે; અસ્સેસ્સરોને બદલે આરોપી પંચ માંગી શકે; અસ્સેસ્સરોમાં, આરોપી માંગે તો, તેના ત્રણ જાતભાઇઓ રહી શકે; રૂ. ૫૦નો દંડ થાય તેવા ગુન્હાઓ સિવાયના ગુન્હાઓમાં, આરોપી જો કહે તો તેનું કામ પહેલા વર્ગનો મૅજિસ્ટ્રેઇટ ચલાવે. સંસ્થાન–કલોનિ–ના રહેવાસીઓને પણ આ અધિકારો હવે આપવામાં આવ્યા છે. લશ્કરના યુરોપિઅનો ઉપર કામ ચાલે ત્યારે સરકારી વકીલ હાય કોર્ટ પાસે પણ તે કામ ચલાવી શકે.

**(૧૧) કલેક્ટર મૅજિસ્ટ્રેઇટ**—પહેલા વર્ગની ફોજદારી અદાલતના અધિકારો કલેક્ટરને આપવામાં આવે છે એ પ્રથા વિરુદ્ધ ઘણું કહેવાય છે. કલેક્ટર પોતે કામ ચલાવવા માટે મુત્સદ્દાઓ કરે, તે માટે વકીલોને સલાહ આપે, પોલિસને સૂચનાઓ આપે ને પછી તેજ કામ પોતે મૅજિસ્ટ્રેઇટ

તરીકે ચલાવે, એ અયોગ્ય લાગે છે. આ અમલદારનું A strange union of constable and magistrate, public prosecuter and criminal judge, revenue collector and appeal court in revenue cases એ શબ્દોમાં સુંદર ચિત્ર આપવામાં આવે છે—એટલે કે એક સાથેજ કલેક્ટર, કૉન્સ્ટબલ, મૅજિસ્ટ્રેઈટ, પ્રૉસિક્યુટર, ફોજદારી ન્યાયાધીશ, મ્હેસુલ ઉઘરાવનાર અને મ્હેસુલની બાબતમાં અપીલો સાંભળનાર હોય છે.

## પોલિસ.

અદાલતો ન્યાય કરે છે; પોલિસખાતું દેશમાં સુલેહ જાળવે છે. તેથી બંનેનો સંબંધ ઘણો નિકટ છે. આપણે પોલિસનું અહીં ટૂંકું વિવેચન કરશું. દરેક પ્રાંતમાં એક સિવિલિઅન કે પોલિસ અમલદાર **Inspector General–ઈન્સ્પેક્ટર જનરલ** ઉપરિ પોલિસ અમલદાર હોય છે. તેની નીચે **નાઇબ—Deputy**-આઠ કે દસ જિલ્લાઓ સંભાળે છે. દરેક જિલ્લામાં એક **Superintendent**-જિલ્લા ઉપરિ અમલદાર હોય છે. તેની નીચે **Assistant**-મદદનીશ અથવા નાઇબ અધિકારીઓ હોય છે. મદદનીશો ને તે ઉપરના અમલદારો અંગ્રેજ હોય છે. એ જગ્યાઓ પૂરવા ઇંગ્લંડમાં પરીક્ષાઓ લેવાય છે. બાકીના અમલદારો હિંદીઓ હોય છે. દરેક જિલ્લાને Circles અથવા નાના નાના વિભાગોમાં વ્હેંચી નાંખવામાં આવે છે અને દરેક **"સર્કલ"** માટે **ઇન્સ્પેક્ટર** હોય છે. આ સર્કલના લગભગ ૨૦૦ ચોરસ માઇલના નાના નાના બીજા ભાગલાઓ હોય છે અને દરેક ભાગલાના ઉપરિ અમલદારને **સબ-ઇન્સ્પેક્ટર** Sub-Inspector કહે છે. એની નીચે **Head Constable**-હેડ કૉન્સ્ટબલ, ને **કૉન્સ્ટબલો** હોય છે. તેની નીચેના વિભાગો **Police Stations** અથવા **પોલિસ ચોકીઓ** કહેવાય છે. નાની પોલિસ ચોકીઓ થાણાં પણ કહેવાય છે. ગામડાંઓમાં **વિલેઇજ પોલિસો** સુલેહ જાળવે છે. રેલ્વે ઉપર **રેલ્વે પોલિસ** રોકવામાં આવે છે. ગુન્હેગારોની શોધ કરવા **Criminal Investigation Department** અથવા **છુપી પોલિસનું** ખાતું છે.

## મુલ્કી અમલદાર વર્ગ. The Services.

**મુલ્કી અમલદાર વર્ગ**—વડી સરકાર ને પ્રાંતિક સરકારો નીચે મુલ્કી અમલદારો વહિવટ કરે છે તેનું અહીં ટૂંકું વર્ણન આપવામાં આવ્યું છે.

**Central Services–મધ્યવર્તી સરકારના અમલદારો—** જે અમલદારો મધ્યવર્તી એટલે હિંદી કે વડી સરકાર નીચે કામ કરે છે, જેમની બાબતમાં નીમણૂંકો, પગારો, બઢતીઓ, વર્ષાસનો, વગેરેના નિયમો માટે વડી સરકાર, તાજ, કે હિંદી સેક્રેટરિની જવાબદારી છે તે મધ્યવર્તી સરકારના અમલદારો કહેવાય છે. સિવિલિઅનો, તબીબી ખાતાના મોટા અમલદારો, કેટલાક ઇંજિનિઅરો, વગેરે આ કોટિમાં આવે છે. પહેલા બે વર્ગો **Indian Civil Services** અને **Indian Medical Services** કહેવાય છે. તેમની જગ્યાઓ પૂરવા ખાસ પરીક્ષાઓ લેવાય છે. કેટલીક પરીક્ષાઓ હિંદમાં પણ અલ્લાહાબાદ મુકામે હવે લેવાય છે હમણાં સુધી આ અમલદારો Imperial Servicesના અમલદારો કહેવાતા.

**(૨) Provincial Services**—કેળવણી, વગેરે ખાતાંઓ હવે પ્રાંતોને સોંપી દીધાં છે તેથી તે માટેના અમલદારો ઉપરનો કબજો પણ પ્રાંતોને આપી દેવામાં આવ્યો છે. પહેલાં આ કોટિમાં પણ ઇંપિરિઅલ Imperial અને Provincial પ્રાંતિક, એવા બે ભાગો પડતા. હવે તે લગભગ બંધ થયું છે અને તેને બદલે દરેક નોકરીઆતોના વર્ગો આગળ પ્રાંતનું નામ મૂકવામાં આવે છે, જેમકે Bombay Education Service, મુંબઈ કેળવણી ખાતું, વગેરે. એ કોટિમાં ઊંચા ને નીચા, એવા બે ભેદો રાખવામાં આવ્યા છે. તેની વીગતવાર તપાસ લેવાનું અહીં કશું કારણ નથી.

**(૩) તાબેદાર નોકરો**—છેલ્લા વર્ગની નીચે નોકરી કરતા અમલદારો આ કોટિમાં આવે છે.

દેશની મોટી જગ્યાઓ માટે હિંદીઓને કેટલા પ્રમાણમાં લેવા તે માટે (Lee)લી કમિશનની ભલામણો મુજબ નિયમો કરવામાં આવ્યા છે.

**(૪) રાષ્ટ્રીય નોકરીઓ માટેનું મંડળ—Public Services Commission.** મોટા અમલદારોને સરકાર તરફથી કે પ્રધાનો તરફથી અસંતોષ થાય તેનો ફડચો લાવવા, નોકરીઓ માટે પરીક્ષાનાં ધોરણો નક્કી કરવા માટે અને પ્રામાણિકતા ને બાહોશી કાયમ રહે તે માટે સરકારે ખાસ Public Services Commission નામની સંસ્થા ઉભી કરી છે.

## સ્થાનિક સ્વરાજ્ય.

**સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ**—સ્થાનિક સ્વરાજ્યમાં સ્થાનિક વિષયો ઉપર લોકો પોતે અધિકાર ભોગવે છે. લૉર્ડ રિપનના વખતથી જુદે જુદે વખતે આ સંસ્થાઓ વિકાસ પામી છે એ આપણે આગળ જોઈ ગયા છીએ. એ સંસ્થાઓને નીચે પ્રમાણે આપણે વિચારી શકીએ.

**(૧) મ્યુનિસિપૅલિટિઓ અથવા કૉર્પોરેશનો**—શહેરોમાંનું સ્થાનિક સ્વરાજ્ય આ સંસ્થાઓ મારફત ચાલે છે.

**તેમનાં કર્તવ્યો**—પીવાનું પાણી આપવું; લોકોને દીવાબત્તી આપવી. રસ્તાઓ સાફ રાખવા; રસ્તા ઉપર પાણી છંટાવવું; જાહેર ગંદકી ઉપર નિયમ રાખવો; નીચ, વિઘ્નકર્તા કે આરોગ્યનાશક વેપારને અટકાવવો; જુનાં મકાનોને સુધારવાની તજવીજ કરવી; શહેરની ગલીકુચી દૂર કરી આરોગ્ય માટે કાળજી રાખવી; શહેર સુધારવું; મુડદાંઓને બાળવાની કે દાટવાની સવડ કરી આપવી; ગટર, કતલખાનાંઓ, સ્નાનગૃહો, કૂવાઓ, તળાવો, વગેરે ઉપર નજર રાખવી; શીતળાની રસી મૂકાવવા સવડ આપવી; દવાખાનાંઓ નીભાવવાં; પ્રાથમિક કેળવણી માટે ઉપાયો લેવા; પ્લેગ જેવા ચેપી રોગો બહારથી શહેરમાં ફેલાય નહિ તે માટે ઉપાયો લેવા; દુષ્કાળનું નિવારણ કરવું, તે સુધરાઇઓનાં **આવશ્યક–Obligatory–કર્તવ્યો** કહી શકાય.

નવા રસ્તાઓ બનાવવા, બગીચાઓ તૈયાર કરવા, પુસ્તકાલયો નીભાવવાં, સંગ્રહસ્થાનો (Museums) રાખવાં, વસતિપત્રક લેવું, મધ્યમ ને ઉચ્ચ શિક્ષણ આપવું, ચિત્રપટો (Cinemas) બતાવવાં એ સુધરાઈઓનાં **ઐચ્છિક–Discretionary–કર્તવ્યો** કહી શકાય.

**આવકનાં સાધનો**—સુધરાઈની આવકનાં સાધનો નીચે પ્રમાણે છે. (૧) પ્રાંતિક સરકારો જે કાંઈ મદદ આપે તે (૨) જમીન કે એવી મીલકતના વેચાણનું ઉત્પન્ન (૩) વ્યાજે લીધેલી રકમ (૪) કર, જેમકે અંતિમ વેરો (Terminal Tax), દાણ કે જગાત, ઘરવેરો, જમીન-વેરો, ગાડાં, મોટરો, ગાડીઓ, સાઇકલો, પાલખીઓ, વગેરે ઉપરના કરો, આયપતવેરો, શાક મારકીટના બકાલીઓ ઉપર વેરો, પાણી, દીવાબત્તી, વગેરેના ઉપયોગ ઉપરના કરો. (૫) નોંધણી–Registration–નું ઉત્પન્ન.

**ખર્ચ**—ખર્ચના રસ્તાઓ કર્તવ્યમાં આવી જાય છે.

**બંધારણ**—૧૯૧૯ પછી આપણા દેશની તમામ સુધરાઈનાં બંધારણો ફરી ગયાં છે. તેના સર્વસામાન્ય સિદ્ધાંતો નીચે આપ્યા છે. સુધરાઈઓમાં સભાસદોની બહુમતિ હોય છે. સરકારી સભાસદો કુલ સંખ્યાના ચોથા ભાગ જેટલાજ હોય છે. કેળવણી, આરોગ્ય ને તબીબી ખાતામાં સરકારી નોકરો તેમને મદદ કરે છે. મતદારો પણ વધ્યા છે. તેમના પ્રમુખો પણ લોકજ્ઞ હોય છે. સુધરાઈઓનો વહિવટ સભાસદોની સમિતિ મારફત ચાલે છે અને વહિવટ કરવા પગારદાર નોકરો રખાય છે. આપણા દેશમાં આવી સુધરાઈઓની કુલ સંખ્યા ઇ. સ. ૧૯૨૨–૨૩માં ૭૫૭ જેટલી હતી અને તેમાં ૧,૮૦,૦૦,૦૦૦ જેટલા લોકોનો સમાવેશ થતો. લોકોનો માત્ર દસમો ભાગજ શહેરોમાં વસે છે.

**મુંબઈ ઇલાકાની સુધરાઈઓ**—૧૫૦૦૦થી વધારે વસતિવાળા શહેરોની સંસ્થાઓ (City) સુધરાઈઓ કહેવાય છે. તેથી ઓછી વસતિવાળી સુધરાઈઓ **કસબા (Town) સુધરાઈઓ** કહેવાય છે. મુંબઈની સુધરાઈ Corporation–કૉર્પોરેશન કહેવાય છે. શહેરની સુધરાઇઓ મુખ્ય અધિકારી **Chief Executive officer,** આરોગ્ય અધિકારી અને ઇજનિઅર નીમી શકે છે. પ્રાંતિક ધારાસભાના મતદારો સુધરાઇઓના પણ મતદારો હોય છે. મુસલમાનોને ખાસ મતાધિકાર આપવામાં આવ્યો છે. સભાસદોની કુલ સંખ્યાનો પાંચમો ભાગજ

સરકારી નીમણૂકોવાળો હોય છે; બીજા બધા સભ્યો લોકજ્ઞ (Elected) હોય છે. સરકાર જો ધારે તો કોઈપણ યોજના માટે સુધરાઈને અર્ધું ખર્ચ આપી શકે. શહેર સુધરાઈઓએ નીમેલા અમલદારોના પગારનો અમુક ભાગ પણ સરકાર આપે છે. જો સુધરાઈનો કારભાર ખરાબ હોય તો સરકાર તેને બરખાસ્ત કરી શકે છે.

**મુંબાઈની કૉર્પોરેશન**—મુંબઈની કૉર્પોરેશનમાં કુલ ૧૦૬ સભ્યો છે. તેમાં ૭૬ શહેરના વિભાગો Wards–ના ચૂંટેલા અને ૧૦ આ લોકજ્ઞ સભ્યોના પ્રસન્ન કરેલા (Co-opted) છે. જે કોઈ રૂ. ૧૦નું માસિક ભાડું આપતો હોય તે મતદાર થઈ શકે છે. મુંબાઈ ચેંબર, હિંદી ચેંબર, મુંબઈના મિલમાલેકો, યુનિવર્સિટિ, એ અક્કેક સભ્ય ચૂંટે છે. સરકાર ૧૬ સભ્યો નીમે છે. પ્રમુખને સભ્યો પોતે પ્રસન્ન કરે છે. વહિવટ માટે સરકાર કમિશનર નીમે છે. તેને મદદ ને સલાહ આપવા માટે ૧૬ સભ્યોની **Standing Committee**–કાયમની સમિતિ છે. એમાં સરકારના નીમેલા ચાર સભ્યો હોય છે. કેળવણી, આરોગ્ય, વગેરે માટે જુદી જુદી સમિતિઓ છે. ૧૯૨૩–૨૪માં મુંબઈની સુધરાઈનું ઉત્પન્ન રૂ. ૨ કરોડ ને ૭૯ લાખ જેટલું હતું. વડોદરા રાજ્યનું પણ કુલ ઉત્પન્ન આટલું નહિ હોય ને ઇલાકાની તમામ સુધરાઇઓના ઉત્પન્નથી એ ઉત્પન્ન વધી જાય છે.

**(૨) જિલ્લાઓનું સ્થાનિક સ્વરાજ્ય**—ઉપર આપણે શહેરોનું સ્થાનિક સ્વરાજ્ય તપાસ્યું. હવે આપણે જિલ્લાનું સ્થાનિક સ્વરાજ્ય તપાસીએ. દેશના જુદા જુદા ભાગોમાં જુદી જુદી જાતની સંસ્થાઓ આ દિશામાં કામ કરે છે. લગભગ દરેક જિલ્લામાં જિલ્લા લોકલ બોર્ડ **District Local Board** હોય છે. તેની નીચે **તાલુકા બોર્ડો કે Union Committees યૂનિઅન કમિટિઓ** (મદ્રાસ, બંગાળા, ને બિહારમાં ) કે **યુનિઅન બોર્ડો** હોય છે. લગભગ બધી સંસ્થામાં લોકજ્ઞ સભાસદોની બહુમતિ, લોકજ્ઞ પ્રમુખ ને ઉપપ્રમુખ ને સરકારી મદદથી કે આપખુશીએ નીમેલા વહિવટી અમલદારો હોય છે. જિલ્લા બોર્ડો નીચલાં બોર્ડો ઉપર સામાન્ય દેખરેખ રાખે છે ( આસામમાં

જિલ્લા બોર્ડો નથી ) ને તેમને ઉત્પન્નનો અમુક ભાગ આપે છે. ખેતીની જમીન ઉપરનો સેસ-(Cess) વેરો, પ્રદર્શનો, મેળાઓ, જમીન કે મકાનનું વેચાણ, મકાનભાડું, રેલ્વે, કે નહેરકામનું ઉત્પન્ન, નદીઓ કે પુલો ઉતરવા માટેનો વેરો, એ બોર્ડોના ઉત્પન્નનાં મુખ્ય સાધનો છે. કેળવણી, આરોગ્ય, રસ્તાઓ, વગેરે ઉપર તેમને ખર્ચ કરવું પડે છે. હાલ આખા હિંદમાં કુલ ૨૨૧ જિલ્લા બોર્ડો, ૫૫૬ તાલુકા બોર્ડો અને ૮૦૦ યૂનિઅન કમિટિઓ છે.

**મુંબઇ ઇલાકાનું ગ્રામ્ય સ્વરાજ્ય**—મુંબઈ ઇલાકાના બોર્ડોનો પોણો ભાગ લોકજ્ઞ ને ચોથો ભાગ સરકારી હોય છે. સરકારી અમલદારો આઠમા ભાગથી વધારે હોતા નથી. જે કોઈ રૂ. ૮નું મ્હેસુલ ભરતો હોય તે તાલુકા બોર્ડનો મતદાર થઈ શકે; જિલ્લા બોર્ડ માટે તેથી વધારે રકમ-રૂ. ૧૬થી રૂ. ૩૬ સૂધી-ઠરાવવામાં આવી છે. જિલ્લા બોર્ડ માટે તાલુકા બોર્ડો અને તાલુકા બોર્ડો માટે ગ્રામ્ય મંડળો મતદારમંડળો તરીકે કામ કરી શકે છે. પ્રમુખો ને ઉપપ્રમુખો લોકજ્ઞજ હોય છે. મુસલમાનોને ખાસ મતાધિકાર આપવામાં આવ્યો છે. પ્રમુખને મદદ કરવા પાંચ કે સાત સભ્યોની સમિતિ હોય છે. એક આનાના સેસ કે વેરાના ચોખ્ખા (Net) ઉત્પન્નનો ત્રીજો ભાગ કેળવણી ઉપર વપરાવોજ જોઇએ. ઇ. સ. ૧૯૨૩-૨૪માં આખા ઇલાકામાં કુલ ૨૭ જિલ્લા બોર્ડો અને ૨૨૨ તાલુકા બોર્ડો હતાં.

**(૩) ગ્રામ્ય પંચાયતો**—આપણા દેશમાં ગામડાંઓનો કેટલીક જાતનો વહિવટ ઘણા વખત થયાં પંચાયતો મારફત ચાલતો. હવે આવો વહિવટ કાયદેસર કરવામાં આવ્યો છે. ગ્રામ્ય પંચાયતો જિલ્લા બોર્ડ નીચે કામ કરે છે. આપણા ઇલાકામાં ઇ. સ. ૧૯૨૨માં ૨૭૭૯૭ ગામડાંઓ હતાં અને તે માટે ૩૮૭ પંચાયતો હતી. આ પંચાયતો અમુક ગામડાંઓનો સંયુક્ત વહિવટ કરે છે. મદ્રાસ ને સંયુક્ત પ્રાંતોમાં પંચાયતોને નાના દિવાની ને ફોજદારી વિવાદો ચૂકવવાનો પણ અધિકાર હોય છે. ઘરવેરો એ તેમના ઉત્પન્નનું ખાસ સાધન છે. આરોગ્ય, રસ્તાઓ ને દીવાબત્તીની સવડો પૂરી પાડવી, એ તેમનું કર્તવ્ય કહી શકાય.

# લશ્કર, વગેરે.

**(૧) હિંદનું લશ્કર**—દેશના રક્ષણ માટેનું લશ્કર ને તેના વહિવટ માટેનાં ખાતાંઓ, એટલાં વાનાંનો આ પ્રકરણમાં સાર આપવામાં આવશે.

**(૨) હિંદનું લશ્કર**—આપણા દેશના લશ્કરના નીચે પ્રમાણે ભાગો છેઃ-(૧) **Regulars**-કાયમ લશ્કર, જેમાં બ્રિટિશો ને હિંદીઓને રોકવામાં આવે છે (૨) સહાયક લશ્કર-**The Auxiliary Force** (૩) **The Indian Territorial Foree**-રાષ્ટ્રીય લશ્કર. (૪) **The Indian Army Reserve** ખાસ લશ્કર. (૫) **The Indian State Forces**-રજવાડાંઓનાં લશ્કરો.

**(૩) આપણું લશ્કરી બળ.** ૧૯૨૪-૨૫માં આપણું ચાલુ લશ્કરી બળ નીચે પ્રમાણે હતું.

| | બ્રિટિશ | હિંદી | કુલ |
|---|---|---|---|
| Cavalry, ઘોડેસ્વાર | ૫૦૯૯ | ૧૦,૮૭૯ | ૧૫,૯૭૮ |
| Artillery, તોપખાનું | ૧૧૩૮૨ | ૧૨૩૮૬ | ૨૩,૭૬૮ |
| Tank Corps, ટૅંક લશ્કર | ૧૦૦૪ | ૦ | ૧૦૦૪ |
| Sappers and Miners, ખોદકામ કરનારાઓ | ૨૯૭ | ૭૫૮૬ | ૭૮૮૩ |
| Indian Signal Corps, માહીતી આપનારા-સિગ્નલર્કાર | ૨૨૨૧ | ૩૧૫૨ | ૫૩૭૩ |
| Infantry, પાયદળ | ૪૬૧૦૩ | ૧૦૪,૭૧૬ | ૧૫૦૮૧૯ |
| કુલ | ૬૬૧૦૬ | ૧૩૮૭૧૯ | ૨૦૪,૮૨૫ |

**(૪) કાયમ લશ્કર—The Regular Army in India**–આ માટે આખા લશ્કરના ત્રણ ભાગ કરવામાં આવ્યા છે (૧) **Field Army,** લડાઈ માટે તૈયાર રહેતું લશ્કર (૨) **Covering Army,** સરહદ ઉપર અને દેશમાં લશ્કરની ભરતી કરવા માટે આડારૂપે આવેલું લશ્કર (૩) **Internal Security Troops,** દેશમાં સુલેહ જાળવવા રાખવામાં આવતું લશ્કર. આપણા કાયમના લશ્કરમાં બ્રિટિશ અને હિંદી એવા બે વિભાગો છે. બ્રિટિશ વિભાગની ભરતી ઇંગ્લંડમાં થાય છે અને તે ઇંગ્લંડના લશ્કરનો ભાગ ગણાય છે. ૧૪ થી ૧૬ વર્ષો માટે આ વિભાગના સિપાઈઓ અને અમલદારો હિંદમાં નોકરી કરે છે. તેમાં હિંદી સિપાઈઓ કે અમલદારો સ્વાભાવિક રીતેજ દાખલ થઈ શકે નહિ. હિંદી લશ્કરમાં **અંગ્રેજો** અમલદાર તરીકે કામ કરે છે; હિંદીઓ પણ અમલદાર તરીકે કામ કરે છે. બ્રિટિશ અને હિંદી લશ્કરોના કોઠામાં બતાવ્યા પ્રમાણે વિભાગો કરવામાં આવે છે. દરેક ઘોડેસવાર અને પાયદળની ટૂકડીઓ સાથે બંદુકો, બૅન્ડ (Band), વહિવટ કરવાવાળું ખાતું, સિગ્નલરો, વગેરે હોય છે. તોપખાનામાં, કિલ્લાઓમાં રાખવા, ઘોડેસવારો સાથે રાખવા, ખુલ્લા મેદાન ઉપર ઉપયોગ કરવા ને કાંઠા ઉપર ઉપયોગ કરવા જુદી જુદી ટૂકડીઓ રાખવામાં આવે છે. લડાઈ ચાલે ત્યારે રસ્તાઓ બાંધવા માટે, પૂલો બાંધવા માટે, પાણી, વગેરેની સગવડ કરવા માટે અને શત્રુઓને તેવાં સાધનો ન મળે તે માટે કાળજી રાખવા લશ્કરમાં Engineers, Sappers, ને Miners **ઇન્જિનિઅરો, સૅપરો ને માઇનરો** રાખવામાં આવે છે. તેમના બે વિભાગો છે: **(૧) Sappers, Miners and Pioneers (૨) Military Engineer Service.** બીજા વર્ગના અમલદારો **Royal Engineer Corps** કહેવાય છે. **સિગ્નલરો-Signallers**–ખબર આપવાનું કામ કરે છે.

હિંદી પાયદળની વ્યવસ્થા નીચે પ્રમાણે છે.

૧ સેક્શન-Section=૮થી ૧૧ પાયદળ. નાઇકની સરદારી નીચે.

પ્લાટૂન (**Platoon**)=૪ સેક્શનો. હવિલદાર ને જમાદાર કે સુબાદારની સરદારી નીચે.

કંપનિ **Company**=૪ પ્લાટૂનો. બ્રિટિશ કમાંડરની સરદારી નીચે.

હેડ ક્વૉર્ટર વિંગ-**Head Quarter Wing**=ઉપરના તમામ વિભાગો ને સિગ્નલરો, સૅપરો, ને બૅંડ સાથે.

ત્રણ કે ચાર કંપનિની ટૂકડી બટેલિઅન-**Batallion**-કહેવાય છે. તેમાં આખી ટૂકડીના વહિવટ કરનારાઓ પણ આવી જાય છે.

બખ્તર વિના કે બખ્તર સહિત મોટી મોટરો મારફત લડાઈ કરવાનું એક ખાસ ખાતું ખોલવામાં આવ્યું છે તે **Royal Tank Corps** કહેવાય છે. બ્રિટિશ ને હિંદી વિભાગો માટે નોખાં નોખાં તબીબી ખાતાં પણ લશ્કરમાં રાખવામાં આવ્યાં છે. લશ્કરની દવા કરવી, રોગો અટકાવવા, ખોરાકનું ધ્યાન રાખવું, એ આ ખાતાંનાં માણસોની મુખ્ય ફરજો કહી શકાય. તે ખાતાંમાં **Royal Army Medcial Corps**ના માણસો બ્રિટિશ લશ્કરમાંથી અહીં આવે છે; **Indian Medical Service**ના અમલદારોમાં હિંદીઓ પણ હોય છે અને તેમાંથી કેટલાએકો મુલ્કી વિભાગમાં સિવિલ સર્જનોના હોદ્દા ભોગવે છે. આ લોકો હિંદી લશ્કરમાં કામ કરે છે. **Indian Medical Department**ના સર્જનો અંગ્રેજ કે દેશી ખ્રિસ્તી **Anglo-Indion** હોય છે અને તેઓ બ્રિટિશ વિભાગમાં નોકરી કરે છે. બંને વિભાગો માટે જુદાં દવાખાનાંઓ હોય છે. લશ્કરમાં વાહનો, બળતણ, ઘાસ, જનાવરો, ખોરાકી, વગેરે પૂગાડનાર ખાતાં **Indian Army Service Corps** અને **Mechanical Transport Service** કહેવાય છે. આ ચીજો કૉન્ટ્રૅક્ટથી પૂરી પાડવામાં આવે છે. દારૂગોળો આપનાર ખાતું **Ordnance Service** કહેવાય છે. લશ્કરનાં જનાવરોની ખરીદી કરવા માટે અને તે જનાવરોની તબીબી સંભાળ રાખવા માટે જે ખાતાંઓ લશ્કર સાથે જોડવામાં આવ્યાં છે તે **Remount and Veterinary Service** કહેવાય છે.

**લશ્કરની વહેંચણી**—આખા લશ્કરનો ઉપરી સેનાપતિ **Commander-in-Chief** હોય છે. તેની નીચે લશ્કરના પાંચ વિભાગોના પાંચ અમલદારો **General Officers Commanding-in-**

**chief** હોય છે:- (૧) ઉત્તર માટે. (૨) પશ્ચિમ માટે. (૩) પૂર્વ માટે. (૪) દક્ષિણ માટે ને (૫) બ્રહ્મદેશ માટે. છેલ્લો હોદ્દો નાનો છે તેથી તે અમલદાર નીચે નાના અમલદારો નથી નીમાતા. વિભાગના અમલદારો **General Officers Commanding** કહેવાય છે. તેની વ્હેંચણી નીચે પ્રમાણે છે. ઉત્તર વિભાગમાં (૧) પેશાવર, (૨) કોહાટ, (૩) રાવળપિંડી ને (૪) લાહોરના જિલ્લાઓ માટે; પશ્ચિમ વિભાગમાં (૧) વઝીરીસ્તાન, (૨) બલુચીસ્તાન ને (૩) સિંધ–રજપુતસ્તાન માટે. પૂર્વ વિભાગમાં (૧) સંયુક્ત પ્રાંતો (૨) દિલ્હી (૩) અલ્લાહાબાદ ને બંગાળા તથા આસામ માટે. દક્ષિણ વિભાગમાં (૧) મધ્ય પ્રાંતો, (૨) પૂના (૩) મુંબઈ (૪) મદ્રાસ માટે. ખાસ લશ્કરનો ભરાવો પશ્ચિમમાં છે તે તુરતજ જણાઈ આવશે.

(૫) **લશ્કરનો વહિવટ**—કાયદા પ્રમાણે ગવ્હર્નર ઝનરલ લશ્કરના સામાન્ય વહિવટ માટે જવાબદાર છે. સેનાપતિ તેને મદદ કરે છે. તે વડી કાઉંસિલનો અ-સાધારણ સભ્ય છે તે આપણે જોઈ ગયા છીએ. હિંદી સેક્રેટરિને લશ્કરી સલાહ આપવા માટે પણ તેને એક અનુભવી લશ્કરી અમલદારની મદદ આપવામાં આવે છે. તે સેક્રેટરિ તરીકે કામ કરે છે. ઇન્ડિઆ કાઉંસિલમાં પણ એક લશ્કરી અમલદાર હોય છે. સેનાપતિને આટલા મોટા અમલદારો મદદ આપે છે:–(૧) **The Chief of the General Staff** (૨) **The Adjutant General in India** (૩) **Quarter Master General.** (૪) **Military Secretary** (૫) **Director General of Ordnance.** (૬) **Engineer–in–Chief** (૭) **Director of Medical Services**. વડી સરકારના લશ્કરી ખાતા–**Army Department**-માં એક મુલ્કી અમલદાર સેક્રેટરિ તરીકે કામ કરે છે. એક લશ્કરી કમિટિ-**Military Council** લશ્કરી બાબતમાં સેનાપતિને યોગ્ય સલાહ આપે છે. દરેક વિભાગમાં ને પેટા વિભાગમાં ઉપર બતાવેલા પહેલા ત્રણ અધિકારીઓ પણ હોય છે. (૧) **General Staff**-ઝનરલ સ્ટાફના અમલદારો લશ્કરનો સામાન્ય વહિવટ કરે છે. (૨)

**Adjutant** એડ્જ્યુટન્ટ વિભાગ લશ્કરના આંતરિક વહિવટ માટે જવાબદાર રહે છે. (૩) **Quarter Master**-ક્વૉર્ટર માસ્ટરનું ખાતું લશ્કરની ખાધાખોરાકી, વગેરે વિષે જવાબદાર રહે છે.

(૬) **Indian Army Reserve-રિઝર્વ લશ્કર**—લશ્કરમાંથી જે લોકો વ્હેલું વષાંસન લે તેઓને અમુક શરતે લશ્કરમાં નોકરી ઉપર બોલાવી શકાય. આ લોકો Reserve લશ્કર તરીકે ઓળખાય છે.

(૭) **Indian Auxiliary Force. સહાયક લશ્કર**—આ લશ્કરમાં માત્ર યૂરોપિઅન બ્રિટિશ રૈયત દાખલ થઈ શકે છે. તેનો વહિવટ સ્થાનિક લશ્કરી અમલદારો કરે છે. આ લશ્કરને દેશાવર ખાતે મોકલી શકાતું નથી.

(૮) **Indian Territorial Force. રાષ્ટ્રીય લશ્કર**—હિંદીઓ પોતાની ઇચ્છાથી કાયમ લશ્કરની બહાર પણ લશ્કરી કવાયત લઈ શકે તે માટે પ્રાંતોમાં ને યુનિવ્હર્સિટિઓમાં કેટલાક લોકો તાલીમ લે છે અને તેઓ Territorials કહેવાય છે. અત્યારે તેમાં ૨૦,૦૦૦ આદમીઓ છે. તેઓને દેશાવર નોકરી ઉપર મોકલવામાં આવે ખરા.

(૯) **યુનિવ્હર્સિટિ કોર**—મુંબઈ, કલકત્તા, અલ્લાહાબાદ, લાહોર, મદ્રાસ, રંગૂન, પટના ને દિલ્હીનાં વિદ્યાપીઠોમાં લશ્કરી તાલીમ લેનારાં વિદ્યાર્થીમંડળો યુનિવ્હર્સિટિ કોર કહેવાય છે. તે Territorialsનો એક વિભાગ કહી શકાય. આ લોકો લશ્કરી નોકરી ઉપર ઇચ્છાવિરુદ્ધ જવા બંધાતા નથી.

(૧૦) **રજવાડાંઓનાં લશ્કરો-Indian State Forces**—પહેલાં આ લશ્કરો **Imperial Service Troops** કહેવાતાં. દેશનાં જુદાં જુદાં રજવાડાંઓ પોતાને ખર્ચે ને પોતાની જવાબદારી ઉપર આ લશ્કરો નીભાવે છે અને તેમને બ્રિટિશ અમલદારો તાલીમ આપે છે. આ લશ્કરની સંખ્યા અત્યારે ૨૭,૦૩૦, જેટલી છે.

(૧૧) **કમિશનો**—આપણા લશ્કરમાં બે જાતના અમલદારો હોય છે. (૧) રાજાનું કમિશન Kings' Commission ધરનારાઓ (૨) વાઇસિરૉયનું કમિશન ધરનારાઓ. પહેલો હોદ્દો Sandhurst સૅન્ડર્સ્ટની

રૉયલ Royal મિલિટરિ કૉલેજના લોકોને અને બ્રિટિશ વિભાગના અમલદારોને આપવામાં આવે છે. બીજો હોદ્દો દરેક હિંદી સિપાઇને ક્રમવાર મળી શકે છે. લશ્કરની ખરી તાલીમ ને જવાબદારીનો ખ્યાલ પ્હેલા વર્ગના અમલદારોનેજ મળી શકે છે. તેથી થોડાં વર્ષ અગાઉ લાયક હિંદીઓને પહેલો હોદ્દો આપવો એમ ઠર્યું છે પણ તે મેળવતાં ઘણી મુશ્કેલીઓ પડે છે, કારણ કે ઈંગ્લંડ જઈ સૅંડર્સ્ટમાં હિંદીઓ તાલીમ લઈ શકે નહિ: હિંદી સિપાઈઓ કેળવણીમાં ઘણાજ પછાત હોય છે; વળી કમિશન મેળવવાને અમલદાર અમુક જગ્યા ઉપર તો રહેલો હોવો જોઈએ. પણ દરેક હિંદી અમલદાર લેફ્ટનન્ટ કર્નલ ક્યાંથી થઈ શકયો હોય ? તેથી હવે સૅંડર્સ્ટ મુકામે તાલીમ પામેલા દસ હિંદીઓને આ હોદ્દો આપવો એમ ઠર્યું છે. તેઓ આવતાં વારજ પહેલી જાતનાં કમિશનો મેળવશે. આ સંખ્યા પૂરતી ન હોવાથી અત્યારે એવીજ કૉલેજ અહીં ખોલવાની હીલચાલ ચાલે છે.

(૧૨) **ડેહરાદૂનની પ્રિન્સ ઑવ્ વેલ્સ રૉયલ મિલિટરિ કૉલેજ**—યોગ્ય સંખ્યામાં આપણા યુવકો લશ્કરી તાલીમ લઈ શકે તે માટે ઇ. સ. ૧૯૨૨થી ડેહરાદૂન મુકામે આ સંસ્થા ખોલવામાં આવી છે. તેમાં કુલ ૭૦ વિદ્યાર્થીઓ પ્રાથમિક તાલીમ લે છે.

(૧૩) **તદ્દન હિંદી અમલદારોવાળી આઠ ટૂકડીઓ**-હિંદીઓ લશ્કરમાં મોટા અધિકારીઓ થઈ શકતા નથી તે માટે સરકાર જવાબદાર છે એ આરોપથી મુક્ત થવા માટે સરકારે ઇ. સ. ૧૯૨૩ની સાલથી ઘોડેસવારની બે, પાયદળની પાંચ અને Pioneer પાયોનિઅર બટેલિઅનની એક, એમ કુલ આઠ ટૂકડીઓમાં તમામ અમલદારો હિંદીજ રહે એવી ગોઠવણ કરી છે. આ યોજના એટલી બધી સંતોષકારક નથી, કારણ કે એ હિસાબે હિંદના તમામ લશ્કરને રાષ્ટ્રીય થતાં ઘણાં વર્ષો લાગે

(૧૪) **હવાઈ લશ્કર**—આ લશ્કર સેનાપતિને તાબે છે. તેનો અધિકારી વાઇશ માર્શલ કહેવાય છે. પેશાવર, રિસલપુર અને કવેટા મુકામે અક્કેક હવાઈ કાફલો–**Wing**–રાખવામાં આવે છે. તેનો અધિકારી **Wing Commander** કહેવાય છે. આ લશ્કરમાં અત્યારે

છ સ્કૉવૅાડ્નો Squadrons છે. હવાઈ લશ્કર માટે સ્ટોર, દારુખાનું, તબીબી મદદ, વગેરે માટે સવડ પણ કરવામાં આવી છે. આખા ખાતામાં ૨૧૮ અમલદારો (બ્રિટિશ), ૧૭૫૭ અંગ્રેજો અને ૧૩૮ હિંદીઓ છે.

(૧૫) **ખુશ્કી રક્ષણ**—દરિયાવાટે હિંદનો બચાવ બ્રિટિશ ખુશ્કી સૈન્ય **East Indian Squadron** કરે છે. તે માટે આપણે ૧ લાખ પૌંડ રોકડ રકમ ઈંગ્લંડને આપીએ છીએ. વેપારનું રક્ષણ કરવા, ચાંચીઆઓને દાબવા, બંદરોનું રક્ષણ કરવા ને લશ્કર તથા માલ લઈ જવા માટે આપણે Royal Indian Marine આપણે ખર્ચે નીભાવીએ છીએ. આપણા મુત્સદ્દીઓ એક જુદું ખુશ્કી લશ્કર તૈયાર કરવાની હીમાયત કરે છે. એક સ્વતંત્ર હિંદી દરિયાઈ કાફલો નીભાવવા માટે બ્રિટિશ પાર્લમેંટે હમણાંજ કાયદો ઘડ્યો છે.

## રજવાડાંઓ.

(૧) **રજવાડાંઓ**—હિંદના લગભગ ⅓ ભાગમાં રજવાડાંઓ રાજ્ય કરે છે. તેમાંના ઘણાંખરાં **બ્રિટિશ** રાજ્ય **અગાઉ** પણ હતાં, જેમકે રજપુત રાજ્યો, વડોદરા, વગેરે. કેટલાંએક ઘણા **જુના વખતથી** દેશમાં રાજ્ય કરે છે, જેમકે ઉદેપુર, જોધપુર, વગેરે. કેટલાંકોને **બ્રિટિશ સરકારે** પોતેજ **ઉભાં કર્યાં** છે, જેમકે કાશ્મીર, મ્હૈસુર. આ રાજ્યોનાં **વિસ્તાર** અને **દરજ્જો** ભિન્નભિન્ન છે. નિઝામ સરકાર, કાશ્મીર, મ્હૈસુર અને વડોદરા એ પ્રથમ કોટિનાં રજવાડાંઓ છે. બીજાં રજવાડાંઓનો દરજ્જો ખાસ નિર્ણિત કરવામાં આવ્યો નથી.

(૨) **પરસ્પર સંબંધ**—બ્રિટિશ સરકાર અને રજવાડાંઓ વચ્ચે અમુક જાતનો સંબંધ પરંપરાથી અને સંધિપત્રોથી નિર્ણિત કરવામાં આવ્યો છે. દરેક રજવાડામાં બ્રિટિશ સરકારની સાર્વભૌમ સત્તાનો સ્વીકાર કરવામાં આવે છે; સાર્વભૌમ સત્તાની દરમ્યાનગીરી સિવાય રજવાડાંઓ પર રાજ્ય સાથે સંબંધ રાખી શકતાં નથી, પરદેશીઓને નોકરીમાં પણ રાખી શકતાં નથી ને તેમને વેપારના હક્કો પણ આપી શકતાં નથી. તેમની રૈયત પરદેશમાં બ્રિટિશ રૈયત ગણાય છે. તેઓ અમુક પ્રમાણમાંજ લશ્કર રાખી શકે છે. તેઓ લડાઈને વખતે સાર્વભૌમ સત્તાને બનતી મદદ

આપવા બંધાએલાં છે. રેલ્વે, વગેરે ઉપર પણ ન્યાયના વિષયોમાં સાર્વભૌમ સત્તાનો સ્વીકાર કેટલાકને કરવો પડે છે. કેટલાંક રજવાડાંઓ અત્યારે સરકારની સૂચના અનુસાર લશ્કરો રાખે છે. ઘણાં રજવાડાંઓને બ્રિટિશ ઓલાદની રૈયતો ઉપર કામ ચલાવવાનો કશો અધિકાર નથી.

**સાર્વભૌમ સત્તાની જવાબદારીઓ**—બ્રિટિશ સરકાર દરેક રજવાડાંને આંતરિક બખેડાથી બચાવવા જવાબદારી ધરાવે છે. રાજાની સગીર વયમાં ને રાજા મૂર્ખ કે નાલાયક અથવા જુલમી હોય તો સરકાર દરમ્યાન થઈ શકે છે. પર રાજ્યના હુમલાથી રાજ્યનું રક્ષણ કરવા પણ બ્રિટિશ સરકાર બંધાએલી છે. રાજાના મરણ પછી ગાદીની વ્યવસ્થા પણ સરકારજ કરે છે.

(૩) **રેઝિડેન્ટ, એજન્ટ, વગેરે**—કેટલાંક રાજ્યોમાં બ્રિટિશ સરકાર પોતાના પ્રતિનિધિને રાખે છે, જેમકે ઇંદોર, મ્હૈસુર, કોલ્હાપુર, વડોદરા, વગેરે. તે અમલદાર **Resident**–કહેવાય છે. કેટલેક સ્થળે કેટલાંએક રજવાડાંઓને ભેગાં કરી સરકાર એક એજન્ટ–**Agent**–રાખે છે, જેમ કે રજપુતસ્તાન ને મધ્ય હિંદ માટે અજમેરમાં ને પશ્ચિમ હિંદ–જેમાં કાઠિઆવાડ, પાલણપુર ને કચ્છનો સમાવેશ થાય છે–માટે રાજકોટમાં. આ એજન્ટો નીચે **પોલિટિકલ એજન્ટો Political Agents**–હોય છે, જેમકે વઢવાણ ને જેતલસર મુકામે. આ અમલદારો વડી સરકારના તાબામાં રહે છે. પ્રાંતિ. સરકારો હસ્તક પણ કેટલાંક રજવાડાંઓ હોય છે, જેમકે કોલ્હાપુર (કે જ્યાં રેઝિડેન્ટ રહે છે), ધરમપુર, વાંસદા, વગેરે.

(૪) **મુંબઈ ઈલાકાનાં રજવાડાંઓ**—આપણા પ્રાંતમાં કાઠિઆવાડ, પાલણપુર ને કચ્છનાં રજવાડાંઓ વડી સરકારના તાબામાં હજુ હમણાંજ ગયાં. તે નવી એજન્સિ પશ્ચિમ હિંદનાં રજવાડાંઓની એજંસિ **Western India States Agency** કહેવાય છે ને તેમાં ૧૮૭ નાનાં મોટાં રાજ્યો આવી જાય છે. કાઠિઆવાડમાં અગાઉ સાત વર્ગનાં રજવાડાંઓ હતાં અને પહેલા બે વર્ગ સિવાયનાં રજવાડાંઓની દિવાની

ફોજદારી સત્તાઓ મર્યાદિત હતી. હવે જેમને તોપનું માન મળતું હોય અને જેમને તોપનું માન ન મળતું હોય એવા આ રાજ્યોના બે ભાગો કરી નાખવામાં આવ્યા છે–salute states ને non–salute states. મહીકાંઠા એજંસિ (ઇડર ને દાંતા મુખ્યત્વે), રેવાકાંઠા એજંસિ, (મુખ્ય, રાજપીપલા–નાંદોદ, છોટાઉદેપુર, લુણાવડા, બાલાસિનોર, સંત,) સુરત એજંસિ (મુખ્ય, ધરમપુર, વાંસદા, સચીન, વગેરે) એટલાં ગુજ-રાતનાં રજવાડાંઓ મુંબઇ સરકાર નીચે છે. વડોદરા સીધું વડી સરકાર નીચે છે. દક્ષિણમાં, જૌહર, જંજિરા, સાવંતવાડી, ઔંધ, ભોર, અક્ક-લકોટ, કોલ્હાપુર, મુધોલ, સાંગલી, જમખંડી, મિરજ, સાવનુર, ને સિંધમાં ખૈરપુર, એ સંસ્થાનો મુંબઈ સરકાર નીચે છે.

(૫) **નરેંદ્રમંડળ**—આ સંસ્થા સંબંધી ઇતિહાસના પુસ્તકમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તે Chamber of Princes કહેવાય છે.

(૬) **રજવાડાંઓ ને રાષ્ટ્રીય ભાવના**—રજવાડાંઓના પોતાના કલ્યાણ માટે તેમણે હિંદની રાષ્ટ્રીય ભાવનાનો વધારે સત્કાર કરવો જોઈએ. બ્રિટિશ હિંદના મુત્સદ્દીઓએ પણ તેમની અગત્ય સ્વીકારી તેમને અભયવચન આપવું જોઈએ. એવા સહકારમાંજ બંનેને લાભ છે.

(૭) **બટ્લર કમિટિ**—સાર્વભૌમ સત્તા ને રજવાડાંઓ વચ્ચે રાજ-કીય ને નાણાના વિષયો પરત્વે કેવો સંબંધ હોવો જોઇએ તે માટે હાલ બટ્લર–Butler–કમિટિ નીમાઈ છે.



## ઉપસંહાર

ઉપરનાં પૃષ્ઠોમાં આપણે આપણો સેંકડો વર્ષોનો ઇતિહાસ સંક્ષેપમાં જોઈ ગયા. ઇ. સ. ૧૯૨૧થી આપણે આપણો વર્તમાન ઇતિહાસ પણ તપાસ્યો. ઉપરાંત આપણે આપણી રાજ્યવ્યવસ્થા જોઈ. પણ હવે પછી શું? સ્વરાજ્ય સિદ્ધ કરવામાં આપણને જે મુશ્કેલીઓ નડવાની છે તે જાણ્યા સિવાય સ્વરાજ્યની પ્રાપ્તિ આપણે કરી શકીએ નહિ. પ્રથમ આપણી રાષ્ટ્રીય ભાવના સતેજ રાખવા માટે આપણે આપણી રાજકીય સંસ્થાઓને એવી રીતે ઘડવી જોઈએ કે જેથી જુદા જુદા પ્રાંતો કે જાતિઓ કે ધર્મોના અસ્તિત્વથી આપણે આગળની માફક છૂટા પડી ન જઈએ. બીજું, આપણા રાષ્ટ્રીય રાજ્યતંત્રમાં રજવાડાંઓને ગોઠવી દેવા માટે આપણે પૂરો વિચાર કરવાની જરૂર છે. ત્રીજું, બ્રિટિશ રાજ્યતંત્રમાં ગોઠવાએલી અમલદારશાહીથી આપણને જે ફાયદાઓ થયા છે તે ધ્યાનમાં લઈ તેના બંધારણમાં યોગ્ય ફેરફારો કરી આપણી રાષ્ટ્રીય ભાવનાને કોઈ રીતે ઉણપ ન આવે તેવી રીતે એને આપણા કારભારમાં ઘટાવી દેવાની જરૂર છે. ચોથું, સ્વરાજ્ય પ્રાપ્ત ક્યારે થાય કે જ્યારે આપણે પરચક્રના ભયથી આપણો બચાવ કરી શકીએ. દરેક દેશની લશ્કરી વ્યવસ્થા શાસ્ત્રીય થતી જાય છે; આપણે પણ તેજ દિશામાં પ્રયાસ કરવો જોઇએ. પાંચમું, હજુ આપણી રાષ્ટ્રીય ભાવના બાળકભાવે છે; જ્ઞાતિ ને ધર્મના દબાણમાં તે ભાવના એકદમ ઉડી જાય છે. એ વિઘ્ન નાનુંસુનું નથી. તેને જેમ બને તેમ આપણા રાષ્ટ્રીય જીવનથી છૂટું કરી નાંખવું જોઇએ. છેલ્લું, જગતની પ્રજાઓ દરેક ક્ષેત્રમાં વિકાસ પામતી જાય છે. આપણું હિંદીત્વ આપણે જાળવી રાખવું જોઇએ પણ તે સાથેજ જગતના વિકાસમાં પણ આપણે યોગ્ય હિસ્સો આપવો જોઈએ. આપણા સમસ્ત ઇતિહાસના મહાસાગરમાં જગતના ઇતિહાસની જૂદી જૂદી નદીઓનાં પાણી સમાઈ ગયાં છે. તો પછી ભવિષ્ય માટે આપણે નિરાશ ને એકલસૂરા નહિ થતાં જગતની તમામ સારી સંસ્કૃતિનો પણ આપણે ઉપયોગ કરવો જોઇએ. ત્યારેજ આપણું જીવન ઉજ્જ્વળ થશે અને આપણા પ્રાચીન પૂર્વજોની જેમ આપણે પણ

બલવાન્, વૈભવવાન્ અને ચારિત્રવાન્ થઈ શકશું.

આ પુસ્તકના આરંભમાંજ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે આપણો પૂર્વ વૃત્તાંત ઇતિહાસકારે એવી રીતે કથારૂપે કહેવો જોઈએ કે જેથી ધર્મ, અર્થ, કામ ને મોક્ષ, એટલે કર્તવ્ય, દ્રવ્ય, મનોરથ અને સ્વતંત્રતા, એ ચારેય વસ્તુઓની સિદ્ધિ થઈ શકે.* વાચકને આ વૃત્તાંત વાચી તે વિષેનો જેટલે અંશે ખ્યાલ આવ્યો હશે તેટલે અંશે લેખકનો પ્રયાસ ફળીભૂત થયો છે એમ માનવામાં આવશે.



* धर्मार्थकाममोक्षाणामुपदेशसमन्वितम् ।
पूर्ववृत्तं कथायुक्तमितिहासं प्रचक्षते ॥

